Registered No. B.810.

THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૪ મુ. VOL. IXV. JANUARY 1922. No. 7 જાન્યુઆરી ૧૯૨૨ અંક ૭ મો.

## અનુક્રમણિકા.



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી

આ માસિકનું લવાજમ મુંબઈના ગ્રાહકોને માટે વાર્ષિક રૂ. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂ ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધા રાખવામા આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ વી-પી. પોસ્ટથી ૦-૮-૦ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી.

માસિકમા જે જાહેર ખબરો છે તેમા કંઈ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાખવી હોય, તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઈએ, નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને બારમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઈની ફરીઆદ ખરી હોય તો પણ તે માટે ઈલાજ કરવો અશક્ય થઈ પડે છે.

કીંગડમની હાલની જગાત નીતિ મારફત પસંદગી આપવાની શકયતા ઉપર તેણે વિચાર કરવો. (જનરલ બોથાએ આ ઠરાવને ટેકો આપ્યો નહિ અને વડી સરકારના પ્રતિનિધિઓ જુદા પડયા.)

એક ઠરાવદ્વારા બ્રીટનમાં બનેલા માલને તેમજ બ્રીટનનાં વહાણોને ઉત્તેજન આપવા માટે સંસ્થાનોમાં પ્રયાસ કરવાનો આગ્રહ કરવામાં આવ્યો હતો. કાંઠા ઉપરના વેપારને લગતા હકો અને શીપીંગને લગતા કાયદાઓ સંબંધમાં બીજો એક ઠરાવ સંસ્થાનોએ માન્ય રાખ્યો હતો (બ્રીટનના પ્રતિનિધિઓ વિરૂદ્ધ પડયા હતા.)

બીજા કેટલાક ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા જેમાં એક ઠરાવ દ્વારા સંસ્થાનોના અરસપરસ તેમજ યુનાઇટેડ કીંગડમ સાથે પસંદગીના ધોરણ ઉપર જગાતને લગતી ગોઠવણ કરવાના હક બાબે કાંઇપણ શંકા હોય તે દૂર કરવાની માગણી કરવામાં આવી હતી.

ઓસ્ટ્રેલીયાએ પસંદગીનું ધોરણ અખત્યાર કર્યું.

(અપૂર્ણ.)

---

# હિન્દ વિશ્વના રાષ્ટ્રો સાથે વ્યાપાર ખેડે, છતાં નિર્ધન શામાટે !! શક્ય શું છે ?


લેખકઃ-

ગુલાબચંદ મૂળચંદ બાવિશી, હેડમાસ્તર, ધી શીયા ઇ. ઇ. આગાખાન અંગ્રેજી સ્કુલ, દારિસલામ. આફ્રિકા.


વ્યાપાર ખેડવો જેટલો દુષ્કર છે, તેટલોજ દુષ્કર, વ્યાપારની ઉન્નતિનો અને ચઢતી કળાનો વિચાર કરી, તેમાં ઝંપલાવવા પહેલા, તે વિષયનો અભ્યાસ કરવો તે છે. હિન્દુસ્થાન ધર્મ અને દયાનું સ્થાન છે, પરન્તુ વાણિજ્યનું કાંઇ કમતી સ્થાન નથી ! હિન્દુસ્થાનનું ધર્મબળ અને નીતિ બળ, આખી દુનિયાને હંફાવે તેવું છે, પરન્તુ વ્યાપાર બળ તેવું હોય તેમ જણાતું નથી. આનું મુખ્યતયા કારણ વ્યાપાર સમ્બન્ધી અજ્ઞાનતા છે. આ અજ્ઞાનતા દૂર કરવા માટે ગામોગામ વ્યાપારી મંડળોની આવશ્યકતા છે, કે જે દ્વારા, વ્યાપારને લગતું શિક્ષણ મળી શકે.

હિન્દુસ્થાનનું ખરૂં દૈવત, જ્યારે દરીયાપારની પ્રજાને રાષ્ટ્રીય અને વાણિજ્ય દૃષ્ટિયે કળાયું, ત્યારેજ તે પ્રજા, હિન્દને ફોલી ખાવા હિન્દમાં પેઢીયો નાખવા મંડી ગઇ, અને ફોલી ખાવા માંડયું. હિન્દુસ્થાન સારૂં ફોલાયું. સૈકાઓ થયા કોઇ વીરનર હિન્દુસ્થાનમાં જાગ્યો ન કે જેણે, સમગ્ર રાષ્ટ્રને ઉથલ પાથલ કરી નાખવાની શકિત હોય તેવા મહાન મગજને બે ઘમણે દાપ ટેકવો વિચાર વમળમાં ઝોકવી દીધું હોય ! ! હમણા એક જ્વલંત આ સાક્ષાત તેવું બતાવી રહેલ છે. આમીન ! !

પશ્ચિમના વૈઢી અને શીતળ ઠંડા પવનની લહેરીઓએ, ભારતવર્ષમાં પ્ર કર્યો, કે તરતજ ભારતવર્ષ તે લહેરીમાં ગરકાવ થતું ગયું. મોજ શોખ, વૈભવ ક વધારવા માટે, ઇતર દેશની પ્રજાએ, અસંખ્ય વસ્તુઓ પોસાતી હિન્દુસ્થાનના વેપારીઓ હ

કેટલાક શોખના ડીઝાઇન ગમશે કે ?

મોકલાવી-ભાવિ ભુલાવે છે-તેમ આપણા કમનશીબે આપણે પણ, તે વસ્તુઓને વધાવતા ગયા-આથી આપણે, બ્રહ્મચર્યહીન, કમ શક્તિવાળા, ગુલામી જીવનની ભાવનાઓવાળા,-ડરપોક-ભીરૂ અને છીછરા બની ગયા,-તેનો લાભ તેવી પ્રજાઓએ વ્યાપારી રાજકીય દ્રષ્ટિએ લેવાયો તેટલો લીધો. જ્યારે આવી સ્થિતિ જન્મ પામી ત્યારે વ્યવહારમાં ભેળું ચાલ્યું નહીં-અને કાચું સોનું સગે હાથે ફેંકીજ દીધું. આમાં કાંઇ કુદ્રતનો હેતુ તો હોવોજ જોઇએ. છેલ્લા ૩૬૦ દિવસમાં, વિશ્વના મહાન ગુરૂ-ના નેક પ્રતાપે, બાજી પલટી છે; આપણે તાકાતદાર થતા જઇએ છીયે, અને હિન્દી રાષ્ટ્ર સંઘને મઝબૂત કરતા જઇએ છીએ અને આપણો હરણ થઇ ગયેલો વ્યાપાર કોઇ સારા કર્મયોગીદ્વારા, પાછો લાવવા મથીજ રહ્યા છીયે. આમાં પણ કુદ્રતનો તો પવિત્ર હસ્ત હોવોજ જોઇએ ને !!

જેટલી પરદેશની પેઢીયો હિન્દુસ્તાનમાં છે, તેટલી હિન્દીઓની ઇતર દેશમાં નથી. આ એક આપણા ઉપર વ્યાપારી કલંક કહેવાય ! જેટલા હકથી વિદેશી હિંદમા પેઢી નાખે, તેટલાજ હકથી હિન્દીયે વિદેશમાં પેઢી નાખવી જોઇએ. આમાં કોઇ રાષ્ટ્ર ભિન્નતા દર્શાવે તો, રાષ્ટ્રની રાષ્ટ્રીય નબળાઇ કહેવાય. પોતાના રાષ્ટ્રનો હુન્નર, કોઇ પ્રજાને શીખવવામાં ન આવે તો, રાષ્ટ્રની એક પ્રકારની સ્વાર્થાન્ધતા-ટુંક દ્રષ્ટિ કહેવાય. હિન્દુસ્તાનનું જેટલે અંશે ધાર્મિક અને નૈતિક બળ કમી થતું ગયું, તેમ વ્યાપારી બળને ફટકો લાગતો ગયો. દ્વિબળને આધારે પેલું બળ જીવી શકે. હિન્દુ ભાઇઓ આ સેવકને દરગુજર કરશો પરન્તુ-ધર્મના સક્રીય કામો જો કોઇ કોમ કરતી હોય તો તે એકજ મુસલમીન કોમ છે-કે જેના હૃદયથી હિન્દુ હૃદય-અન્યો-અન્ય ઐક્યની ગ્રંથીમાં જોડાવા માગે છે અને જે જોડાણથી હિન્દુસ્થાન અવશ્યમેવ "સ્વરાજ્ય" ટુંક મુદતમાંજ સ્થાપન કરી શકશેજ અસ્તુ.

વ્યાપારી બે પ્રકારના છે. પરચુરણીયા અને જથ્થાબંધ વેચનારા. અજ્ઞાની અને કેળવાયેલા; વિદેશી ચીજોનો વ્યાપાર કરનારા. આવા વ્યાપારીઓદ્વારા, વ્યાપારના માર્ગોથી અઢળક ધન, હિન્દ ગુમાવી બેઠું, હવે તે સહન થઇ શકે તેમ નથી. હિન્દ પોતાનો વેપારી તરીકેનો મશહુર મોભો, સાચવી રાખવા, યત્નો કરવામાં કાંઇ પાછુ હઠે તેવું નથી ! આ બધુયે ટુંક વખતમાં હિન્દુસ્થાન શીખ્યું છે હિન્દુસ્થાનમાં ઉત્પન્ન થતી દરેક વસ્તુ હિન્દીનીજ છે, અને તેમાં કોઇ બીજાનો લેશ માત્ર પણ હક્ક નથી, આવા સ્વતંત્રતાના પાઠો જ્યારે આપણે શીખીશું, ત્યારે કોઇની તાકાત નથી કે, હિન્દની ધુળને પણ ઘસડી લઇ જઇ શકે. હવે વ્યાપાર તો-ખેડવો પણ નિર્ધનતા નષ્ટ પામે, તે માટે શકય શું છે? જીવનની જરૂરીયાતો એકદમ ઘટાડી-નાંખવી. વેપારમાં મુદલ અસત્ય ન બોલવું. દુકાન ઉઘાડી રહી ગઇ હોય છતાં, એક સળી પણ કોઇને ચોરવાનું મન ન થઇ આવે તેવું વાતાવરણ મંડળોદ્વારા ઉત્પન્ન કરવુ. સ્વદેશી વસ્તુઓનો અને ખાદીનો વેપાર શરૂ કરી દેવો. ખાદીની શોભા અને ખાદીનો મહિમા-વિશ્વની ઇતર રાષ્ટ્રીય પ્રજાને—વેપારદ્વારા સમજાવવામાં આવે તો યુરોપીયન ભાઇઓ પણ ખાદી પહેરતા થઇ જાય. ધર્મમાં સારૂં ધ્યાન આપવું ધર્મબળ ઉપર દરેક આબાદીનો આધાર છે. ન્યાય પરાયણ થઇ—સ્વદેશ માટે અભિમાન ધરવી, વેપારને ખીલવવા કોશિષ કર્યા કરવી. આવી સક્રીય જિજ્ઞાસુ કોશિષની શકયતાથી નિર્ધનતાનો દુઃખી પ્રશ્ન ક્રમે ક્રમે ભુસાઇ જશે અને ઘણા રાષ્ટ્રો હિન્દની શાખાઓ બની રહે.

તા. ૨૩-૧૦-૨૧

# વીમા કંપનીઓ અને સ્વદેશી.

રા. સેવાધર્મી.

અત્યારે દેશીઓ એક રાજકીય કારણોને લીધે "આર્થિક બહિષ્કાર" અથવા તો બ્રિટીશ વેપારનો બહિષ્કાર કરવાની તરફેણ કરે છે. તેમજ દેશનો બીજો મોટો ભાગ દેશના આર્થિક ઉદ્ધાર માટે સ્વદેશી ઉદ્યોગોને ઉત્તેજન આપવાની હિમાયત કરે છે, અને પરદેશી કરતાં સ્વદેશી માલ ઓછો સુંદર તથા સ્હેજ વધારે કિંમતી હોય તો પણ સ્વદેશીજ પસંદ કરવો એમ કહે છે.

આવે પ્રસંગે વિલાયતથી મોંઘા ના પડે તથા તેટલાંજ ઉપયોગી હોય તેવાં સર્વ ખાતાંને દેશીભાઇઓએ સ્વાભાવિક ઉત્તેજન આપવું જોઇએ. પરંતુ ધમાધમમાં શાંતિથી વિચાર કરવાની તક મળતી નથી અને તે કારણથી આની ઘણી બાબતોનું વિસ્મરણ થઇ જાય છે. તેથી એવી એક ખાસ બાબત તરફ વેપારી ભાઇઓનું ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું.

વેપારની સાથે વીમાનો સંબંધ નિકટનો છે. અને વીમા વિના વેપારની હાલની ખીલવણી પણ થઇ હોત નહિ. દરેક દુકાનનો, ગોડાઉનનો, અને કારખાનાનો આગનો વીમો લેવામાં આવે જ છે. અને મુંબાઇનો વેપાર એટલો મોટો છે કે એંશી ઉપરાંત વીમાની ઓફીસો અત્રે કામ કરે છે. અત્યાર સુધી મોટે ભાગે કામ પરદેશી વીમા કંપનીઓના હાથમા છે. બ્રિટીશ, સંસ્થાનોની, અમેરિકાની અને અને ફ્રાંસ તથા જાપાનની વીમા કંપનીઓ અત્રે ધમધોકાર કામ ચલાવે છે અને દર વર્ષે હિંદુસ્તાનમાથી ફક્ત પ્રીમીયમ રૂપે લગભગ પાંચ કરોડ રૂપિયા પરદેશ ખાતે જાય છે. આપણા જેવા ગરીબ દેશ માટે આ રકમ નાની સુની નથી અને તેનો બચાવ કરવો આપણાજ હાથમાં છે.

સુભાગ્યે મુંબઇમાં એક ડઝન દેશી વીમા કંપનીઓ અત્યારે કામકાજ કરે છે. આ કંપનીઓ સારી કામકાજ પાડવામાં કોઇપણ જાતની અટકાયત નડે તેમ નથી. મુંબાઇમા મોટો વેપાર હિંદીઓના હાથમાં છે. આગના વીમાના દલાલો પણ હીંદીઓજ છે. તો હીંદી વીમા કંપનીઓમાં વીમો આપવા તરફ તેમનુ ધ્યાન દોરાય તો આ કંપનીઓ સહેજમાં તાજી થઇ જાય અને પરદેશ ઘસડાઇ જતું ઘણુ ધન બચી જાય. વળી દેશી વીમા કંપનીઓના શેરહોલ્ડર પણ દેશીજ છે. એટલે દેશી કંપનીઓમાં જે નફો થશે તેનું વ્યાજ પણ તે શેરહોલ્ડરોનેજ મળશે. આ ઉપરાંત વીમા કંપનીઓની બાબતમા એક બીજી હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે. દરેક વીમા કંપનીમાં રીઝર્વ ફંડ ધીમે ધીમે ઘણા મોટા થશે. વળી તેમની મૂડીમાંથી પણ સાંચાકામ જેવું કાંઇ આણવાનું નથી તથા મોટી ઇમારતો ચણવાની નથી. એટલે તે મૂડી તથા રીઝર્વ ફંડ એ સઘળુંજ નાણું અત્રેજ વ્યાજે રોકવામાં આવશે. ધીમે ધીમે આ નાણાંનો ઉપયોગ બીજા ઉદ્યોગો ખીલવવા માટે કરી શકાશે. હમણા પણ કેટલી એક કંપનીઓએ મદદનો ગીરો રાખી નાણાં ધીરેલાં છે. કેનેડામા તો બધી રેલ્વે તથા નહેરો વિમા કંપનીનાં ભરોળોમાંથી ઉભાં થયે છે. તેજ પ્રમાણે અત્રે પણ ડીબેંચરોમાં નાણાં રોકીને વીમા કંપનીઓ દેશી હુન્નરોને ઉ- જન આપી શકશે. આ સર્વ કારણો ધ્યાનમા લઇ દરેક દેશી ભાઇએ દેશી વીમા કંપન- માંજ પોતાનો સર્વ વીમો આપવાનો નિશ્ચય કરવો જોઇએ.

વીમા કંપનીઓ પસંદ કરવામાં સારી મુડીવાળી તથા સારી વ્યવસ્થા વાળી કંપનીઓ પસંદ કરવાથી વેપારીઓ પોતાનું હિત જાળવી શકશે. જેના એજંટો આબરૂદાર હો

અને ડીરેકટર સાહેબો અનુભવવાળા હોય તેવી કંપનીઓમાં વીમો આપવામાં કોઇપણ જાતનું જોખમ નથીજ.

મીલોવાળાઓના હાથમાં વીમાનું મોટું કામકાજ હોય છે. તેઓ ધારે તો દેશી વીમા કંપનીઓને ઘણું ઉત્તેજન આપી શકે તેમ છે. ઘણા મીલ માલીકો પાસે તો વીમા કંપનીની એજન્સી પણ હોય છે. તેઓ સાહેબો જો દેશી-કંપનીઓની એજન્સી લે તો દેશને ઘણો લાભ થાય. હજી સુધી તો થોડાકજ મીલ માલેકોએ દેશી કંપની તરફ સદ્ભાવ બતાવ્યો છે, પણ ઘણા ખરાઓએ હજી પોતાની ફરજ બજાવી નથી, એ બહુ શોક ઉપજાવે તેવું છે. ત્યાર પછી વીમાના દલાલો પોતે દેશી વીમા કંપનીઓને ઘણો લાભ કરી આપી શકે. તેઓ પોતાની કમાણી ઓછી કર્યા શીવાય દેશી કંપનીઓમાં કામ આપીને દેશ સેવા કરી શકે છે.

આ સાથે વીમા કંપનીઓને પણ બે બોલ કહેવા જોઇયે. તેમણે પોતાનું કામ વધારવા ઉતાવળ કરવી જોઇએ નહિ. ધીમેથી પણ મજબુત રીતે આગળ વધવા તરફ તેમણે ધ્યાન રાખવું જોઇયે. વળી જુદી જુદી દેશી કંપનીઓએ એક બીજા સાથે સરસાઇના કરતાં સહકાર કરવા તરફ વલણ રાખવી જોઇયે. હિંદની બહાર કામનો વિસ્તાર કરવામાં આ સહકાર બહુ ઉપયોગી થઇ પડશે. વળી લાયક હિંદી યુવાનોને કેળવીને જરૂર પડતાં વિલાયત યા અમેરિકા તાલીમ માટે મોકલીને તેમને વીમા કંપનીના મેનેજરોનો હોદ્દો લેવા માટે લાયક બનાવવા જોઇએ. એમ કરવાથી આપણને યોગ્ય હીંદી મેનેજરો મળી શકશે. વળી પોતાના ફાજલ નાણાં પણ તેમણે દેશોપયોગી કાર્યોમાં પોતાની પૂરતી સલામતી જોઇને રોકવા જોઇયે.

પરંતુ વીમા કંપનીઓને લોક તરફથી ટેકો મળે તોજ આ સર્વની તેમની પાસેથી આશા રાખી શકાય. માટે આપણું પ્રથમ કર્તવ્ય તો એજ છે કે આપણો સર્વ વિમો દેશી કંપનીઓમાં મૂકવો. આમાં રાજકીય બાબત ભેળવવામાં આવી નથી આમાં બહિષ્કારનો પ્રશ્ન દાખલ કરવામાં નથી આવ્યો. પણ કેવળ આર્થિક દ્રષ્ટિયેજ આ બાબતનો વિચાર કરવામાં આવ્યો છે. અને આપણે આશા રાખીશું કે બધા વેપારી ભાઇઓ આ બાબત ધ્યાનમાં લેશે.

---

## અમારી આર્થિક નોંધ.



### (૧) ઇંગ્લંડમાં નવી હિન્દી લોન.

થોડા મહિના અગાઉ ઇંગ્લંડમાં ૭ટકાના ભારે દરથી ગંજાવર રકમની હિન્દી લોન ઉભી કરવામાં આવી ત્યારે આ ચેમ્બરે તે લોનની વધારે પડતી ઉદાર-અથવા કહો કે ઉડાઉ-સરતો સામે તેમજ તે લોનમાં નાણાં રોકવાની હિન્દીઓને તક ન આપવામાં આવી તે સામે જે મજબૂત ચળવળ ચલાવી હતી તે તદ્દન નિષ્ફળ ગયેલ નથી એમ હાલમાં કાઢવામાં આવેલ નવી લોનની સરતો ઉપરથી સિદ્ધ થાય છે. નવી લોન ૯૩ ના ભાવે ૫ ટકાના દરે કાઢવામાં આવેલ છે એટલે કે ખરી રીતે વ્યાજ લગભગ ૬ટકા જેટલું પડશે. જ્યારે તે પહેલાંની લોનમાં વ્યાજ લગભગ ૭

ટકા જેટલું પડે છે. વળી હાલની લોન દસ વર્ષ પછી પાછી આપી દેવાની છે. તે ઉપરાંત આ લોનમાં નાણાં રોકવા માટે હિન્દીઓને તક આપવામાં આવેલ છે, જો કે હુંડીઆમણની સ્થીતિ જોતાં તેમાં નાણાં રોકવાનું હિન્દીઓને ફાયદાકારક થઇ પડે કે કેમ તે શકા ભરેલું છે. જ્યારે છેલ્લી લોન વખતે આ ચેમ્બરે હિન્દીઓને તક ન આપ્યા માટે મજબૂત વાંધો ઉઠાવ્યો ત્યારે ના હિન્દી સરકારને એવી કબુલાત આપવાની ફરજ પડી હતી કે ભવિષ્યમા જ્યારે બીજી લોન કાઢવામાં આવશે ત્યારે હિન્દીઓને તક આપવામાં આવશે. અને હાલની લોનમાં તે ફેરફાર માલમ પડે છે આ લોન સંબંધમાં હિન્દી પ્રધાન તેમજ ઇન્ડીઆ કાઉન્સીલના વલણમાં આવકારદાયક ફેરફાર જેટલો આ ચેમ્બરની લડતને આભારી છે તેટલોજ તે ઇન્ડીઆ કાઉન્સીલમાં આ દેશના જાણીતા નાણાંશાસ્ત્રી મી. દલાલની હાજરીને આભારી છે એમ અમારૂં માનવું છે. જો કે નવી લોનથી હિન્દીઓના લાભો પૂરેપૂરા સચવાય છે એમ અમે કહેતા નથી છતાં પણ અત્યાર સુધી જે બીનજવાબદાર અને ઉડાઉ રીતિથી હિન્દુસ્તાનને નીચોવવાનું સામાન્ય થઇ પડેલ છે તેમાં થોડો ઘણો સુધારો કરવા મી. દલાલ સફળ થયા છે એમ સ્વીકારવા ના પાડી શકાય નહિ.

આ લોનના પ્રોસ્પેક્ટસમાં જણાવવામાં આવેલ છે કે તે સઘળું નાણું હિન્દી રેલ્વેના લાભ માટે ખરચવામાં આવશે; પરંતુ હિન્દી રેલ્વે માટેનો માલ સસ્તામાં સસ્તા બજારમાંથી ખરીદવામાં આવશે તે માટે કાંઇ પણ ખાત્રી આપવા સત્તાવાળાઓ તૈયાર છે? અત્યાર સુધી ગ્રેટબ્રીટનના માલનો ૩૦થી ૪૦ ટકા ભાવ વધારે હોય છતાં ત્યાંથીજ માલ ખરીદવાની રૂઢી ચાલુ છે. હિન્દુસ્તાનના માલને ઉત્તેજન આપવાની વાત બાજુએ રાખતાં પણ હિન્દીઓ એટલી તો માગણી વ્યાજબી રીતે કરી શકે કે તેઓના પૈસા સસ્તામાં સસ્તા બજારમાંથી માલ ખરીદવા માટે વાપરવા અને નહિ કે ઇંગ્લંડની બેકારી દૂર કરવા. આ બાબત ઉપર એટલી ચર્ચા કરવામાં આવેલ છે કે તેના વધારે વિવેચનની આવશ્યકતા નથી. અમે માત્ર સત્તાવાળાઓને એટલીજ ભલામણ કરશું કે તેઓએ જાહેર રીતે ખાત્રી આપવી કે નવી લોનનું નાણું સસ્તામાં સસ્તા બજારમાંથી માલ ખરીદવા માટે વાપરવામાં આવશે.

## (૨) હિન્દુસ્તાનમાં ૧૯૨૧ ના જુલાઇથી સપ્ટેમ્બર માસ સુધીની હડતાળો.

ચાલુ વર્ષના જુલાઇથી સપ્ટેમ્બર માસ સુધીમા હિન્દુસ્તાનમા પડેલી હડતાળોને લગતી વીગત હાલમાં ના. સરકાર તરફથી બહાર પાડવામાં આવેલ છે. આ વીગતો જુદી જુદી પ્રાંતિક સરકારોએ પૂરા પાડેલા હેવાલો તેમજ રોજીંદા પત્રો ઉપરથી એકઠી કરવામા આવેલ હોવાથી ટાંકવામા આવેલા આંકડા ચોક્કસજ હોય એમ ખાત્રી નથી. કેટલીક હડતાળો ધ્યાન બહાર ગઇ હોય એવો સંભવ છે તેમજ હડતાળોના પરીણામની સત્યતાની પણ ખાત્રી આપી શકાય નહીં. છતાં પણ જે વીગતો પ્રગટ કરવામા આવેલ છે તે ઉપરથી દેશની મજુરીની સામાન્ય સ્થીતિ સમજી શકાશે.

---

હેવાલના માટે ફ્રેન્ચી ટાઇમ્સની છેલ્લી ટીઆઇનો જુઓ પેજ ૧

નીચેના કોઠા ઉપરથી દરેક પ્રાંતમાં કેટલી હડતાળો પડી તે જણાશે.

| પ્રાંત | હડતાળ સંખ્યા. | મજુરોની સંખ્યા. | કેટલા દિવસ ગુમાવ્યા | માગણી. | | | | | | પરીણામ. | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | પગારમા વધારો. | બોનસ. | અંગત. | રજા અને કામના કલાક માટે. | બીજા કારણો | કારણ જાણવામા નથી. | ફતેહમંદ. | અર્ધ ફતેહમંદ. | નિષ્ફળ. | પરીણામ ખબર નથી. | અચોક્કસ. | ચાલુ. |
| બંગાળ | ૩૦ | ૨૫૧૮૫ | ૧૭૩૭૭૬ | ૧૭ | ૨ | ૨ | ૧ | ૭ | ૧ | ૫ | ૮ | ૧૧ | ૦ | ૬ | ૦ |
| બીહાર ઓરીસા | ૨ | ૪૬૦ | ૪૬૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ |
| મુંબઈ | ૪૦ | ૫૬૪૩૯ | ૪૨૨૯૭૬ | ૧૦ | ૧ | ૬ | ૨ | ૨૧ | ૦ | ૮ | ૧ | ૨૯ | ૦ | ૦ | ૨ |
| બર્મા | ૭ | ૫૬૧ | ૨૦૪૬ | ૩ | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૩ | ૧ | ૦ | ૧ |
| મદ્રાસ. | ૫ | ૧૨૫૦૦ | ૫૨૬૯૪૬ | ૨ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૨ |
| પંજાબ | ૧ | ૧૮૦૦ | ૪૦૫૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| સંયુક્ત પ્રાંત | ૩ | ૮૮૦ | ૨૦૮૦ | ૧ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| કુલ .. | ૮૮ | ૯૭૮૨૫ | ૧૧૩૩૬૮૪ | ૩૪ | ૩ | ૧૫ | ૪ | ૨૯ | ૩ | ૧૫ | ૧૧ | ૪૫ | ૪ | ૬ | ૬ |

ઉપરના કોઠા ઉપરથી માલમ પડે છે કે ત્રણ મહિના દરમ્યાન જુદા જુદા પ્રાંતોમા મળી કુલ ૮૮ હડતાળો પડી હતી આગાથી રૂની મીલોમા ૩૩, શણની મીલોમા ૪, ઇજનેરી કારખાનામા ૯, રેલ્વેમાં ૫, ચાના બગીચામા ૮, મુખ્ય હતી. તે ઉપરાંત જુલાઈ માસમા ૩૧, ઓગસ્ટમા ૨૨ અને સપ્ટેમ્બરમા ૨૯ નવી હળતાળો પડી હતી. વળી ઉપલા કોઠા ઉપરથી જણાશે કે કુલ ૮૮ હડતાળોમાથી માત્ર ૧૫ હડતાળો ફતેહમંદ થઇ હતી જ્યારે ૧૨ અર્ધ ફતેહમંદ અને ૪૫ તદ્દન નિષ્ફળ ગઈ હતી.

આવી હડતાળોથી દેશના હુન્નર ઉદ્યોગને કેટલું નુકશાન થાય છે તે સમજવું મુશ્કેલ નથી. વળી દેશોમા સંગીન પાયા ઉપર સ્થપાએલા મજુર મંડળોની ગેરહાજરીને લીધે હડતાલોનો છેડો લાવવાનું કામ બહુ મુશ્કેલ થઇ પડયું છે. ના. હિન્દી સરકાર હાલમાં મજુર મંડળોના રજીસ્ટ્રેશન બાબે કાયદો પસાર કરવાની ઇન્તેજારી રાખે છે તે આવકારદાયક છે. હળતાળો જેમ અને તેમ પડતી અટકાવવા અને હડતાળ પડયા બાદ તેનો વરત નીવેડો આવે તેમ ગોઠવણ કરવા માટે આવશ્યક પગલાં તાબડતોબ લેવાની ઘણી જરૂર છે, કે જેથી હડતાળોથી દેશના હુન્નર ઉદ્યોગને થતું બેહદ નુકશાન તેમજ સામાન્ય પ્રજાને ભોગવવી પડતી હાડમારીનો જલદી [illegible]ત આવે. ના. હિન્દી સરકાર આ સવાલનો ફડચો બિલકુલ વખત ગુમાવ્યા સિવાય લાવશે [illegible]મ અમે ઇચ્છીએ છીએ.

[illegible]) આયર્લેન્ડ અને આર્થિક સ્વતંત્રતાઃ—

થોડા દિવસ અગાઉ ઇંગ્લંડના લોર્ડ ચેન્સેલરે એવું જાહેર કર્યું હતું કે જગાવને લગતી [illegible]ટલીક બાબતો આઇરીશ પાર્લામેન્ટની સત્તાની બહાર રાખવામા આવેલ છે. આયર્લેંડને સંસ્થાનો

જેવા દરજ્જો (Domintio states) સંપૂર્ણ પ્રમાણમાં આપ્યાનું જાહેર કરવામાં આવેલ છે તે સાથે ઉપરની જાહેરાત કેવી રીતે બંધ બેસતી થઈ પડે એ અમે સમજી શક્યા નથી. સંસ્થાનોના દરજ્જા માટે વેપાર ઉદ્યોગનું સંપૂર્ણ છૂટાપણું તદ્દન આવશ્યક છે અને તેથી આયર્લેંડને પોતાની મરજી મુજબ જગાત નક્કી કરવાની સ્વતંત્રતા ન આપવાથી તેનો દરજ્જો બીજા સંસ્થાનોના દરજ્જા કરતાં નીચો થઈ જાય છે ઓસ્ટ્રેલીઆ અને કેનેડા જેટલી સ્વતંત્રતા ભોગવે છે તેટલી સ્વતંત્રતા આયર્લેન્ડને ન આપવાની નીતિ ન્યાયયુક્ત શી રીતે કહી શકાય? ૧૮૫૨ની સાલમાં ન્યુઝીલેંડની સ્વતંત્રતા ઉપર આવા અણઘટતા અંકુશ મૂકવામાં આવ્યા ન હોતા. દક્ષિણ આફ્રિકાનાં સંસ્થાનોને જ્યારે સ્વરાજ્ય આપવામાં આવ્યું ત્યારે જગાતને લગતા અંકુશોમાંથી તેને મુક્ત કરવામાં આવ્યું હતું. ૧૮૫૯માં જ્યારે કેનેડાએ પોતાના ઉદ્યોગોને રક્ષણ આપવા માટે નવી જગાત નીતિ નક્કી કરી તે વખતે ઈંગ્લંડના મત્તાવાળાઓએ તેની સામે વાંધો ઉઠાવ્યો હતો; પરંતુ કેનેડાના તે વખતના નાણાં ખાતાના પ્રધાન સર એ. ગોલ્ટે એવો જવાબ આપ્યો હતો કે કેનેડાના લોકોને રુચે તેવી રીતે જગાત નીતિ નક્કી કરવા માટે–પછી ભલે તે વડી સરકારના પ્રધાનોને અરુચિકર થઈ પડે તો પણ–કેનેડાની ધારાસભાનો હક્ક માન્ય રાખવાની હાલની સરકારની ફરજ છે. કેનેડાના વતનીઓના મત વિરુદ્ધ જો વડી સરકારના પ્રધાનો કેનેડાનો રાજ્ય કારભાર ચલાવવા તૈયાર ન હોય તો આવાં કાર્યો મંજુર ન રાખવાની સલાહ મહારાણીને આપી શકાય નહિં.

વળી ૧૮૭૩ના એક્ટની રૂએ ઓસ્ટ્રેલીઆના સંસ્થાનોને સંસ્થાનો વચ્ચેની પરસ્પરના પક્ષપાતની નીતિમાંથી ગ્રેટ બ્રીટનને બાતલ કરવા દેવાની સત્તા આપવામાં આવી હતી. નાનામાંનાનાં સંસ્થાન પણ ગ્રેટબ્રીટનને ગેરલાભ થાય તેવી રીતે જગાત નાખી શકે છે અને આયર્લેંડને આ સત્તા આપવાના પ્રશ્નની ચર્ચામાં આ બધા મુદ્દાઓ ભૂલી જવામાં આવે છે એમ અમારું માનવું છે. વળી હિન્દુસ્તાનને પણ આર્થિક સ્વતંત્રતા મળેલ છે એમ અંગ્રેજોનું માનવું છે જો કે તે સ્વતંત્રતા કેટલી અસરકારક છે તે હિન્દીઓજ બહુથી સારી રીતે સમજી શકે છે.

ભૂતકાળમાં ઈંગ્લંડે આવા સંજોગોમાં જે વલણ લીધું હતું તે જોતાં આયર્લેંડને વેપારનું છૂટાપણું ન આપવામાં ન્યાય નજરે પડતો નથી અને તેની સાથે અબાધિત વેપારનો કરાર કરવા માટે આગ્રહ કરવો વ્યાજબી નથી એમ કહ્યા વિના ચાલતું નથી તેથી જો અંગ્રેજ લોકો આઇરીશ લોકોની ઈચ્છા વિરુદ્ધ આવો કરાર કરવાની હઠ લે તો તેનો એકજ અર્થ થઈ શકે કે તેઓ આયર્લેંડના લાભને બાજુએ મુકી પોતાના અંગત સ્વાર્થ માટે જુવે છે. અમને ખાત્રી છે કે જો આયર્લેંડને સંપુર્ણ આર્થિક સ્વતંત્રતા આપવામાં આવશે તો તેને પરીણામે આજ સુધી ગ્રેટ બ્રીટન અને સંસ્થાનો વચ્ચે જે મિત્રાચારી ભર્યો સંબંધ ચાલુ રહેલ છે તેવોજ ગ્રેટબ્રીટન અને આયર્લેંડ વચ્ચે રહેશે. હાલના સંજોગોમાં એટલું તો કબુલ કરવું જોઈએ કે અબાધિત વેપાર કરતાં છૂટાપણું વધારે કિંમતી છે, અને અબાધિત વેપારના ગમે તેવા ગુણો હોય તો પણ દરેક દેશ પોતાના હિત માટે કેવી નીતિ ગ્રહણ કરવી તે નક્કી કરવાનો હક્ક હોવો જોઈએ.

વળી જો આયર્લેંડને સંપુર્ણ આર્થિક સ્વતંત્રતા આપવામાં આવશે તો તે રક્ષણ નીતિ ગ્રહણ કરશે એમ માનવાનું નથી; અને કદાચ તે તેવી નીતિ ગ્રહણ કરે તો પણ ગ્રેટબ્રીટન સાથે ... ઉભું થઈ શકશે નહિ કારણ કે તેના કુલ વેપારના લગભગ ૮૦ ટકા વેપાર ગ્રેટબ્રીટન સાથે ... એટલે તેના માલ ઉપરની જગાતમાં મોટો વધારો કરવાનું તેને પરવડશે નહિ. આ બાબતના

દીવાળીના માટે ફેન્ચી ટાઇમ્સની ઇંદરી ડિ. ઇના અં. ૬ .

ગ્રેટબ્રીટન આયર્લેંડ કરતાં વધારે અનુકુળ સ્થીતિમાં છે અને આયર્લેંડમાં બનતો ઘણોખરો માલ ગ્રેટબ્રીટનમાં વેચાતો હોવાથી આયર્લેંડ ગ્રેટબ્રીટનના માલ સામે જગાતમાં અનુઘટતો વધારો કરી શકશે નહિ. આ ઉપરથી આપણે એકજ અનુમાન ઉપર આવીશું કે આયર્લેંડને સંપુર્ણ આર્થિક સ્વતંત્રતા આપવામાં ઈંગ્લંડને કાંઇ પણ ગેરલાભ નથી, લાભ ઘણો છે.

## (૪) નાયજીરીઆમાં રૂનું વાવેતર.

બ્રીટીશ એમ્પાયર કોટન ગ્રોઇંગ એસોસીએશનનું કામ ચલાવવામાં નાણાં સંબંધી મુશ્કેલી છતાં તેની કારોબારી કાઉન્સીલ ઘણું ઉપયોગી કાર્ય કરે છે ૧૯૨૧ની શરૂઆતમાં કાઉન્સીલે સર હેકટર ડફને નાઇજીરીઆમાં પૂરી તપાસ કર્યા બાદ રૂના વાવેતર બાબે શકયતા કેવી છે તે ઉપર રીપોર્ટ કરવા માટે મોકલવાનું નક્કી કર્યું હતું. તે મુજબ સર ડફ ફેબ્રુઆરી માસમાં નાઇજીરીઆ ગયા હતા અને જુલાઇ માસમાં આવેલ છે. તેઓએ એક ઘણોજ ઉપયોગી રીપોર્ટ બહાર પાડેલ છે. નાઇજીરીઆની વસ્તી ૧૯૦,૦૦,૦૦૦ ઉપરાંત છે અને દેશનો વીસ્તાર ૩,૩૨,૦૮૦ ચોરસ માઇલ જેટલો છે. સર હેકટર ડફના અભિપ્રાય મુજબ નાઇજીરીઆ રૂ ઉગાડવા માટે ઘણો અનુકુળ અને લાભકારક પ્રદેશ છે કારણ કે ત્યાંની સરકાર દિલસોજ છે, દેશી રાજાઓ બુધ્ધિવાળા છે, તે દેશનું વાતાવરણ શાન્ત છે અને બંદરો પ્રમાણમાં ગ્રેટબ્રીટનની નજદીક છે. પરંતુ જે રૂ ઉગાડવામાં આવે તેની જાત સુધારવાની ખાસ આવશ્યકતા છે. રૂ લઇ જવા માટેનો ખર્ચ ઓછો કરવાની જરૂર છે પરંતુ તે માટે રૂની જાત સુધારી તેની વધુ કિંમત ઉપજે એવા ઉપાયો લેવાની જરૂર છે. જેથી કરીને તે લઇ જવા માટે વધારે ખર્ચ સહન કરી શકે. નાઇજીરીઆનું રૂ વેચવાની હાલની પદ્ધતિમા મોટામાં મોટી ખામી એ છે કે રૂની ભેળસેળ સામે કાંઇ પણ સલામતી નથી તેમજ સારૂ ખરાબ અને બધી જાતનું રૂ એકઠું કરવામાં આવે છે એટલે સારા અને ખરાબ રૂ માટે સરખી કિંમત ઉપજે છે. આ અટકાવવાનો એકજ ઉપાય છે કે બજારમા રૂ આવે ત્યારે તેના જૂદા જૂદા વર્ગ પાડી નાખવા. બધા સંજોગો ધ્યાનમાં લેતા નાઇજીરીઆમા તેના બીજા મુખ્ય પાકોને નુકસાન પહોંચાડયા શિવાય મોટા પાયા ઉપર રૂ ઉગાડવાનું શકય લાગે છે.

## (૫) મુંબઇના ઉદ્યોગોમાં વપરાતા રસાયણી પદાર્થો.

મુંબઇ ઈલાકામા ઉદ્યોગ ખાતાના વડા મી૦ આર. ડી. બેલ. પોતાના ૧૯૨૦-૨૧ ના સાલના રીપોર્ટમાં જણાવે છે કે, ઉદ્યોગની બાબતમા રસાયણી શોધખોળો સર્વેથી અગત્યની બાબત છે, પણ એ શોધખોળોની મદદથી જે કંઇ નવા ઉદ્યોગોના વધારાના માર્ગમાં સહેલાઇ થશે એવું માલમ પડે તો પણ તેવા ઉદ્યોગો નફા સાથે ચલાવી શકાવા જોઇએ. ઘણી વેળાએ રસાયણી શોધખોળ વીશે વીચાર ચલાવતા એવી શોધથી વેપાર ઉદ્યોગને કેવો ફાયદો થઇ શકે તે બાબત ભુલી જવામાં આવે છે. હીંદમા રસાયણી વસ્તુઓ બનાવવાથી દેશને કેવા ફાયદા થાય છે અને થશે તે બાબતમા બેંગલોરની સાયન્સ ઇન્સ્ટીટયુટવાળા ડા. વોટસને તપાસ ચલાવી છે.

ઉપલી તપાસના સંબંધમાં મી૦ બેલ જણાવે છે કે કેસીન બનાવવાનો ઉદ્યોગ, અને તે પછી નીમકનો ઉદ્યોગ અગત્યના જણાયા છે. અમદાવાદ ખાતે ડા. મેલડરમ અને મી૦ ગનગોલીએ ફેર્મીનની બાબતમાં અખતરા કીધા પછી તેઓને એવું જણાયું હતું કે તેમાં ચરબીનો ભાગ જો ઓછો હોય તો વધુ સારો પદાર્થ બનાવી શકાય છે. અસલ દુધમાંથી ચીકાસ કાઢી

નાખવી પડે છે. માટે અમદાવાદમાં બનાવેલા આ કેસીનના નમુના ઈંગ્લંડના ઇમ્પીરીયલ ઇનસ્ટીટયુટમાં તપાસ માટે મોકલતાં ત્યાંથી તે ઘણું સંતોષકારક હોવાનો જવાબ ફરી વળ્યો અને ઈંગ્લંડમાં તે સહેલાઇથી વેચી શકાશે, એમ વધુમાં જણાવવામાં આવ્યું છે. આ દાખલામાં એવું જણાયું હતું કે ઉંચા પ્રકારની શોધખોળ સાથે ગામડાંમાં ચલાવવામા આવતા નીરર્થક ગણાતા એક ઉદ્યોગથી, તેની ખીલવણી થતાં કેવા લાભ થઇ શકે. દીવેલમાંથી તેલ કાઢવા માટે પણ આ અખતરા કરવામાં આવ્યા હતા. એ તેલમાં રહેતી ખરાશ દુર કરવાને તજવીજ કરતાં તેમાં ફતેહ મળી હતી. જો વેપાર ઉદ્યોગ માટે મોટા જથામાં તૈયાર કરવામાં આવતું તેલ સાફ કરવું પડે તો આજ રીતે તે કરવામાં આવે.

ખારાઘોડાના નીમકના અગર તરફ નીકળતા મેગનીશીઅમ કલોરાઇડના બાબમાં પણ શોધખોળ ચલાવવી પડી હતી પેહલા આ ખાર નીમકના અગરમાંથી કાઢવામાં આવે ત્યારે સફેદ દુધ જેવા રંગનો રહેતો પણ પછી ધીમે ધીમે તે કાળો પડતો હતો પણ તેમાંની એ ખામી દુર કરવાને અમદાવાદ તથા મુંબઇ મધે અખતરા કરવામાં આવે છે એ પદાર્થ લોકો કરી-ને વેચવા માટે એક કંપની ઉભી થઇ છે અને તેનો માલ થોડા વખતમાં બજારમાં સઘળે મળવાની વકી છે.

મેગનીશીઅમ કલોરાઇડનો ખાર ઉપર લખ્યા મુજબ કાઢયા પછી બાકી રહેલા અગરના પાણી માંથી એપ્સમ સૉલ્ટ પહેલાં કઢવામાં આવતું હતું. પણ પછી કેટલાક અખતરાઓ કરવા પછી નવા યંત્રો મારફતે આખર હાલ કઢવામાં આવે છે પણ મોટા જથામાં વેપાર ધંધા માટે કાઢતાં તેમાથી નફો થાય કે નહી તે બાબતની તપાસ હાલ ચલાવવામાં આવે છે.

કાઠીઆવાડ તરફના દરીઆના પાણીના ખારમાં ઘણી જાતના રસાયણી પદાર્થો મળી આવે છે, અને તે બાબતમાં જો બરાબર તપાસ ચલાવવામાં આવે તો હુનર ઉદ્યોગોને ઘણો લાભ થાય આ દરીઆનું પાણી, તેના ખાર, નીમકના અગરમાનું કીચલ, અને નીમકના નમુના લંડન મધે પ્રથ-કરણ કરવાને મોકલી આપવામાં આવ્યા હતા અને ત્યાંથી ઘણો સારો રીપોર્ટ એ માટે આપવામાં આવ્યો છે.

મુંબઇની આર્ટ સ્કુલના મોડલીંગ ખાતામાં મુંબઇનનાં પરાંઓમાં મળી આવતી લાલ મટોડી બાબત અખતરા કરતાં નળીઆના સારા નમુના ઉતારી શકાયા હતા. તેમજ ચળકતા લાલ માટી કામના કેટલાક બીજા નમુના પણ ઉતારી શકાયા હતા. ચીની માટીમાંથી બનાવેલા પ્યાલા અને રકાબી દેશાવરથી આવતા એવા ચીની કામ જેવા ઉતાર્યા હતા. બીજી તરફ કાઠીઆવાડ તરફની મટીમાંથી બનાવેલા પ્યાલા વગેરે ઉપલાજ મુજબ ઉતાર્યા હતા પણ સફેદાઇમાં તેવા ન હતા ઉપરાંત આર્ટ સ્કુલના ચીનીકામના વીભાગમાં માટીકામ અને જમીન ઉપર જડવાના ટાઇલ્સના રંગબેરંગી નમુનાઓ પરદેશી માલના જેવાજ ઉતારી શકાયા હતા.

ઉપલા અખતરાઓ ઉપરથી માલમ પડે છે કે ટાઇલ્સ અને પ્યાલા રકાબી વગેરે ચ વપરાસની ચીજો બનાવવા માટેના પદાર્થો આપણા તરફ મોજુદ છે મુંબઇમાં ચી કામની એક મોટી ફેકટરી ખોલવાની યોજના તૈયાર છે પણ ખીલવણીના વીભાગમાં માટેની જમીન હજુ તૈયાર થઇ શકી નથી. આથી એવું સુચવી શકાય કે આર્ટની આર્ટ સ્કુલના ચીની કામના ખાતામાં એક કામચલાઉ વીભાગ બાંધીને જેમ બને તેમ જલદીથી બાબત માટેના નમુના તૈયાર કરવા.

ઉંચી પોલીશ્ડ કરેલા ટેબલ ટોપ ખરીદ કરવા કયાં જશો ?

દક્ષીણ વિભાગમાંથી ચીની મટોડીના બે નમુનાની જીઓલોજીકલ ખાતા તરફથી તપાસ લેવામાં આવી હતી તેમજ અત્રેની એક મીલમા ત્રણ ટન જેટલી જુદી જુદી જાતની મટોડીના નમુનાઓની કાપડને કાજી પાવાને માટેની સાઇઝીંગ બનાવવા માટે તપાસ લેવામાં આવી હતી.

મુંબઇ નજદીકના સાલસેટ તાલુકામાંથી મળી આવતી મટોડીના આશરે ૭૦ નમુનાઓની જીઓલોજીકલ ખાતા તરફથી તપાસ લેવામાં આવી હતી. કેટલીક ઈંટોના નમુનાઓ એ ખાતા તરફથી તપાસતાં તે પુરતી ઘટ અને પાણીથી મોકલી માલમ પડી ન હતી પુનાની એનજીની-અરીંગ કોલેજ મધે મકાનો બાધવાના પથરોની પણ તપાસ લેવામા આવનાર છે. અબરખની ખાણમાં પડતા ભુકા માટે તેમજ પાકા નળીઆ ઇંટ, સ્લેટ, પેનસીલ વગેરે બનાવવાની વસ્તુઓ માટે પણ તપાસ લેવામાં આવનાર છે.

---

# ચેમ્બરનો વિભાગ.

## (૧) ચેમ્બરનો પત્રવ્યવહાર

નં. ટી. ૧૫૩૫.

મુબઇ તા. ૮મી ડીસેમ્બર ૧૯૨૧.

ડીરેકટર જનરલ ઓફ કોમર્શ્યલ ઇન્ટેલીજન્સ જોગ.

કલકત્તા.

સાહેબ,

ઈસ્ટ ઇન્ડીઆ, ચાઇના અને ઓસ્ટ્રેલીઆ માટેની ટપાલ લાવલઇજ્ન કરવા માટે ના. સરકારના પોસ્ટ માસ્તર જનરલ અને પેનીન્સ્યુલર એન્ડ ઓરીએન્ટલ સ્ટીમ નેવીગેશન કું. જે કોન્ટ્રેક્ટ વચ્ચે છે તેની નકલ ના. હિન્દી સરકાર તરફથી તેઓના ૧૪ મી સપ્ટેમ્બર ૧૯૨૧ની તારીખના પત્ર નં. ૪૧૬-૭૦૨૬ પી. ની સાથે મારી કમીટીને પૂરી પાડવામાં આવી હતી. આ કોન્ટ્રેકટના પરિશિષ્ટ બીજામાં જણાવવામાં આવ્યું છે કે જ્યારે અને જેટલી વખત એડમીરેલ્ટી, સેક્રેટરી ઓફ સ્ટેટ અથવા સંસ્થાનો માટેના સેક્રેટરી ઓફ સ્ટેટ લખી જણાવે ત્યારે અને તેટલી વખત કંપની અથવા કંપનીની સ્ટીમરોના કપ્તાન નીચે જણાવેલા આસામીઓને સ્ટીમર ઉપર લેશે, તેઓને ખોરાક પૂરો પાડશે અને ગમે તે બંદરથી ગમે તે બંદર સુધી અને વચ્ચે લઇ જશે;—

(૧) ગમે તેટલા-પણ એક વહાણ ઉપર આઠથી વધારે નહિ-ના. સરકારની નોકરીમાં હોય તેવા લશ્કરી અને મુલ્કી અમલદારો તેઓની સ્ત્રીઓ અને બચ્ચાંઓ સહિત અથવા સિવાય ચીફ કેબીન અથવા પહેલા વર્ગના ઉતારૂઓ તરીકે.

(૨) ગમે તેટલા-પણ એક વહાણમાં ૪ થી વધારે નહિ-નોન-કમીશન અમલદારો તેઓની સ્ત્રીઓ અને છોકરાંઓ સહિત અથવા સિવાય ફોર-કેબીન અથવા બીજા વર્ગના ઉતારૂઓ તરીકે.

(૩) ગમે તેટલા-પણ એક વહાણમાં દસથી વધારે નહિ-દરિઆઈ માણસો, ખારવા અથવા સીપાઈઓ તેઓની સ્ત્રીઓ અને છોકરાં સહિત અથવા સિવાય-ત્રીજા વર્ગના ઉતારૂઓ તરીકે. તેમને માટે હંમેશાં તૂતક નીચે યોગ્ય ગોઠવણ કરવામાં આવવી જોઈએ.

ઉપલા ત્રણે વર્ગ હેઠળ લડાઈ પહેલાંના ત્રણ વર્ષથી આજસુધીમાં સરકારે કેટલા પેસેન્જર્સ મોકલેલ છે અને તે માટે પેનીન્સ્યુલર ઓરીએન્ટલ સ્ટીમ નેવીગેશન કું. ને કેટલી રકમ આપેલ છે તે મારી કમીટીને જણાવવાની મહેરબાની કરશો.

લી. આજ્ઞાંકીત.

**એસ. એમ. મજુમદાર.**

એ. સેક્રેટરી.

---

ટી ૧૫૬૯.

મુંબઈ ડીસેમ્બર ૧૬ મી ૧૯૨૧

## ના. હિન્દી સરકારના વેપાર ખાતાના સેક્રેટરી જોગ.

દીલ્હી.

સાહેબ,

છેલ્લા થોડાં વખતથી હિન્દી કીનારાઓ ઉપર વહાણો હંકાવવા સબંધમાં અને હિન્દી આયાત નીકાસની હેરફેર ફેરવણીના સંબંધમાં મારી કમીટી વિચાર ચલાવે છે. વળી તેઓની સમક્ષ ના. સરકારને પેનીન્સ્યુલર એન્ડ ઓરીએન્ટલ સ્ટીમ નેવીગેશન વચ્ચે જે કોન્ટ્રેક્ટ છે તેની નકલ પણ છે જેમાંથી જણાય છે કે તે કોન્ટ્રેક્ટ ૩૧મી જાન્યુઆરી ૧૯૨૪ના રોજ ખતમ થાય છે. મારી કમીટી ના. સરકારને વિનંતી કરે છે કે જ્યારે તે કોન્ટ્રેક્ટ પૂરો થાય ત્યારે વેપારી મંડળો તેમજ વેપારી ચેમ્બરોને તેની શરતો તપાસવાની અને તેના સંબંધમાં તેઓની સૂચનાઓ અને બાલમંડો મોકલવાની તેમજ સામાન્ય રીતે હિન્દમાં વહાણને લગતા ઉદ્યોગ સબંધમાં પોતાના વિચાર જણાવવાની તક આપ્યા સિવાય નવો કોન્ટ્રેક્ટ કરવો નહિ. આ સબંધમાં મારી કમીટી નીચેની સૂચનાઓ તમારી સમક્ષ મૂકવા માગે છે અને તેઓને જણાવે છે કે ના. હિન્દી સરકાર તે ઉપર સંભાળપૂર્વક વિચાર ચલાવશે.

(૧) ટપાલના કોન્ટ્રેક્ટ સંબંધમાં હિન્દી વહાણોને ખાસ પસંદગી આપવી.

(૨) કાંઠા ઉપરના વેપાર માટે હિન્દમાં રજીસ્ટર થયેલી કંપનીઓને પસંદગી આ°

(૩) હિન્દમાં રજીસ્ટર થયેલી કંપનીઓને ડેકડ્યુઝ અને બારાં મ ચાર્જીસની બાબ છુટછાટ અપાવવા માટે ના. સરકાર પોતાથી બનતો પ્રયાસ કરવો.

(૪) સસ્તી લોનથી, વ્યાજના દરમાં ઘટાડાથી, વહાણ બાંધવા માટે ખાસ ગજરટો પાડીને અને વહાણ બાંધવા માટે જરૂરી ચીજો ઉપરની જકાતમાં છુટછાટ આપીને

કંપનીઓને આર્થિક મદદ આપવી જોઇએ. તેમજ હિન્દી વિદ્યાર્થીઓને વહાણ બાંધવાની કળા શીખવા માટે ખાસ સગવડ પૂરી પાડવી જોઇએ.

(૫) જે કંપનીઓને સબસીડી આપવામા આવે તેઓએ હિન્દીઓને અમલદારોની જગ્યા માટે ઉત્તેજન આપવુ જોઇએ.

(૬) સામાન્ય રીતે હિન્દી વહાણોનો ઉદ્યોગ ખીલવવા માટે શાં પગલા લેવા તે તપાસવા માટે એક નાની કમીટી નીમવી જોઇએ

લી. આજ્ઞાકીત
**એસ. એમ. મઝુમદાર.**
આ. સેક્રેટરી.

---

નં. ટી. ૧૫૫૬

મુંબઇ, ૧૪મી ડીસેમ્બર ૧૯૨૧.

## મુંબઇ યુનીવર્સીટીના રજીસ્ટ્રાર જોગ.

સાહેબ,

મારી કમીટીની ફરમાશથી હું આપને આ પત્ર મોકલાવુ છુ અને તે મુંબઇ યુનીવર્સીટીની સેનેટ પાસે રજુ કરવાની વિનંતી કરૂં છુ. મારી કમીટીને ખબર મળી છે કે મતાધિકાર વધારે બહોળો કરવા અને સેનેટને સંપૂર્ણ પ્રતિનિધિવાળી કરવાની નેમથી તેનુ બંધારણ ફરીથી ઘડાવવામા આવે છે. નવા બંધારણ હેઠળ મુંબઇ યુનીવર્સીટીની સેનેટ ઉપર ઓછામાં ઓછા બે પ્રતિનીધીઓ ચુંટવાનો હક્ક આ કમીટીને આપવાની મુંબઇ યુનીવર્સીટીને ચેમ્બર વિનંતી કરે છે અત્યારે આ ચેમ્બરમા ૫૫૦ સભાસદો છે અને તે હિન્દી ઔદ્યોગિક અને વેપારી લાગોની પુરેપુરી પ્રતિનિધિ છે તે નીચેના હકો ભોગવે છે—

(૧) હિન્દી વડી ધારાસભામા એક પ્રતિનિધિ ચુંટવાનો
(૨) મુંબઇની ધારાસભામાં એક પ્રતિનિધિ ચુંટવાનો.
(૩) ડીરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝની સલાહકારી કમીટી ઉપર એક પ્રતિનિધિ ચુંટવાનો.
(૪) મુંબઇની ખીલવણી ખાતાની સલાહકારી કમીટી ઉપર એક પ્રતિનિધિ ચુંટવાનો.
(૫) વારા ફરતી દરેક બે વર્ષે મુંબઇના પોર્ટ ટ્રસ્ટ ઉપર એક પ્રતિનિધિ ચુંટવાનો.

પશ્ચિમના કેટલાક દેશોમા સ્થાનિક યુનીવર્સીટીઓની બોર્ડો ઉપર ઔદ્યોગિક અને [વે]પારી લાગો, પ્રતિનિધિત્વ આપવામા આવે છે અને તેજ પ્રમાણે આ દેશમા ન કરવા [મા]ટે કાંઇ પણ કારણ નથી. અત્યાર સુધી જેને શાળાનેજ લગતો અભ્યાસ કહેવામા આવે છે. [(A]cademic studies) તેની ખીલવણીથી પોતાની ફરજ પુરી થએલ છે, એવુ મુંબઇની યુની[વર્સી]ટી હવે માનતી નથી. બી. કોમ ડીગ્રીની સ્થાપનાથી—કે જેની સ્થાપનામા મારી કમીટીએ [ક]ઈ થોડો ભાગ લીધો નથી—યુનીવર્સીટીનુ સામાન્ય રીતે જે સંકુચિત ક્ષેત્ર જાણવામા આવે છે [તેમાં] મોટો ફેરફાર કરવામા આવેલ છે. મારી કમીટીના અભિપ્રાય મુજબ હવે એવા

---

પી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ એક ઓટ, ફોર્ટ મુંબઇ.

વખત આવી પુગ્યો છે કે જયારે 'ફેકલ્ટી ઓફ કોમર્સ' સ્થાપવી જોઇએ. દરમ્યાન મારી કમીટી આશા રાખે છે કે મુંબઇ યુનીવર્સીટીની સેનેટ ઉપર આ ચેમ્બરને ઓછામાં ઓછા બે પ્રતિનીધીઓ ચુંટવા દેવાની સેનેટ ગોઠવણ કરશે.

લી. આજ્ઞાંકીત.

**એસ. એમ. મઝુમદાર,**

એ. સેક્રેટરી.

---

ટી. ૧૫૬૮

મુંબઇ, તા. ૧૬ મી ડીસેમ્બર ૧૯૨૧

**ના. હિન્દી સરકારના ઔદ્યોગીક ખાતાના**

સેક્રેટરી જોગ,

**દીલ્હી.**

સાહેબ,

હિન્દુસ્તાન માટે લોકોમોટીવ એન્જીનો વિગેરે ખરીદવા સંબંધમાં તા. ૩૦ મી સપ્ટેમ્બરના રોજ ના. સરકાર તરફથી જે છાપા જોગી યાદી બહાર પાડવામાં આવેલ છે તે તરફ વમારૂં લક્ષ ખેંચવાની મને કમીટી તરફથી ફરમાશ થએલ છે. કમીટી જાણીને ખુશી થઇ છે કે રેલ્વેના સામાનની ખરીદીના સંબંધમા હિન્દુસ્તાનને બીજા દેશોથી સ્વતંત્ર કરવાની ના. સરકારે પોતાની નીતિ જાહેર કરેલ છે. પરંતુ મારી કમીટીને જણાવવાની ફરજ પડે છે કે ઉપર જણાવેલી છાપાજોગી યાદીમાં ટેન્ડરો માટે જે ધારા ધોરણ નકકી કરવામાં આવેલ છે તેથી દેશમાં આવી જાતના ઉદ્યોગોની ખીલવણીને ઉત્તેજન મળી શકશે નહિ.

ખાસ કરીને મારી કમીટીનું ૩ જી કલમ તરફ ધ્યાન ખેંચવાની રજા લે છે જેની રૂએ; 'હિન્દુસ્તાનમાં ભાવ આયાત કરવામાં આવતા માલના ભાવના મુકાબલામાં બિનફાયદાકારક હોવો જોઇએ નહિ. મારી કમિટી બીનફાયદાકારક હોવો જોઇએ નહિ એ શબ્દો વધારે સ્પષ્ટ રીતે મૂકવાની વિનંતી કરે છે.

વધારેમાં ૧૦,૦૦૦ પૌંડ માટેનું એક ટેનડર દાખલા તરીકે ૧,૫૦,૦૦૦ રૂપીયાના ટેન્ડર સાથે કેવી રીતે અને હુંડીઆમણના કયા દરથી સરખાવવાંમાં આવશે તે મારી કમીટી જાણવા માગે છે જો ટેન્ડર ખુલવાને દિવસે ચાલુ દર આ સરખામણી માટે લેવાનો હોય પૈસા પગાર કરવાનો વખત આવી પહોચે ત્યા સુધીમાં હુંડીઆમણમાં જે વધઘટ થાય તે સામે સરકાર પોતે કેવી રીતે રક્ષણ લેવા માગે છે તે મારી કમીટી જાણવા માગે છે. મારી કમીટીના મત મુજબ હુંડીઆમણને લગતી કોઈપણ જોખમદારી ના. સરકારે લેવી જોઇએ નહિ. રેલ્વેઓની આવક રૂપીઆમાં થાય છે અને તેથી તેનું દેવું પણ રૂપિઆમાં આપવું જોઇએ. મારી કમીટીનો તેથી એવો મક્કમ અભિપ્રાય છે કે બધાં ટેન્ડરો રૂપિઆમાંજ માગવા અને હુંડીઆમણની જોખમદારી પરદેશી ટેન્ડર મોકલનારને શિર નાખવી. આ મુદ્દા ઉપર ના. સરકાર તરફથી ખુલ્લો એકરાર કરવા મારી કમીટી વિનંતી કરે છે.

કલમ નં. ૪ અને ૫ સામે મારી કમીટીને વધો છે. જો ના; સરકારની જાહેર નીતિ આ દેશમાં રેલ્વેને લગતો સામાન બનાવવાના ઉદ્યોગોને ઉત્તેજન આપવાની હોય તો શરૂઆતનાં વર્ષોમાં બનાવટનો જણાઇ આવે એટલો ભાગ appreciable part હિન્દમાંજ બનેલો હોવો જોઈ

એવો ના. સરકાર આગ્રહ શા માટે કરે છે? છેવટે જ્યાં સુધી ઇંગ્લંડના કારખાનાઓમાં જે જે ક્રીયાઓ કરવામા આવે છે તે સઘળી હિન્દના કારખાનાઓ કરી ન શકે ત્યા સુધી ઉપરનો નિયમ ધીમે ધીમે વધારે સખત કરવાનુ સૂચવવામા આવેલ છે. ના. સરકારે આવી શરત મૂકવાનું કારણ શું છે? અને આનુ પરીણામ શુ આવશે? પરીણામ એ આવશે કે બધા ઓર્ડરો પરદેશી કારખાનાવાળાને મળશે જે પરદેશી કારખાનાવાળાઓ આ દેશમા કોઈપણ ભાગ બનાવતા નથી તેઓને અહિના કારખાના-વાળાઓ જેઓ થોડો ભાગ પણ બનાવે છે તેઓ ઉપર પસંદગી શા માટે મળવી જોઇએ? મારી કમીટી જણાવવાની રજા લે છે કે આ દેશમા થોડે ઘણે અંશે માલની બનાવટ કરવાથી હિન્દીઓને જે કેળવણી મળશે અને તેને લીધે હિન્દીઓને કામ મેળવવાનુ જે ક્ષેત્ર વધશે તે લાભ જેવો તેવો કહેવાય નહિ. મારી કમીટી મક્કમપણે માને છે કે કલમ ન ૪ હિન્દના લાભની તદન વિરૂદ્ધ છે અને તેની અસરથી હિન્દ ઇંગ્લંડ અને અન્ય દેશોના કારખાના-વાળાઓનુ ફરીથી ઓશીઆળુ થઇ રહેશે. તેથી મારી કમીટી એવી સુચના કરે છે કે તે કલમને બદલે ના સરકારે એવુ નક્કી કરવુ જોઇએ કે અમુક વખત પછી, કહો કે ૧૯૩૦, પછી જે રેલ્વે સામાનનો ઓછામા ઓછો અર્ધો ભાગ હિન્દમાજ બન્યો હોય નહિ તેવો સામાન ખરીદવામા આવશે નહિ

યાદીનો બીજો વાધા પડતો ભાગ કલમ ન ૫ છે જેની રૂયે જૂદા જૂદા ભાગો પૂરા પાડવાનાં મૂળ જાણવાનો હક સ્વાધીન રાખવામા આવેલ છે. રેલ્વે કમીટી પાસે સર વીલીઅમ મેયરે આપેલી જુબાની ઉપરથી ના. સરકારે જોયુ હશે કે કેટલાક ખાસ બ્રીટીશ કારખાનાવાળાઓને ઓછામા ઓછા ટેન્ડરના આંકડા પૂરા પાડવામા આવ્યા હતા. મારી કમીટીને ભય છે કે જો હિન્દી કારખાનાવાળાને ભાગો પૂરા પાડનારનુ નામ જણાવવાની ફરજ પાડવામા આવે તો કદાચ વધારે પડતો સ્વદેશાભિમાની અમલદાર તે હરીફ બ્રીટીશ કંપનીને જણાવવાની પોતાની ફરજ માને અને પરિણામે હિન્દી કારખાનાવાળાને ઓર્ડર મળે નહિ. ૬ ઠી કલમ જેમા બનાવટની ગમે તે ક્રીયા પ્રસંગે તપાસ લઇ શકવાને સત્તા રાખવામા આવેલ છે તે આ દેશના લાભ જાળવવા માટે પુરતી છે એમ મારી કમીટી માને છે.

૭મી કલમની રૂયે હિન્દુસ્તાનમાં જે પેઢીઓને ઓર્ડર મળે તેણે હિન્દીઓને કેળવવાને ગોઠવણ કરવી પડશે. આ સરત માત્ર હિન્દમા ઓર્ડરો આપવામા આવે તેવી પેઢીઓ માટેજ શા માટે રાખવામા આવેલ છે તે મારી કમીટી સમજી શકતી નથી. તેઓ એવી સૂચના કરે છે કે કલમ ૭મી નીચે પ્રમાણે રહેવી જોઇએ

"હિન્દી રેલ્વે સામાન માટે ફત્તેહમંદ ટેન્ડરરોએ—હિન્દમા તેમજ દેશાવર—હિન્દી વીદ્યાર્થીઓને કેળવવા માટે અનુકુળતા કરી આપવી પડશે."

મારી કમીટી આશા રાખે છે કે આ પત્રમા સૂચવ્યા મુજબ ના સરકાર નિયમોમાં ફેરફાર કરશે કે જેથી તે નિયમો ના સરકારનાજ હેતુને બંધબેસ્તા થઇ પડે.

લી. આજ્ઞાંકીત,
એસ. એમ. મઝુમદાર.
એ સેક્રેટરી.

ધી બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

ટી. ૧૫૭૮

મુંબઇ, ૧૯ મી ડીસેમ્બર ૧૯૨૧

ધી બોમ્બે પોર્ટ ટ્રસ્ટના સેક્રેટરી જોગ,

મુંબઇ

સાહેબ,

હાલમાં બોમ્બે પોર્ટ ટ્રસ્ટ તરફથી વ્હાર્ફેજ ચાર્જીસમાં કરવામાં આવેલા બેહદ વધારા તરફ મારી કમીટીનું ધ્યાન ખેંચાયું છે. આના સંબંધમાં જો તમે નીચેની માહીતી પૂરી પાડશો તો મારી કમીટી ઉપકૃત થશે:—

(૧) દરમાં કેટલો વધારો કરવામાં આવેલ છે અને તે વધારવા માટે શા કારણો છે?

(૨) ચાલુ દરમાં વધારો કર્યા અગાઉ જાહેર મંડળોનો અભિપ્રાય પૂછવામાં આવ્યો હતો કે નહિ? (અ) જો આનો જવાબ હકારમાં હોય તો બીજાં જાહેર મંડળો સાથે આ ચેમ્બરનો અભિપ્રાય કેમ પૂછાવવામાં આવ્યો ન હતો તે મારી કમીટી જાણવા માગે છે (બ) જો જવાબ નકારમાં હોય તો આવી મહત્વની બાબત ઉપર જાહેર પ્રજાનો અભિપ્રાય જાણ્યા સિવાય ફેરફાર કરવા માટે કયા તાકીદનાં કારણો હતાં તે કમીટી જાણવા માગે છે.

(૩) આ વધારા કર્યા પહેલાં ના. સરકારની સંમતી મેળવવામાં આવી હતી?

તે ઉપરાંત આ બાબતમાં ના. સરકાર અને પોર્ટ ટ્રસ્ટ વચ્ચે જે પત્ર વ્યવહાર થયો હોય તેની નકલ જો મારી કમીટીને પૂરી પાડવામાં આવશે તો કમીટી આભારી થશે.

લી. આજ્ઞાંકીત,

એસ. એમ. મજુમદાર

એ. સેક્રેટરી

---

ટી. ૧૫૬૯

વાડીબંદર અને કર્નાકબંદર ખાતેના ગુડઝ સુપ્રીન્ટેન્ડેન્ટ જોગ.

મુંબઇ.

સાહેબ.

મુંબઇથી બહારગામ માલ મોકલવા માટે માલ રેલ્વે ઉપર ચડાવવા સંબંધમાં મુંબઇની આયર્ન મર્ચન્ટસ એસોસીએશને તમારી તરફ જે લખાણ મોકલાવેલ છે તેની એક નકલ ચેમ્બર તરફથી તેને ટેકો મળે તે માટે આ ચેમ્બર તરફ મોકલવામાં આવેલ છે. આ સંબંધમાં મારી કમીટી તરફથી જણાવવાની મને ફરમાશ થઇ છે કે જો તેમાં જણાવેલી વીગતો સાચી હોય અને તે ખોટી હોય તેમ માનવા માટે કમીટીને કાંઇ પણ કારણ નથી-તો વાડીબંદરમાં માત્ર એક અથવા બેજ વખત માલ લેવા માટે દરવાજા ઉઘાડા રાખવાની રૂઢી આમે ઘણો સખત વ.પો લઇ શકાય. મારી કમીટીને એવા ચોક્કસ દાખલા પુરા પાડવામાં આવ્યા છે જેમાં એક ગાડાથી પણ ઓછે દૂર માલ લઇ જવા માટે ગાડાનું ભાડું ૭ થી ૮ રૂપીયા આપવું પડેલ છે. મારી કમીટીનો એવો અભિપ્રાય છે કે આવા દર બહાર ગામડાં વેપારીઓને વગર હુકે

એટલીક ચીજોની ડીઝાઇન મારી ગમશે કે?

આપવાં પડે છે તે તેમજ અમુક ચોક્કસ દિવસે માલનો જમાવ વધારે થઇ જવાથી પરીણામે જે મુશ્કેલીઓ અને અગવડો ભોગવવી પડે છે તે બધું રેલ્વે સત્તાવાળાઓની માલ લેવાની ગેરવ્યાજબી અને વિચિત્ર પદ્ધતિને આભારી છે. હાલની ગોઠવણને અંગે ઉભી થતી મુશ્કેલીઓ દૂર કરવા માટે મારી કમીટી નીચેની ભલામણો કરે છે.

(૧) ન્યુડગ યાર્ડમાં માલનો જમાવ ઓછો કરવા માટે હાલમાં છે તેના કરતાં માલ સ્વીકારવા માટે વધારે દિવસ મુકરર કરવા.

(૨) અમુક ચોક્કસ સ્ટેશનો ઉપર માલ લેવા માટે ચોક્કસ દિવસો મુકરર કરવા અને તે ચોક્કસ સ્ટેશને માલ લેવાનું શરૂ કરવામાં આવે તે પહેલાં ઓછામાં ઓછા ચોવીશ કલાકની નોટીસ વેપારીઓને આપવી.

મારી કમીટી આશા રાખે છે કે તેઓએ કરેલી ભલામણો ઉપર તમો સંભાળપુર્વક ધ્યાન આપશો.

લી. આજ્ઞાંકિત.

એસ. એમ. મજુમદાર.

એ. સેક્રેટરી.

---

## (૨) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો.

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહિને આ માસિકમાં જુદો વિભાગ રાખવામાં આવશે. જે જે વેપારી ભાઇઓને પોતાની ઓફીસો, કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વીગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી તે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી કાંઇ પણ ફી લેવામાં આવશે નહિ. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફક્ત ૪ આના લેવામાં આવશે.

તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવતી વીગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબર રૂપે આપવામાં આવશે. દરેક વખત જાહેર ખબર આપવા માટે ફક્ત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે.

જે જે વેપારીભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય, તેઓએ તે પ્રમાણે લખી જણાવવા તસ્દી લેવી.

## (૩) ચેમ્બરમાં દાખલ થએલા નવા સભાસદો:—

(૫૩૯) શેઠ રઘુનાથ ચીંતામણ સોહોની.
(૫૪૦) મેસર્સ ધી બોમ્બે સાઇકલ એન્ડ મોટર કું.
(૫૪૧) શેઠ નસરવાનજી. સી. ગઝદર.
(૫૪૨) મેસર્સ સી. એમ. બ્રધર્સ.
(૫૪૩) „ ધી હીન્દુસ્તાન ટેનરીઝ લી.

---

ધી આરમે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઈ.

# અન્ય ચેમ્બરો અને એસોસીએશનો.

## (૧) મજુર મંડળોને લગતો કાયદો અને બોમ્બે ચેમ્બર.

મજુર મંડળોની સ્થાપના અને રક્ષણ માટે કાયદો ઘડવાના સંબંધમાં ના. સરકાર તરફથી હાલમાં જુદાં જુદાં વેપારી મંડળો પાસેથી અભિપ્રાય માગવામાં આવેલ છે. અત્રેની બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સે આ સંબંધમાં અભિપ્રાય આપતાં જણાવ્યું છે કે મજુરો તેમજ મૂડીવાળાઓના પરસ્પર લાભ માટે સંગીન પાયા ઉપર અને સાચી દિશામાં આ દેશના મજુરોનાં મંડળોની ખીલવણી માટે દરેક સગવડ પૂરી પાડવાની આવશ્યક્તા છે એ સામાન્ય મુદ્દો કમીટી માન્ય રાખે છે. પરંતુ કમીટીના મત મુજબ માત્ર ઇંગ્લંડના કાયદાનું અનુકરણ કરવાથી ધારેલો હેતુ પાર પડશે નહિ. તેથી આ પ્રશ્નનો નિકાલ હાલમાં જે પરિસ્થતિ હિન્દમાં છે તે તપાસીને થવો જોઇએ, અને આ દિશામાં પ્રગતિ થાય તેવો કાયદો ઘડવો જોઇએ.

પહેલું તો સારી સંખ્યામાં મજુર મંડળો હસ્તીમાં હોય તેમજ પોતાના સામાન્ય લાભ ખાતર એકત્ર થવાની મજુરો ઇચ્છા ધરાવતા હોય તોજ મજુર મંડળોની સ્થાપના અને રક્ષણ માટે કાયદો સંભવે. ના. હિન્દી સરકારના મત મુજબ આ બન્ને સંજોગો હિન્દુસ્તાનમાં હસ્તી ધરાવે છે પરંતુ કમીટીનો અનુભવ તદ્દન જુદો છે અને તે અનુભવ મજુર લોકો સાથે સમાગમમાં આવ્યા બાદ મેળવેલ છે. ના. સરકારે જે એક બીજા અગત્યના મુદ્દા ઉપર લક્ષ નથી આપ્યું તે એ છે કે આ દેશના મજુરો સ્થાયી નથી અને ઉદ્યોગોમાં કામ કરતા મજુરો પણ મોટા પ્રમાણમાં ...ી કરે છે એટલે મંડળોની સ્થાપનાથી મુંબઇના મીલ ઉદ્યોગ ઉપર તેમજ બંગાળના કોલસાના ઉદ્યોગ ઉપર શી અસર થશે તે સમજવું મુશ્કેલ નથી.

વળી કમીટીનો એવો અભિપ્રાય છે કે યુરોપમાં મજુર મંડળોની સ્થાપના મજુરોનીજ મહેનત અને પ્રયાસને આભારી છે અને તેઓના પ્રતિનિધિઓ સામાન્ય વર્ગમાંનાજ હોય છે જ્યારે આ દેશમાં હજી તેવું કાંઇજ નથી અને મજુરોના મંડળોનો વહીવટ થોડાએક ધંધાદારીઓના હાથમાં છે. આ મુદ્દાની જરૂરીઆતને વધારે પડતું વજન આપવાનો કમીટીનો ઇરાદો નથી કારણ કે જ્યાં સુધી કેળવણીનો હાલમાં છે તે કરતાં વિશેષ બહોળો પ્રચાર નહિ થાય ત્યાં સુધી મજુર વર્ગને બહારના અસામીઓની મદદ મેળવવાનો પૂરે પૂરો હક છે. પરંતુ કમીટી એવું સૂચવે છે કે હાલમાં મજુર મંડળો જે સ્થીતિમાં છે તે જોતાં કાયદાનો મૂળ હેતુ મંડળનો વહીવટ મજુરોના વિચારોને અનુસરીને રાખવાનો હોવો જોઇએ. તેથી કમીટી નીચેની સૂચનાઓ કરે છે.—

(૧) રજીસ્ટર થયેલ મંડળોની કારોબારી સભાની ચુંટણી બધા મજુરો તરફથી 'બેલટ'થી થવી જોઇએ અને તે સભામાં મંડળના અગાઉના તેમજ ચાલુ કાર્યવાહકોની બહુમતી હોવી જોઇએ.

(૨) સામુદાયિક કરાર ચાલતો હોય ત્યારે કારોબારી મંડળની મુલાકાત લેવાનો મુડીવાળાઓને હક હોવો જોઇએ.

તે ઉપરાંત કમીટી જણાવવા માગે છે કે જો ના. સરકાર કાયદાની જવાબદારીમાથી કેટલીક છુટ છાટ અને 'પીકેટીંગ' માટે વધારે અનુકુળતા આપશે નહિ તો સૂચવવામા આવેલી યોજના પ્રમાણે ટ્રેડ યુનીયનને રજીસ્ટર થવાથી ખાસ લાભ થશે નહિ અને કમીટીના મત મુજબ ઉપર પ્રમાણેની છુટછાટ હાલના સંજોગોમા આપવાનુ ઇચ્છવાજોગ નથી.

યુરોપ અને અમેરીકામા મજુર મંડળોની સ્થીતિ તદ્દન જુદી છે તેઓ પાસે માન કાયદેસર હેતુઓ માટે એકઠી કરવામા આવેલ મોટી રકમો હોય છે અને તે નાણાના વહીવટ માટે મંડળોને રજીસ્ટર કરવા તે સભાસદોના હિત ખાતર જરૂરી છે કમીટીની જાણ મુજબ હિન્દુસ્તાનમા મંડળો પાસે ઘણી નાની રકમ હોય છે અને ફરજીઆત 'ઓડીટ' ની પદ્ધતિ મજુરોને મંડળોમા જોડવા માટે આકર્ષવાને બદલે તે કાયદાહકોને નડતર રૂપ લાગશે

તેથી જો ના. સરકાર અણઘટતી છુટછાટ આપવા ન માગતી હોય તો કમીટીના મત મુજબ ભાગ્યેજ કોઇ મંડળ રજીસ્ટર થશે સિવાય કે રજીસ્ટર થવાનુ ફરજીઆત રાખવામા આવે આ પ્રમાણે રજીસ્ટર કરવાનું ફરજીઆત રાખવાનુ કેટલા પ્રમાણમા વ્યવહારૂ છે તે કમીટી કહી શકતી નથી પરંતુ મજુરોના સમૂહને પોતાની ફરીઆદો યોગ્ય લાગે તે રીતે મુડીવાળાઓ પાસે રજુ કરતી કોઇ અટકાવી શકે તેમ નથી. કમીટીને લાગે છે કે જો કોઇ પણ કાયદો ઘડવોજ હોય તો તેમા નીચેના મુદ્દાઓનો સમાવેશ થવો જોઇએ —

(૧) મંડળો માટે રજીસ્ટર થવાનુ ફરજીઆત રાખવુ

(૨) મંડળોના ફંડ વિગેરે સરકારી અમલદારો 'ઓડીટ' કરશે અને તપાસશે.

(૩) મંડળોના હેતુઓ કાયદામાજ જણાવવા અને હિન્દુસ્તાન અને બીજા દેશોના સંજોગોમા તફાવત હોવાથી હિન્દમા આવા મંડળોના નાણા રાજદ્વારી કાર્ય માટે વાપરવામા આવશે નહિ

છેવટે કમીટી જણાવે છે કે હિન્દમા હયાતી ધરાવતા ખાસ ચોક્કસ સંજોગોને લીધે ના. સરકારે આ બાબત ઉપર ખાસ સંભાળપૂર્વક વિચાર કરવાની જરૂર છે અને જે કાયદો ઘડવામાં આવે તે આ દેશના ચોક્કસ પ્રશ્નોને અનુકુળ હોવો જોઇએ અને માત્ર ઇંગ્લંડના કાયદાનું અનુકરણ કરવાનો સહેલો રસ્તો પડતો મૂકવો જોઇએ.

## (૨) રેલ્વેની મુશ્કેલીઓ અને બોમ્બે ચેમ્બર.

અત્રેની બોમ્બે ચેમ્બરની કમીટીએ ના. હિન્દી સરકારના રેલ્વે ખાતા ઉપર એક પત્ર લખેલ છે જેમા તેઓએ ના. સરકારને પુછયુ છે કે આ વર્ષનુ ચોમાસુ સારૂ નીવડેલ હોવાથી રૂ, ઘઉં, તેલીયા અને બીજા પાકની પેદાશમા વધારો થવાથી રેલ્વેની સગવડો પુરી પાડવામા રેલ્વે સત્તાવાળાઓને કાંઇપણ મુશ્કેલીઓ નડવાનો સંભવ છે કે કેમ? છેલ્લા થોડા વર્ષથી ટ્રાફીક ઘણો ઘટી ગએલ હોવા છતા પણ રેલ્વેઓ તેને સંતોષકારક રીતે પુગી વળી શકતી નથી તે બાબત તરફ ખાસ લક્ષ ખેંચવામાં આવેલ છે.

---

કમીટીની જાણ મુજબ ચાલુ વર્ષની આખર સુધીમાં લડાઇ પહેલાં જે સામાન્ય સ્થીત હતા તે પાછી આવવાનો સંભવ છે. એવી માન્યતા એક વખત કેટલાક રેલ્વે અમલદારો ધરાવતા હતા પરંતુ હાલના સંજોગો જોતાં તેવી સાધારણ સ્થીતિ પણ કેવી રીતે પાછી આવશે તે સમજાતું નથી.

કમીટી વધારેમાં જણાવે છે કે આ પ્રશ્ન રેલ્વે કમીટીના રીપોર્ટમાં વિગતવાર ચર્ચવામાં આવેલ છે અને તેઓ આશા રાખે છે કે તેમાં કરવામાંઆવેલી ભલામણોથી ભૂતકાળની કેટલીક મુશ્કેલીઓ દુર થશે. પરંતુ કમીટી ઉમેરે છે કે હાલ તુરત જે સ્થીતિ ઉભી થઇ છે તે ઉપર રેલ્વે કમીટીની ભલામણની તાબડતોબ અસર થઇ શકે નહિ અને તેઓને હાલની સ્થીતિ એટલી ગંભીર દેખાય છે તેમજ ટ્રાફીકને પહોંચી વળવાની રેલ્વેની અશક્તિની અસર મુંબઇના વેપાર ઉપર એટલી માઠી થશે કે રેલ્વેની સગવડો વધારવા માટે હાલ તુરત શાં પગલાં લેવાં તે કમીટી વ્યાજબી રીતે ના. સરકારને પુછી શકે.

છેવટે કમીટી ઉમેરે છે કે તેઓનો પત્ર ઘણો મોડો છે અને તેથી ચાલુ ઠંડીની મોસમમાં તેમાં સુચવ્યા મુજબનાં પગલા લેવાનું અશક્ય છે તો નજદીકના ભવિષ્યમા કાઇક સુધારો થઇ શકશે એવી તેઓ આશા બતાવે છે. કમીટીની જાણ મુજબ કેટલાક ગેરવ્યાજબી નિયમો ન હોત તો રેલ્વેઓને મોટા જથ્થામા રોલીંગ સ્ટોક મળી રહ્યો હોત અને છેવટે એવી આશા બતાવે છે કે રેલ્વેના હંમેશના વહીવટ માટે હાલની નીતિ છોડી દઇ તેને બદલે વધારે દુરઅંદેશ અને વ્યાજબી રૂઢી દાખલ કરવામા આવશે.

## વોશીંગટન લેબર કોન્ફરન્સ (૧૯૧૯) નો બેકારીને લગતો કાચો કરાર અને બંગાળ ચેમ્બર:—

આ કાચા કરારની બીજી કલમ આ કરાર માન્ય રાખતા કોન્ફરન્સના દરેક સભાસદને એક વડી સત્તા હેઠળ મફત પબ્લીક એમ્પલોયમેન્ટ એજન્સીઓ સ્થાપવાની ફરજ પાડે છે. ના. હિન્દી સરકારે આ કરાર માન્ય રાખેલ છે અને પરીણામે તેઓએ પબ્લીક એમ્પ્લોયમેન્ટ એજન્સીઝ સ્થાપવાનો સવાલ હાથ ધરેલ છે. આ હેતુ લક્ષમા રાખી તેઓએ સ્થાનિક સરકારનો આ બાબતમા અભિપ્રાય પુછાવેલ છે. ના. હિન્દી સરકાર જણાવે છે કે હજી સુધી ઔદ્યોગિક મજુરી માટેની માગણી મજુરી મળી શકે તે કરતા મોટી હોવાથી અત્યાર સુધી આવી એમ્પ્લોયમેન્ટ એજન્સીઓની સ્થાપના બીન જરૂરી જણાઇ હતી પરંતુ ના સરકારની જાણ મુજબ કેટલાક ગીચ વસ્તીવાળા વિસ્તારમાં પગારના દર નીચા રહે છે કારણકે બીજે સ્થળે ઔદ્યોગિક મજુરી માટે જે માગણી છે તે ત્યાં સુધી પહોંચી શકતી નથી. આવા સંજોગોમાં ના. સરકાર માને છે કે આવી એજન્સીઓની સ્થાપનાથી મજુરોને એક જગ્યાએથી બીજી જગાએ જ્યાં મજુરી માટે માગણી હોય ત્યાં મોકલવાની અનુકુળતા થઇ પડશે.

આ વિષય ઉપર સ્થાનિક સરકારોનો અભિપ્રાય પુછાવવામાં આવેલ છે અને તેઓનું ધ્યાન ખાસ કરીને નીચેના મુદ્દાઓ તરફ દોરવામાં આવેલ છે —

(૧) આસામ લેબર બોર્ડ ની દેખરેખ હેઠળ ચાના બગીચા માટે મજુરોની ભરતી (૨) જે વિભાગમાં દુકાળ હોય ત્યાં બીજી જે જગ્યાએથી કામ મળી શકતું હોય તે વિગેરેની માહીતી પુરી પાડવાનું (૩) સંયુક્ત પ્રાંતનો પૂર્વ વિભાગ અને ઉત્તર વિભાગ અને બીહાર જેવી ગીચ વસ્તી

વાળી જગ્યાઓમા એજન્સીઓની સ્થાપના (૪) મૂડીવાળાઓ તેમજ મજુરોના પ્રતિનિધિઓની કમીટીની નીમણુક (૫) ફી લઇને નોકરી શોધી આપે તેવી એમ્પ્લોયમેન્ટ એજન્સીઓની સ્થાપના ઉપર અંકુશ

આ વિષય ઉપર અભિપ્રાય આપતા બગાળ ચેમ્બર ઓફ કોમર્સની કમીટીએ જણાવ્યું છે કે આસામ લેબર બોર્ડની દેખરેખ હેઠળ ચાના બગીચા માટે મજુરોની ભરતીના સવાલ બાબે તેઓએ ઇન્ડીઅન ટી એસોસીએશનને પૂછાવેલ છે ઉદ્યોગવાળા વિભાગોમા બીજે કામ મળે છે તેને લગતી માહિતી પુરી પાડવાના સવાલ ઉપર તેઓએ કાઇ પણ ટીકા કરી નથી પરતુ તેઓએ ગીચ વસ્તીવાળા વીસ્તારમા એજન્સીઓ સ્થાપવાની સૂચના માન્ય રાખેલ છે કારણ કે જો આવી એજન્સીઓનુ બધારણ તેમજ કારભાર સતોષકારક હોય તો તેવા વિભાગમાથી મજુરોને ઔદ્યોગિક વિભાગમા તે સરળતાથી મોકલી શકે પરતુ કમીટીના મત મુજબ જુલમ તેમજ બીજા અત્યાચારો અટકાવવાનુ બહુ મુશ્કેલ થઇ પડશે તેથી આવી એજન્સીઓના વહીવટ અને કારભાર ઉપર ઘણુ ધ્યાન રાખવુ પડશે આવી એજન્સીઓએ મૂડીવાળાઓના સબધમા રહેવુ જોઇએ જેથી કરીને તેઓ કેવી જાતના મજુરોની કયા ભાગમા જરૂર છે તે તેમજ પગારના દર અને બીજી સરતો વિગેરે જાણી શકે તે ઉપરાત મજુરો રોકવાવાળા મૂડીવાળાઓ મુસાફરી ખર્ચ, મુસાફરી દરમ્યાન ખાવાનો ખર્ચ વિગરે આપશે કે કેમ તે પણ તેઓએ જાણવુ જોઇએ હિન્દી મજુરને આવી જાતની મદદની જરૂર છે તેમજ યોગ્ય કામની પસદગીમા પણ તેને મદદની જરૂર પડશે જો એજન્સીઓને દુરાચારથી દૂર રાખી શકાય તો તેઓ ઘણુ ઉપયોગી કામ કરી શકે કારણ કે હિન્દી ઉદ્યોગોમા મજુરોની અછત છે અને તેથી આ મુશ્કેલી દૂર કરવા માટે જે ઉપાયો લેવામા આવે તેને અગે ઉદ્યોગોમા મજુરોની સખ્યામા વધારો જરૂર થવાનો મૂડીવાળા અને મજુરોના પ્રતિનિધિઓની કમીટીના બધારણ સબધમા ચેમ્બર પોતાથી બનતી દરેક મદદ આપવા તૈયાર છે તેમજ ભરતી માટે દગાખોર એજન્સીઓ દાબી દેવા માટે જે પગલા ભરશે તેમા ચેમ્બર મજબુત ટેકો આપશે

---

ધી ઇન્ડીઅન પેમેન્ટ્સ એન્ડ પબ્લીક રીલીફ એસોસીએશનની તરફથી કમીટીની એક બેઠક શનીવાર, તા. ૨૬-૧૧-૧૯૨૧ના રોજ મળી હતી જે વખતે સભાસદોના વર્ગોને લગતા કાનુન ૪મા નીચેના ફેરફાર માટે લવાજમ વગેરેના અને તે ફેરફાર એસોસીએશનની ખાસ સામાન્ય સભા સન્મુખ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

સભાસદને લગતા સૂચવવામા આવેલ નિયમો નીચે પ્રમાણે છે—

સભાસદો ત્રણ વર્ગના રહેશે (૧) ઓર્ડીનરી. (૨) લાઇફ (૩) ઓનરરી

ઓર્ડીનરી સભાસદો ત્રણ વર્ગના રહેશે—

(૧) મુબઇ અને તેના પરાઓના રહેવાસીઓ જેઓ વાર્ષિક લવાજમ તરીકે રૂા ૨૦ આપશે.

(૨) બહાર ગામના સભાસદો જેઓ વાર્ષિક લવાજમ રૂા ૧૦ આપશે

(૩) એસોસીએશનો જેઓ વાર્ષિક લવાજમ તરીકે રૂ ૫૦ આપશે

પ્રવેશક ફી—સઘળા ઓર્ડીનરી અને લાઇફ મેમ્બરોએ પ્રવેશક ફી તરીકે રૂા ૨૫ આપવા પડશે

લાઇફ મેમ્બરો—હિન્દી પેઢીઓ અને વ્યક્તિઓ લાઇફ મેમ્બર તરીકે જોડાઇ શકશે તેઓ ૫૦૦ રૂ અથવા તેથી વધારે લવાજમ આપશે

'ફેલો' અને 'પેટ્રન્સ'ની ટીપ હવે બધ કરવી અને તે વર્ગ હેઠળ હવે વધારે નામ નોધવા નહિ

---

# વેપારી ખબરો.

ઇંગ્લંડમાં એડમીરેલ્ટી પાસે કેટલીક છેલ્લી ઢબની સ્ટીમ ટ્રોલરો વેચાણ છે અને તેને લગતી કેટલીક વીગતો આ ચેમ્બરને ના. સરકાર તરફથી પુરી પાડવામાં આવેલ છે, જે ચેમ્બરની ઓફીસમાં કોઇપણ શખ્સ જોઇ શકશે.

## ઇંગ્લંડમાં વેજીટેબલ તેલોનો ઉદ્યોગ:—

ઇંગ્લંડમાં હાલમાં વેપારી મંદી હોવાને લીધે કોઇપણ ઉદ્યોગમાં તેજી હોવાનું મુશ્કેલ છે છતાં વેજીટેબલ તેલો અને તેને લગતા ઉદ્યોગોમાં જુલાઇથી સપ્ટેમ્બર માસમાં નિકાશમાં મોટો વધારો જોવામાં આવે છે જે નીચેના આંકડા ઉપરથી જણાશે:—

| ૧૯૨૧ | સાફ કર્યા વગરનાં તેલો | સાફ કરેલાં તેલો | સાબુ | મીણબત્તી |
|---|---|---|---|---|
| | હંડ્રવેટ | હંડ્રવેટ | હંડ્રવેટ | હંડ્રવેટ |
| જાન્યુઆરી | ૧,૩૦,૨૬૦ | ૭૮૫૪૦ | ૫૪૧૬૬ | ૨૬૭૨ |
| ફેબ્રુઆરી | ૭૬૬૨૦ | ૪૬૫૦૦ | ૪૦૮૨૧ | ૧૬૩૨ |
| માર્ચ | ૮૬૯૬૦ | ૧૫૨૬૦ | ૫૦૮૫૬ | ૨૨૯૪ |
| એપ્રીલ | ૧૧૯૬૦૦ | ૧૫૨૬૦ | ૫૩૩૮૪ | ૩૬૬૦ |
| મે | ૧૦૬૧૪૦ | ૧૧૭૦૦ | ૫૬૪૧૩ | ૩૭૭૪ |
| જુન | ૧૨૩૭૮૦ | ૮૦૬૦ | ૫૪૨૨૧ | ૩૫૮૩ |
| જુલાઇ | ૧૩૯૬૮૦ | ૪૧૮૦ | ૬૧૩૩૬ | ૮૧૧૧ |
| ઓગસ્ટ | ૧૬૪૧૬૦ | ૬૫૪૦ | ૯૯૬૩૯ | ૫૪૬૪ |
| સપ્ટેમ્બર | ૧૩૯૦૦૦ | ૧૪૨૦૦ | ૯૦૪૮૯ | ૭૩૪૧ |

પહેલા છ મહિનાના આંકડા ગયા વર્ષના તેજ અરસાના આંકડા કરતાં ઘણા ઓછા હતા પરંતુ પાછળના ત્રણ મહિનાના આંકડાથી તે ઘટાડો મોટે ભાગે વળી ગએલ છે. ત્રણ મહિનાઓમાં સાફ કરેલ વેજીટેબલ તેલોની નીકાશ ૫૮,૮૮૦ ટન હતી જ્યારે ગયે વર્ષે તેજ અરસામાં નીકાશ ૬૯,૧૮૪ ટન થઇ હતી અને સાફ કરેલ બીજાં તેલોની નીકાશ અનુક્રમે ૧૦૧૧૨ ટન અને ૧૧,૦૭૪ ટન હતી. એમ આશા રાખી શકાય કે બાર મહિના પુરા થતાં ગયા વર્ષના આંકડા કરતા આ વર્ષે આંકડે વધી જશે. જુલાઇ, ઓગસ્ટ અને સપ્ટેમ્બર માસમાં સાબુ અને મીણબત્તીની નીકાશમાં પણ સારો વધારો ખાસ ધ્યાન ખેંચે તેવો છે, તો પણ ગયા વર્ષો સાથે અથવા લડાઇ પહેલનાં વર્ષો સાથે સરખાવતાં આ બન્ને ચીજની નીકાશમાં મોટો ઘટાડો માલમ પડેલ છે. જાન્યુઆરીથી સપ્ટેમ્બર સુધમાં યુનાઇટેડ કીંગડમમાંથી સાબુની નીકાશ ૫૯૬,૨૮૫ હંડ્રેવેટની હતી જ્યારે ગયે વર્ષે તેજ અરસામાં તે આંકડો ૧૫૨૯૫૮૯ હંડ્રેવેટ અને ૧૯૧૩માં ૧૬૫૬૦૧૬ હંડ્રેવેટ હતો. જ્યારે મીણબત્તીની નીકાશ અનુક્રમે ૩૮૫૩૧, ૨૨૦૮૯૩ અને ૧૯૦૮૮ હંડ્રેવેટ હતી. પેઇન્ટસ અને વારનીશની નીકાશમાં પણ મોટા પ્રમાણમાં ઘટાડો

કેટલીક શાળીઓથી બોર્ડીંગનો ખોરાક શોધે છે.

થએલ છે. આ નવ મહિના દરમ્યાન યુનાઇટેડ કીંગડમમાં ૩૬૮,૫૪૯ ટન અળશીનાં બીયાંની આયાત કરવામાં આવી હતી અને વર્ષ પુરૂં થતાં તે આંકડો ૫૦૦૦૦૦ ટન સુધી પહોંચવાની વકી છે.

---

જર્મનીનું એક પત્ર જણાવે છે કે બર્લીનમાં વીજળીક બળ પૂરૂં પાડનારી કંપનીઓને કેવા તડાકા પડતા હશે તે એટલા ઉપરથી જણાશે કે ગયા જુન માસમાં પુરા થતા બાર મહિનામાં જર્મન જનરલ ઇલેક્ટ્રીક કંપનીની થાપણ ૧૦ કરોડ માર્કની હતી. વર્ષ દરમ્યાન એ થાપણ ૮૫ કરોડ માર્ક જેટલી કરવામાં આવી હતી. આ વધારેલી થાપણ માર્કની કિંમત ઘટી ગઇ તે દરમ્યાન ભરવામાં આવી હતી છતાં પણ ઓર્ડીનરી શેરો ઉપર તે કંપનીએ ૧૬ ટકા અને પ્રેફરન્સ શેરો ઉપર ૭ ટકા જેટલી વહેંચણી આપી હતી. આ વહેંચણી ઉપરાંત કંપનીએ ૧૦ કરોડ માર્ક અનામત ફંડમાં ખેંચ્યા હતા તથા ૫૦ લાખ માર્ક બેનેવોલન્ટ ફન્ડ અને ૨૦ લાખ માર્ક બીજા ફંડમાં ખેંચ્યા હતા. આ કંપનીના ડીરેકટરોએ હાલની થાપણ પણ વધારીને ૧૧૦ કરોડ માર્કની કરવાની અથવા ડીબેન્ચરો સાથે ૧૩૦ કરોડ માર્કની કરવાની સત્તા માગી છે. આ કંપનીને દેશાવરમાં મોટા ઓર્ડરો મળેલ હોવાથી તેનું કામકાજ ઘણું વધી ગએલ છે.

મેન્સ મેન ટયુબ્ઝ વર્કસ નામની બીજી કંપનીએ પણ ઉપરની કંપનીના જેવોજ મોટો નફો કર્યો છે. મજકુર કંપનીની ભરાએલી થાપણ જે ૮,૯૭,૫૦,૦૦૦ માર્ક હતી તે ઉપર ૮,૪૫,૦૦,૦૦૦ માર્ક જેટલો ગંજાવર નફો કરી અનામત ફંડમાં ૧૦,૮૦,૦૦,૦૦૦ માર્ક લઇ અને ૨૦થી ૩૦ ટકાની વહેંચણી આપી હતી.

ચાલુ વર્ષમાં ૨૩૦ કરોડ માર્કની થાપણવાળી નવી કંપનીઓ છેલ્લા નવ માસમાં ઉભી થએલ છે એટલુંજ નહિ પણ જૂની કંપનીઓએ પોતાની થાપણમાં ૧૧ અબજ માર્કનો વધારો કરેલ છે.

---

હિન્દુસ્તાનની ખાણોના ચીફ ઇન્સ્પેકટરના હેવાલ મુજબ ૩૧મી ડીસેમ્બર ૧૯૨૦ને રોજ પૂરા થતા વર્ષમાં અબરખની પેદાશ ૪૪,૬૬૭ હંડ્રવેટ હતી. જ્યારે આગલે વર્ષે તે ૪૧,૬૮૩ હંડ્રવેટ હતી એટલે રીપોર્ટવાળા વર્ષમાં ૭.૧૬ ટકાનો વધારો થયો હતો રજપુતાના અને મદ્રાસની પેદાશમાં વધારો થયો હતો, જ્યારે બીહાર અને ઓરીસામાં થોડો ઘટાડો થયો હતો. વર્ષ દરમ્યાન સારી જાતના અબરખ માટે માગ ચાલુ હતી અને ભાવ પણ સારા રહ્યા હતા પરંતુ હુંડીઆમણની અસ્થિરતા તેમજ સામાન્ય નાણાં ભીડને લીધે પેદાશ ઉપર અંકુશ મૂકવામાં આવ્યો હતો. વર્ષના છેલ્લા ત્રણ મહિનામાં સ્થાનિક બજાર તદ્દન મંદ હતું. ઇંગ્લંડ અને અમેરીકામાં પણ સ્ટોક વધી પડેલ હતો. મદ્રાસમાં અબરખની ખાણોમાં અબરખ કાઢવા માટે સુધરેલી પદ્ધતિ દાખલ કરવામાં આવેલ છે.

---

### હિન્દુસ્તાન અને જર્મન રંગઃ—

હિન્દુસ્તાનમાં સીન્થેટીક રંગોની આયાત ઉપરના અંકુશ કાઢી નાખવામાં આવેલ હોવાથી જર્મની સાથેનો રંગનો વેપાર વધેલ છે. ૧૯૨૦-૨૧ ના વર્ષ માટેના મુંબઇ ઇલાકાના દરીઆઇ વેપારના હેવાલ ઉપરથી માલમ પડે છે કે રંગ રોગાનની ચીજોની આયાતમાં

તે વર્ષમાં ૧૦૫ કરોડ રૂપિયાનો વધારો થયો હતો જે કુલ ૩૦૮૨ કરોડ રૂપિયા થઇ હતી આ આયાતમાં જર્મનીનો ભાગ ૩૫ ટકા, યુનાઇટેડ કીંગડમનો ૨૭ ટકા અને યુનાઇટેડ સ્ટેટ્સને ૨૧ ટકા ભાગ હતો. આ મથાળા હેઠળ સહુથી ઉપયોગી આયાત એલીઝેરીન અને એનીલાઇનની હતી. એનીલાઇનની કુલ આયાત ૨૦૨૩ કરોડ રૂપિયાની થઇ હતી. જેમા યુનાઇટેડ કીંગડમમાંથી ૩૧ ટકા અને જર્મનીમાંથી ૨૯ ટકા હતી. એલીઝેરીનની આયાત ૫૫ લાખ રૂપિયાની હતી તેમાં ગ્રેટ બ્રીટન અને જર્મનીનો હીસ્સો અનુક્રમે ૧૭ અને ૬૭ ટકા હતો. ગ્રેટબ્રીટનમાંથી જે સીન્થેટીક કેમીકલ્સ આયાત કરવામાં આવ્યાં હતાં તેમાં મોટો ભાગ જર્મનીના 'રેપરેશન રંગો' હતા. આ ચીજોની વહેંચણી ઉપર એવો અંકુશ મેલવામાં આવેલ છે કે જેથી ખરીદનારાઓને રંગ માટે વધારે પડતો માલ આપવો પડે નહિ.

---

## યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકા સાથે હિન્દુસ્તાનનો વેપાર:—

અમેરીકાના નીકાશ કરવાવાળાઓના અભિપ્રાય મુજબ હિન્દુસ્તાન અને અમેરીકા વચ્ચેનો વેપાર જો કે જલદી વધતો નથી છતાં પણ સંતોષકારક છે. તેલના વેપારને વહાણો મળવાની જે મુશ્કેલીઓ નડતી હતી તે હવે દૂર થઇ છે. મોટર કારનો વેપાર યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડા વચ્ચે એક મોનોપોલી જેવો થઇ પડેલ છે. જર્મન રંગના વેપારનો મોટો ભાગ અમેરીકાએ પોતાને હાથ કરેલ છે અને જર્મની પહેલાં જે સસ્તી ચીજો પૂરી પાડતું તે પુરી પાડવામાં અમેરીકાએ જાપાનને હઠાવેલ છે. અમેરીકાથી લોઢું, પોલાદ, હાર્ડવેર વિગેરેની આયાત વધતી જાય છે.

---

## હિન્દી કસ્ટમ્સ જગાત:

ના હિન્દી સરકાર તરફથી બહાર પડવામાં આવેલા આંકડા ઉપરથી જણાય છે કે ૧૯૨૧ ના એપ્રીલથી નવેમ્બર સુધીના આઠ મહિનામાં એકઠી કરવામાં આવેલ કસ્ટમ્સ જગાત (મીઠા ઉપરની જગાત સિવાય) ૨૨,૫૬ લાખ રૂપિયા હતી જ્યારે ગયે વર્ષે બરાબર તેટલા મહિનામાં તે ૨૧,૧૬ લાખ રૂપિયા થઇ હતી. આમા આયાત જગાતમાંથી ૧૭,૫૫ લાખ રૂપિયા, નીકાશ જગાતમાંથી [illegible] લાખ રૂપિયા, કાપડ ઉપરની એક્સાઇઝમાંથી ૧૮૬ લાખ રૂપિયા, મોટર સ્પીરીટ ઉપરની જગાતમાંથી ૫૦ લાખ અને જમીન માર્ગે મળેલી જગાત અને બીજી પરચુરણ રકમમાંથી ૨૪ લાખ રૂપિયા મળ્યા હતા. ખાસ વધારો ખાંડ, દીવાસળી, મશીનરી, કોરૂં કાપડ, કટારી હાર્ડવેર [illegible] સામાન અને મોટર સ્પીરીટ ઉપરની જગાતમાં થયો હતો જ્યારે, રૂ, [illegible] અને કોરૂં કાપડ, તમાકુ, [illegible], [illegible], કાચાં ચામડાં, કાચું ચામડું વિગેરે ઉપરની જગાતમાં તેમજ કાપડ ઉપરની એક્સાઇઝમાં ઘટાડો થયો હતો.

---

## રેલ્વે ફીનેન્સ કમીટીનો રીપોર્ટ.

[illegible] ઓક્ટોબર [illegible] માસમાં નીમાયેલી [illegible] વર્ષ રેલ્વે કમીટીના [illegible] [illegible] [illegible] સર [illegible] [illegible] વિચાર કરવાને [illegible] [illegible] [illegible] કમીટી નીમી હતી. તેનો [illegible] રીપોર્ટ બહાર પડેલ છે. કમીટીને

જે બે મુખ્ય સવાલોપર વિચાર ચલાવવાનો હતો તે એ હતો કે રેલવે નાણા ખાતાને હાલ સરકારના સામાન્ય નાણા ખાતામાંથી જુદું પાડવુ કે કેમ અને આવતા ૧૦ વરસ સુધી રેલવેઓ પાછળ કેટલો કેપીટલ ખરચ કરવો કમીટી એક સિદ્ધાંત તરીકે અને વ્યવહારૂ નજરે એવા મતપર આવી છે કે હાલ તુરત અને નજનીકના ભવિષ્યમા પણ જ્યાસુધી દેશની નાણા સંબંધી હાલત સમતોલ થાય નહિ ત્યાં સુધી રેલવે નાણાં ખાતાને સામાન્ય નાણા ખાતાથી જુદું પાડવાનુ બની શકે તેમ નથી. આગળ ઉપર દેશની નાણા સંબધી હાલત જરા સમતોલ થાય ત્યારે એ સવાલ પાછો વિચારી શકાય તેમ છે રેલવે નાણા ખાતાને જુદું પાડવામાં આવે તો હીંદી સરકારને રેલવે તરફથી આવતી મોટી મહેસુલ ગુમાવવી પડે અને હાલની સ્થિતિમાં તે એવડી મોટી રકમ જતી કરી શકે તેમ નથી અને સુધારાની યોજના અનુસાર નાણાનુ જે સમતોલપણુ તેને જાળવી રાખવાનું તે રાખી શકાય નહી. દાખલા તરીકે મેસ્ટન કમીટીએ ધ્યાન ખેચ્યું હતું કે રેલવેઓમાથી વડી હીંદી સરકારને પોણા અગીયાર કરોડ રૂપીઆની ચોખી મહેસુલ મલે છે. નફો નહીં

ત્યારે હવે કમીટીને જે મુખ્ય મુદ્દાપર વીચાર કરવાનો હતો તે એ હતો કે ચોક્કસ મુદત સુધી રેલવે માટે કરવા પડતા કેપીટલ ખરચ માટે વળી સરકારે રેલવે કંપનીઓને સામાન્ય નાણા ખાતામાથી ચોક્કસ રકમ ઉપાડી આ વવી કે કેમ ? કારણ કે હાલના ધોરણ પ્રમાણે રેલવે માટે-જે રકમ જુદી કહાડવામા આવી હોય તે પુરપુરી ન વપરાય તો વરસની આખેરીએ તે જતી રહે છે. કમીટીનો એવો મત પડે છે કે રેલવે લાઇનોની ખીલવણી માટે કંપનીઓને વધારે રકમની મદદ આપવાની જોગવાઇ કરી આપવાની જરૂર છે. અને કુંપનીઓએ હાલ બાંધકામો શરૂ કર્યાં હોય તે માટે પણ નાણાની મદદ આપવ ની ના પાડવુ એ આર્થીક નજરે ગેરલાભ થઇ પડે

કમીટીના મત પ્રમાણે બીજી રેલવે લાઇનો શરૂ કરવા પહેલા ઉપર જણાવેલી એ જરૂરીઆતો પર પહેલા લક્ષ આપવુ જોઇએ. કમીટી વળી એવુ માને છે કે રેલવેઓ માટે નાણાની જોગવાઇ કરવના પ્રોગ્રામને દશ વરસ સુધી લંબાવવાની જરૂર નથી. એ મુદત પાચ વષની અને દરેક પાચ વરસ માટેની જરૂરીઆતો માટે બે વરસ આગમચથી તઇયારી કરી રાખવી. એનો અર્થ એ કે એક વરસે જે રકમ માટે બહાલી આપવામા આવી હોય તે વરસ પુરૂં થાય અને એ રકમ ખરચાઇ ન હોય તો તે નકામી નહીં જાય. કમીટીએ નાણાની જોગવાઇનો વિચાર કરવાની સાથે ચાલુ લાઇનોમા સુધારા વધારા કરવાના સવાલોનો પણ વિચાર કર્યો છે.

સંધળા સવાલો અને મુદ્દાઓનો વીચાર કરી જોઇ અને તેને તોલી જોઇ કમીટીએ નકકી કર્યું છે કે, રેલ્વે બોર્ડે જે પાચ વરસને માટે ૧૫૦ કરોડ રૂપીઆ ખરચવાની સુચના કરી છે તેને બહાલી આપવાની ભલામણ કરવી. તેઓને લાગે છે કે આ માટે હીંદમા લોન કહાડવા ઉપરાત પરદેશના બજારોમાથી નાણા ઉધાર લેવા પડશે, અને તે માટે સસ્તામા સસ્તા બજારોનો આશરો લેવામા આવશે.

કમીટી ત્રીજા વર્ગની હાલત સુધારવાના સવાલપર ઘણો ભાર મુકે છે કમીટી નવી લાઇનો ઉભારવાના સવાલમાં ઉંડી નથી ઉતરી છતા પણ તે એવી સુચના કરે છે કે જ્યા નવી કોલસાની ખાણો ઉઘાડવામા આવી હોય ત્યાં બીજી નાની ફીડર અને બાંચ લાઇનો ઉઘાડવી અને તે કામ સ્ટેટે ઉપાડી લેવું અને તેમ ન બની શકે તો ખાનગી પેઢીઓ અને સાહુકારોને એ કાર્ય કરવા દેવુ

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૬, બેંક ઓટ, ફોર્ટ મુંબઇ.

એવી ગેરરીતીથી કે કંપની હીંદમાં સ્થપાયેલી હોય નાણા રૂપીઆના હીંદમાંથી ઉઘરાવેલા હોય અને કુંપનીના સ્ટાફમાં અને ડાયરેકટરોના બૉર્ડમાં ચોકસ પ્રમાણમાં હીંદીઓનું તત્વ આમેજ કરવામાં આવ્યું હોય. કંપનીનો રીપોર્ટ એકમતી છે.

---

કયુબાનો ૧૯૨૦-૨૧નો ખાંડનો પાક વેચવા સંબંધમાં મોટી મુશ્કેલી એ છે કે યુરોપની ખરીદીમાં મોટો ઘટાડો થઇ ગયેલ છે. અકટોબરના પહેલા અઠવાડીઆની આખર સુધીમાં યુનાઇટેડ સ્ટેટસ ખાતે ૧૯૨૧ની સાલમાં કયુબાની ખાંડની આયાત ૧૯૨૦ની સાલમાં તેજ અરસામાં થએલી આયાતના ૮૪ ટકા જેટલી થઇ હતી જયારે યુરોપ ખાતેની આયાત આગલા વર્ષની સરખામણીમાં માત્ર ૪૦ ટકા જેટલી થઇ હતી.

નિકાશ માટે ફાજલ પાડી શકય તેવો ખાંડનો જથ્થો ઝેકો સ્લોવીકા ખાતે ૨૦૦,૦૦૦ ટન અથવા તેથી પણ ઓછો અડસટવામાં આવે છે. બેલજીયમ અને હોલંડ મળીને લગભગ ૧૦૦,૦૦૦ ટન ખાંડ પૂરી પાડી શકે એવી વકી છે. આ કુલ્લ જથ્થો ફ્રાન્સની પેદાશ અને તેની ખપત વચ્ચેના તફાવતને પહોંચી વળવા પુરતો થશે નહિ. યુનાઇટેડ કીંગડમ તેમજ યુરોપના બીજા દેશો નિયમિત રીતે ખાંડ આયાત કરે છે તેની જરૂરીઆતને માટે બીજા દેશોમાંથી ખાંડ આયાત કરવી પડશે.

યુરોપના હાલના ઔદ્યોગિક મામલામાં સુધારો થતાં યુરોપની ખાંડ ખરીદનારની શક્તિ વધશે. અત્યારથી ૧૯૨૨ના બીજા પાકની શરૂઆત થતાં સુધીમાં યુરોપની આયાત લગભગ ૨,૦૦૦,૦૦૦ ટન થશે એવી શકયતા દેખાય છે અને સ્વાભાવિક રીતે આ જથ્થાનો મોટો ભાગ કયુબા પૂરો પાડશે. જો કયુબા બીજા દેશોની સાથે ભાવમાં હરીફાઇ કરી શકશે તેમજ યુરોપનું બજાર હાથ કરવાનો પ્રયાસ કરશે તો જરૂર આ પરીણામ આવશે.

જો કયુબાનો આવતો પાક ૨,૫૦૦,૦૦૦ ટનથી વધારે થશે નહિ તો કયુબાના ખાંડ પેદા કરવાવાળાઓને લગભગ ૩,૫૦૦,૦૦૦ ટન ખાંડ વેચવાની રહેશે. આમાંથી સ્થાનિક ખપત ૧૫૦૦૦૦ ટન બાદ કરતાં તેમજ નાનાં બજારોની જરૂરીઆત (૧૦૦૦૦૦ ટન) અને યુરોપમાં વેચાણ (લગભગ ૧૦૦૦૦૦૦ ટન) બાદ કરતાં પાછળ રહેતો ૨,૫૦૦૦૦૦ ટનનો જથ્થો યુનાઇટેડ સ્ટેટસ સ્થાનિક પેદાશ (૨,૦૦૦,૦૦૦ ટનની) અને બીજા દેશોમાંથી લગભગ ૧૦૦૦૦૦ ટનની આયાત ઉપરાંત કયુબા ખાતેનો આટલો જથ્થો ખરીદી શકશે.

---

**આ હસ્તપત્રક મુંબઇ ઇલાકાના ખેતીવાળા ખાતા તરફથી સને ૧૯૧૪ માં બહાર પાડવામાં આવ્યું હતું જે અમને હમણાં મળેલ છે. તે ઉપયોગી લાગવાથી અહિં છાપવામાં આવેલ છે.**

શેરડીમાંથી ગોળની સારી જાત અને વધુ માલ ઉતારવાનો આધાર શેરડીની પાકી અથવા કુમળી અવસ્થા ઉપર રહે છે. પણ જે સહેલાઇથી ઘણાનું પાકવું સમજાય છે તે સહેલાઇથી શેરડીની પાકી અવસ્થા જણાતી નથી. માટે શેરડીની પાકી અવસ્થા નક્કી કરવી એ એક અગત્યની જરૂર છે. શેરડીના રસનું પૃથક્કરણ કરવાંથી પાક તૈયાર થયો છે કે નહિ તે સમજાય છે; પણ આ રીતે ખેડુત લોકથી બને તેમ નથી. અને બ્રીક્સ સેકેરોમીટર નામના યંત્રથી શેરડી પાકવા આવી છે કે નહિ તે સહેલાઈથી અને સંતોષકારક રીતે વપાસાય છે.

પુંઢીણા નામની પાકી શેરડીનો રસ તપાસતાં નીચેનાં તત્વો માલુમ પડે છે:—

| | | | |
|---|---|---|---|
| પાણી, | ભાગ | ૮૦ | |
| શેરડીમાં રહેલી ખાંડનો | " | ૧૮½ | પાણી સિવાયનાં તત્વો |
| ગ્લુકોસ | | ½ | કુલ ૨૦ ટકા. |
| બીજાં તત્વો | | ૧·૦ | |
| | | ૧૦૦. | |

શેરડીમાં જેમ વધુ ગળપણ અને થોડા ગ્લુકોશ તે ઉત્તમ છે. અને જ્યારે શેરડીનો પાક તૈયાર થાય છે ત્યારે ઉપર પ્રમાણે પરિણામ આવે છે. પુંઢીઆ શેરડીનો પાક લગભગ બાર મહિનાનો થાય ત્યારે તેના રસમાં પાણી શિવાયનાં તત્વો વધતાં વધતાં સેંકડે ૨૦ ટકા જેટલાં આવે છે. માટે રસમાં કુલ ઓગળેલાં તત્વો તપાસી જોવાથી ગોળ કરવા માટે શેરડી લાયક થઈ છે કે નહિ તે જણાય છે.

ખેડુત લોક નીચેનાં ચિન્હો ઉપરથી પાકી શેરડી કહે છે:—

(૧) આખો પાક જ્યારે પીળા રંગનો થાય ત્યારે.

(૨) શેરડી વધતી અટકે ત્યારે.

(૩) શેરડીમાં ગળપણ વધે ત્યારે.

(૪) શેરડીની ટોચણી આગળની આંખ ફુટે ત્યારે

(૫) શેરડીને ટકોરા મારતાં વાસણના જેવો અવાજ થાય ત્યારે.

(૬). શેરડી ગાંઠ આગળથી જલદી ભાંગી જાય ત્યારે

(૭) શેરડીનો કકડો ભાંગી અજવાળે તપાસી જોવાથી ખાંડના કણો ચળકવા માંડે ત્યારે

(૮) શેરડીનો રસ ઉકાળી જોઇ વધુમાં વધુ ગોળ ઉતરે ત્યારે.

ઉપરની આઠ રીતો પૈકી પહેલી સાત તપાસતાં માલુમ પડશે કે સંજોગો બદલાવાથી કેટલીક વખત તેવું પરિણામ આવે છે. છેલ્લી રીત ખાતરીભરેલી છે, પણ તે ઘણી ખરચાળ અને મજુરીવાળી છે. સોલાપુર જીલ્લામાં જ્યાં ગોળ બનાવવા ત્રીસ કરતાં વધુ માણસની જરૂર છે, ત્યાં આ રીત પ્રમાણે તપાસી જોતાં જો શેરડી કુમળી નીકળે તો ખેડુતને નકામાં ખરચના બોજામાં ઉતરવું પડે છે. આ છેલ્લી રીત જેવી ખાત્રીભરેલી અને ઘણી સરળ તેમજ થોડા ખરચે તપાસવાની રીત એવી છે કે રસમાં પાણી શીવાયનાં તત્વો કેટલાં ઓગળેલાં છે તે જોવાની છે. આ તપાસવાને "બ્રીક્સ" સેકેરોમીટર નામનું યંત્ર ઘણું ઉપયોગી માલુમ પડયું છે. શેરડીના રસમાં તે તત્વો કેટલાં છે તે. આ યંત્ર બતાવી આપે છે. તે કાચનું બનાવેલું હોય છે, જો ખાંડવાળા પાણીમાં તે યંત્રને મુકવામાં આવે તો ખાંડના પ્રમાણમાં પાણીની અંદર તે યંત્ર બુડશે.

રસમાં ઓગળેલા તત્વોના પ્રમાણમાં યંત્રને કાપા પાડેલા હોય છે, અને જે જગ્યાએ રસમાં યંત્ર મુકતાં અટકે છે ત્યાં તપાસતાં તે રસમાં તત્વોનું પ્રમાણ કેટલું છે તે બતાવી આપે છે. આ યંત્રને ૧૭½ સેન્ટીગ્રેડની ગરમાઇએ તપાસવાનું હોય છે. માટે જો રસની ગરમી ઓછી અથવા વધુ હોય તો તે પ્રમાણે આંકડામાં ફેરફાર કરવાની જરૂર છે. આ આંકડા જો જરૂરના લાગે અને ઉપયોગમાં લેવા હોય તો લખી મોકલવામાં આવે છે. પરંતુ સાધારણ ઉપયોગ સારૂ આંકડામાં

ફેરફાર કરવા નજીવા છે અને જો દિવસના એકજ વખતે, એટલે કે મુખ્યત્વે કરીને સવારના આઠ વાગે રીડીંગ લેવામાં આવે તો ફેરફાર ઘણોજ થોડો રહે છે.

## આ યંત્ર વાપરવાની રીત નીચે પ્રમાણે છે.

ખેતરમાંની જુદી જુદી જગ્યાએથી લગભગ અરધો ડઝન સાંઠા સારા નરસા કર્યા વિના એકઠા કરી પીલવા, ત્યાર બાદ રસને થોડી મિનીટ ઠારવો જેથી પવનની પરપોટીઓ રસ ઉપર આવી જશે. આમ કર્યા બાદ સેકેરોમીટરને રસમાં મુકવો અને સ્થીર પડવા દેવો. વળી રીડીંગ લેતી વખતે પરપોટીઓ બાઝે નહિં તે જોવા કાળજી રાખવી. શેરડી પાકી થવા આવી હોય તો છેલ્લા દિવસોમાં દર અઠવાડિયે લગભગ એક ડીગ્રી રીડીંગ વધે છે અને જ્યારે યંત્ર ઉપરનો આંકડો લગભગ ૨૦ સુધીનો થાય ત્યારે શેરડીનો પાક કરતાં ખેડુતોએ પુંઢીઆ અથવા તેવી બીજી જાડી અને શેરડીના રસમાં ઉપરનો આંકડો મળે ત્યાં સુધી પીલવા રાહ જોવી. આ પ્રયોગ શેરડીનો પાક દસ મહિનાનો થયા બાદ દર અઠવાડિએ કરવો. બનતાં સુધી જે દિવસે શેરડીને પાણી આપ્યું હોય ત્યારે પ્રયોગ અજમાવવો નહિં, કારણ પાણી આપવાથી રસ પાતળો બનવા સંભવ છે. આ યંત્રનો ઉપયોગ કરવાનો વળી બીજો હેતુ છે. કારણ તેથી ગોળ પાડનાર ઉપર દાબ રહે છે. સરકારી માંજરી ફાર્મ ઉપરના પ્રયોગો ઉપરથી માલમ પડ્યું છે કે પાકી શેરડીના રસમાં સેકરોમીટર યંત્રથી જે રીડીંગ મળે છે તેટલાજ પ્રમાણમાં રસમાંથી ગોળ ઉતરે છે. માટે ગોળ પાડવાના માંડવે ગોળનો બગાડ થતો અટકાવવાનો આ એક ઇલાજ છે. જો બ્રીકસ યંત્રના રીડીંગમાં અને ગોળના ઉતારામાં ઝાઝો ફેરફ પડે તો ગોળ પાડનારાઓને ઘટ વાસ્તે જોખમદાર ગણવા. આ યંત્ર સસ્તાં અને ખાત્રી-વાળાં મળે માટે તેનો મોટો જથ્થો રસ માપવાની શીશી સાથે બારોબાર ઇંગ્લાંડથી મંગાવી માંજરી ફાર્મ ઉપર રાખવામાં આવ્યો છે. આ એક યંત્રની કીમત પેકીંગ અને પોષ્ટ ખરચ વિના રૂપીઆ ૩–૧૨–૦ થાય છે.

ગરમી માપવાનું થરમોમીટર યંત્ર જો મંગાવવામાં આવે તો રૂપીઆ ૩–૦–૦ વધુ બેસશે. પણ ગરમી માપવાના યંત્રને ખેડુતે રાખવાની જરૂર નથી.

જેઓને આ ઉપરનાં યંત્ર મંગાવવાની જરૂર હોય તેમણે પુના જીલ્લાના માંજરી ફાર્મના સુપરીન્ટેન્ડન્ટ સાહેબ તરફ અરજી મોકલવી.

---

હીંદ સરકારના આંકડા ખાતાએ, ૧૯૨૧–૨૨ ના વરસ માટેના હીંદના રૂના પાકને લગતો ત્રીજો વરતારો નીચે પ્રમાણે તા૦ ૨૦ મી ડીસેમ્બર ૧૯૨૧ ને દીને કલકત્તા ખાતે બહાર પાડ્યો છે.

હીંદમાં રૂ ઉગાડનારા પ્રદેશો જેમાં દેશી રાજ્યોના વીસ્તારો અને બ્રીટીશ મુલકોનો સમાવેશ થઇ જાય છે તેમના તરફથી મળેલા રીપોર્ટોને આધારે હાલનો વરતારો તૈયાર કરવા આવ્યો છે. ૧૯૨૧ ના ડીસેમ્બર સુધીના જલદી અને મોડા થતા રૂના પાકની તે ગણત્રી કરે છે

આ વરશે કુલ્લે ૧૭૮૫૫૦૦૦ એકરના વીસ્તારમાં રૂની ખેતી થઇ હતી, જ્યારે આ વરશે એ વીસ્તાર ૧૯૬૧૦૦૦૦ એકર જેટલો હતો જે પરથી દેખાઇ આવે છે કે આ વરશે રૂ વાવેતરના વીસ્તારમાં ૯ ટકાનો ઘટાડો થયો છે. ગયા વરસનો છેરટનો અડસટો ૨૧૦૩૧૦ એકર આવ્યો હતો, એ રીતે હાલનો અડસટો ૧૫ ટકા ઘટાડો બતાવે છે.

બ્રેકન મોઝેક ટાઇલ્સની ડીઝાઇનો ક્યાં જોવા મળશે?

આ વખતે કુલ્લે રૂ ૪૩૩૦૦૦૦ ગાસડી દરેક ૪૦૦ રતલની ઉતરવાનો સંભવ છે, જ્યારે ગયે વરશે આજ તારીખે ૩૬૨૭૦૦૦ ગાસડી રૂ તૈયાર થયું હતું જે ૧૯ ટકાનો વધારો દાખવે છે.

પ્રાંતવાર આંકડા નીચલા કોઠામાં આપ્યાં છે:—

| પ્રાંતો અને સ્ટેટો | એકર | ૪૦૦ રતલ દરેક ગાંસડી | દર એકર દીઠ પેદાશ |
|---|---|---|---|
| | ( હજાર ) | ( હજાર ) | ( રતલ ) |
| મુંબાઇ ( એ ) | ૪૩૧૨ | ૯૬૫ | ૯૦ |
| મધ્ય પ્રાંતો અને બીહાર | ૪૪૪૨ | ૧૧૩૩ | ૧૦૨ |
| મદ્રાસ ( એ ) | ૧૫૯૪ | ૩૦૫ | ૭૭ |
| પંજાબ ( એ ) | ૧૨૯૯ | ૨૮૬ | ૮૮ |
| સંયુક્ત (ઓડીયા) પ્રાંતો ( એ ) | ૮૨૭ | ૨૪૫ | ૧૧૯ |
| બર્મા | ૩૧૦ | ૪૯ | ૬૩ |
| સીંધ ( એ ) | ૧૪૬ | ૫૧ | ૧૪૦ |
| બંગાળ ( એ ) | ૬૬ | ૧૫ | ૯૧ |
| બીહાર ઓરીસા | ૭૯ | ૧૪ | ૭૧ |
| વાયવ્ય સરહદના પ્રાંતો | ૧૫ | ૩ | ૮૦ |
| અજમેર મેરવાડ | ૨૬ | ૧૨ | ૧૮૫ |
| આસામ | ૩૯ | ૧૨ | ૧૨૩ |
| દીલ્હી | ૨ | (સી) | ૮૦ |
| હૈદરાબાદ | ૨૭૨૪ | ૮૮૯ | ૧૩૨ |
| મધ્ય હીંદ | ૧૦૫૭ | ૧૮૦ | ૬૮ |
| વરોડા | ૫૬૯ | ૮૦ | ૫૬ |
| રજપુતાના | ૨૮૯ | ૬૫ | ૯૦ |
| માઇસોર | ૫૯ | ૧૬ | ૧૦૮ |
| કુલે. | ૧૭૮૫૫ | ૪૩૩૦ | ૯૭ |

ઉપર જણાવેલા આકડાંને આધારે આ વરસનો રૂનો પાક દર એકરે ૯૭ રતલ ઉતરવાની વકી છે, જ્યારે આગલે વરશે દર એકરે ૭૨ રતલ રૂ ઉતર્યું હતું.

લગભગ સઘળાં પ્રાંતોમાં અને ખાસ કરીને પંજાબ, સંયુક્ત પ્રાંતો, અને મધ્ય હીંદમાં ખેતીના પાકનો વીસ્તાર ઘટયો હતો, જ્યારે ફકત હૈદરાબાદ સ્ટેટ અને બીહાર અને ઓરીસામાં એ વીસ્તાર વધ્યો હતો. એકર દીઠ રૂનો પાક ઉતરવાની બાબતમાં મુંબાઇ, મધ્ય પ્રાંતો, બેરાર અને હૈદ્રાબાદ સ્ટેટમાં વધારો થયો હતો. તેવીજ રીતે મદરાસમાં પણ થોડો વધારો થયો હતો. આ રીતે રૂની વાવણીના વીસ્તારમાં જે ઘટાડો થયો હતો તેનું સાટું વળી ગયું હતું.

આ વરશે અને આગલે વરષે રૂની વાવણીના વીસ્તાર અને એકર દીઠ ઉતરેલા પાકના આકડાઓ જુદી જુદી જાતના રૂના બાબમાં નીચે કોઠામાં આપવામાં આવ્યા છે.

| રૂની જાત | એકર ( હજાર ) | | ગાંસડી ( હજાર ) | |
|---|---|---|---|---|
| ઉમરા:— | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ |
| ખાનદેશ | ૬૨૦૭ | ૧૨૪૬ | ૩૧૧ | ૧૫૯ |
| મધ્ય હીંદ | ૧૦૫૭ | ૧૩૬૮ | ૧૮૦ | (બી) ૧૯૭ |
| બારસી અને નાગપુર | (ડી) ૨૭૬૬ | ૧૦૨૬ | (ડી) ૬૦૬ | ૨૧૨ |
| હૈદરાબાદ ગેઓરાની | (ઈ) | ૮૯૨ | (ઈ) | ૨૩૩ |

| | | | | |
|---|---|---|---|---|
| એહ્વાર | ૩૧૨૨ | ૩૦૭૬ | ૮૧૩ | ૨૮૩ |
| મધ્ય પ્રાંતો | ૧૩૨૦ | ૧૩૯૯ | ૩૨૦ | ૨૨૮ |
| કુલે. | ૯૫૦૨ | ૯૦૦૭ | ૨૫૩૦ | બી ૧૩૧૨ |
| ઘોલેરા:— | | | | |
| બંગાલ સીંધ | ૧૮૯૯ | ૧૭૩૫ | ૪૩૧ | ૩૨૯ |
| બ્રોડીયા પ્રાંતો | ૮૨૭ | ૧૧૫૮ | ૨૪૫ | ૩૩૫ |
| રજપુતાના | ૩૨૯ | બી ૪૧૭ | ૭૯ | બી ૧૧૨ |
| સીંધ પંજાબ | ૧૪૬૨ | ૨૪૧૬ | ૩૪૦ | ૬૬૫ |
| બીજે ઠેકાણે | ૮૩ | ૭૮ | ૧૬ | ૧૬ |
| કુલે. | ૨૭૨૧ | બી ૪૧૨૯ | ૬૮૦ | બી ૧૧૨૮ |
| ભરૂચ:— | | | | |
| પશ્ચીમ અને ઉતર ભાગ | ૯૩૧ | ૧૨૩૪ | ૧૪૪ | ૧૮૯ |
| કોકાનડાસ | ૭૧૯ | ૧૩૧૬ | ૮૧ | ૧૬૩ |
| ચેનેવેલી, સાલેમ | ૧૭૮ | ૨૫૪ | ૩૪ | ૪૫ |
| કમબોડીઆ | ૭૪૭ | ૫૫૩ | ૨૦૮ | ૧૫૬ |
| કુમાટા ધારવાડ | ૭૨૪ | ૯૯૧ | ૧૪૨ | ૨૦૦ |
| કોમીલા બરમા અને બીજા | ૪૪૪ | બી ૪૯૧ | ૮૦ | બી ૧૦૫ |
| કુલે. | ૧૭૮૫૫ | બી ૧૯૭૧૦ | ૪૩૩૦ | બી ૩૬૨૭ |

(એ) માં હીંદી સ્ટેટોનો સમાવેશ થાય છે (બી) એટલે સુધારેલા આંકડા, (સી) ૩૦૦ ગાંસડી ફકત (ડી) જેમાં હૈદ્રાબાદના પાકનો સમાવેશ થાય છે (ઇ) માં બારસી અને નગરના પ્રદેશો આવી જાય છે.

મુંબઇ ઇલાકામાં જલદી અને મોડેથી આવેલા રૂના પાકનો અડસટો ૪૩૧૨૦૦૦ એકર જેટલો થવાની વકી રહે છે જેમાં ૧૬૩૬૦૦૦ દેશી રાજ્યોના એકર આવી જાય છે જે આગલા વરસ કરતાં પાંચ ટકાનો ઘટાડો બતાવે છે. રૂના પાકના વીસ્તારમાં જે ઘટાડો થયો છે તે વરસાદ મોડો આવવાનું ભાવોમાં ઘટાડો થવાનું અનાજ અને તેલના બીઆનો વાવણી વધારે થવાનું અને જુલાઇ અને સપ્ટેમ્બરમાં વધારે વરસાદ પડવાનું છે. હાલ ૯૬૫૦૦૦ ગાંસડી રૂ ઉતારવાનો સંભવ રહે છે, જે આગલા વરસ સાથે સરખાવતાં ૩૦ ટકા વધારે છે. ઉતર દખણમાં રૂના છોડ સારી સ્થીતિમાં રહ્યા હતા. જ્યારે દક્ષીણ મરાઠા પ્રદેશમાં અને દક્ષીણ–દખણમાં ઓગસટની સપ્ટેમ્બર અધવચ સુધી વરસાદની અછત રહેવાથી રૂના પાકને નુકશાન પહોંચ્યું હતું. ગુજરાતમાં વધારે પાક બગડયો હતો, અને પાછળથી સપ્ટેમ્બર સુધી સુકી રૂતુ આવવાથી અને જમીન કઠણ થઇ જવાથી પાકની ફરી વાવણી થઇ શકી ન હોતી. બીજાપુર અને ધારવાડનો પાક મધ્યસરનો ઉતરશે. બેલગામ અને પશ્ચિમ ધારવાડમાં રૂની વાવણી અનુકુળ રૂતુમાં થયેલી હોવા છતાં પાછળથી ઓગસ્ટ અને સપ્ટેમ્બરમાં જરા તેને નડતર થઇ હતી, પણ ઓકટોબરના વરસાદે ફરી પાછો મામલો સુધાર્યો હતો મધ્ય પ્રાતમાં ૧૧૩૩૦૦૦ ગાંસડી રૂ ઉતારવાની વકી છે, મદરાસમાં ૩૦૫૦૦૦ ગાંસડી, પંજાબમાં ગાંસડી બ્રોડીયા પ્રાતમાં ૨૪૫૦૦૦ ગાંસડી, બરમામાં ૪૯૦૦૦ ગાંસડી, સીંધમાં ૫૧૦૦૦ ગાંસડી, બંગાલમાં ૧૫૦૦૦ ગાંસડી, દીલ્હીમાં ૩૦૦ ગાંસડી અજમેર મેરવાડમાં ૧૨૦૦ ગાંસડી, આસામમાં ૧૨૦૦૦ ગાંસડી અને હઇદરાબાદમાં ... ગાંસડી રૂ ઉતારવાની વકી છે. આ પ્રમાણે આ વરસના દેશના રૂના પાકની સ્થીતી છે.

મેટેલીક શીટીંગની ડીઝાઇન સારી ગમશે કે?

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઓફીસમાં નવી શોધો માટે નીચે મુજબ વધુ અરજીઓ કરવામાં આવી હતી. આ બાબતનો સઘળો પત્ર વ્યવહાર કોન્ટ્રોલર ઓફ પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ ૧ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે કરવો.

| નં. | અરજદાર. | શોધની વિગત. |
|---|---|---|
| ૭૬૦૩ | એ. સી. ગ્રેન્સ અને એ. કીરખી. | લેમ્પો તથા ફાનસમાં સુધારા. |
| ૭૬૧૦ | એ. હીનમેન અને ઇ. હીનમેન. | ચશમાં વિગેરે માટેનાં ઘરાંમાં સુધારા. |
| ૭૬૧૧ | ઇ. એસ. લાડ અને વી. પી. રેલી જુ. | રેલ્વેટ્રેઇન માટે વેકયુમ બ્રેકમાં સુધારા. |
| ૭૬૧૩ | બ્રીટીશ થોમસન હુસ્ટન કું. લી. | વાયરલેસ સીગ્નલીંગ સીસ્ટમમાં સુધારા. |
| ૭૬૨૧ | ડી. એમ. રામસે | વેકયુમ બ્રેકમાં સુધારા. |
| ૭૬૨૩ | ગેસલ્સચેફ્ટ ફર ડ્રેહટલોઝ ટેલીગ્રાફી એમ. બી. એચ. | ચાલતી ટ્રેન માટે સીગ્નલમાં સુધારા. |
| ૭૬૨૯ | જે. સી. ડાગ્લાસ. | હાઇપોકલોરાઇટ બનાવવાના યંત્રમાં સુધારા. |
| ૭૬૩૩ | જી. સી. થોમસ | બનાવટી પથ્થરા, બ્લોકો વિગેરે બનાવવાના સંચામાં સુધારા. |
| ૭૬૩૭ | સીંગર મેન્યુફેકચરીંગ કું. | ઇલેક્ટ્રીક મોટર |
| ૭૬૪૫ | એચ. વી. કેન્ટ | મકાનોમાં પોલીભીંતના બાંધકામમાં સુધારા. |
| ૭૬૫૨ | ગુઆનજૂ સેંગ ઍન્ડ કું. | રેસાના દોરડાંના પટ્ટા માટે. |
| ૭૬૫૪ | આર મેલુ | ચોપડી વિગેરેમાં સુધારા. |
| ૭૬૫૬ | એચ. એસ. ઓટો | ચામડાના ટેનીંગમાં સુધારા. |
| ૭૬૫૯ | એ. એફ. આર. કોટન. | ગ્રામોફોનની રેકર્ડો વિગેરે રાખવા તથા બહાર ગામ મોકલવા માટે નવી શોધ. |
| ૭૬૬૧ | વર્થીંગટન પંપ એન્ડ મશીનરી કોરપોરેશન | ઇન્ટરનલ કમ્બશન એન્જીનોમાં સુધારા. |
| ૭૬૬૫ | જે. કલેટન | વાલ્વમાં સુધારા. |
| ૭૬૭૧ | એ. બી. લાલ | કુકરમાં સુધારા. |
| ૭૬૭૪ | સી. જે. કોલમેન્ટ | મેગ્નેટો ઇલેક્ટ્રીક મશીનમાં સુધારા. |
| ૭૬૭૫ | સ્કોટીશ ડાઇઝલી | રંગની બનાવટમાં સુધારા. |
| ૭૬૭૯ | સી. જે. હોટીન્જર | પંખો ચલાવવાના સંચામાં તેમજ પંખામાં સુધારા. |
| ૭૬૮૨ | એચ. એલ. હીલ | રીઇન્ફોર્સ્ડ કોન્ક્રીટમાં સુધારા. |
| ૭૬૯૧ | ડબલ્યુ. બી. હેમીલ્ટન અને ટી. એ. ઇવાન્સ | પોલાદની બનાવટમાં સુધારા. |

---

# જોઈંટ સ્ટોક કંપનીઓ.

ગયા ઓકટોમ્બર માસમા સ્થપાએલી જોઈન્ટ સ્ટોક કંપનીઓની વીગત નીચે પ્રમાણે છેઃ—

| નં. | નામ. | અગ્રેસરો તથા ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧૦૦૦ |
|---|---|---|---|---|
| | (૧) બેન્કીંગ ધીરધાર અને વીમા માટે | | | |
| | (અ) બેન્કીંગ અને ધીરધાર | | | |
| | (૧) બેન્કીંગ | | | |
| | મુંબઇ. | | | |
| ૧ | પીટીટ બેન્ક | જહાંગીર બમનજી પીટીટ, મુંબઇ | બેન્કીંગને લગતું | ૫૦૦૦ |
| ૨ | પીટીટ ઇન્ડસ્ટ્રીઅલ બેન્કીંગ કોરપોરેશન | ” | ” | ૫૦૦૦ |
| | | | કુલ મુંબઇ | ૧૦૦૦૦ |
| | (૨) ધીરધાર | | | |
| | બંગાળ | | | |
| ૩ | પાટગ્રામ લોન એન્ડ ટ્રેડીંગ ન્સર્ન | શીરીશ ચંદ્રસેન, ઢાકા | ધીરધારનું | ૫૦ |
| | (૩) નિધિઓ વિગેરે | | | |
| | મદ્રાસ | | | |
| ૪ | કોઇમ્બતુર કરૂણાનિધિ | કોઇમ્બતુર | ધીરધારનું | ૧૦૦ |
| | | | કુલ બેન્કીંગ, ધીરધાર અને વીમા માટે | ૧૦૧૦૫ |
| | ૨ ટ્રાન્સીટ અને ટ્રાન્સ્પોર્ટ માટે. | | | |
| | (અ) નેવીગેશન | | | |
| | મુંબઇ | | | |
| ૫ | પારૂલેકર સ્ટીમ નેવીગેશન કુ. | વી. રામચંદ્ર એન્ડ કું. મુંબઇ | નેવીગેશન | ૧૦૦૦ |
| | (બ) મોટરને લગતું. | | | |
| | બંગાળ | | | |
| ૬ | વાન આર્સડેલ ટ્રાન્સ્પોર્ટ | જી. ઇ. વાન આર્સડેલ એન્ડ કું. કલકત્તા | મોટરને લગતું | ૫૦૦ |

ગ્વાલીઅર એન્ડ નોર્ધર્ન ઇન્ડીઆ
ટ્રાન્સપોર્ટ કું. દીલ્હી મોટર કાર વેચવાનું ૭૫૦૦

કુલ મોટરને લગતું ૮૦૦૦

કુલ ટ્રાન્સીટ એન્ડ ટ્રાન્સપોર્ટ ૯૦૦૦

(૩) ટ્રેડીંગ એન્ડ મેન્યુફેકચરીંગ
(અ) પ્રીન્ટીંગ, પબ્લીશીંગ
અને સ્ટેશનરી.

બંગાળ

૮ હિન્દ પ્રેસ કું. એમ. મોહસીન એન્ડ કું કલકત્તા ન્યુસ પેપર કાઢવા માટે ૨૦૦

૯ નેશનલ જનરલ્સ કાઝી અહમદ એન્ડ કું. કલકત્તા ,, ૨૦૦

કુલ બંગાળ ૪૦૦

(બી) એન્જીનીયરીંગ
બંગાળ.

૧૦ ટોશ ૨૪, સ્ટ્રેન્ડ રોડ, કલકત્તા ઈજનેરો અને સામાન્ય વેપારીઓ ૨૧

૧૧ ટોશીઝ એન્જીનીઅરીંગ વર્કસ ,, ,, ૧૦૦૦

કુલ બંગાળ ૧૦૨૧

સંયુકત પ્રાંતો

૧૨ ડીકસન એન્ડ લોઇડ ૨૭, કાર્લટન હોટેલ, લખનૌ ઈજનેરી ૨૦૦

બર્મા

૧૩ બર્મા એન્જીનીઅર્સ રંગુન ,, ૧૦૦

કુલ એન્જીનીઅરીંગ ૪૦૨

(સી) ગેસ, પાણી, વીજળી, ટેલીફોન વગેરે માટે.

મદ્રાસ

૧૪ નીલગીરી પાવર સીન્ડીકેટ ટી. સ્ટેન્સ એન્ડ કું. કોઇમ્બતુર વીજળીને લગતું ૧૬

(ડી) માટી, પત્થર સીમેન્ટ, ચુના વગેરે માટે

માઇસોર

૧૫ માઇસોર કલે વર્કસ આર. વ્યાસ રાઓ એન્ડ કું. બેંગલોર સીટી માટીના સામાન બનાવવાનું –

(ધ) બીજીઓ

બંગાળ

| | | |
|---|---|---|
| ૧૬ કમળા ટ્રેડીંગ સોસાયટી | રંગપુર | સામાન્ય વેપારીઓ ૧૦ |
| ૧૭ બેંગાલ લાઇન સ્ટોર્ક | " | હુકર વેચવાનું ૫૦ |
| ૧૮ કલકત્તા કાસીમ પેન્જ ટ્રેડીંગ કો | કલકત્તા | સામાન્ય વેપારીઓ ૨૦૦ |
| ૧૯ ઇસ્ટર્ન એ ઇલ પ્રૅડકટસ | " | તેલો વિગેરે વેચવાનું ૬૦૦ |
| બંગાળ | | કુલ બંગાળ ૮૬૦ |

મદ્રાસ

| | | |
|---|---|---|
| ૨૦ ઇસ્ટર્ન કાર્પેટમ | મદ્રાસ | સામાન્ય વેપારી અને ગાલીચાઓ વેચનાર ૨૫૦ |
| ૨૧ ટ્રેડીક ગીબાલદાસ એન્ડ કો. | " | સામાન્ય વેપારીઓ ૬૦ |
| ૨૨ સુનીરામલ કો. | મેન્ગેલોર | " ૫૦૦ |
| | | કુલ મદ્રાસ ૮૧૦ |

સંયુકત પ્રાંત

| | | |
|---|---|---|
| ૨૩ આઇધ હોઝીઅરી વર્કસ | લકનૌ | હોઝીઅરીને લગતુ ૧૦૦ |
| ૨૪ લકનૌ એન્બ્રોઇડરી | " | ભરતકામ ૧૦૦૦ |
| ૨૫ યુનાઇટેડ ઇન્ડીઆ ઇન્ડસ્ટ્રી અલર્ટ | આગ્રા | ઉદ્યોગો કાઢવા માટે ૨૦૦૦૦ |
| ૨૬ ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીઅલ કોરપોરેશન | " | " ૫૦૦ |
| | | કુલ સંયુકત પ્રાંત ૨૧૬૦૦ |

બર્મા

| | | |
|---|---|---|
| ૨૭ માળા કો | થાયેટમ્યો | સામાન્ય વેપારીઓ અને એજન્ટો ૧૦૦ |

બેંગલોર સીવીલ અને મીલીટ્રી સ્ટેશન.

| | | |
|---|---|---|
| ૨૮ બાટનસન એન્ડ કો. નાવચુકોર | બેંગલોર | સામાન્ય વેપાર ૪૦૦ |
| ૨૯ કેરાવા વિનયેલ કો. | ચેનટાલાઇ | ચોખા કાપડ વિગેરેનો વેપાર ૨૦ |
| | | કુલ બીજીઓ ૨૩૭-૦ |

કુલ ટ્રેડીંગ એન્ડ મેન્યુફેકચરીંગ ૨૮૫૭૫

(૪) મીલો અને પ્રેસો

(એ) રૂની મીલો

સંયુકત પ્રાંતો

| | | |
|---|---|---|
| ૩૦ મોરાદાબાદ કોટન મીલ્સ | .. . | કાપડ બનાવવાનું ૫૦૦૦ |

(બી) શણની મીલો

બંગાળ

| | | | |
|---|---|---|---|
| ૧ | ચાંપડાની જયુટ કું. | કલકત્તા | શણની મીલ ૬૦૦૦ |

(સી) કોટન જીનીંગ પ્રેસીંગ વિગેરે

મુંબઈ

| | | | |
|---|---|---|---|
| ૨ | રાજનગર વાકટાપુર જીનીંગ પ્રેસીંગ એન્ડ મેન્યુ ફેકચરીંગ કું. | અમદાવાદ | ૨ જીન કરવાનું વિગેરે ૨૦૦ |

વડોદરા

| | | | |
|---|---|---|---|
| | બ્રીલીઅન્ટ કોટન જીનીંગ એન્ડ પ્રેસીંગ ફેકટરી | વડોદરા | જીનીંગ અને પ્રેસીંગ ૩૦૦ |

કુલ કોટન જીનીંગ પ્રેસીંગ વિગેરે ૫૦૦

રેશમ, ઉન વિગેરે માટે મીલો

મદ્રાસ

| | | | |
|---|---|---|---|
| ૩૪ | હાજી અબદુર હમાન કું. | કાલીકટ | ઉન, રેશમ વિગેરેની મીલ ૨૦૦ |

(સી) સોચને લાકડાની મીલો

બર્મા.

| | | | |
|---|---|---|---|
| ૩૫ | બર્મા ફાઇન વુડ સીન્ડીકેટ | રંગુન | લાકડાની મીલ ૪૦૦ |

કુલ મીલો અને પ્રેસો. ૧૨૧૦૦

(૫) ખાણ તથા પથ્થર માટે

બંગાળ

| | | | |
|---|---|---|---|
| ૩૬ | ચીન્સુરીઆ કોલીચરીઝ | કલકત્તા | ખાણને લગતું ૧૫૦ |

(૬) ખાંડ તથા ગોળ બનાવવા માટે

સંયુકત પ્રાંતો

| | | | |
|---|---|---|---|
| ૩૭ | નેશનલ શ્યુગર મીલ્સ | ...... | ખાંડ બનાવવાનું ૨૦૦ |

(૭) હોટેલો, થીએટરો વિગેરે

દીલ્હી

| | | | |
|---|---|---|---|
| ૩૮ | ઇન્ડીઅન આલફ્રેડ સીનેમા થીએટ્રીકલ કું. | દીલ્હી | થીએટર, સીનેમા વિગેરે માટે ૨૦ |

સરવાળો ૬૧૯૯૫

---

૧૯૨૧ ના ઓકટોબર માસમાં નીચેની કંપનીઓ ફડચામાં ગએલ છે અથવા બંધ પડેલ છે.

| નં. | વર્ગ તથા નામ | રજીસ્ટર થયાની તારીખ | થાપણ સત્તાધારી | ઠરાવેલી | પગાર થયેલી | ફડચામાં ગયાની અથવા બંધ થયાની તારીખ |
|---|---|---|---|---|---|---|
| | (૧) ટ્રાન્સીટ તથા ટ્રાન્સપોર્ટ. | | | | | |
| | (એ) મોટરને લગતું. | | | | | |
| ૧ | બ્રીટીશ અમેરીકન મોટર્સ મદ્રાસ | ૭-૧-૨૦ | ૧૦૦૦૦૦ | ૧૦૦૦૦૦ | ૨૨૫૦૦ | ૫-૧૦-૨૧ |
| | (૨) ટ્રેડીંગ અને મેન્યુફેકચરીંગ | | | | | |
| | (એ) કેમીકલ વિગેરે | | | | | |
| ૨ | મોહાતા સલ્ફ્યુરીક એસીડ વર્કસ દીલ્હી | ૨-૯-૨૧ | ૧૬૦૦૦૦ | —— | — | ઓકટોબર ૧૯૨૧ |
| | (બી) એજન્સી, | | | | | |
| ૩ | યુનીઅન એજન્સી મુંબઇ | ૨૧-૬-૨૦ | ૧૦૦૦૦૦૦ | —— | —— | ૧૯-૧૦-૨૧ |
| | (સી) કાચ માટે | | | | | |
| ૪ | મદ્રાસ ગ્લાસ વર્કસ મદ્રાસ | ૧૧-૧—૦ | ૪૦૦૦૦૦ | ૨૩૦૦ | ૨૭૮૪૨૦ | ૨૨-૧૦-૨૧ |
| | (ડી) બીજીઓ, | | | | | |
| ૫ | બંગાળ પોટ્રી બંગાલ | ૨૮-૨-૨૧ | ૨૫૦૦૦ | —— | —— | ૨૫-૧૦-૨૧ |
| ૬ | સ્ટોક એન્ડ કું. મદ્રાસ | ૫-૫-૨૦ | ૫૦૦૦૦૦ | —— | —— | ૧૫-૧૦-૨૧ |
| ૭ | ઇસ્ટર્ન ઇન્વેસ્ટમેન્ટ ઓફ કોમર્સ મુંબઇ | ૧૬-૭-૧૭ | ૧૦૦૦૦૦ | ૨૩૦૦ | ૧૧૪૦૩ | ૧-૧૦-૨૧ |
| ૮ | એગ્રીકલ્ચરલ કોમર્શીયલ વર્કસ પંજાબ | ૧૧-૨-૧૯ | ૧૦૦૦૦૦ | ૭૭૭૦૦ | ૩૫૩૮૬ | ૧૪-૧૦-૨૧ |
| | કુલ ટ્રેડીંગ એન્ડ મેન્યુફેકચરીંગ | | ૨૧૮૫૦૦ | ૩૮૫૨૦૦ | ૭૨૫૨૦૯ | |
| | (૮) મીલો અને પ્રેસો | | | | | |
| | (એ) રૂની મીલો | | | | | |
| ૯ | વાર્ધા મીલ્સ, મુંબઈ | ૨૧-૯-૧૯ | ૫૦૦૦૦૦૦ | —— | —— | ૧૭-૧૦-૨૧ |
| ૧૦ | મેકડોનાલ્ડ હોઝીઅરી મીલ્સ મુંબઇ | ૧૪-૧-૧૩ | ૫૦૦૦૦૦૦ | ૧૦૩૯૦૦ | ૧૫૪૫૫ | ૮-૧૦-૨૧ |
| ૧૧ | કડી પ્રાંત દેશી હેન્ડલુમ વીવીંગ એન્ડ ડાઇંગ કું. વડોદરા | ૮-૨-૦૬ | ૫૦૦૦૦ | ૩૦૦૦૦ | ૧૭૪૯૫ | ૧-૧૦-૨૧ |
| | (બી) જીનીંગ પ્રેસીંગ વિગેરે માટે | | | | | |
| ૧૨ | ટ્રેડીંગ વેરસ જીનીંગ એન્ડ કોટન પ્રેસ મીલ્સ યુનાઇટેડ કીંગડમ | ૨૦-૧૦-૦૬ | ૧૦૦૦૦૦ | ૪૬૩૦૦ | ૪૬૩૦૦ | ૧૩-૧૦-૨૧ |
| | કુલ મીલો તથા પ્રેસો | | ૫૬૫૦૦૦૦ | ૧૮૦૨૦૦ | ૭૯૨૫૦ | |
| | (૪) ચા અને વાવેતર કંપનીઓ | | | | | |
| | (એ) ચા | | | | | |
| ૧૩ | આસામ સરાગટી કું. બંગાળ | ૧૮-૩-૧૯ | ૧૦૦૦૦૦ | —— | —— | ૧-૧૦-૨૧ |
| | કુલ | | ૮૦,૩૫,૦૦ | ૧,૬૫,૪૦૦ | ૪૨૬૯૫૯ | |

ધી ઓરૂબે ટાઇપ આર્ટ ૨૧, બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# વેપારી આંકડા.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | | સપ્ટેમ્બર માસમાં | | એપ્રીલ થી સપ્ટેમ્બર સુધી | |
|---|---|---|---|---|---|
| | | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ |
| | | હજાર યાર્ડ | હજાર યાર્ડ. | હજાર યાર્ડ | હજાર યાર્ડ. |
| કોરૂં તથા ધોયેલાં કાપડની | પેદાશ ... | ૧૧૨૪૬૨ | ૯૩૪૮૧ | ૬૫૬૧૧૭ | ૫૫૯૪૮૩ |
| " " | આયાત... | ૮૧૧૯૧ | ૭૮૩૪૫ | ૪૨૦૧૧૮ | ૫૪૮૪૭૪ |
| રંગીન કાપડ | પેદાશ ... | ૪૨૯૦૫ | ૪૭૨૭૩ | ૨૩૫૬૮૧ | ૨૩૮૨૨૫ |
| " " | આયાત ... | ૯૦૩૦ | ૪૧૯૮૨ | ૬૨૧૯૧ | ૨૫૩૬૭૦ |

## કાપડના પેદાશ. (સપ્ટેમ્બર માસમાં.)

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ. | | લાખ વાર. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| મુંબાઇ ... ... | ૪૭૬ | ૪૭૮ | ૨૬૩ | ૩૦૨ | ૧૧૮૫ | ૧૩૨૯ |
| મદ્રાસ ... ... | ૨૧ | ૧૦ | ૧૨ | ૬ | ૩૯ | ૨૧ |
| બંગાલ... .. | ૫ | ૫ | ૩ | ૩ | ૧૫ | ૧૭ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૪ | ૧૪ | ૮ | ૧૦ | ૨૮ | ૩૫ |
| મધ્ય પ્રાંતો ... | ૨૧ | ૨૦ | ૧૨ | ૧૩ | ૪૬ | ૫૦ |
| દેશી રાજ્યો ... | ૨૪ | ૨૩ | ૨૧ | ૨૪ | ૮૩ | ૮૮ |
| કુલ ... | ૫૭૨ | ૫૫૦ | ૩૨૪ | ૩૬૪ | ૧૪૦૭ | ૧૫૫૩ |

એપ્રીલથી સપ્ટેમ્બર માસ સુધી.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ. | | લાખ વાર. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| મુંબાઇ ... ... | ૨૬૪૬ | ૨૬૪૯ | ૧૪૬૨ | ૧૬૯૫ | ૬૫૭૪ | ૭૬૦૮ |
| મદ્રાસ ... ... | ૧૩૦ | ૭૮ | ૭૬ | ૪૯ | ૨૩૩ | ૧૫૬ |
| બંગાલ ... ... | ૪૪ | ૩૭ | ૨૩ | ૨૩ | ૧૧૨ | ૧૧૫ |
| સંયુક્ત પ્રાંતો ... | ૭૯ | ૭૭ | ૪૮ | ૫૫ | ૧૬૨ | ૧૮૧ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૧૩૦ | ૧૨૧ | ૭૩ | ૭૬ | ૨૮૭ | ૩૦૧ |
| દેશી રાજ્યો ... | ૧૩૧ | ૧૩૦ | ૧૪૦ | ૧૪૧ | ૫૬૦ | ૫૧૩ |
| કુલ ... ... | ૩૧૮૭ | ૩૧૦૫ | ૧૮૩૮ | ૨૦૫૯ | ૭૯૭૭ | ૮૯૨૭ |

## હિંદમાં સુતરની નંબરવાર પેદાશ, તથા આયાતની સરખામણી.

| હજાર રતલ. | સપ્ટેમ્બર માસમાં | | | | એપ્રીલથી સપ્ટેમ્બર સુધી | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| નંબર | ૧૯૨૧ | | ૧૯૨૦ | | ૧૯૨૧ | | ૧૯૨૦ | |
| | પેદાશ | આયાત | પેદાસ | આયાત | પેદાશ | આયાત | પેદાસ | આયા |
| ૧ થી ૨૫ | ૫૨૬૦૩ | ૨૨૪ | ૪૮૦૫૨ | ૬૮૨ | ૩૦૮૪૮૩ | ૧૯૨૧ | ૨૮૬૨૧૯ | ૩૪ |
| ૨૬ થી ૪૦ | ૫૬૨૬ | ૧૭૫૦ | ૫૭૩૧ | ૨૩૧૦ | ૩૬૦૧૭ | ૧૩૪૬૭ | ૩૩૭૮૨ | ૧૨૪૧ |
| ૪૧ અને ઉપરાંત | ૨૦૬ | ૧૦૫૧ | ૧૦૪ | ૩૭૯ | ૧૨૭૦ | ૩૬૨૪ | ૯૫૦ | ૨ |

## સુતરની પ્રાંતવાર પેદાશ (લાખ રતલ.)

| | સપ્ટેમ્બર માસમાં | | એપ્રીલથી સપ્ટેમ્બર સુધી | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| મુંબઇ. ... ... | ૩૮૦ | ૪૨૦ | ૨૨૮૪ | ૨૪૯૯ |
| મદ્રાસ. ... ... | ૩૬ | ૩૨ | ૨૦૬ | ૧૯૯ |
| બંગાલ ... ... | ૨૭ | ૨૮ | ૧૬૬ | ૧૬૮ |
| સંયુક્ત પ્રાંતો. ... ... | ૩૧ | ૩૫ | ૧૭૦ | ૧૯૫ |
| અજમેર–મેવાડ ... | ૧ | ૨ | ૮ | ૧૨ |
| પંજાબ. ... ... | ૨ | ૩ | ૧૩ | ૧૯ |
| દીલ્હી. ... ... | ૩ | ૨ | ૧૮ | ૧૧ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. ... | ૨૫ | ૨૭ | ૧૫૦ | ૧૬૪ |
| દેશી રાજ્યો. ... | ૨૯ | ૩૨ | ૧૬૧ | ૧૬૨ |
| કુલ. ... | ૫૩૯ | ૫૮૫ | ૩૨૦૯ | ૩૪૬૦ |

## પોર્ટ ટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબઇનાં પોર્ટ ટ્રસ્ટની વખારોમાં ગયા અક્ટોબર માસ દરમ્યાન પડેલા માલની વીગત ગઇ તા. ૨૨-૧૨-૨૧ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છે:—

| માલની જાત. | તા. ૧-૧૦-૨૧ ને દિને સ્ટોક. | અક્ટોબરમા થયલી ડીલીવરી. | તા. ૧-૧૧-૨૧ ને દિને સ્ટોક | તા ૧-૧૧-૨૦ ને દીને સ્ટોક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી ... | ૨૨૬૧૭ | ૨૯૨૫ | ૨૧૮૮૪ | ૩૩૫૭૮ |
| ,, ,, પેટી ... | ૩૩૭૧૪ | ૨૫૬૩ | ૩૨૨૪૮ | ૨૯૫૭૦ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડા | ૧૭૭૩ | ૩૫ | ૧૩૫૦ | ૧૩૧૬ |
| ,, ,, પેટી ... | ૩૭૦૦ | ૧૩૦ | ૩૬૬૮ | ૨૫૧૯ |
| સુતરાઉ ટવીસ્ટ તથા યાર્ન પેકેજીઝ | ૬૬૮૭ | ૧૮૦૦ | ૭૭૦૯ | ૯૮૦૭ |
| રેશમ તથા ઉનના ,, ,, | ૧૬૯૧ | ૪૦૦ | ૧૫૪૨ | ૨૬૧૧ |
| ત્રાંબુ—ટન ... ... | ૧૩૬૬ | ૨૧૧ | ૧૧૬૬ | ૨૧૬૯ |
| પીતળ—ટન ... ... | ૧૧૨૮ | ૧૦૮ | ૧૦૫૧ | ૨૧૬૮ |

## હિંદુસ્તાનનો પરદેશ સાથેનો વેપાર (અકટોબર માસમાં)

| | (લાખ રૂપીયા.) આયાત. | | (લાખ રૂપીયા) નીકાશ | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૫૧૪ | ૫૫૮ | ૪૩ | ૧૫ |
| કાચો માલ ... ... | ૧૬૧ | ૧૮૩ | ૪૫ | ૧૫ |
| બનેલો માલ ... ... | ૨૪૩૨ | ૧૫૬૩ | ૮૭ | ૬૯ |
| પરચુટણ ... ... | ૭૩ | ૪૮ | ૫ | ૫ |
| કુલ ... ... | ૩૧૮૧ | ૨૩૫૪ | ૧૮૨ | ૧૦૫ |

## એપ્રીલથી અકટોબર સુધી.

| | (લાખ રૂપીયા.) આયાત | | (લાખ રૂપીયા.) નીકાશ. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૨૦૩૩ | ૨૪૪૬ | ૫૬૫ | ૧૫૯ |
| કાચો માલ. ... ... | ૯૫૨ | ૧૨૪૯ | ૧૫૯ | ૯૯ |
| બનેલો માલ. ... ... | ૧૫૬૯૮ | ૧૦૮૮૨ | ૪૨૬ | ૪૯૬ |
| પરચુટણ ... ... | ૪૩૫ | ૨૧૧ | ૩૦ | ૨૩ |
| કુલ. ... ... | ૧૯૧૩૯ | ૧૪૭૮૯ | ૧૧૮૨ | ૭૮૦ |

ધી ઓમ્બ્રે ટાઇલ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં સપ્ટેમ્બર મહિનામાં શેરડીની ખાંડની નીચે પ્રમાણે આયાત થઇ હતીઃ—

| | સપ્ટેમ્બર માસમાં | |
|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | હજાર ટન | |
| બંગાળ | ૫ | ૪૦ |
| મુંબઇ | ૧ | ૬ |
| સિંધ | .... | ૬ |
| મદ્રાસ | ... | ૨ |
| બર્મા | ... | ૩ |
| કુલ | ૬ | ૫૮ |

| | એપ્રીલથી સપ્ટેમ્બર | |
|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | ટન | |
| યુનાઇટેડ કીંગડમ | ૧૨ | ૭૭ |
| સ્ટેટ સંસ્થાનો | ૩૭૦૯ | ૪૩૭૨ |
| જાવા | ૫૪૧૬૫ | ૨૨૧૦૯૬ |
| ચીન | ૩૧૬૩ | ૨૫૩૪ |
| જાપાન | ૧૦૦ | ૪૫૦ |
| ઇજીપ્ત | ૩૩૯૩ | ૬૦ |
| મોરીશસ | ૮૮૪૦ | ૬૦૫૭ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૮૪ | ૯૯૬ |
| બીજા દેશો | ૨ | ૧૭૪૫ |
| કુલ | ૭૪૪૧૨ | ૨૬૨૨૦૭ |

---

# સુતરની આયાત.

ઇ. સ. ૧૯૨૧ ના સપ્ટેમ્બર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમા પરદેશથી નંબર ૩૧ તથા ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું:—

| જાત નંબર. | બંગાળ. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | કુલ |
|---|---|---|---|---|---|---|
| | રતલ. | રતલ. | રતલ | રતલ. | રતલ. | રતલ. |
| ગ્રે ૩૧ થી ૪૦ | ૩૩૬૩૩૮ | ૪૯૫૨૨૧ | ૫૦૦૦ | ૫૬૦૦૦ | ૧૪૦૦૦ | ૯૦૬૫૫૯ |
| ,, ૪૧ થી ૫૦ | ૨૭૯૪૪૫ | ૩૨૧૯૭૬ | ......... | ૨૬૨૦૭ | ........... | ૩૬૮૮૫૧ |
| ,, ૫૦ થીઉપર | ૧૩૦૨૫૧ | ૩૭૯૨૩૨ | ......... | ૧૨૯૦૫૦ | ........... | ૬૩૮૫૩૩ |
| ગ્રીન ૩૧ થી ૪૦ | ૧૬૮૦૮૨ | ૧૦૨૭૯૪ | ૩૦૩૮૫ | ૨૨૨૯૬૮ | ........... | ૫૨૪૨૩૯ |
| ૪૧ થી ૫૦ | ...... | ૩૦૦૦૦ | ......... | ...... | ........... | ૩૦૦૦૦ |
| ૫૦ થીઉપર | ........ | ...... | ......... | ૧૩૪૫૦ | ........... | ૧૩૪૫૦ |
| ટોટલ. | ૬૫૫૬૨૬ | ૧૩૨૮૯૫૩ | ૩૫૩૮૫ | ૪૪૭૬૬૮ | ૧૪૦૦૦ | ૨૪૮૧૬૩૨ |

---

# હિંદુસ્તાનનો દરિયાઇ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૨૧ ના અક્ટોબર માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી:–

| આયાત. | અક્ટોબર. | | એપ્રીલ થી અક્ટોબર સુધી– | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | રૂ. ૧૦૦૦ | | રૂ. (૧૦૦૦) | |
| જીવતા જનાવરો ... ... ... | ૩૬૧ | ૧૬૨ | ૨૪૩૫ | ૫૧૩ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... | ૫૩૪ | ૪૩૭ | ૨૯૧૩ | ૪૨૧૬ |
| એનીલીન ... ... ... | ૫૩૬ | ૯૧૩ | ૨૪૪૦ | ૭૭૪૧ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | ૬૨૬ | ૫૭૩ | ૩૪૩૩ | ૩૪૮૯ |
| બુટસ અને શુઝ ... ... ... | ૧૫૪૬ | ૧૨૫ | ૫૪૪૯ | ૭૫૧ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૧૪૮૪ | ૨૨૬૬ | ૧૨૭૬૬ | ૧૨૨૨૧ |
| મીણબત્તી ... ... ... | ૧૮ | ૧૨ | ૬૮૧ | ૬૩ |
| રેલ્વે ગાડા સિવાયની ગાડીઓ ... | ૬૪૮ | ૩૭૨ | ૩૦૮૮ | ૪૫૨૬ |
| રસાયણિક પદાર્થો ... ... .. | ૨૩૭૬ | ૧૯૩૩ | ૧૪૭૯૪ | ૧૧૨૯૧ |
| ઘડીયાળો ... ... ... | ૭૧૦ | ૯૬ | ૨૫૨૫ | ૧૫૭૯ |
| કોલસા ... ... ... | ૨૩ | ૬૧૬૩ | ૭૨૭ | ૨૫૭ |
| કૉફી ... ... ... ... | ૪૭૨ | ૧૯ | ૯૪૬ | ૨૦૮ |
| કાથી (સીંદરા) ... ... ... | ૧ | ૧ | ૧૪ | ૧૨ |
| દોરડાં ... ... ... ... | ૧૮૩ | ૧૧૧ | ૮૯૦ | ૬૭૯ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૪૩૪ | ૧૩૪ | ૩૦૮૦ | ૧૦૦૩ |
| સાઇકલો ... ... ... | ૯૦૯ | ૧૫૦ | ૬૨૨૬ | ૮૮૧ |
| કપુર ... ... ... | ૨૨૪ | ૨૦૧ | ૧૯૫૫ | ૧૪૧૭ |
| બીજી જાતની મળી કુલ દવા ... | ૨૦૫૩ | ૧૨૭૮ | ૧૩૫૩૦ | ૮૫૯૦ |
| લુગડાં વગેરે રંગવાની ચીજો ... | ૨૮૪૬ | ૧૮૬૫ | ૧૬૪૫૯ | ૧૬૬૧૦ |
| માટીની ચીજો તથા ચીની કામ ... | ૭૩૨ | ૫૩૧ | ૪૯૮૦ | ૪૦૨૮ |
| ફટાકડા ... ... ... | ૨૫૪ | ૨૧૩ | ૧૦૯૭ | ૧૦૭૪ |
| ફરનીચર ... ... ... | ૫૫૩ | ૨૭૬ | ૨૪૯૩ | ૧૩૫૦ |
| ફાચનો સામાન ... ... ... | ૨૩૯૮ | ૧૪૮૫ | ૨૧૮૦૧ | ૧૩૧૧૧ |
| ચોખા ... ... ... | ૨ | ૧ | ૧૦ | ૩૦ |
| ઘઉં ... ... ... | ... | ૩૫૮૮ | ... | ૫૨૨૮ |
| ઘઉંનો લોટ ... ... ... | ૧ | ૧૮ | ૧૮ | ૩૦ |
| ધુપ ... ... ... | ૧૩ | ૫૩ | ૪૨ | ૧૦૯ |
| હાર્ડવેર ... ... ... | ૮૬૧૫ | ૩૬૧૫ | ૪૫૭૮૯ | ૩૭૨૫૮ |
| ચામડાં બિન કેળવાયલાં ... ... | ૮૩ | ૧૩૯ | ૭૦૨ | ૬૦૪ |
| ઇલેક્ટ્રીસીટીને લગતાં હથીઆરો ... | ૩૧૩૧ | ૨૭૩૮ | ૧૬૬૩૩ | ૨૮૭૯૬ |
| સંગીતનાં વિગેરેને મળી કુલ હથીઆરો | ૪૪૭૮ | ૩૫૦૦ | ૨૪૪૧૩ | ૩૫૮૪૨ |
| હાથીદાંત ... ... ... | ૩૬૮ | ૫૫૯ | ૧૪૭૩ | ૨૬૩૦ |
| ઝવેરાત ... ... ... | ૧૬૫ | ૭૮ | ૧૪૨૫ | ૬૦૬ |

| ચીજનું નામ. | અકટોબર માસમાં | | એપ્રીલથી અકટોબર સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | રૂ. ૧૦૦૦ | | રૂ (૧૦૦૦) | |
| કેળવાએલાં ચામડાં... ... | ૧૧૧૨ | ૩૭૨ | ૭૦૫૬ | ૩૮૮૦ |
| દારૂ ... ... | ૩૮૮૯ | ૨૪૮૩ | ૨૬૨૧૧ | ૨૨૯૧૭ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૧૫૬૪૫ | ૨૦૯૧૪ | ૮૯૨૮૮ | ૧૯૮૯૮૯ |
| દીવાસળી ... ... ... | ૯૭૮ | ૧૭૦૬ | ૧૨૯૨૭ | ૯૬૩૧ |
| પીત્તળ કાસુ વગેરે ... ... | ૪૦૫૫ | ૧૨૪૪ | ૨૧૩૫૪ | ૫૦૪૫ |
| ત્રાંબુ .. ... ... | ૩૦૯૧ | ૧૨૨૩ | ૧૮ ૪૧ | ૪૭૨૦ |
| લોઢું ... ... | ૬૨૫ | ૩૫૫ | ૬૨૦૦ | ૩૧૨૯ |
| લોઢુ અથવા સ્ટીલ .. ... | ૧૮૬૯૫ | ૧૫૬૮૬ | ૧૦૩૮૭૫ | ૯૫૪૩૨ |
| સ્ટીલ ... ... ... | ૩૯૫૩ | ૨૬૪૩ | ૩૯૧૮૧ | ૨૨૨૫૮ |
| સીસું ... ... ... | ૨૪૪ | ૧૩૬ | ૧૩૧૫ | ૯૩૩ |
| મોટર ગાડીઓ અને સાઇકલો | ૧૧૯૩૫ | ૧૭૨૮, | ૬૧૦૨૭ | ૧૪૭૮૧ |
| કેરોસીન તેલ ... ... | ૪૨૩૭ | ૧૭૩૮ | ૨૮૪૯૫ | ૨૬૬૯૪ |
| અળસીનું તેલ ... ... | ૭૮ | ૨૭ | ૧૧૧૪ | ૫૭૯ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ | ૮૦૦૪ | ૪૬૦૭ | ૫૧૩૫૯ | ૪૪૭૬૪ |
| રંગ રોગાન વિગેરે ... | ૧૬૧૩ | ૧૦૬૫ | ૧૧૦૪૫ | ૭૨૪૪ |
| કાગળો ... ... ... | ૬૯૬૮ | ૨૧૨૮ | ૩૭૬ ૮ | ૧૪૪૩૯ |
| રેલ્વે ગાડીઓ તથા બીજો સામાન | ૧૦૩૧૧ | ૧૬૨૧૦ | ૫૮૯૪૫ | ૧૧૫૫૩૮ |
| રબર ... ... ... | ૧૦૮૫ | ૧૦૬૩ | ૧૫૮૧૯ | ૬૫૨૫ |
| સીકું ... ... ... | ૨૯૬૪ | ૧૫૨૦ | ૧૪૪૮૭ | ૮૪૭૯ |
| સાબુ ... ... ... | ૭૬૪ | ૯૨૫ | ૧૦૭૭૦ | ૪૦૮૬ |
| સોપારી ... ... ... | ૧૪૬૨ | ૧૦૦૮ | ૮૯૮૦ | ૮૧૮૯ |
| તેજાનો કુલ ... ... | ૧૮૮૦ | ૧૨૦૭ | ૧૦૬૫૫ | ૧૧૪૩૮ |
| સ્ટેશનરી ... ... ... | ૧૭૫૩ | ૬૮૬ | ૯૮૨૨ | ૫૭૮૬ |
| ખાંડ ... ... ... | ૩૩૫૮૨ | ૩૮૦૪૪ | ૯૩૩૪૬ | ૨૬૪૧૯૮ |
| રૂ ... ... ... | ૯૬૩ | ૨૩૫૧ | ૫૧૨૩ | ૨૨૮૫૭ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૧૭૧૮૩ | ૧૦૬૩૪ | ૮૫૬૩૩ | ૫૯૫૩૭ |
| સુતરાઉ હોઝીયરી ... ... | ૧૬૫૩ | ૮૩૩ | ૧૩૫૮૮ | ૪૧૭૫ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... | ૧૮૩૯૮ | ૨૩૧૯૮ | ૧૬૪૧૧૯ | ૧૪૦૬૬૨ |
| ધોયેલા પીસ ગુડઝ.... ... | ૨૦૪૮૮ | ૧૪૧૮૭ | ૧૫૩૯૫૦ | ૫૮૧૦૫ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ | ૩૫૧૨૦ | ૬૫૧૫ | ૨૧૯૦૦૪ | ૪૨૩૩૪ |
| શીવવાના દોરા ... ... | ૬૮૫ | ૬૭૪ | ૫૧૬૮ | ૩૬૬૧ |
| સુતરાઉ માલ એકંદર ... | ૯૭૭૭૫ | ૫૯૮૩૯ | ૬૬૪૮૯૩ | ૩૩૫૯૧૯ |
| રેશમ કાચું ... ... | ૨૬૮૦ | ૧૦૧૧ | ૧૧૪૪૭ | ૮૯૪૪ |
| રેશમના પીસ ગુડઝ... ... | ૪૧૬૦ | ૯૮૦ | ૨૩૯૨૧ | ૧૬૭૮ |
| કાચું ઉન ... ... | ૧૪ | ૪૬ | ૩૫૬ | |
| ઉનની હોઝીઅરી ... ... | ૩૭૮ | ૫૨ | ૧૭૨૪ | ૩૦ |
| ઉનના પીસ ગુડઝ ... ... | ૫૫૮૧ | ૭૫૩ | ૩૦૭૪૩ | |

મેટ્રીક શીલાંગથી ઓસ્ટ્રેલીઆનો ઓરડો ઝોળે છે.

| ચીજનું નામ. | અકટોમ્બર માસમાં | | એપ્રીલથી અકટોમ્બર સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦, | ૧૯૨૧ |
| | (રૂ. | ૧૦૦૦) | રૂ. | (૧૦૦૦) |
| તંબાકુ ... ... ... | ૨૨૮૫ | ૧૬૯૬ | ૧૯૮૭૫ | ૬૬૯૪૧ |
| રમકડા ... ... . | ૬૬૬ | ૩૭૭ | ૩૬૫૫ | ૨૦૮૨ |
| છત્રીઓ ... ... ... | ૧૦૮ | ૫૫ | ૧૧૦૦ | ૧૦૪૩ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૧૦૦ | ૬૫ | ૧૩૭૫ | ૧૧૦૧ |
| લાકડાં ... ... ... .. | ૯ | ૫ | ૨૬૦ | ૧૦૭ |
| કુલ આયાત | ૩૧૮૧૫૦ | ૨૩૫૪૦૫ | ૧૯૧૮૯૦૭ | ૧૪૭૮૯૬૫ |

| ચીજનું નામ. | નીકાશ. | | | |
|---|---|---|---|---|
| જીવતાં જનાવરો ... ... | ૪૫૯ | ૨૧૫ | ૨૦૮૬ | ૧૯૦૦ |
| મીણબત્તી ... ... ... | ૧૩૦ | ૧૭૧ | ૧૪૧૦ | ૭૧૩ |
| સોલ્ટ પીટર ... ... ... | ૫૩૧ | ૧૯૯ | ૪૮૪૧ | ૨૪૨૩ |
| કોલસા . ... ... ... | ૮૬૬ | .. | ૧૦૨૫૩ | ૧૨૭૫ |
| કોપ્રી ... ... ... ... | ૨૪૮ | ૧૦૪૪ | ૭૭૯૩ | ૯૦૧૧ |
| કાથી, (સીંદરી) ... ... | ૭૮૯ | ૨૩૧૯ | ૬૧૧૦ | ૪૭૭૨ |
| દોરડાં ... ... ... ... | ૪૧૪ | ૧૮૧ | ૨૩૦૬ | ૧૭૮૬ |
| દવાઓ ... ... ... ... | ૧૪ | ૩૦ | ૫૫૪ | ૩૪૩ |
| ગળી .. ... ... ... | ૧૭૭ | ૨૩૯ | ૧૮૬૦ | ૩૨૫૨ |
| હરડાં બેડાં ... ... ... | ૨૯૯ | ૨૭૨ | ૨૬૭૭ | ૩૧૧૫ |
| લુગડા, ચામડાં વિગેરે રંગવાની ચીજો કુલ | ૫૬૦ | ૭-૧ | ૬૪૬૬ | ૭૬૬૫ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૮૫ | ૧૨૯ | ૭૬૫ | ૬૭૩ |
| ફળ ને શાક ... ... ... | ૩૪૧ | ૪૨૯ | ૪૨૭ | ૩૩૬૫ |
| ડાંગર ... ... ... | ... | ... | ૯૩૬ | ૧૬૯૫ |
| ચોખા ... ... ... | ૧૦૭૭૮ | ૫૩૭૬ | ૧૧૩૫૭૩ | ૧૫૧૩૮૦ |
| ઘઉં ... ... ... | ૧૬૨ | ૧૪૦ | ૧૨૪૯ | ૧૪૨૫૨ |
| ઘઉંનો લોટ ... ... ... | ૧૨૩૨ | ૧૧૨૬ | ૯૩૬૫ | ૧૩૭૮૫ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ | ૧૩૫૬૦ | ૮૭૪૮ | ૧૩૫૮૯૯ | ૧૯૨૦૧૪ |
| વગર કેળવાયલા ચામડા ... .. | ૧૮૨૧ | ૩૭૭૪ | ૪૧૧૩૪ | ૩૧૧૧૩ |
| લાખ .. ... ... | ૫૨૪૨ | ૫૮૬૮ | ૫૨૬૨૩ | ૪૨૬૨૮ |
| કેળવાયલા ચામડા ... ... | ૪૭૮૦ | ૩૫૦૫ | ૨૦૨૦૩ | ૨૧૫૬૭ |
| ખાતર ... ... ... | ૮૨૩ | ૧૧૦૭ | ૭૬૮૭ | ૫૭૬૨ |
| મેંગેનીઝ ઓર ... ... ... | ૧૪૧૨ | ૮૬૭ | ૮૯૫૨ | ૪૬૬૬ |
| ધાતુ કુલ ... ... ... | ૩૮૦૬ | ૨૬૯૧ | ૨૩૫૨૬ | ૧૬૮૮૭ |
| અબરખ ... ... ... | ૬૧૫ | ૭૧૯ | ૭૬૮૭ | [illegible] |
| દીવેલ તેલ ... ... ... | ૩૭ | ૩૬ | ૫૬૦ | [illegible] |
| કોપરેલ તેલ ... ... ... | ૧૦૫ | ૯૮૮ | ૮૩૭ | [illegible] |

| | અકટોબર માસમાં | | એપ્રીલથી અકટોબર સુધી. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| અળસીનું તેલ ... ... | ૨૦ | ૩૧ | ૧૧૬૯ | ૧૪૨ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... | ૮૭૦ | ૧૨૯૮ | ૮૬૨૦ | ૪૬૨૩ |
| ખોળ ... ... ... | ૧૦૨૮ | ૮૪૮ | ૭૬૫૩ | ૬૪૨૯ |
| અફીણુ ... ... ... | ૨૪૬૨ | ૧૫૬૩ | ૧૫૩૭૨ | ૧૩૩૨૦ |
| જવાર ... ... ... | ૭૮૯ | ૬૭૪ | ૭૭૪૩ | ૪૩૩૨ |
| શીવેલી . . ... | ૪૬૨ | ૨૬૩ | ૨૩૪૭ | ૩૫૪૧ |
| ટોપરાં .. ... ... | ૭૮ | ૨૫૧ | ૫૭૧ | ૬૩૨ |
| કપાસીયા ... ... ... | ૬૧૬ | ૪૬૯ | ૭૭૪૦ | ૪૬૪૪ |
| ભોંયસીંગ ... ... ... | ૩૦૩૪ | ૪૩૬૭ | ૧૫૩૪૬ | ૨૯૧૪૩ |
| અળસી ... ... ... | ૯૮૩૦ | ૧૦૧૪ | ૫૦૯૬૮ | ૧૭૫૬૭ |
| સરસવ ... ... ... | ૨૫૫ | ૫૬ | ૧૨૩૪ | ૧૨૫૦ |
| તલ ... ... ... | ૧૮૮ | ૬૦૭ | ૩૬૫૩ | ૧૫૩૫ |
| તેજાનો ... ... ... | ૭૧૨ | ૬૨૪ | ૫૦૨૦ | ૫૧૦૮ |
| ખાંડ ... ... ... | ૨૯૮ | ૧૭૭ | ૮૩૨૨ | ૧૯૮૯ |
| ચા ... ... ... | ૧૦૨૪૩ | ૨૩૯૦૭ | ૬૧૭૧૪ | ૮૭૮૧૯ |
| કાચું રૂ ... ... ... | ૧૫૨૪૨ | ૩૪૫૬૨ | ૨૬૪૧૧૪ | ૨૫૯૫૦૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૭૯૧૦ | ૪૬૪૪ | ૭૧૪૧ | ૫૨૦૭૧ |
| રૂમાલ અને શાલો ... ... | ૧૭૭ | ૧૭ | ૨૭૮૬ | ૪૨૯ |
| પીસ ગુડ્સ ... ... | ૮૯૩૦ | ૬૦૨૧ | ૪૭૧૬૨ | ૪૯૫૦૭ |
| શણ ... ... ... | ૫૬૯ | ૪૩૧ | ૬૧૪૭ | ૧૯૬૨ |
| જ્યુટ કાચું ... ... | ૨૨૫૬૫ | ૧૬૩૯૫ | ૮૧૪૯૯ | ૫૯૫૮૪ |
| ટવીસ્ટ અને યાન ... ... | ૪૩૪ | ૪૧ | ૨૫૨૭ | ૨૯૮ |
| જુટની બનાવટ ... ... | ૫૦૪૩૬ | ૨૯૭૦૮ | ૩૬૯૬૯૨ | ૧૭૪૮૯૬ |
| રેશમ (કાચું) ... ... | ૩૫૩ | ૧૮૦ | ૨૦૫૦ | ૧૨૧૭ |
| કુલ ... ... | ૪૭૬ | ૧૯૪ | ૨૪૫૦ | ૧૪૧૨ |
| ઊન કાચું ... ... | ૨૦૬૬ | ૮૯૩ | ૧૫૭૮૪ | ૧૦૯૪૩ |
| ઊનની ધાબલીઓ ને ગલીચા વગેરે | ૬૭૩ | ૪૪૮ | ૫૬૭૮ | ૩૫૬૪ |
| તંબાકુ બીડી વિગેરે ... | ૭૦૨ | ૫૦૩ | ૪૮૦૩ | ૪૨૮૪ |
| લાકડાં પાટીયાં વિગેરે ... | ૯૩૨ | ૩૭૦ | ૮૯૫૮ | ૩૬૨૯ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલે નીકાશ | ૧૯૧૪૪૧ | ૧૭૧૬૮૨ | ૧૫૧૧૪૩૩ | ૧૨૧૨૮૦૩ |
| હિંદુસ્તાનમાંથી થયેલી- સરકારી માલની નિકાશ. | ૬૭૨૫ | ૧૦૭૦ | ૩૫૧૮૩ | ૧૫૮૬૫ |

*Registered No. B.810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૪ મું. VOL. IXV. FEBRUARY 1922. No. 8 ફેબ્રુઆરી ૧૯૨૨ અંક ૮ મો.

## અનુક્રમણિકા.



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રહાકોને માટે વાર્ષિક રૂા. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ વી.પી. પોસ્ટથી ૦-૮-૦ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ; નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને બારમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશક્ય થઇ પડે છે.

— —

# શહેનશાહી પસંદગી અને બ્રીટીશ સામ્રાજ્ય.

( ગયા અંકના ૭૦૬ પાનેથી ચાલુ. )

૧૯૧૦—કેનેડા અને બીજાં સંસ્થાનો પાસે કરારની રૂયે જગાતને લગતી ગોઠવણ કરવા માટે જુદા જુદા દેશોએ માગણી કરી.

ફ્રાન્સ અને કેનેડા વચ્ચે વેપારને લગતો નવો કરાર અમલમાં આવ્યો.

૧૯૦૯ની યુનાઇટેડ સ્ટેટસ ટેરીફના સંબંધમાં ચાલેલા સંદેશા અનુસાર કેનેડાએ ફ્રેન્કો-કેનેડીઅન કન્વેન્શનમાંની ચીજોના ૧૩ વિભાગો સંબંધમાં યુનાઇટેડ સ્ટેટસ તથા બીજા બધા દેશોને છૂટછાટ આપી, અને યુનાઇટેડ સ્ટેટસ સાથે " વિશાળ અને ઉદાર ધોરણ" ઉપર વ્યાપારી સંબંધ ફરીથી રચવા માટે સંદેશા ચલાવવાની કેનેડાના પ્રધાનોએ કબૂલાત આપી.

જર્મનીના માલ ઉપર કેનેડા તરફથી નાખવામા આવતો વધારાનો કર કાઢી નાખવા માટે તેમજ બન્નેને પરસ્પર અનુકુળ પડે તેવે વખતે કેનેડા અને જર્મની વચ્ચે સામાન્ય વ્યાપારી કરાર કરવા માટે તે બન્ને દેશો વચ્ચે કામચલાઉ સમજણ કરવામાં આવી.

કેનેડાએ ઇટાલી અને બેલ્જીઅમ સાથે કામચલાઉ ગોઠવણ કરી અને નેધરલેન્ડઝને છૂટછાટ આપવામાં આવી.

પરદેશો સાથેની આ ગોઠવણથી કેનેડાના બજારમાં યુનાઇટેડ કીંગડમને મળતી પસંદગીનો લાભ ઘટવા લાગ્યો.

ઓસ્ટ્રેલીઆની સરકારની અરજ ઉપરથી પરદેશ ખાવાના સેક્રેટરી સર એડવર્ડ ગ્રેએ જે કરારની રૂએ સંસ્થાનો તરફથી યુનાઇટેડ કીંગડમને વહાણના સંબંધમાં મળતા હકો ઇટાલી અને ઓસ્ટ્રીઆને પણ આપવા પડતા હવા તે કરારમાં ફેરફાર કરવાના હેતુથી તે દેશોની સરકાર સાથે સંદેશા ચાલુ કર્યા.

૧૯૧૧:—કેનેડા અને યુનાઇટેડ સ્ટેટસ વચ્ચે એક પરસ્પર કરાર કરવામાં આવ્યો જેની રૂયે કેનેડા સાથેના બ્રીટીશ વેપારના મોટા જથ્થા ઉપર પસંદગી કાઢી નાખવાની અથવા ઓછી કરવાની હતી જ્યારે યુનાઇટેડ સ્ટેટસમાં કેનેડાને જગાત સંબંધી છૂટછાટ મળવાની હતી જે છૂટછાટમાંથી યુનાઇટેડ કીંગડમને બાતલ રાખવામાં આવનાર હતું. આ પરસ્પર કરાર ૧૯૧૧ ના સપ્ટેમ્બર માસમાં કેનેડામાં સામાન્ય ચુંટણીને વખતે રદ કરવામાં આવ્યો.

## સંસ્થાનોની ( પહેલી શહેનશાહી ) કોન્ફરન્સ:—

વેપારમાં સહકાર માટે અને બ્રીટીશ માલ તેમજ વહાણોને પસંદગી આપવાના પ્રયાસના સંબંધમાં ઓસ્ટ્રેલીઆના ઠરાવો માટે બહુ આગ્રહ કરવામાં આવ્યો; નહિ અને જલદી પરીણામ આવે તેવા હેતુથી કેનેડાના ઠરાવો પસાર કરવામાં આવ્યા. આ નવા ઠરાવોમાંના એક ઠરાવથી પરદેશો સાથે બ્રીટીશ વેપારી કરારો સંબંધમાં સંસ્થાનોને વર્તન માટે સંપૂર્ણ છૂટ મેળવવા તે પરદેશો સાથે સંદેશા ચલાવવાનું બ્રીટીશ સરકારને કહેવામાં આવ્યું. પરદેશોના સેક્રેટરી સર એડવર્ડ ગ્રેએ તે ઠરાવ માન્ય રાખ્યો અને જણાવ્યું કે ઇટાલીની સરકારે એવું

જાહેર કરેલ છે કે તેઓ હાલનો કરાર ફેરવી શકે તેમ નથી અને હાલનો કરાર રદ કરી નવા કરાર માટે સંદેશા ચલાવવા એજ એક રસ્તો છે. ઓસ્ટ્રીઆ હંગરીએ સવાલ કર્યો કે કોમનવેલ્થનો હેતુ બ્રીટીશ વહાણોને પસંદગી આપવાનો રસ્તો સરળ કરવાનો છે કે કેમ?

બીજા એક ઠરાવથી સામ્રાજ્યનાં સાધનો અને વેપાર બાબે રીપોર્ટ કરવા માટે યુનાઇટેડ કીંગ્ડમ અને સંસ્થાનોના પ્રતિનિધિઓનું એક કમીશન નીમવાની દરખાસ્ત કરવામાં આવી.

૧૯૧૨:-કેનેડાની સરકારની અરજ ઉપરથી ૧૯૦૯ માં લોર્ડ બાલ્ફર ઓફ બર્લીના પ્રમુખપદ હેઠળ કેનેડા અને વેસ્ટ ઇન્ડીઝ વચ્ચેના વેપારી સંબંધ ઉપર રીપોટ કરવા માટે નીમાએલા રોયલ કમીશનના રીપોર્ટ અનુસાર બ્રીટીશ સરકારની સંમતીથી કેનેડા અને વેસ્ટ ઇન્ડીઆના કેટલાક ટાપુઓ અને બ્રીટીશ ગીની વચ્ચે પસંદગીના ધોરણ ઉપર વેપારી કરાર કરવામાં આવ્યો.

સંસ્થાનોનું રોયલ કમીશન બેઠું.

૧૯૧૫:-લડાઇ ચલાવવા માટે જરૂરી ઉદ્યોગોના સંબંધમાં આમ સભાના સભાસદોએ સરકારને અરજીઓ કરી.

ચેન્સેલર ઓફ ધી એક્સચેકર મી. મેકકેનાએ સામ્રાજ્યની તેમજ પરદેશની આયાત થતી ચીજો ઉપર આયાત જગાત નાખી. સર આલફ્રેન્ડ મોન્ડ તથા બીજાઓએ સામ્રાજ્યની ચીજોને પસંદગી આપવાના રજુ કરેલા સુધારા આમની સભામા ઉડી ગયા.

૧૯૧૬:-સંસ્થાનોની મદદથી સામ્રાજ્યનું આર્થિક બળ મિત્ર રાજ્યોની સાથે દુશ્મન વિરૂદ્ધ એકત્ર કરવા માટે સંસ્થાનોની સરકારો સાથે તાબડતોબ સંદેશા શરૂ કરવાનો ઠરાવ આમની સભાએ સર્વાનુમતે કબુલ રાખ્યો.

એક ખાસ ડીપાર્ટમેન્ટલ કમીટીની ભલામણથી સંસ્થાનોના પ્રધાન મી. બોનર લૉએ બ્રીટીશ વેસ્ટ આફ્રીકન કોલોનીઝની સરકારોને બ્રીટીશ વેસ્ટ આફ્રીકા ખાતેથી નીકાશ થતી અને બ્રીટીશ સામ્રાજ્ય બહાર પીલાતી તાડી ઉપર નીકાશ જગાત નાખવાની સુચના કરી અને તે જગાત અમલમાં આવી.

બ્રીટીશ સામ્રાજ્યમાં સાફ ન કરવામાં આવતા લોઢા ઉપર નાઇજીરીઆએ નીકાશ જગાત નાખી.

તે વખતના બોર્ડ ઓફ ટ્રેડના પ્રમુખ મી. રન્સીમેને નક્કી કરેલા ધોરણ અનુસાર એક 'સામાન્ય આર્થિક નીતિ' ગ્રહણ કરવાનું મિત્રરાજ્યો અને બ્રીટીશ સંસ્થાનોના પ્રતિનિધિઓવાળી પેરીસ ઇકોનોમીક કોન્ફરન્સે સર્વાનુમતે કબુલ કર્યું અને કોન્ફરન્સના ઠરાવોમા દર્શાવવામા આવેલી તે નીતિને સંપૂર્ણ રીતે અમલમાં મુકવા માટે જરૂરી પગલાં વગર ઢીલે લેવા જુદી જુદી સરકારોને ભલામણ કરવાનું માથે લીધું.

બ્રીટીશ સરકાર (એટલે કે યુનીઅનીઝમ, લીબરેલીઝમ અને લેબરના પ્રતિનિધિ સહિત કોએલીશન ગવર્નમેન્ટ) ની નક્કી કરેલી નીતિ તરીકે પેરીસ ઇકોનોમીક કોન્ફરન્સના ઠરાવ માન્ય રાખ્યાનું પ્રધાનોએ આમની સભામાં જાહેર કર્યું.

ખાસ કરીને પેરીસ ઇકોનોમીક કોન્ફરન્સના નિર્ણયોને ઉદ્દેશીને લડાઇ પછી કેવી નીતિ ગ્રહણ કરવી તે ઉપર વિચાર કરવા માટે બાલ્ફર ઓફ બર્લે કમીટી નીમવામાં આવી.

૧૯૧૭:-બાલ્ફર ઓફ બર્લે કમીટીએ નીચે પ્રમાણે ભલામણો કરી:-

(૧) સામ્રાજ્યની અંદર પેદાશને ઉત્તેજન આપવા માટે ખાસ પગલાં લેવાં જોઇએ.

(૨) બ્રીટીશ સરકારે શહેનશાહી પસંદગીની નીતિને વળગી રહેવાનું જાહેર કરવું જોઇએ.

(૬) સૂચવવામાં આવેલી નીતિ અમલમાં મૂકવાના ઉપાય તરીકે બ્રીટીશ સરકારના જગાતના કોઠામાં આયાત નીકાશ ઉપરની જગાતના દરમાં મોટા ફેરફારો કરવા જોઈએ. સામ્રાજ્યની પેદાશ અને સામ્રાજ્યમાં બનેલા માલ ઉપર આ જગાત બિલકુલ નાખવી ન જોઈએ અથવા ઘટાડવી જોઈએ અને આ જગાતનું ધોરણ મિત્રરાજ્યો તેમજ તટસ્થ દેશો સાથે વેપારી કરારના પાયા તરીકે ગણવું જોઈએ.

સામ્રાજ્યની બધી સરકારોના પ્રતિનિધિત્વવાળી ઇમ્પીરીઅલ વોર કૉન્ફરન્સે એવો સિદ્ધાંત ગ્રહણ કર્યો કે સામ્રાજ્યનો દરેક ભાગ મિત્રરાજ્યોના લાભ તરફ ઘટતું લક્ષ આપીને સામ્રાજ્યના બીજા ભાગોની પેદાશ અને તેમાં બનેલા માલને ખાસ છૂટછાટ તથા અનુકુળતા આપશે. અને નીચેના મુદ્દાઓ સંબંધમાં એકત્રવાથી કામ લેવાની સૂચના કરવામાં આવીઃ—

(૧) ખાધા ખોરાકીના પુરવઠા જથાની પેદાશ અને (જેને માટે સામાન્ય બુદ્ધિથી આગાહી કરી શકાય) ગમે તેવા સંજોગોમાં તે ગમે ત્યારે અને જે જગ્યાએ જરૂર હોય ત્યાં લઇ જવા માટે ગોઠવણ.

(૨) સામ્રાજ્યની અંદર કુદરતી સાધનો અને ખાસ કરીને જે સાધનો લડાઈ અથવા સુલેહના વખતમાં પ્રજાકીય કામોન માટે જરૂરનાં હોય તેવાં સાધનો ઉપર અંકુશ.

(૩) આવા કુદરતી સાધનોને સામ્રાજ્યમાંજ તૈયાર માલમાં ફેરવવાની ક્રિયાઓદ્વારા તેનો આર્થિક દૃષ્ટિએ વિવેક પુરઃસર ઉપયોગ.

પ્રધાનોએ જાહેર કર્યું કે સામ્રાજ્યની બધી સરકારોના પ્રતિનિધિત્વવાળી ઇમ્પીરીઅલ વોર કૉન્ફરન્સે સર્વાનુમતે એવો સિદ્ધાંત સ્વીકારેલ છે કે સામ્રાજ્યનો દરેક ભાગ મિત્ર રાજ્યોના લાભો તરફ ઘટતું લક્ષ આપી સામ્રાજ્યના બીજા ભાગોની પેદાશ અને તેમાં બનેલા માલને ખાસ છૂટછાટ તથા અનુકુળતા આપશે.

બાલ્ફૂર ઓફ બર્લે કમીટીએ છેલ્લા રીપોર્ટમાં નીચે પ્રમાણે ભલામણો કરીઃ-

(૧) અન્ય દેશો પોતાનો માલ ઘુસાડે તે સામે અંકુશ મુકવા માટે કાયદો.

(૨) ગમે તેટલા જોખમે અને ખર્ચે બ્રીટનના ખાસ આધાર રૂપ ઉદ્યોગોનું રક્ષણ.

(૩) જે ઉદ્યોગો દેશની સહીસલામતી માટે જરૂરના હોય અથવા તો જે ઉદ્યોગો એવા મહત્વના હોય કે જેને પરદેશી હરીફાઇથી નબળા પડવા દેવાનું અને જેને પરદેશના અંકુશ નીચે જવા દેવાનું બીનઇચ્છવા જોગ હોય તેવા સંભાળપૂર્વક પસંદ કરેલા ઉદ્યોગોને જગાતથી અથવા બીજી કોઇ રીતે સરકારી મદદથી રક્ષણ આપવું.

(૪) હાલ તુરત અથવા ભવિષ્યમાં યુનાઇટેડ કીંગડમમાં આયાત નીકાશ ઉપર જે જગાત નાખવામાં આવશે તેમાં શાહેનશાહી પસંદગીનું ધોરણ લાગુ પાડવાનું તેમજ શાહેનશાહી પસંદગીના બીજા પ્રકારો ઉપર વિચાર કરવાનું.

(૫) મિત્ર રાજ્યો અથવા તટસ્થ રાજ્યો સાથે વેપાર સંબંધમાં સંદેશા ચલાવવા માટે નાખવામાં આવેલી જગાતનો ઉપયોગ.

(૬) સરકારી મદદના જૂદાં જૂદાં પ્રકારો ઉપર વિચાર કરવા માટે એક વગવાળી અને સ્વતંત્ર બોર્ડની નીમણુક.

૧૯૧૮:-બ્રીટીશ પાર્લામેન્ટે નોન-ફેરસ મેટલ્સ એક્ટ પસાર કર્યો.

શાહેનશાહી કૉન્ફરન્સે (૧) નોન-ફેરસ મેટલ્સ એક્ટની નીતિ પસંદ કરી અને સામ્રાજ્યની સરકારોને તેનું અનુકરણ કરવાની ભલામણ કરી. (૨) જાહેર કર્યું કે લડાઇથી થયેલી અસર

જેમ બને તેમ જલદીથી નાબુદ કરવા તેમજ પોતાના ઔદ્યોગિક લાભો જાળવવા ખાતર બ્રીટીશ સામ્રાજ્યને તેમજ મિત્રરાજ્યોને કેટલાક જરૂરી કાચા પદાર્થોનો કબજો મેળવવાનું આવશ્યક છે; અને કોન્ફરન્સમાં પ્રતિનિધિ દ્વારા હાજર થએલ સરકારોને કોન્ફરન્સની કમીટીએ પૂરી પાડેલી માહીતી અનુસાર આવો કબજો મેળવવા માટેના ઉપાયો સંબંધમાં જૂદા જૂદા માલ પેદા કરવાવાળાઓ તેમજ વેપારીઓ સાથે મસલત કરવાની ભલામણ કરી. (૩) બ્રીટીશ સામ્રાજ્યમાં રંગનો ઉદ્યોગ ખીલવવા માટે સહકાર કરવા માટે શાં પગલાં લેવા જોઇએ તે વિચારવાની સામ્રાજ્યની સરકારોને ભલામણ કરી. (૪) ઇન્ટર ઇમ્પીરીયલ શીપીંગ બોર્ડની નીમણૂક કરવાની ભલામણ કરી. (૫) ૧૯૦૨ ની સાલની સામ્રાજ્યના માલને જે પસંદગી આપવામાં આવતી હતી તે ચાલુ રાખવાની ભલામણ કરી.

બ્રીટીશ સરકારે સંસ્થાનોની સરકારોની શ્રેણીમાં પોતાની જાતને મૂકી અને પસંદગીની યોજના દ્વારા ચાલુ જગાતમાં અથવા હવે પછી નાખવામાં આવતી જગાતમાં પસંદગી આપવાનો ઠરાવ કર્યો.

સામાન્ય ચુંટણીમાં કોએલીશન સરકારને નીમવામાં આવી અને તેની રાજ્યનીતીમાં શહેનશાહી પસંદગીના ચોક્કસ પગલાં અમલમાં મૂકવાની નીતિનો અને ભવીષ્યમાં શહેનશાહી કોન્ફરન્સો અને કેબીનેટો પસંદ કરે તેવા ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિનો સમાવેશ થાય છે.

૧૯૧૯:–બ્રીટીશ સરકારના બજેટમાં ચાલુ જગાતમાં મુખ્ય ત્રણ વર્ગ ઉપરની જગાતમાં પસંદગીના ધોરણનો સમાવેશ કરવામાં આવ્યો.

૧૯૨૦:–બજેટમાં પસંદગીનો મુદ્દો દઢ કરવામાં આવ્યો.

બ્રીટીશ પાર્લામેન્ટે ડાઇસ્ટફ્સ એક્ટ (ઇમ્પોર્ટ રેગ્યુલેશન) પસાર કર્યો.

૧૯૨૧ પસંદગીનો મુદ્દો ફરીથી બજેટમાં દઢ કરવામાં આવ્યો.

બ્રીટનના આધાર રૂપ ઉદ્યોગો ઉપર શહેનશાહી પસંદગી સહિત જગાત નાખવા માટે અને દેશમાં ઘુસાડવામાં આવતા માલની આયાત ઉપર જગાત નાખવાની બોર્ડ ઓફ ટ્રેડને સત્તા આપનારો સેફ ગાર્ડીંગ ઓફ ઇન્ડસ્ટ્રીઝ એક્ટ બ્રીટીશ પાર્લામેન્ટે પસાર કર્યો.

વેપારને સજીવન કરવામાં મદદ કરવા માટે તેમજ બેકારી દૂર કરવા માટે હાલના સંજોગોને લાગુ પડી શકે તેટલે સુધી ૧૯૧૭ અને ૧૯૧૮ માં મળેલ શહેનશાહી કોન્ફરન્સોના ઠરાવો અમલમાં મૂકવા માટે અનુકુળતા થાય તેની દરખાસ્તો બ્રીટીશ સરકારે પાર્લામેન્ટ સમક્ષ રજુ કરી (૧૯ની ઓક્ટોબર) આ દરખાસ્તોમાં નીચેના મુદ્દાઓનો સમાવેશ થાય છે. (૧) યુનાઇટેડ કીંગડમમાં મજુરો માટે કામ ઉત્પન્ન કરે તેવા ઉદ્યોગોની ખીલવણીમાં નવી થાપણ રોકવા માટે ઉત્તેજન આપવાના હેતુથી સામ્રાજ્યમાં અથવા પરદેશોમાં રેલ્વે, વિજળીક કારખાનાંઓ વગેરે જાહેર પ્રજાના લાભના ઉદ્યોગોને ૨૫,૦૦૦,૦૦૦ પૌંડ સુધીની લોન પગાર કરવા માટે સરકારી ગેરંટી (૨) એક્સપોર્ટ ક્રેડીટ સ્કીમ વધારે બહોળી કરવી જેની રૂએ સરકાર ઇન્વાઇસના ૧૦૦ ટકા માટે ગેરંટી આપે અને આ યોજનામાં બ્રીટીશ હિન્દુસ્થાન સીલોન અને બ્રીટીશ કબજાના પૂર્વના બીજા સંસ્થાનોનો તેમજ બ્રીટીશ સામ્રાજ્યના બીજા ભાગોનો સમાવેશ કરવો (૩) લડાઇમાંથી છૂટા થએલા માણસોને સંસ્થાનોમાં મોકલવામાં મદદ કરવા માટે ૩૦૦,૦૦૦ પૌંડની વધારાની ગ્રાંટ.

---

# હિન્દુસ્તાનની ચલણ નીતિ અને હિન્દી ધારાસભા.

હિન્દી ચલણ તથા હુંડીઆમણના સવાલ તપાસવા માટે એક કમીટીની નીમણુક કરવાનો જે ઠરાવ સર વિઠલદાસ. ડી. ઠાકરશીએ વડી ધારાસભામાં રજુ કર્યો હતો તે ઉડી ગએલો જોઇ હિન્દી પ્રજાનો મોટો ભાગ નિરાશ થયો હશે. લગભગ બે વર્ષ અગાઉ આખી હિન્દી પ્રજાના મત વિરૂદ્ધ પેલી ગોરાઓથી ભરપૂર બેબીંગ્ટન સ્મીથ કમીટીએ ઇંગ્લંડ સાથેના હુંડીઆમણના દરમાં આપખુદ અને કમનસીબ ફેરફાર કરી બે શીલીંગનો રૂપિઓ ઠરાવવાની ભલામણ કરી ત્યારથી હિન્દી વેપારી આલમે તેમજ જાહેર પ્રજાએ ઘણી ખોટ સહન કરી છે. તે વખતે લડાઇ દરમ્યાન ખરીદેલ માલ માટે ગંજાવર રકમ હિન્દને ઇંગ્લંડે આપવાની હતી એટલે સ્વભાવિક રીતે આપણા સત્તાવાળાઓ-જેઓ પોતાના દેશ ઇંગ્લંડ વરફ વધારે પડતા વફાદાર હોઇ હિન્દના લાભોને ઇંગ્લંડનાં લાભ વિરૂદ્ધ જાળવવાના પ્રયાસ કરવામાં પાપ માને છે-તેઓએ તે કમીટીની ભલામણ અમલમાં મૂકી અને ઇંગ્લંડે ૨ શીલીંગના દરથી હિન્દનું લેણું ચુકવી આપ્યું અને બીજા હાથ ઉપર જે હિન્દી વેપારીઓએ ૨ શીલીંગના દરે ના. સરકાર હુંડીઆમણ ટકાવી રાખશે એવી શ્રદ્ધાથી ઇંગ્લંડથી માલ આયાત કર્યો અને જ્યારે હુંડીઆમણના દરમાં મોટો ઘટાડો થતાં તેઓ માલની ડીલીવરી ન લઇ શકવાની કફોડી સ્થીતિમાં આવી પડયા ત્યારે તેઓ ઉપર અપ્રમાણિકપણાનો આક્ષેપ મૂકવામાં આવ્યો ! આ બધા બનાવો એટલા દિલગીરી ભરેલા અને કમનસીબ છે કે તે ઉપર વારંવાર ઉહાપોહ કરવાનું અમે વ્યાજબી ધારતા નથી. પરંતુ હિન્દી સરકારની કઢંગી અને પક્ષપાતી નીતિને લીધે હિન્દુસ્તાનના વેપાર ઉદ્યોગને એટલું નુકશાન થએલ છે જ્યાં સુધી દેશનું નાણાં ખાતું, વેપાર ઉદ્યોગ ખાતું વિગેરે નિપુણ અને કાબેલ હિન્દીઓના હા નીચે મૂકવામાં નહિ આવે તેમજ આ દેશનો આર્થિક કારભાર વ્હાઇટ હોલમાંથી કાઢવામ આવતા સ્વચ્છંદી હુકમો મુજબ ચલાવવાને બદલે આ દેશનાજ લાભ ધ્યાનમાં રાખી હિન્દ ઓનાજ મત મુજબ ચલાવવાની સંપૂર્ણ સત્તા-માત્ર કલ્પનામાં કે કાગળ ઉપર નહિ પણ અસ કારક અને વ્યવહાર સત્તા-આ દેશના પ્રતિનિધિઓને આપવામાં નહિ આવે ત્યાં સુધી હિન્દન આર્થિક લાભો ઇંગ્લાંડના લાભો વિરૂદ્ધ જળવાશે એવી આશા રાખવી તે કેવળ ભ્રમણા છે

## સર વિઠલદાસની મુખ્ય માગણીઓનું વ્યાજબીપણું

બેબીંગ્ટન સ્મીથ કમીટીએ જે ભલામણો કરી હતી તે મુખ્ય બે દલીલો ઉપર રચવામ આવી હતી. એક તો તેઓની એવી માન્યતા હતી કે ભવિષ્યમાં લાંબા વખત સુધી રૂપાન ભાવ ઘણાજ ઉંચા રહેવાના અને તેઓની બીજી માન્યતા એ હતી કે તે વખતે માલના જે ઉંચ ભાવો હતા તે ભાવો લાંબા વખત સુધી ટકવાના અને હિન્દુસ્તાનમાં માલના ભાવ વધારે ઉંચ જતા અટકાવવા માટે તેઓએ ૨ શીલીંગનો દર ઠરાવવાની ભલામણ કરી હતી. આ બન્ને દલીલો કેટલી પોકળ હતી તે તેજ વખતે તે કમીટી ઉપરના એકલા હિન્દી સભાસદ મી. દાદીબા દલાલે સચોટ રીતે બતાવી આપ્યું હતું. પરંતુ સર વિઠલદાસે જણાવ્યું તેમ ઉંચા ભાવ અટકાવવાના ઉપાય સુચવવાનું કામ કમીટીને સોપવામાં આવ્યું ન હોતું તેમજ વળી દેશના ચલણના ધોરણની કિંમતમાં ગમે તેવો કઢંગો ફેરફાર કરી ભાવ ઉપર અંકુશ મૂકવાનો રસ્તો યોગ્ય તેમજ ઇચ્છવા જોગ નથી. બેબીંગ્ટન સ્મીથ કમીટીએ કરેલી બન્ને દલીલો હવે સદંતર ખોટી પડેલ છે અને રૂપાના ભાવમાં તેમજ માલના ભાવમાં મોટો ઘટાડો થએલ હોવાથે હુંડીઆમણનો પ્રશ્ન ફરીથી તપાસવાની આવશ્યકતા છે એમાં શક નહિ. સર વિઠલદાસે હિન્

ટંકશાળમાં સોનાના સીક્કા પાડવા માટે અને હિન્દની સોનાની અનામત હિન્દ ખાતે રાખવાની જે માગણી કરેલ છે તે ઘણી જૂની છે અને તેનું વ્યાજબીપણું ના. સરકાર તરફથી પણ સ્વીકારવામાં આવેલું હોઇ તે ઉપર વિવેચન અનાવશ્યક છે.

## સર હેલીનો લુલો બચાવ.

સર વિઠલદાસે માગણી કર્યા મુજબની કમીટી નીમવા માટે હાલની સ્થીતિ સમયોચિત છે કે કેમ તે વિષે પ્રમાણિક મતભેદ હોય તે સમજી શકાય એવી વાત છે; પણ ના. હિન્દી સરકારના નાણાંખાતાના પ્રધાન સર માલકમ હેલીએ આ ઠરાવ વિરૂદ્ધ કરેલી દલીલો એટલી લુલી અને પોકળ છે કે તેની ઉપર કાંઇપણ ટીકા કરવાનો પ્રયાસ કરવો મિથ્યા છે. સર હેલીએ પોતાના હોદ્દા માટેની નિષ્ફળતા એકથી વધારે વખત પુરવાર કરી આપેલ છે, અને અમને ભય છે કે ધારાસભાના જે સભાસદોએ આ ઠરાવની વિરૂદ્ધ મત આપેલ છે તેઓ સર હેલીએ કરેલી દલીલોથી નહિ પણ તેના વાકચાતુર્ય અને શબ્દબાજીથી ભૂલાવામાં પડી ખોટે રસ્તે દોરવાઇ ગએલ છે અથવા તો આવી કમીટી નીમવા માટે હાલના સંજોગો અનુકુળ નથી એવા પોતાના પ્રમાણિક મતને લીધે આ ઠરાવની વિરૂદ્ધ પડેલ છે. સર હેલીએ જણાવ્યું કે હિન્દી સરકાર તો શું પણ ઇંગ્લંડના સત્તાવાળાઓ પણ હિન્દી મતને વજન આપે છે અને તેના દ્રષ્ટાંત તરીકે થોડા વખત અગાઉ ઇન્ડીઆ કાઉન્સીલ ઉપર મી. દાદીબા દલાલની થએલ નીમણુક તરફ ધ્યાન ખેંચે છે. અમે સર હેલીને પૂછવાની રજા લઇએ છીએ કે તેઓને તેમજ ઇંગલંડના સત્તાવાળાઓને આ ડહાપણ આજ કયાંથી આવ્યું ? એ શીલીંગનો દર નકકી કરવાની વિરૂદ્ધ મી. દલાલે સખત વિરોધ દર્શાવ્યો ત્યારે હિન્દી મતને વજન આપવાની હિન્દી સરકારની ઉત્કંઠા કયાં સુઇ ગઇ હતી? એતો હવે સ્પષ્ટ છે કે તે વખતે હિન્દી મત પ્રમાણે અમલ કરવામાં ઇંગ્લંડને નુકસાન થાય તેમ હતું, અને સર હેલીના ગમે તેવા વાક્ચાતુર્યથી પણ આ બાબતમાં હિન્દી પ્રજા ભોળવાય તેમ નથી. તેવીજ રીતે સર હેલી કહે છે કે હવે પછી સરકાર ધારાસભાની રજા સિવાય રીવર્સ કાઉન્સીલ્સ વેચશે નહિ. આ ભાન પણ ના. હિન્દી સરકારને બહુ મોડું પ્રાપ્ત થએલ છે એટલુંજ કહેવું બસ થશે.

## મૂળ મુદ્દો.

પરંતુ આખા પ્રકરણમાં સહુથી અગત્યનો મુદ્દો કૃત્રિમ ઉપાયોથી હુંડીઆમણમાં મન ગમતો ફેરફાર કરવાની જે સ્વચ્છંદી સત્તા હિન્દી પ્રધાન પાસે છે તે તેની પાસેથી લઇ લેવાની આવશ્યકતા છે; અને તેટલાજ માટે સર વિઠલદાસે એવી માગણી કરી હતી કે આ સત્તાનો ઉપયોગ હિન્દી પ્રધાન નહિ કરે તેની ના. સરકારે ખાત્રી આપવી. આ સત્તાનો ભૂતકાળમાં વારંવાર ઉપયોગ કરવામાં આવેલ છે અને પરીણામે આ દેશને ઘણું નુકસાન થએલ છે. પણ સર હેલી તેવી ખાત્રી આપવાને તૈયાર ન હતો અને તેથી તેઓએ માત્ર એટલુંજ જણાવ્યું કે હુંડીઆમણમાં ફેરફાર કરવાની હિન્દી પ્રધાનની સત્તા માત્ર નજીવી છે એટલુંજ નહિ પણ તે સત્તા વાપરવાનો પણ કદાચ પ્રસંગ પડે. સર હેલીએ આવી વલણ અખત્યાર કર્યા છતાં પણ આ ઠરાવ ઉડી ગયો જોઇ અમને ભારે આશ્ચર્ય લાગે છે. જ્યાંસુધી હિન્દમાં સોનાનું ચલણ દાખલ કરી સોનાના સીક્કા પાડવા માટે હિન્દી ટંકશાળો ખુલ્લી મૂકવામાં નહિ આવે તેમજ હિન્દી પ્રધાનની હુંડિઆમણમાં દખલગીરી કરવાની સત્તા છીનવી લેવામાં નહિ આવે ત્યાંસુધી હિન્દની ચલણ નીતિનો સંતોષકારક ફડચો થશે નહિ. અમે આશા રાખીએ છીએ કે સર વીઠલદાસ પોતાની હારથી નિરાશ નહિ થતાં ફરીથી વધારે સંતોષકારક રૂપમાં આ ઠરાવ રજુ કરી છેવટે પ્રજામતને અનુસરતી ચલણની નીતિ ગ્રહણ કરવાની સરકારને ફરજ પાડશે.

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# અમારી માસિક નોંધ.

## (૧) હિન્દુસ્તાન અને વહાણનો ઉદ્યોગ.

હિન્દુસ્તાનમાં વહાણનો ઉદ્યોગ ખીલવવાના સંબંધમાં ના. સરકારે શાં પગલાં લેવાં જોઇએ તે બાબે આ ચેમ્બર તરફથી ના. હિન્દી સરકાર ઉપર મોકલાવેલા પત્રનો સાર ગયા અંકમાં છાપ્યો હતો. હિન્દી વહાણનો ઉદ્યોગ તદ્દન પછાત છે અને હિન્દી માલેકીની સ્ટીમરો ઘણી જૂજ છે એ સંબંધમાં હિન્દી પ્રજામાં જેટલી કડવી લાગણી છે તેટલી બીજા મુદ્દાના સંબંધમાં ભાગ્યેજ હશે. જૂદા જૂદા દેશો વચ્ચે ઉતારૂઓ તથા માલની લાવલઇજા કરવા સારૂ વાપરવામાં આવતા વહાણોના ઉદ્યોગની ખીલવણી બની શકે તેટલા પ્રમાણમાં કરી, દેશને આ બાબતમાં સ્વાવલંબી બનાવવાની આવશ્યકતા યુરોપ, અમેરીકા, જાપાન વિગેરેએ સ્વીકારેલ છે. જ્યારે બીજા દેશો આ દિશામા હંમેશ વધતી જતી પ્રગતિ કરતા જાય છે ત્યારે આપણા દેશની સ્થીતિનો ખ્યાલ કરતાં અત્યંત દિલગીરી પેદા થાય તે સ્વાભાવિક છે. હિન્દના દરીઆ કીનારાનો બહોળો વિસ્તાર, તેનાં બંદરો ઉપરની સગવડો, અન્ય દેશો સાથે હિન્દનો દર વર્ષે કરોડો રૂપિયાનો વેપાર વિગેરે મુદ્દાઓ લક્ષમાં લેતાં હિન્દમાં વેપારી કાફલાને ઉત્તેજન આપવાની કેટલી જરૂર અને અનુકુળતા છે તે સહેલાઇથી સમજી શકાશે. છતાં વસ્તુસ્થીતિ શું છે! માત્ર કીનારા ઉપર દોડતાં છૂટા છવાયાં થોડાં વહાણો સિવાય હિન્દમાં નવી પદ્ધતિના નૌકાબળ જેવું કશું નથી. આ ઉદ્યોગની ખીલવણીના સ્વાર્થી વિરોધીઓ એવી દલીલ કરે છે કે હિન્દમાં આ ઉદ્યોગ ખીલવવામાં ઘણી મુશ્કેલીઓ નડે તેમ છે. અને વળી હિન્દીઓ આ ઉદ્યોગથી તદ્દન બીનવાકેફગાર છે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે જ્યારે યુરોપ અને અમેરીકામાં આ ઉદ્યોગ બાલ્યાવસ્થામાં હતો ત્યારે સાહસીક હિન્દી ખલાસીઓ અને હિન્દી વેપારીઓ બર્મા, જાવા અને આફ્રીકા જેવા દૂર દૂરના મુલકોની પણ સફર કરતા હતા, અને જળ માર્ગે હિન્દનો વેપાર સારી રીતે ખીલ્યો હતો. પ્રો. રાધા કુમુદ મુકરજીએ સચોટ રીતે પુરવાર કર્યું છે કે ૩૦ સેકા સુધી હિન્દુસ્તાન આખી દુનિયામાં મોટામાં મોટી દરીઆઇ સત્તા તરીકેની પદવી ભોગવતું હતું. તેણે અચ્છી રીતે દેખાડી આપ્યું છે કે હિન્દને પેગુ, કેમ્બોડીઆ, જાવા, સુમાત્રા, બોર્નીઓ અને જાપાન સુધીના દૂર દેશાવરમાં સંસ્થાનો હતાં. પણ હિન્દમાં બ્રીટીશ સત્તાની સ્થાપના અને ખાસ કરીને યાંત્રિક શક્તિ વડે વહાણો ચલાવવાની શોધ થયા પછી, કુદરતી રીતે પવનથી ચલાવવામાં આવતાં વહાણોનો ઉદ્યોગ ભાંગી પડયો. પણ આ પડી ભાંગેલા ઉદ્યોગના પાયા ઉપર સ્ટીમરોનો નવો ઉદ્યોગ શરૂ કરવાના અને તે ખીલવવાના પ્રયાસ જેમ બીજા દેશોમાં આદરવામાં આવ્યા તેવા પ્રયાસ હિન્દના કમનસીબે અને ઇંગ્લંડના સ્વાર્થને લીધે અહિં કરવામાં આવ્યા નહિ. આજે આપણે જોઇએ છીએ તેમ દુનિયાના સઘળા દેશો સાથે હિન્દ કરોડો રૂપિયાનો વેપાર ચલાવે છે, સ્ટીમરો મારફત લાખો હિન્દી ઉતારૂઓ મુસાફરી કરે છે તથા માલના નૂરના આકારમાં હિન્દને દર વર્ષે લાખો રૂપિયા પરદેશી સ્ટીમર કંપનીઓને આપવા પડે છે તોપણ હિન્દીઓએ બનાવેલી એક પણ સ્ટીમર દુનિયાના બારામાં નજરે પડતી નથી. હિન્દની આવી દુઃખદાયક સ્થિતિ

સાથે જાપાનની સરખામણી કરતાં તે દેશે માત્ર બેત્રણ થોડાં વર્ષોમાં કરેલ પ્રગતિ આશ્ચર્યકારક છે. જાપાનમાં સંખ્યાબંધ સ્ટીમર કંપનીઓ હસ્તીમાં આવી છે જેમની સ્ટીમરો આખી દુનિઆના દેશો સાથે ધમધોકાર વેપાર કરે છે અને તે એટલે સુધી કે જાપાનને હાલમાં એક પહેલા દરજ્જાની દરીઆઈ સત્તા ગણવામાં આવે છે. હિન્દની આવી વિપરીત સ્થિતીનાં અનેક કારણો છે. અને આ દેશનો વેપારી વર્ગ પણ તે માટેની જવાબદારીમાંથી તદ્દન મુક્ત નથી. છતાં મુખ્ય જવાબદારી તો દેશની સરકાર ઉપરજ છે એમાં ના પાડી શકાય નહિ. જાપાનમાં આ ઉદ્યોગ ખીલવવા માટે ત્યાંની સરકારે ખાસ સગવડ આપી હતી અને હવે તો તે ઉદ્યોગ આટલો ખીલેલ છે છતાં હજુ સુધી સ્ટીમર કંપનીઓને શેકડો પ્રમાણમાં અને ચોક્કસ શરતો ઉપર સરકાર તરફથી નાણાંની તેમજ બીજી સંગીન મદદ આપવામાં આવે છે. આ ઉદ્યોગ આ દેશમાં ખીલવવાની જરૂર હવે સહેજ પ્રજા સમજવા લાગેલ છે અને તે દિશામાં પ્રયાસો પણ ચાલુ થએલા જોઈ અમને સંતોષ ઉપજે છે. હિન્દી ધારાસભામાં સર શીવસ્વામી આયરે રોયલ ઇન્ડીઅન મરીનમાં હિન્દી અમલદારો નીમવા માટે, હિન્દી યુવાનોને તાલીમ આપવા નૈકાશાસ્ત્રની કોલેજ સ્થાપના માટે, જાપાનમાં જે પદ્ધતિ ઉપર વહાણ બાંધવાનો ઉદ્યોગ ખીલવવામાં આવ્યો છે તેજ પદ્ધતિથી હિન્દમાં આ ઉદ્યોગ ખીલવવા માટે વિગેરેને લગતી એક યોજના ઘડી કાઢવા એક કમીટીની નીમણુક માટે જે ઠરાવ રજુ કર્યો હતો તેને અમે આવકાર આપીએ છીએ. જો હિન્દીઓને નૈકાશાસ્ત્રની યોગ્ય કેળવણી આપવામાં આવશે તો વેપારી કાફલાની સ્થાપનાને તે મદદરૂપ થઇ પડશે એટલુંજ નહિ પણ હિન્દીઓને પોતાની શકિત ખીલવવાનો એક વધુ રસ્તો ખુલ્લો થશે. વળી આમ કરવાથી રોયલ ઇન્ડીઅન મરીનમાં હાલમાં જે પરદેશી અમલદારો રોકવાની જરૂર પડે છે તે પણ નાબુદ થશે. વળી હિન્દીઓને આવી તાલીમ આપવાની સગવડ પૂરી પાડવા ઉપરાંત વહાણ બાંધવાના ઉદ્યોગની ખીલવણી માટે તે માટે ઉભી થએલી કંપનીઓને નાણાંની સગવડ કરી આપવાની, વહાણ બાંધવા માટે ઉપયોગમાં આવતી ચીજો ઉપરની જગાતમાં ઘટાડો કરવાની વિગેરે અનેક પ્રકારની સરકારી મદદની આવશ્યકતા છે બેશક આ યોજના અમલમાં મૂકવામાં શરૂઆતમાં ઘણી મુશ્કેલીઓ નડશે, નાણાંની અડચણ જણાશે અને બીજાં અનેક વિઘ્નો નડશે. પરંતુ હિન્દીઓની દૃષ્ટિએ આ વિષય એટલો મહત્વનો છે કે ગમે એવી મુશ્કેલીઓમાંથી પસાર થઈને પણ ના. સરકારે આ દિશામાં અંતઃકરણપૂર્વક પ્રયાસ કરવો જોઈએ. અમે આશા રાખીશું કે સર શીવસ્વામી આયરના પસાર થએલ ઠરાવથી પરીણામે આ ઉદ્યોગની ખીલવણીની શરૂઆત થશે.

## (૨) વજન તથા માપનું એક સરખું ધોરણ નક્કી કરવાનો સવાલ.

સમગ્ર હિન્દુસ્તાન માટે વજન તથા માપ માટે એક સરખું ધોરણ નક્કી કરવાની આવશ્યકતા સંબંધમાં બેમત નથી કારણ કે હાલમાં જે વિધવિધ પ્રકારના વજન તથા માપ દેશના જુદા જુદા ભાગોમાં વાપરવામાં આવે છે તેને લીધે વેપારી આલમને ઘણી ઘણી મુશ્કેલીઓ નડે છે, અને પરીણામે વેપારને પણ નુકસાન થાય છે. તેથી સ્વાભાવિક રીતે આ પ્રશ્નના ઉકેલ માટે ના. હિન્દી સરકાર પણ આજ લાંબા વખતથી વિચાર ચલાવી રહેલ છે. આખા દેશમાં જુદા જુદા વિભાગોમાં જુદાં જુદાં વજનો અને માપો પ્રચલીત હોય તે દૂર કરી સમગ્ર દેશ માટે એકજ ધોરણ અમલમાં મૂકવાનું કામ સરકારી દરમીઆનગીરી વિના બજાવવું અશક્ય છે. આ

સવાલની તપાસ કરવા માટે ના. સરકારે ૧૯૧૩ ની સાલમાં એક કમીટી નીમી હતી અને તે કમીટીએ ૧૯૧૪માં પોતાનો રીપોટ રજુ કર્યો હતો. પરંતુ લડાઇને લીધે તે કમીટીની ભલામણોનો અમલ થઇ શકયો ન હતો, અને હાલમાં ના. સરકારે તે રીપોર્ટ સંબંધમાં પોતાનો નિર્ણય બહાર પાડેલ છે. કમીટીના રીપોર્ટ ઉપર સંભાળપૂર્વક વિચાર કર્યા બાદ ના. હિન્દી સરકારે ધોરણ બાંધવાની વિરૂદ્ધ નિશ્ચય કર્યો છે અને હાલ તુરતને માટે હાલમાં રેલ્વે ઉપર વપરાતાં વજનની એક સરખી રૂઢી હિન્દમાં (બર્મા સિવાય) ધીમે ધીમે અમલમાં મૂકવા માટેનો કાઉન્સીલ ઓફ સ્ટેટમાં ગયા સપ્ટેમ્બર માસમાં પસાર થએલો ઠરાવ માન્ય રાખ્યો છે. હિન્દી રેલ્વેઓ ઉપરના ધોરણ, જેને માટે કમીટીના સભાસદોની બહુમતીએ ભલામણ કરેલ છે તેમજ જેને સ્થાનિક સરકારોએ પણ સર્વાનુમતે ટેકો આપેલ છે તે મુજબ એક મણના ૪૦ શેર અને એક શેરના ૮૦ તોલા છે. ના. સરકારે હાલ તુરત તો રેલ્વેના વજનની પદ્ધતિ તરફ પસંદગી દર્શાવવા અને ઇલાકાઓના મુખ્ય શહેરોના ધોરણ મુજબનાં વજનની વપરાશ માટે પગલાં લેવાનો નિશ્ચય કરેલ છે.

## લોકમત કેળવવાની આવશ્યકતા.

વજન અને માપનો વિષય નવા સુધારાની રૂએ પ્રાંતિક ગણાએલો હોવાથી ના. હિન્દી સરકાર ધોરણ નક્કી કરવા માટે ધી ઇન્ડીઅન વેઇટસ એન્ડ મેઝર્સ એકટ ૧૯૧૭, નામનો જે એકજ કાયદો છે તે રદ કરવા માગતી નથી તેમજ તે હાલ તુરત આખા હિન્દુસ્તાન માટે વજનના નવાં માપ દાખલ કરવા પણ ઇચ્છતી નથી. ના. હિન્દી સરકારના મત મુજબ સ્થાનિક સરકારોએ તેઓને ડેવોલ્યુશન રૂલ્સની હેઠળ મળેલી સત્તાની રૂએ નક્કી કર્યા મુજબના ધોરણ પ્રમાણે તેના મતની તરફેણમાં લોકમત કેળવવા ઘટતાં પગલાં લેવાં જોઇએ. જૂદી જૂદી મ્યુનીસીપલ સંસ્થાઓને આ ધોરણ અમલમાં મૂકવા માટે પેટા કાયદા ઘડવા માટે ઉત્તેજન આપવું અને સ્થાનિક સરકારોએ પોતાના મુખ્ય શહેરોમાં તેમજ ઉપયોગી વેપારી મથકોમાં આ ધોરણ મુજબનાં વજનનો ઉપયોગ કરવો. પણ જો કોઇપણ સ્થાનિક સરકારને પોતાના પ્રાંત માટે એકજ ધોરણ ઠરાવવાનું વ્યવહારૂ લાગે તો ના. હિન્દી સરકાર એવા કાયદા સામે કાંઇપણ વાંધો લેશે નહિ પણ એવો કાયદો કેટલા વખતમાં અમલમાં મૂકવાનો છે તે ઉપર ના. હિન્દી સરકારનો અભિપ્રાય મેળવવો જોઇશે. પછી જો વજનનુ એક ધોરણ આખા દેશ માટે નક્કી કરવા તરફેણમાં લોકમત જાગ્રત થશે તો ના. હિન્દી સરકાર તે મુજબ કાયદો ઘડશે. દરમ્યાન તેવું કોઇપણ પગલું ઉતાવળીઉં ગણવામાં આવે છે.

## ભરવાનાં માપ.

ના. હિન્દી સરકાર એક ધોરણ ઠરાવવાના દ્દષ્ટિ બિન્દુએથી વજન અને માપ વચ્ચે ખાસ તફાવત ગણે છે. ભરવાનાં માપ અને ખાસ કરીને સૂકા પદાર્થો ભરવાનાં માપ પ્રાંતવાર અને જીલ્લાવાર પણ ઘણાં વિધવિધ હોય છે. વળી ભરવાના માપમાં ફેરફારોને લીધે વ્યવહારૂ રીતે ઘણી અગવડ નડતી નથી તેમજ તેને લીધે પ્રાંત પ્રાંત વચ્ચેના તેમજ પરદેશ સાથેના વેપાર ઉપર અસર ઘણી નજીવી થાય છે. તેથી આ વિષય ના. હિન્દી સરકાર સ્થાનિક સરકારોના અભિપ્રાય ઉપર છોડે છે. તેઓ આ સંબંધમાં ધોરણ બાંધવાં માટે યોગ્ય પગલાં લઇ શકશે. તેવીજ રીતે ના. હિન્દી સરકાર લંબાઇ અથવા વિસ્તાર માટે આખા હિન્દુસ્તાન માટે સરખાં માપ અમલમાં લાવવા તૈયાર નથી.

---

## (૩) મુંબઇનું ટેલીફોન ખાતું.

મુંબઇના ટેલીફોન ખાતાના કારભાર સામે છેલ્લા થોડા વખતથી મુંબઈની જાહેર પ્રજામાં અને ખાસ કરીને વેપારી આલમમાં ભારે અસંતોષ ફેલાએલો છે, કારણ કે કંપની હાલમાં જોઇએ તેવું કામ આપી શકતી નથી. નંબર મેળવવામાં નડતી મુશ્કેલી, વાતચીત દરમ્યાન નંબર છોડી નાખવામાં આવતો હોવાથી તે ફરીથી મેળવવામાં થતો વખતનો વ્યય, ટેલીફોન જોડવા માટે રોકવામાં આવેલી છોકરીઓની અસભ્યતા, નવા ટેલીફોન મેળવવામાં થતી ઢીલ અને એવી બીજી અનેક ફરીઆદો હાલમાં કંપનીના કારભાર સામે કરવામાં આવે છે. આ પ્રશ્ન ગયા વર્ષે આ ચેમ્બરે ઉપાડી લીધો હતો અને કંપનીનું લાઇસેન્સ ૧૯૨૩ માં ખતમ થાય ત્યારે તે તાજું કર્યાં પહેલાં બધા વેપારી મંડળો અને જાહેર મંડળોનો અભિપ્રાય ના. સરકારે પૂછાવવો એવી સૂચના ચેમ્બર તરફથી કરવામાં આવી હતી. પરંતુ એમ જણાય છે કે આ સૂચના ધ્યાનમાં ન લેતાં ના. સરકારે મુંબઇના ટેલીફોન ખાતા સંબંધમાં એક પરદેશી કંપની સાથે નવું લખત તૈયાર કરેલ છે.

### નવા લખતની સરતો.

આ લખતની રૂએ ના. સરકારે ૩૧ મી માર્ચ ૧૯૪૩ સુધી કંપની ખરીદી લેવાના હકનો અમલ ન કરવાનું કબુલ કરેલ છે. કંપનીએ 'ઓટોમેટીક' અથવા 'સેન્ટ્રલ બેટરી' સીસ્ટમ દાખલ કરવાનું માથે લીધેલ છે અને આ કામ ના. સરકાર અને કંપની વચ્ચે સમજુતી થાય તે મુજબ પાંચ વર્ષથી ઓછા વખત દરમ્યાન પુરૂં કરવાનું છે. એટલે જો આ લખત મુજબનો છેવટનો કોન્ટેક્ટ નક્કી થશે તો છેલ્લામાં છેલ્લી ઢબની ટેલીફોન સીસ્ટમ મુંબઇમાં દાખલ થશે. આ ઉપરાંત ટપાલ તથા તાર ખાતાનાં ડીરેકટર જનરલને 'સર્વીસ'ને લગતા આંકડા અને બીજી વીગતો ત્રિમાસિક પૂરી પાડવાની સરતનો પણ લખતમાં સમાવેશ કરવામાં આવેલ છે.

### વાર્ષિક લવાજમ.

નવા લખત મુજબ એકસચેન્જના ૪ માઇલની અંદર વધારેમાં વધારે વાર્ષિક લવાજમ રૂ. ૩૫૦) રાખવામાં આવેલ છે પણ જ્યાં સુધી ગ્રાહકોની લાઇનના ૯૫ ટકા ઉપર ઓટોમેટીક સીસ્ટમ દાખલ કરવામાં ન આવે ત્યાં સુધી ૩૦૦) રૂપિયાથી વધારે લવાજમ રાખવામાં આવશે નહિ. ૩૦૦) રૂપિયાથી જેટલો વધારે દર લેવામાં આવશે તેટલા દરમાં લખતના પાંચ વર્ષ પછી યોગ્ય ફેરફાર કરવામાં આવશે. વળી સરકારી જોડાણ માટે વધારેમાં વધારે દરમાંથી ૨૫) ટકા કાપી આપવામાં નહિ આવતાં તેને માટે પણ જાહેર પ્રજા પાસેથી લેવામાં આવતો દર લેવામાં આવશે.

ઉપરની સરતો સંતોષકારક નથી તે કહેવાની જરૂર નથી. ટેલીફોન ખાતા જેવું સાર્વજનિક ખાતું પરદેશી અંકુશ નીચે રહે તે બિલકુલ ઇચ્છવા જોગ નથી; અને તે માટે એક બાજુથી એવી સૂચના કરવામાં આવે છે કે તે ખાતું મુંબઈની મ્યુનીસીપાલીટીએ લઇ લેવું. સ્થાનિક મ્યુનીસીપાલીટીની નાણાં સંબંધી સ્થીતિ જોતાં આ સૂચના વ્યવહારૂ છે કે કેમ તે શંકા ભરેલું છે. બીજી સૂચના એવી કરવામાં આવે છે કે ના. સરકારેજ તે ખાતું લઇ લેવું અને તે પ્રમાણે ના. સરકારને તે ખાતું ખરીદી લેવાનો હક્ક ૧૯૨૩ માં પાકે છે; અને જો આ બન્ને સૂચનાઓ અવ્યવહારૂ હોય તો પછી પરદેશી કંપની કરતાં હિન્દી કંપની તે ખાતું ચલાવવા શા માટે ઉભી ન કરી શકાય?

---

## (૪) હિન્દુસ્તાનમાં ૧૯૨૦ માં કોલસાની પેદાશ તથા વપરાશ :—

૧૯૨૦માં હિન્દુસ્તાનમાં કોલસાની કુલ પેદાશ ૧૭,૯૬૨,૦૦૦ ટન થઈ હતી જે ૧૯૧૯ ની પેદાશ કરતા ૪,૬૬૬૦૦૦ ટન અથવા તે ૨૦ ટકા ઓછી છે. જો આ આંકડામાં ખાણવાળાઓએ પોતાની વપરાશ માટે લગભગ ૩૫૯૦૦૦ ટન જેટલો કાઢેલ કોલસો ઉમેરવામાં આવે તો ૧૯૨૦ માં કુલ પેદાશ ૧૮,૩૨૧,૦૦૦ ટનની થઈ ગણાય પણ સરખામણી માટે ૧૭૯૬૨૦૦૦ ટનનો આંકડોજ લઈ શકાય.

ઘણાખરા કોલસાના વિભાગોમાં ૧૯૨૦ના વર્ષમાં પેદાશમાં મોટો ઘટાડો થયો હતો. રામગરબોકારો (હાઝારી બાગ) આસામ, પંજાબ, હૈદ્રાબાદ અને રજપુતાના (બીકાનેર) ની ખાણોમાંની પેદાશમાં ૧૯૧૯ ની પેદાશની સરખામણીમાં વધારો થયો હતો.

### કોલસાના ભાવ:-

હિન્દુસ્તાનમાં પેદા થતા કોલસાની કિંમત દર વર્ષે ખાણના માલીકો જણાવે છે. તેઓ ખાણ પાસે કોલસાના જથ્થાબંધ ભાવ આપે છે. ૧૯૨૦ માં સરેરાશ ભાવ ટન દીઠ રૂા. ૫-૩-૦ રહ્યો હતો. ઓછામાં ઓછો ભાવ ટન દીઠ રૂા. ૨-૮-૦ ૧૯૦૫ માં થયો હતો અને વધારેમાં વધારે ૧૯૨૦ નો છે; કારણ કે પેદાશ કરતાં માગ વધારે હતી. લડાઈને લીધે ઉપસ્થિત થતાં આર્થિક કારણોને લીધે કોલસો કાઢવાના ખર્ચમાં મોટો વધારો થએલ છે અને ખાણ આગળ કોલસાની કિંમત છેલ્લાં દસ વર્ષમાં રૂા. ૨-૧૫-૦ થી વધીને રૂા. ૫-૧૩-૦ સુધી પહોંચેલ છે. નીચેના કોઠામાં છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન હિન્દુસ્તાનના કોલસાનો ખાણ આગળ ભાવ અને તેની નીકાશ માટે જાહેર કરવામાં આવેલ ભાવની સરખામણી કરવામાં આવેલ છે. ૧૯૨૦ માં પેદાશની આશરે કીંમત ૯૩૦ લાખ રૂપિયા હતી જ્યારે ૧૯૧૯ માં તે ૧૦૧૨ લાખ રૂપિયા હતી.

| વર્ષ. | ટન દીઠ નીકાશ માટે જાહેર કરવામાં આવેલ ભાવ. | ખાણ પાસે સરેરાશ ભાવ |
|---|---|---|
| | રૂ આ. | રૂ. આ. |
| ૧૯૧૬ | ૯—૨ | ૩—૬ |
| ૧૯૧૭ | ૯—૫ | ૩-૧૧ |
| ૧૯૧૮ | ૧૦—૯ | ૪—૬ |
| ૧૯૧૯ | ૧૧-૧૪ | ૪—૮ |
| ૧૯૨૦ | ૧૨—૧૩ | ૫—૩ |

ઉપરની સરેરાશ કિંમત સાથે સરખામણી માટે બીજા દેશોમાં ખાણ પાસે કોલસાની સરેરાશ કિંમત નીચેના કોઠામાં આપવામાં આવેલ છે.

| | રૂ. | આ. | |
|---|---|---|---|
| યુનાઈટેડ કીંગડમ | ૧૩ | ૧૫ | (૧૯૧૫ થી ૧૯૧૯ ની સરેરાશ) |
| ફ્રાન્સ | ૯ | ૭ | (૧૯૦૯ થી ૧૯૧૩ ની સરેરાશ) |
| જર્મની | ૭ | ૧૩ | " |
| ઓસ્ટ્રેલીઆ | ૬ | ૧૩ | (૧૯૧૪ થી ૧૯૧૮ ની સરેરાશ) |
| યુનાઈટેડ સ્ટેટ્સ | ૬ | ૪ | " |
| જાપાન | ૧૨ | ૩ | (૧૯૧૬ થી ૧૯૨૦ ની સરેરાશ) |
| સાઉથ આફ્રીકા | ૫ | ૨ | " |
| હિન્દુસ્તાન | ૪ | ૪ | " |

જુદા જુદા દેશોમાં પેદા થતા કોલસાના સરેરાશ ભાવ સરખાવવામાં મજુરી અને લાવવા લઇ જવાના ખર્ચ ઉપરાંત બીજાં કારણો પણ ધ્યાનમાં લેવાં જોઇએ. જેવા કે કોલસાની જાત, વાપરવામાં આવતા સંચા, ખાણની ઉંડાઈ વિગેરે. હિન્દુસ્તાનમાં હાલમાં જે કોલસો કાઢવામાં આવે છે તે બીજા દેશોની સરખામણીમાં સપાટીની પાસે છે તેમજ મજુરી સસ્તી છે. આ કારણોને લીધે હિન્દુસ્તાનના કોલસાનો ખાણ પાસે ભાવ બીજા દેશો કરતાં નીચો છે.

૧૯૨૦ મા હિન્દુસ્તાનમાં દરેક બંદરે અને ખાસ કરીને મુંબઇમાં કોલસાના ભાવ વધી ગયા હતા.

નૂરઃ—હિન્દુસ્તાનમાં ઔદ્યોગિક મથકોમાં બંગાળના કોલસાના ભાવ ખરી રીતે જાણવા માટે તેની કિંમતમાં નૂરની રકમ ઉમેરવી જોઇએ. રેલ્વેના સામાનના ભાવમાં તેમજ મજુરીના દરમાં થએલા અસાધારણ વધારાથી રેલ્વે કારભારનો ખર્ચ ઘણો વધી ગએલ છે અને પરીણામે બંગાળ, બીહાર અને ઓરીસાના કોલસાના વિભાગમાંથી જાહેર પ્રજા માટે કોલસો લઇ જવાના નૂરમાં નજીકના અંતરમાં ૭½ ટકા જેટલો અને વધારે અંતરમાં ૫ ટકા જેટલો વધારો કરવામાં આવેલ છે. નીચેના કોઠામાં રેલ્વે મારફત કોલસો લઇ જવાનુ ટન દીઠ નૂર આપવામાં આવેલ છે. આ નૂરમાં ઇસ્ટ ઇન્ડીઅન રેલ્વે ઉપર ૨ આનાનો ટર્મીનલ ટેક્સ લેવામા આવે છે તેનો સમાવેશ કરવામાં આવેલ છે તેમજ આ નૂર હેઠળ રેલ્વેનું ગાડુ પુરેપુરૂં ભરેલું હોવું જોઈએ તેમજ કોલસો ધણીને જોખમે લઇ જવામાં આવે છે તેમજ ગાડીમાં કોલસો ચઢાવવાનું તેમજ તેમાંથી ઉતારવાનું ધણીને માથે છેઃ—

| | રાણીગંજથી | જેરીઆથી |
|---|---|---|
| | રૂ આ. | રૂ. આ. |
| કલકત્તા સુધી | ૨—૧૧ | ૩—૮ |
| કાનપુર ,, | ૬—૧૦ | ૬—૬ |
| જબલપુર ,, | ૭—૮ | ૭—૧ |
| દીલ્હી ,, | ૮—૧૫ | ૮—૮ |
| લાહોર ,, | ૧૦—૧૨ | ૧૦—૮ |
| મુંબઇ ,, | ૧૨—૧૨ | ૧૨—૧૨ |
| કરાંચી ,, | ૧૪—૩ | ૧૩—૧૪ |

૧૯૧૮-૧૯૧૯ અને ૧૯૨૦ દરમ્યાન કલકત્તા ખાતેથી દરીયાઇ માર્ગે કોલસાનું ટન દીઠ નૂર નીચે પ્રમાણે હતું. ૧૯૨૦ ના દર ૧૯૧૮ અને ૧૯૧૯ ના દર કરતાં ઘણા નીચા હતા. કલકત્તાથી કરાંચી ખાતે ૧૯૧૮ અને ૧૯૧૯ માં દરીયાઇ માર્ગે કોલસો લઈ જવામાં ન આવેલ હોવાથી તેના દર મળ્યા નથીઃ—

| | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૨૦ |
|---|---|---|---|
| | રૂ આ. | રૂ. આ. | રૂ. આ. |
| મુંબઇ ખાતે | ૫૫—૦ | ૩૩—૧૨ | ૨૧—૭ |
| મદ્રાસ ,, | ૨૭—૦ | ૧૪—૦ | ૧૨—૦ |
| રંગુન ,, | ૨૦—૦ | ૧૩—૮ | ૧૧-૧૨ |
| કરાંચી ,, | —— | —— | ૨૨—૮ |

**કોલસાની આયાત અને નીકાશઃ—**

છેલ્લાં થોડા વર્ષો દરમ્યાન વધારેમાં વધારે આયાત ૧૮૯૪ ની સાલમાં કરવામાં આવી હતી. તે વર્ષની આયાત ૮૨૦,૦૦૦ ટન હતી જેની કિંમત ૧૪૭ લાખ રૂપિયા હતી. ત્યાર પછીના

વર્ષોની આયાતમાં બહુ મોટા વધારા ઘટાડા થયેલ છે. ૧૯૨૦ માં આયાતનો જથો ૩૬૭૦૦ ટન હતો જે આગલા વર્ષ કરતાં ૧૮ ટકાનો ઘટાડો બતાવે છે. સ્વાભાવિક રીતે મુંબઇ વધારેમાં વધારે આયાત કરે છે અને બીજી પદવીમાં ગયા વર્ષ સિવાય બર્મા આવે છે. ૧૯૨૦ માં મોટામાં મોટો જથ્થો ઓસ્ટ્રેલીઆ ખાતેથી આવ્યો હતો અને પોર્ટુગીઝ ઇસ્ટ આફ્રીકા તથા નાતાલે પણ મોટો જથ્થો પૂરો પાડયો હતો.

૧૯૨૦માં કોલસાની કુલ આયાતમાં પ્રાંતોનો હિસ્સો નીચે પ્રમાણે હતોઃ-મુંબઇ ૬૨ ટકા બંગાળ ૧૧ ટકા, બર્મા ૨૬ ટકા, અને મદ્રાસ લગભગ ૧ ટકો.

૧૯૦૬ સુધી પેદાશના વધારાની પ્રમાણમાં નીકાશમાં પણ વધારો થનો હતો. ત્યાર બાદ ૧૯૦૯ સુધી નીકાશમાં ધીમે ધીમે ઘટાડો થતો ગયો. આ ઘટાડો ૧૯૧૦માં બંધ પડયો હતો પણ ત્યાર બાદ પાછો ઘટાડો માલમ પડે છે. ૧૯૦૦ થી ૧૯૦૬ સુધીનાં સાત વર્ષમાં સરેરાશ નીકાશ કુલ પેદાશના ૮ ટકા જેટલી હતી જયારે ત્યાર પછીનાં ૭ વર્ષોની એટલે ૧૯૦૭ થી ૧૯૧૩ સુધીમાં ૬ ટકા હતી; છેલ્લાં ૭ વર્ષની એટલે ૧૯૧૪થી ૧૯૨૦ ની સરેરાશ નીકાશ ૩ ટકા હતી, અને ૧૯૨૦ ની સાલમાં પ્રમાણ ૬·૮ ટકા જેટલું હતું. એટલે કે ૧૯૨૦ માં દર ૧૫ ટનની પેદાશમાંથી ૧ ટન કોલસો નીકાશ કરવામાં આવ્યો હતો. પેદાશનો મોટો ભાગ આ રીતે દેશમાંજ વપરાય છે. હિન્દુસ્તાન ખાતેથી ચઢાવવામાં આવતો લગભગ બધો કોલસો કલકત્તા ખાતેથી મોકલવામાં આવે છે. હિન્દુસ્તાનના કોલસા માટે મુખ્ય બજારો સીલોન તથા સ્ટ્રેઇટ સેટલમેન્ટસ છે અને ૧૯૨૦માં મોકલવામાં આવેલ કોલસાના ૫૬ ટકા સીલોન ખાતે અને ૧૮·૬ટકા કોલસો સ્ટ્રેઇટસ ખાતે મોકલવામાં આવ્યો હતો. ૧૯૦૨થી ૧૯૦૬ દરમ્યાન પરદેશ ખાતેની કુલ નીકાશમાં મોટો વધારો થયો હતો અને ૧૯૦૬માં નીકાશનો આંકડો ૧,૦૦,૩૦૦૦ ટન સુધી પહોંચ્યો હતો, ૧૯૧૮માં નીકાશ ૭૪૫૦૦ ટનની અને ૧૯૧૯માં ૫૦૮,૫૦૦ ટનની હતી તે વધીને ૧૯૨૦માં ૧,૨૨૪,૮૦૦ ટન થઈ હતી.

સીલોનમાં હિન્દી કોલસો મુખ્ય પદવી ભોગવે છે પણ સ્ટ્રેઇટસ સેટલમેન્ટમાં જાપાન મુખ્ય પદવી ભોગવે છે; અને હિન્દુસ્તાનની બીજી પદવી ૧૯૧૫ માં ઓસ્ટ્રેલીઆએ ખુંચવી લીધી હતી તે પાછી તેણે ૧૯૧૫માં મેળવી છે અને ત્યાર પછી આજ સુધી તે પદવી હિન્દુસ્તાન જાળવી રહ્યું છે. ૧૯૨૦માં સીલોન ખાતે ૧૦૫૯૩૧ ટન હિંદી કોલસો સરકારી માલ તરીકે આયાત કરવામાં આવ્યો હતો.

### કોલસાની ખપતઃ—

નીચેના કોઠામાં જૂદા જૂદા ઉદ્યોગોમાં વાપરવામાં આવેલ કોલસાના-દેશી તેમજ પરદેશી-જથ્થાનો અડસટો આપવામાં આવેલ છે.

| ઉદ્યોગો | વપરાશનો અડસટો ટન | કુલ વપરાશના ટકા |
|---|---|---|
| રેલ્વેઓ | ૬,૨૮૮,૦૦૦ | ૩૯·૫ |
| બંકર કોલ | ૧,૯૬૭,૦૦૦ | ૧૧·૭ |
| લોઢાં અને પીતળનાં કારખાનાઓ અને ઇજનેરી ખાતાંઓ | ૧,૪૧૬,૦૦૦ | ૮·૪ |
| રૂની મીલો | ૧,૦૬૯,૦૦૦ | ૬·૪ |
| શણની મીલો | ૧,૦૮૫,૦૦૦ | ૬·૫ |

| | | |
|---|---|---|
| એડમીરેલ્ટી અને રોયલ ઇન્ડીઅન મરીન ખાતે | ૩૩૩૦૦૦ | ૨'૦ |
| ઇંટ અને નળીઆંના કારખાનાં | ૪૧૩,૦૦૦ | ૨'૪ |
| દેશમાં સ્ટીમરો માટે | ૫૪૮,૦૦૦ | ૩'૩ |
| ચાના બગીચા | ૨૧૩,૦૦૦ | ૧૩ |
| કાગળની મીલો | ૧૬૭૦૦૦ | ૧'૦ |
| પોર્ટ ટ્રસ્ટો | ૧૬૮૦૦૦ | ૧'૦ |
| કોલસાની ખાણો ઉપર વપરાશ | ૨,૩૩૫,૦૦ | ૧૩'૯ |
| બીજા ઉદ્યોગોમા તથા ઘરગથ્થુ વપરાશ માટે | ૭૭૫૦૦૦ | ૪'૬ |
| | ૧૬,૭૭૭૦૦૦ | ૧૦૦ |

## જાપાન સાથે સરખામણી:-

૧૮૯૧ થી ૧૮૯૫ દરમ્યાન જાપાનમાં કોલસાની પેદાશ સરેરાશ હિન્દુસ્તાનની પેદાશ કરતાં ૧૦ લાખ ટન વધારે હતી. ત્યારબાદ તે તફાવત વધતો ગયો અને ૧૯૨૦મા જાપાનની પેદાશ હિન્દુસ્તાનની પેદાશ કરતાં ૧૧, ૨૩૭, ૮૦૦ ટન જેટલી વધારે માલમ પડી હતી. પરદેશથી કોલસાની આયાતમાં ૧૯૦૫ સુધી ધીમે ધીમે ઘટાડો થતો ગયો અને ત્યારબાદ તેમાં વધારો માલમ પડ્યો હતો. વળી પાછો ૧૯૧૫ થી આયાતમાં ઘટાડો થયો છે અને ૧૯૨૦ માં આયાત ૪૦૦૦૦ ટન હતી. સામાન્ય સંજોગમાં જાપાનની આયાત ૧૯૦૮ સુધી હિન્દુસ્તાનની આયાતના પ્રમાણમા નજીવી હતી પણ ત્યારબાદ તેમાં ઘણોજ વધારો થએલ છે અને ૧૯૨૦ ની આયાત ૧,૩૩૧, ૦૦૦ ટન થઇ હતી. ૧૯૨૦ માં જાપાનમાથી કોલસાની નિકાશ ૧૨ા લાખ ટન જેટલી એટલે કે હિન્દુસ્તાનની નીકાશ જેટલીજ હતી. સ્થાનિક વપરાશ માટે બન્ને દેશમાં ૧૯૦૭ માં સરખો જથ્થો એટલે કે ૧૧૦ લાખ ટન રહ્યો હતો. ૧૯૦૮ માં જાપાન કરતા હિન્દુસ્તાનમાં વપરાશ માટે લગભગ ૬ાા લાખ ટન કોલસો વધારે રહ્યો હતો. પણ ૧૯૦૯ ની સાલથી જાપાનમાં વપરાશ માટે રાખવામાં આવતો જથ્થો હિન્દુસ્તાન કરતાં વધારે હોય છે, અને ૧૯૨૦ માં આ વધારો લગભગ ૧૧૦ લાખ ટનનો હતો.

નીચેના કોઠામાં જાપાનની ૧૯૧૮ થી ૧૯૨૦ સુધીમાં સ્થાનિક વપરાશના આંકડા આપવામાં આવેલ છે, અને તે ઉપર આપવામાં આવેલ હિન્દુસ્તાનની વપરાશના આંકડા સાથે સરખાવી શકાશે:-

| ઉદ્યોગો | ૧૯૧૮ | ૧૯૧૯ | ૧૯૨૦ |
|---|---|---|---|
| રેલ્વેઓ | ૩,૩૫૨૯૦૦ | ૩,૬૫૭,૩૦૦ | ૩,૩૩૩,૪૦૦ |
| મીઠાની પેદાશમાં | ૫૭૮,૭૦૦ | ૭૯૭,૯૦૦ | ૭૫૨,૬૦૦ |
| કારખાનાં | ૧૩,૬૯૬,૦૦૦ | ૧૪,૩૦૮,૮૦૦ | ૧૩,૦૨૪,૬૦૦ |
| બીજા ઉદ્યોગો વિગેરે માટે | ૩,૪૯૪,૩૦૦ | ૨,૦૭૫,૬૦૦ | ૧,૫૭૪,૯૦૦ |

૧૯૨૧-૨૨ના પહેલા છ મહિના દરમ્યાન હિન્દુસ્તાનમાં ૫૦૭,૪૦૦ ટન કોલસો આયાત કરવામાં આવ્યો હતો જ્યારે ગયે વર્ષે તેજ અરસાની આયાત ૨૪,૧૦૦ ટન હતી




## (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૨૯મી નવેમ્બરને રોજ સાંજનાં ૫-૩૦ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ લાલજી નારણજી (પ્રમુખ) | શેઠ ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા. |
| ,, પુરષોત્તમદાસ ઠાકોરદાસ. | ,, વસનજી ઠાકરસી હાલાઇ |
| ,, મનમોહનદાસ રામજી. | ,, જમનાદાસ વસનજી મનજી |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ. | ,, જી. બી. ત્રીવેદી. |

૧. તા. ૨૭મી ઓકટોબરને રોજ મળેલી કમીટીની મીટીંગમાં જે સભાસદોની અરજીઓ ઉપર વીચાર કરવામાં આવ્યો હતો તેમાંથી મેસર્સ સી. એમ. બ્રધર્સની અરજીમાં ધંધાનું ખાતું વીગતવાર ભરેલું નહીં હોવાથી તેમને ફરી પત્ર લખી ખુલાસો પુછવાનો ઠરાવ થયો હતો. તે પ્રમાણે પત્ર લખતાં તેમના તરફથી જવાબમાં ધંધાને લગતી વીગત પુરી પાડેલી હતી. આ પત્ર ઉપર વીચાર કરતાં તેમની અરજી પસાર કરવાનો તથા તે સાથે બીજા ગૃહસ્થોની અરજીઓ જે પસાર કરવામાં આવી હતી તે સઘળી અરજીઓ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દીવસો તા. ૮-૧૨-૧૯૨૧થી તા. ૧૫-૧૨-૧૯૨૧ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્ક્રુટીનીયર તરીકે શેઠ જેઠમલ નારણદાસનાં નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

૨. શેઠ મનુ સુબેદાર તરફથી શીપી ગનો જે ખરડો રજુ કરવામાં આવ્યો હતો તે પર વીચાર કરવા સારૂ કમીટીનો એક ખાસ સભા બોલાવવાનો ઠરાવ થયો હતો.

૩. શેઠ બી. એફ. માદન તરફથી રેલ્વે સ્ટોર્સ ની ખરીદીના સંબંધમાં જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે પણ ખાસ કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૪. પ્રોવીડન્ટ ફન્ડ એકટ, વર્કમેન્સ કોમ્પેનસેશન એકટ, તથા ટ્રેડ યુનીઅનના સબંધમાં ના. સરકાર તરફથી જે પત્રો આવ્યા હતા તે પર વિચાર કરી ખરડા તૈયાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબકમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| શેઠ. લાલજી નારણજી (પ્રમુખ) | શેઠ જી. બી. ત્રીવેદી |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરશી (ઉપ-પ્રમુખ) | ,, ફાજલ ઇબ્રાહીમ રહીતુલ્લા |
| ,, મનમોહનદાસ રામજી | ,, કાનજી દ્વારકાદાસ |

પંચ્યુનીશન્સ ફ્રોડ કેસ સબંધમાં કમીટી તરફથી ના. હિંદી સરકારને જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે કમીટીની ભલામણ પ્રમાણે કેસ ફરીથી શરૂ થઇ શકે તેમ નથી અને તે કેસમાં તથા મ્યુનીશન ખાતાને લગતા સઘળા વ્યવહારમાં તપાસ કરવા સારૂ જે કમીટીની ભલામણ કહેલી છે તે પ્રમાણે કમીટી પણ નીમવાનું બની શકે તેમ નથી. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

---

૬ ઑ. શેઠ લલ્લુભાઇ શામળદાસ; શેઠ. એસ. આર. ટેરસી; શેઠ રેવાશંકર જગજીવન તથા શેઠ મનુ સુબેદાર તરફથી ચેમ્બરની કમીટીમાંથી જે રાજીનામાં આપનારા પત્રો આવેલા હતા તે પર વીચાર કરતાં સર્વાનુમતે ઠરાવ થયો હતો કે તેમણે ચેમ્બરની જે કીમતી સેવા બજાવેલ છે તે જોતાં તેમનાં રાજીનામાં કમીટી સ્વીકારી શકતી નથી અને આશા રાખે છે કે તેથી રાજીનામાં તેઓ મહેરબાની કરીને પાછાં ખેંચી લઇ કમીટીને આભારી કરશે. આ તેમનાં મતલબનો પત્ર તેમને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૭ ના. મુંબઇ સરકાર તરફથી પત્ર આવ્યો હતો કે રૉયલ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સની સલાહકારી કમીટી ઉપર ચેમ્બરના એક પ્રતીનીધીની નીમણુક કરવામાં આવી છે. તો ચેમ્બર તરફથી જે ગૃહસ્થને પ્રતીનીધી તરીકે મોકલવાની ઇચ્છા હોય તેનું નામ લખી જણાવવું. પત્ર પર વિચાર કરતાં શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસની નીમણુંક કરવાનો તથા તે મતલબનો પત્ર ના. મુંબઇ સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૮. માઇસોર ચેમ્બર ઑફ કૉમર્સના સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ચેમ્બરના પ્રતીનીધીઓ જે જે જાહેર સંસ્થા ઉપર નીમાયેલા હોય છે તે તે સંસ્થામાં અગત્યના વિષયો ઉપર મત આપતી વખતે પ્રતીનીધીઓ ચેમ્બરની મેનેજીંગ કમીટીની ઇચ્છા પ્રમાણેજ મત આપે છે કે પોતાનો સ્વતંત્ર મત આપી શકે છે તે બાબત પર ખુલાસો માગેલો હતો. આ પત્ર ઉપર વિચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક ખાસ સભા મંગળવાર તા. ૬ ઠ્ઠી ડીસેમ્બર સને ૧૯૨૧ ને રોજ સાંજના ૫-૩૦ કલાકે મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

શેઠ લાલજી નારણજી (પ્રમુખ)
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી (ઉપ-પ્રમુખ)
,, મનમોહનદાસ રામજી.
,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ.
શેઠ મોતીલાલ કાનજી.
,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
,, વસનજી ઠાકરસી હલાઇ.

૧ શેઠ મનુ સુબેદાર તરફથી શીપીંગના સબંધમાં જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે પર વીચાર કરવામાં આવ્યો હતો તથા તેમાંથી અગત્યના મુદ્દાઓ ધ્યાનમાં લઇ બીજો ખરડો તૈયાર કરી ફરીથી ચેમ્બરના સેક્રેટરીએ કમીટી આગળ રજુ કરવો એ મતલબનો ઠરાવ થયો હતો. આ સંબંધમાં શેઠ ડબલ્યુ. ટી. હલાઇએ સુચના કરી હતી કે પી. એન્ડ ઓ. કંપનીને સરકારી અમલદારોના લાવ લઇજા કરવા માટે કુલ વાર્ષિક કેટલા પૈસા મળે છે તેના વીગતવાર આંકડા પી. ઓ. કંપનીને લખી પૂછાવવા. તેમની સુચના મુજબ લડાઇ પહેલાનાં વસ્તુ વર્ષથી તે હાલ સુધી દર વર્ષે ના. સરકાર તરફથી કંપનીને સરકારી અમલદારોના 'પેસેજીઝ' પાછળ કેટલા પૈસા આપવામા આવેલા છે તે વીગત ના. હિન્દી સરકારને પૂછવાનો ઠરાવ થયો હતો.

ત્યારબાદ કમીટીને વખત પુરતો નહીં હોવાથી શેઠ. બી. એફ. માદનના રેલ્વે સ્ટોર્સના ખરડા ઉપર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી બોમ્બે ટાઇલ માટ ૨૧, બેંક સ્ટ્રીટ, કોટ મુંબઇ.

૧૮. ના. મુંબઇ સરકારના રેવન્યુ ડીપાર્ટમેન્ટ તરફથી પરદેશોમાં બ્રીટીશ ચેમ્બર્સ ઓફ કોમર્સની સ્થાપના બાબે કમીટીનો અભિપ્રાય પુછવામાં આવ્યો હતો. આ પત્ર કમીટીના સભાસદોમાં ફેરવવાનો ઠરાવ થયો હતો.

૧૯ શેઠ વસનજી. ટી. હાલાઈ તરફથી પોર્ટ ટ્રસ્ટ તરફથી વ્હાર્ફેજ ચાર્જીસમાં બેહદ વધારો કરવામાં આવ્યો હતો તે તરફ કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું તેમજ પોર્ટ ટ્રસ્ટની નાણાં સંબંધી સ્થીતિ તપાસવા માટે એક કમીટી નીમવાની માગણી કરવાની સૂચના કરવામાં આવી હતી. આ સંબંધમાં વિચાર કરતાં એવો ઠરાવ થયો હતો કે પોર્ટ ટ્રસ્ટને આ વધારો શામાટે કરવો પડયો તેમજ તે સંબંધમાં બીજી વીગતો મંગાવનારો એક પત્ર લખવો. દરમ્યાન કમીટીની નીમણુક માટેની માગણી કરવાની બાબત ઉપર વિચાર મુલતવી રાખવો.

આ પત્રના બીજા ભાગમાં શેઠ વસનજી ટી. હાલાઇ તરફથી એવી સૂચના કરવામાં આવી હતી કે ના. પ્રીન્સ હિન્દ આવવા માટે ઇંગ્લંડથી ઉપડયા ત્યારથી આજ સુધી રાજદ્વારી ગુન્હાઓ માટે કેટલા શખ્સો પકડયા તેમજ તેની વેપાર ઉપર કેવી અસર થયેલ છે તે પ્રશ્નો ચેમ્બરના વડી ધારાસભા ઉપરના પ્રતિનિધિએ ધારાસભામાં પૂછવી. આ સંબંધમાં વિચાર કરતાં તે બાબતમાં કાંઇપણ પગલાં ન લેવાનો ઠરાવ થયો હતો.

૨૦ શેઠ વસનજી ટી. હાલાઇ તરફથી ઘઉં વિગેરેની નીકાશના સંબંધમાં ચર્ચાપત્ર આવ્યો હતો. આ પત્ર ઉપર વિચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક ખાસ સભા શુક્રવાર તા. ૨૩.મી ડીસેમ્બર સને ૧૯૨૧ને રોજ સાંજના ૫-૩૦ કલાકે. (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલ ગૃહસ્થો હાજર હતા. મે. પ્રમુખની ગેરહાજરીમાં તેઓનું સ્થાન મે. ઉપ-પ્રમુખ શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસીએ લીધું હતું.

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. | શેઠ જમનાદાસ વસનજી મનજી. |
| ,, મનમોહનદાસ રામજી. | ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી. |
| ,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ. | ,, વાલચંદ હીરાચંદ. |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા. | ,, વસનજી ઠાકરસી હાલાઇ. |

૧ શેઠ વસનજી ઠાકરસી હાલાઇ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં તા. ૧૩-૧૨-૧૯૨૧ને રોજની કમીટીની સભામાં તેઓ તરફથી જે પત્રો રજુ કરવામાં આવ્યા હતા અને તે ઉપર કમીટીએ જે ઠરાવો પસાર કર્યા હતા તે તરફ નાપસંદગી જાહેર કરેલી હતી અને ચાલુ મહીનામાં ત્રીમાસીક સામાન્ય સભા બોલાવીને તે આગળ બોમ્બે ડેવેલપમેન્ટના સંબંધમાં જે પત્ર તેઓએ કમીટી ઉપર લખેલો હતો તે રજુ કરવાની વીનંતી કરેલી હતી. પત્ર ઉપર વીચાર કરતાં શેઠ હાલાઇને સુચના કરવામાં આવી હતી કે હાલની કમીટીનું વર્ષ હવે પુરૂં થાય છે તો તે કમીટી આગળ તે કામ ન લાવતાં આવતી કમીટી આગળ લાવવામાં આવે તો વધારે સારૂં. આ સુચના શેઠ હાલાઇએ મંજુર રાખવાથી તે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો હતો.

૨ શેઠ ફાજલભાઇ ઇબ્રાહીમ તરફથી પત્ર આવ્યો હતો કે તેઓને કેટલાક વેપારી મીત્રો તરફથી જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે હાલના ગંભીર રાજદ્વારી મામલાની વેપાર ઉદ્યોગ

ઉપર ઘણીજ માઠી અસર થયેલી છે તો તે બાબતમાં ચેમ્બર તરફથી ના. વાઈસરોયનું તારથી ધ્યાન ખેંચવું. પત્ર ઉપર વિચાર કરતાં હાલ તુરત કાંઇ પગલાં ન લેતાં થોડો વખત ભરતુરધીતીનું અવલોકન કર્યા બાદ જો યોગ્ય લાગે તો પગલાં લેવાનો ઠરાવ થયો હતો.

૩ શેઠ વસનજી ઠાકરશી હાલાઈ તરફથી ઘઉંની નિકાશના સંબંધમાં જે પત્ર લખવામાં આવેલો હતો તે પર વિચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો અને તે દરમ્યાન રંગુન તથા કરાંચી ચેમ્બર ઓફ કોમર્સ ઉપર વીગત પુછાવનારો પત્ર શેઠ હાલાઈ તરફથી ખરડો મળે તે મુજબ સેક્રેટરીએ લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૪ નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરના સભાસદ તરીકે જે રાજીનામાં આવેલાં હતાં તે મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

શેઠ મનસુખલાલ રવજીભાઈ મહેતા. મેસર્સ એમ. એ. મહમદની કું.
" ગોવીંદજી વસનજી " મથુરાદાસ રામજીની કું.

૫ જે સભાસદોએ કમીટીમાંથી રાજીનામાં આપ્યાં હતાં તેઓને તે બાબત ફરીથી વીચાર કરવાને વીનંતી કરવાનો જે ઠરાવ થયો હતો તે મુજબ લખી જણાવવાથી શેઠ લક્ષ્મીદાસ રવજી ટૈરસી તરફથી રાજીનામું પાછું ખેંચી લેનારો પત્ર આવ્યો હતો. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો. ઓ. શેઠ લલ્લુભાઇ સામળદાસ તથા શેઠ મનુ સુબેદાર તરફથી પત્રો આવ્યા હતા કે કમીટીના આગ્રહને સારૂ તેઓ આભારી છે પણ તેઓ લાચારીથી રાજીનામું ખેંચી શકે તેમ નથી. આ પત્રો ઉપર વીચાર કરતાં મે. પ્રમુખ સાહેબે તે ગૃહસ્થોને એક વાર ફરીથી વિનંતિ કરવાનો ઠરાવ થયો હતો.

૬ ના. મુંબઇ સરકારના રેવન્યુ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે પી. એન્ડ. ઓ. કંપનીનો હાલનો કોંટ્રાકટ તા. ૩૧ મી જાન્યુઆરી સને ૧૯૨૪ને રોજ ખલાસ થયા બાદ હીંદુસ્થાનની ટપાલ લઇ જવા સારૂ કોન્ટ્રાકટ માટેનાં ટેન્ડરોની સરતો ઉપર વીચાર ચલાવવામાં આવે છે. આ બાબતમાં કમીટીનો અભીપ્રાય પુછાવેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં તેની નકલ કમીટીના સભાસદોમાં ફેરવવાનો ઠરાવ થયો હતો.

૭ ના. મુંબઇ સરકારના જનરલ ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે ગ્રાન્ટ મેડીકલ કોલેજની સલાહકારક કમીટી ઉપર ચેમ્બરનો એક પ્રતીનીધી નીમવાનો ના. સરકારે ઠરાવ કરેલો છે તેથી ચેમ્બરના પ્રતીનીધીનું નામ સરકારમાં લખી મોકલવું. પત્ર ઉપર વીચાર કરતાં શેઠ મનમોહનદાસ રામજીએ પ્રતીનીધી તરીકે ચેમ્બરના પ્રમુખની સુચના કરી હતી. શેઠ હાલાઇએ પ્રતીનીધી તરીકે શેઠ મનુ સુબેદારનું નામ સુચવેલું હતુ. વધુ મતે ચેમ્બરના પ્રમુખને પ્રતીનીધી તરીકે મોકલવાનો ઠરાવ થયો હતો.

૮ ના. હીંદી સરકારના લેજીસ્લેટીવ ખાતા તરફથી ઇનકમટેકસ બીલના સંબંધમાં ચેમ્બરનો અભીપ્રાય લખી મોકલવાને તાર આવ્યો હતો. આ બાબતમાં બનતી ઉતાવળે વીચાર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯ નેગોશીએબલ ઈન્સ્ટ્રુમેન્ટસ એકટની કલમ ૮૫ ના સંબંધમાં ના. હીન્દી સરકારના લેજીસ્લેટીવ ખાતા તરફથીજ જે અભીપ્રાય મંગાવ્યો હતો તેના જવાબમા ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે ખાનગી આસામી તથા મંડળને કાયદાના અર્થના સંબંધમાં અભીપ્રાય આપવાનો ખાતાનો રીવાજ નથી. આ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

---

ધી બોમ્બે ટાઇમ્સ માર્ટ ૨૧ ફેક ઓટ, ફોર્ટ મુંબઇ.

૧૦ ના. હીન્દી સરકારના ફીનેન્સ ખાતા તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં સરકારનું ફીનેન્સીઅલ વર્ષ પહેલી જાન્યુઆરીથી ૩૧મી ડીસેમ્બર સુધીનું રાખવાની ભલામણ ઉપર ચેંબરનો અભીપ્રાય માગેલો હતો. પહેલી જાન્યુઆરીથી સરકારી વર્ષ શરૂ કરવાની ભલામણ સાથે કમીટી સમત્ત છે તે મતલબનો પત્ર ના. સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૧ ના. હીંદી સરકારના વેપાર ખાતાના સેક્રેટરી મી. લીન્ડસે તરફથી પત્ર આવ્યો હતો કે તેઓએ કમીટીની લીધેલી મુલાકાત દરમીયાન પરદેશી વીમા કંપનીઓને લગતા આંકડાના સબંધમાં કમીટી તરફથી જે મુદ્દાઓ રજુ કરવામાં આવ્યા હતા તે બાબે તેઓએ તપાસ કરેલ છે અને જ્યારે હીંદી કાયદામાં સુધારો કરવામાં આવશે ત્યારે તે મુદ્દાઓ ઉપર ધ્યાન આપવામાં આવશે. આ પત્રની નકલ કમીટીમાં ફેરવવાનો તથા તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૨ રેલ્વે ફીનેન્સ કમીટીના રીપોર્ટ ઉપર વીચાર કરતાં તે પર વિચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટ્સ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક ખાસ સભા ગુરૂવાર તા. ૫મી જાન્યુઆરી સને ૧૯૨૨ને રોજ સાંજના ૫–૩૦ કલાકે (સ્ટા–ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ–

મે. પ્રમુખની ગેરહાજરીમાં તેઓનું સ્થાન શેઠ. જે. બી. પીટીટને આપવામાં આવ્યુ હતું.

શેઠ મોતીલાલ કાનજી
,, કબલ્યુ. ટી. હાલાઈ
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. ઉપ–પ્રમુખ.
શેઠ લખમીદાસ રવજી ટેરસી.
,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ.

૧ બોમ્બે ટેલીફોન કંપનીને મળેલા લાઇસન્સની રૂએ તે કંપની સને ૧૯૨૩માં સરકારને ખરીદી લેવાનો હક છે. પરંતુ તે હકનો અમલ કરવા ના. સરકાર માગતી નથી અને તેને બદલે તે કંપનીને અમુક ચોકસ સરતો ઉપર ખરીદી લેવાને એક વીલાયતી કંપની ઉભી થયેલ છે. આ મતલબની ચર્ચા માટે નવી ઉભી થનારી કંપનીમાં સ્વાર્થ ધરાવનાર મી. નેસે ચેમ્બરના પ્રમુખ સાહેબની મુલાકાત લીધી હતી. મુલાકાત દરમીયાન મે. પ્રમુખે મી. નેસને જણાવ્યું હતું કે તે બાબતમાં પોતાની કમીટીની સલાહ લીધા શીવાય તેઓ કાંઇ અભીપ્રાય આપી શકશે નહીં. આ ઉપરથી કંપનીને મળનારા કોનટ્રાકટ કે જેની નકલ કમીટી સમક્ષ હતી તે પર વીચાર કરવામાં આવ્યો હતો. ચર્ચા ચાલતી હતી તે દરમીયાન મે. પ્રમુખ સાહેબ આવી પહોંચ્યા હતા અને તેમણે રૂબરૂમાં ખુલાસો કર્યો હતો. સઘળી હકીકત ઉપર વીચાર કરી ઠરાવ થયો હતો કે ના. હીંદી સરકારને તારથી લખી જણાવવું કે જો કોઇ ઇગ્રેજી કંપની મુંબાઇની ટેલીફોન કંપની ખરીદી લેવાના સબંધમાં ના. સરકાર કાંઇ પણ વીચાર ચલાવતી હોય તો તે સામે કમીટી પોતાનો વાંધો રજુ કરે છે અને વધારામાં ના. સરકારને વીનવે છે કે તે બાબતમાં દેશી પ્રજામત શું છે તે જાણ્યા શીવાય કાંઇ પણ પગલાં લેશે નહીં.

૨ શેઠ મનુ સુબેદાર તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં કમીટીમાંથી પોતે આપેલા રાજીનામાંનાં કારણો વર્ણવેલાં હતાં. પત્ર પર વીચાર કરતાં તેમાં જણાવેલી દલીલો સાથે કમીટી સંમત થઇ શકતી નથી એ મતલબની તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા. ૧૦ મી જાન્યુઆરી સને ૧૯૨૨ને રોજ સાંજના ૫-૩૦ કલાકે (સ્ટા. ટા) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:-

| | |
|---|---|
| શેઠ લાલજી નારણજી. | શેઠ જમનાદાસ વસનજી મનજી. |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરસી. | ,, વલ્લભદાસ ચતુરભુજ શીવજી. |
| ,, પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. | ,, વાલચંદ હીરાચંદ. |
| ,, જહાંગીર બમનજી પીટીટ. | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી. |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, વસનજી ઠાકરસી હાલાઇ. |

૧ તા. ૨૯મી નવેમ્બર; તા. ૬ઠી ડીસેમ્બર, તા. ૧૩મી ડીસેમ્બર; તા. ૨૯ મી ડીસેમ્બર સને ૧૯૨૧ તા. ૫મી જાન્યુઆરી ૧૯૨૨ને રોજ મળેલી કમીટીની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨ ટ્રેડ યુનીઅનના સબંધમાં ના. સરકાર તરફથી જે પત્ર આવ્યો હતો તે પર વીચાર કરવા સારૂ એક સબ કમીટી નીમવામાં આવેલી હતી. તે સબ કમીટી તરફથી રજુ થયેલા ખરડા ઉપર વીચાર કરતા તે કેટલાક સુધારા વધારા સાથે પસાર કરવામાં આવ્યો હતો તથા તેની નકલ ના. સરકારને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૩ ના. મુંબાઈ સરકારના રેવન્યુ ખાતા તરફથી પી. એન્ડ. ઓ. કંપનીના કોન્ટ્રાકટના સંબંધમાં જે પત્ર આવેલો હતો તે પર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૪ વ્હારફેજ અને ડોક ડયુટીના સંબંધમાં કેટલીક ખુલાસો પુછાવનારો જે પત્ર કમીટી તરફથી લખવામાં આવ્યો હતો તેના જવાબમાં પોર્ટ ટ્રસ્ટ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં દરમાં કરવામાં આવેલા વધારાનાં કારણો; સરકારની પરવાનગી કયારે મળી હતી, વીગેરે વીગતો જણાવેલી હતી. આ પત્ર ઉપર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો. શેઠ ડબ્લ્યુ. ટી. હાલાઇનો આ સંબંધમાં જે પત્ર આવેલો હતો તે પત્ર પણ કમીટીમાં આ બાબત ફરીથી રજુ કરવામાં આવે ત્યારે સાથે રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૫. ચેમ્બરનો વાર્ષીક રીપોર્ટ તથા બેલાન્સશીટ કમીટીની મંજુરી સારૂ રજુ કરવામાં આવ્યાં હતાં. રીપોર્ટ ઉપર ચર્ચા ચાલતાં તેમાંની બાબત ૯૮ તથા બાબત ૧૦૬ના સંબંધમાં શેઠ ડબ્લ્યુ. ટી. હાલાઇએ નીચે પ્રમાણે દરખાસ્ત રજુ કરી હતી.

બાબત ૯૮—સીડનહામ કૉલેજને વાર્ષીક રૂ ૫૦૦ની મદદ ચેમ્બરના ફંડમાંથી નહીં, પણ સભાસદો પાસેથી ઉઘરાવીને કરવી એ મતલબની દરખાસ્ત જે કમીટી આગળ ઉડી ગઇ હતી તેની નોંધ રીપોર્ટમાં આવેલી નહીં હોવાથી તેમાં તેટલો સુધારો કરવો.

બાબત ૧૦૬—બોમ્બે ડેવેલપમેન્ટના સંબંધમાં જાહેર સભામાં પસાર થયેલા ઠરાવો ચેમ્બર તરફથી મી. સંતોકને સહીને સારૂ મોકલી આપવાની મતલબનો જે પત્ર મી. સંતોક તરફથી આવેલો હતો તે પર કમીટીએ ઠરાવ કર્યો હતો કે તે પ્રમાણે કમીટી મી. સંતોકની માગણી સ્વીકારી શકતી નથી. તે વખતે કમીટીમાં દરખાસ્ત રજુ કરવામાં આવી હતી કે મી. સંતોકની માગણી સ્વીકારવી. આ દરખાસ્ત ઉડી ગઇ હતી. તેની રીપોર્ટમાં નોંધ લેવામાં આવી નથી તેથી તેમાં તે પ્રમાણે સુધારો કરવો.

આ દરખાસ્તને ટેકો નહીં મળવાથી તે ઉડી ગઇ હતી.

ત્યાર બાદ રીપોર્ટ પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૬ ચેમ્બરની કમીટીની વાર્ષીક ચુંટણીના દીવસો તા. ૧૭ મી જાન્યુઆરીથી તા. ૨૪ મ જાન્યુઆરી સને ૧૯૨૨ના મુકરર કરવાનો તથા ચેમ્બરની વાર્ષીક સાધારણ સભા શનીવ તા. ૪ થી ફેબ્રુઆરી સને ૧૯૨૨ ને રોજ બપોરના-૩ (સ્ટા. ટા.) કલાકે ભરવાનો ઠરાવ થયો હતે

૭ કમીટીની વાર્ષીક ચુંટણી માટે સ્કુટીનીઅરોની નીમણુકના સંબંધમાં વીચાર કરતાં શે જી. બી. ત્રીવેદી તથા શેઠ વલ્લભદાસ ચત્રભુજ શીવજીની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

૮ ના. મુંબઇ સરકાર તરફથી પત્ર આવ્યો હતો કે ચાલુ અઠવાડીઆમાં મુંબાઇ મુકા દેશી ખલાસી મેળવવાની રૂઢી બાબે હાલ જે રીત છે તેની તપાસ કરવા સારૂ એક કમીટ મળનાર છે. આ કમીટી આગળ જુબાની આપવા સારૂ ચેમ્બરના કોઇ સભાસદને મોકલવ વીનંતી કરેલી હતી. પત્ર ઉપર વીચાર કરતાં, કાગળ ઘણીજ ટુંક મુદતે આવેલો હોવાથ તથા કમીટીનું કામકાજ તથા બંધારણ સંબંધી કાંઇ માહીતી નહીં હોવાથી કમીટી કોઇ સભાસદને જુબાની આપવા સારૂ મોકલી શકતી નથી તે મતલબનો પત્ર ના. સરકારને લખ જણાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

## ( ૨ ) ચેમ્બરનો પત્ર વ્યવહાર.

## મજુર મંડળો સંબંધમાં કાયદો બાંધવાની ના. સરકારની ભલામણ ઉપર ચેમ્બરની કમીટીનો અભિપ્રાય.

મુંબઇ, તા. ૧૧ મી જાન્યુઆરી ૧૯૨૧.

**ના. મુંબઈ સરકારના હોમ ( પોલીટીકલ ) ડીપાર્ટમેન્ટના સેક્રેટરી જોગ,**

મુંબઇ.

સાહેબ,

જત તમારા તા. ૧ લી ઓકટોબરના નં. ૧૨૯૭ વાળા પત્રના જવાબમાં મારી કમીટી તરફથી તમને જણાવવાની મને ફરમાસ થએલ છે કે મજુર મંડળોના રેજીસ્ટ્રેશન અને રક્ષણ માટે કાયદો ઘડીને મજુરોનું બંધારણ અને તેઓની એકત્રતા વધારે સંતોષકારક પાયા ઉપર રચવામાં મદદ કરવા માટેના ના. સરકારના પ્રયાસને કમીટી આવકાર આપે છે. આ પ્રમાણે જે આશયથી ના. સરકાર આ કાયદો ઘડવા માટે પ્રેરાઇ છે તેની સાથે મારી કમીટી તદ્દન સંમત છે અને તેઓ આશા રાખે છે કે જ્યારે આ કાયદો અમલમાં આવશે ત્યારે મજુરો અને થાપણ દારો વચ્ચે હાલમાં જે કચવાટ નજરે પડે છે તે ઘણે અંશે દૂર થશે અને તેને અંગે મજુરો અને થાપણદારો વચ્ચે પરસ્પરના હિત માટે મિત્રાચારીભરી લાગણી ઉત્પન્ન થશે. આ પ્રસ્તાવના પછી મારી કમીટી તમારા કાગળમાં ઉપસ્થીત કરવામાં આવેલા જૂદા જૂદા મુદ્દાઓ ઉપર પોતાના વિચારો ના. સરકાર સમક્ષ મુકવાની રજા લે છે.

કાયદામાં મજુર મંડળની વ્યાખ્યા આપ્યા ઉપરાંત મજુર મંડળોના આશયો અને હેતુઓનો પણ તેનાં સમાવેશ કરવો જોઇએ એવા નામદાર સરકારના અભિપ્રાય સાથે મારી કમીટી સંમત થાય છે.

ના. સરકારે પત્રમાં ૮મા પારીગ્રાફમાં દર્શાવેલા વિચારો સંબંધમાં મારી કમીટીનો એવો અભિપ્રાય છે કે મજુર મંડળોના કામકાજ સાથે ગાઢો સંબંધ નહિ ધરાવતી રાજકીય ચળવળોને તેવા મંડળોમાં ખાસ કરીને હાલમાં જ્યારે દેશમાં રાજકીય વિચારોમાં તફાવત આટલો ગંભીર છે તેવે પ્રસંગે ચાલવા દેવી જોઇએ નહિ.

---

મજુર મંડળોના રક્ષણ તેમજ સીલકના સંબંધમાં મારી કમીટીને ખાસ વિચારો દર્શાવવાના નથી અને તેના સંબંધમાં ના. સરકારે દર્શાવેલા વિચારો સાથે સામાન્ય રીતે મારી કમીટી સમંત છે.

મજુર મંડળોના રેજીસ્ટ્રેશન સંબંધમાં મારી કમીટીનો એવો મત છે કે રેજીસ્ટ્રેશન ફરજીઆત રાખવું જોઇએ કારણ કે તેમ કરવાથી ના. સરકાર મજુર મંડળોની શરૂઆત તેમજ ખીલવણીની સાથે ઘાડા સંબંધમાં રહી શકશે.

મજુર મંડળોની જવાબદારીના સંબંધમાં મારી કમીટી ના. સરકારે પોતાના પત્રના ૨૪ મા પારીગ્રાફમાં દર્શાવેલા વિચારો સાથે સંમત થાય છે કે હિન્દી મંડળો હજી હાલમાંજ શરૂ થએલ છે અને જે જે ઝગડાઓમાં તે મંડળોને લાગતું વળગતું હોય છે તેમાં મોટે ભાગે તોફાન અને ધમકી માલમ પડવામાં આવેલ હોવાથી તેઓને તેઓના શરૂઆતના તબક્કામાં ધમકીઓ માટે દીવાની જવાબદારીમાંથી મુક્ત કરવાનું ડહાપણ ભરેલું નથી.

પીકેટીંગના સંબંધમાં પણ મારી કમીટી ના. સરકારના અભિપ્રાયને મળતી થાય છે કે તે મંડળોનાજ લાભને ખાતર મંડળોના સભાસદોએ કોઇ પણ પ્રકારનું પીકેટીંગ કરવા માટેના હુકમ કાઢવાં અટકાવવા માટેની જવાબદારી મંડળો ઉપર અથવા તો તેની વ્યવસ્થાપક મંડળીઓ ઉપર રાખવી જોઇએ.

જવાબ મોકલવામાં ઢીલ થઈ છે તે માટે દીલગીરી.

લી. આજ્ઞાંકિત,
એસ. એમ. મજુમદાર.
એ. સેક્રેટરી.

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો.

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામા આવેલ છે અને તે માટે દર મહિને આ માસિકમાં જુદો વિભાગ રાખવામા આવશે. જે જે વેપારી ભાઇઓને પોતાની ઓફીસો, કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વીગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી તે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી કાંઇ પણ ફી લેવામાં આવશે નહિ. અન્ય વેપારી ભાઈઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફકત ૪ આના લેવામાં આવશે.

તેજ મુજબ જે ભાઇઓ નોકરની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબર રૂપે આપવામાં આવશે. દરેક વખત જાહેર ખબર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે.

જે જે વેપારીભાઇઓ તેમજ અરજદારોને પોતાના નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે લખી જણાવવા વરદી લેવી.

### જાહેર ખબર.

મેટ્રીક સુધી શીખેલા એક દક્ષિણી યુવકને કોઇપણ વેપારી લાઇનમાં નોકરી જોઇએ છે. એકસપોર્ટ ઇમ્પોર્ટ ફર્મમાં રહેવાને વધારે રાજી છે. લખોઃ—

નારાયણ બાલાભાઉ.
૧ લી ખાતરગલી
૧૪૬–૧૪૮ ઠાકોરદ્વાર રોડ મુંબઇ.

# અન્ય ચેમ્બરો અને એસોસીએશનો.

હાલના કાયદા મુજબ હિન્દી અને ગોરાઓની ફોજદારી તપાસમાં જે ભેદભાવ રાખવામાં આવે છે તે દૂર કરવાના સંબંધમાં કાયદામાં સુધારો કરવા બાબત પંજાબની સરકારે પંજાબ ચેમ્બર ઓફ કોમર્સનો અભિપ્રાય પૂછાવ્યો હતો. આ બાબત ઉપર વિચાર કરતાં પંજાબની સરકારને એવું લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે પંજાબ ચેમ્બર રાજદ્વારી બાબતોમાં વચ્ચે ન પડવાની રૂઢીને અનુસરતી હોવાથી ચેમ્બર આ સવાલ ઉપર કાંઇ પણ અભિપ્રાય આપવા માગતી નથી.

---

જગાત કમીશનની પ્રશ્નોત્તરી ઉપર ચેમ્બરના વિચારો મંગાવવામાં આવેલા હોવાથી પંજાબ ચેમ્બરે એવું લખી મોકલવાનો ઠરાવ કર્યો છે કે તે પ્રશ્નો ઉપર ચેમ્બર એક સંસ્થા તરીકે વિચારો દર્શાવવા માગતી નથી પણ ચેમ્બરના બે સભાસદો મેસર્સ બી. એફ. શે અને શ્રીરામ, જેઓ આ વિષય ઉપર પરસ્પર વિરોધી વિચારો ધરાવે છે તેઓ પોતાની અંગત જવાબદારી ઉપર કમીશન સમક્ષ જુબાની આપશે.

---

શીશીશ બનાવટના માલની હિન્દમાં નજીકના ભવિષ્યમાં નીકાશ વધારવાના સંભવ સંબંધમાં તેમજ તે માટે સૂચનાઓ બાબે પંજાબ ચેમ્બરનો અભિપ્રાય કલકત્તાના ટ્રેડ કમીશનર તરફથી પૂછાવવામા આવતાં ચેમ્બરે એવો જવાબ આપ્યો હતો કે નજીકના ભવિષ્યમાં નીકાશમાં વધારો થવાની આશા જણાતી નથી.

---

હિન્દ, ઓસ્ટ્રેલીઆ તથા ચાઇનાની ટપાલ લાવ લઇજા કરવાનો હાલમાં પી. એન્ડ ઓ. કંપની સાથે જે કોન્ટ્રેક્ટ છે તે ફરીથી તાજો કરવાની સૂચનાના સંબંધમાં બર્માની સરકારે બર્મા ચેમ્બર ઓફ કોમર્સનો અભિપ્રાય માગ્યો હતો. જવાબમાં ચેમ્બરે જણાવ્યું કે સરકારી પત્રમાં આપેલાં કારણોથી મુંબઇથી મેલ ઉપડવાના અને મુંબઇ પહોંચવાના દિવસોમાં જે ફેરફાર સૂચવવામાં આવેલ છે તે સાથે ચેમ્બર સંમત થાય છે. મુંબઇ અને માર્સેલ્સ વચ્ચે મુસાફરીમાં લેવાના વખતના સંબંધમાં કમીટીએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે તે મુસાફરી સહેલાઇથી ૧૨૨ દિવસમાં થઇ શકે અને એવી સૂચના કરીકે ગ્રેસના ૨૪ કરતાં વધારે કલાક આપવા નહિ અને વધારેમાં વધારે વખત ૩૨૪ કલાકનો ઠરાવવો.

---

તૂતક ઉપરના ઉતારૂઓની સગવડના સંબંધમાં તપાસ કરવા માટે નીમાએલી કમીટીના રીપોર્ટ ઉપર બર્મા ચેમ્બર ઓફ કોમર્સનો અભિપ્રાય માગવામાં આવતાં ચેમ્બરે જણાવ્યું કે જો તૂતક ઉપરના ઉતારૂઓને વધારે જગ્યા અને સામાન્ય રીતે મુસાફરી માટે વધારે સુખસગવડ આપવી પડે તો સ્ટીમરશીપ કંપનીઓ ભાડાં વધારવાને લલચાય એ દેખીતું છે. રંગુન આવતા તૂતક ઉપરના ઉતારૂઓમાંના ઘણા ખરા કુલી લોકો હોય છે અને તેઓને હાલમાં અપાતી સગવડ તેઓને તેઓના કાંઠા ઉપરની બસ્તીઓમાં મળતી સગવડ કરતાં વધારે સારી છે. અને તેથી ભાડામાં વધારા સાથે અપાયેલી વધારાની સગવડ તેઓ આવકારદાયક ગણશે કેમ તે શંકા

---

ભરેલું છે, અને તેથી તંદુરસ્તી ખાતર જે સગવડો પૂરી પાડવાનો આગ્રહ કરવામાં આવે તેમાં આ મુદ્દા ઉપર વિચાર કરવાની જરૂર છે.

---

હીંદના વાઇસરોય અને ગવર્નર જનરલ રાઇટ ઓન. અરલ ઓવ રેડીંગની સરકારની કારોબારી કાઉન્સીલના ધારા ખાતાના સભાસદ પર નીચલો ખુલ્લો પત્ર મોકલવામાં આવ્યો છેઃ—

હીંદની મીલોમાં બનતા કાપડનો વેપાર કરનારા જે વેપારીઓ કલકત્તામાં રહે છે તેઓને રેલ્વેઓ સામે અને ખાસ કરી ઇસ્ટ ઇંડીઅન રેલ્વે મારફત જવા માલ બાબે આવા વેપારીઓને ઘણીજ મોટી ખોટ સહેવી પડે છે, રેલ્વે બોર્ડ રેલ્વે સત્તાવાળાઓ અને સરકારના વેપાર ખાતાના સભાસદ વગેરેને સંખ્યાબંધ અરજીઓ ઉપર અરજીઓ કરવામાં આવી પણ વેપારીઓની ખોટમાં કંઇ ઘટાડો થયો નથી.

અમદાવાદ અને મુંબઇની મીલોમાં તૈયાર થતો માલ તે શહેરોમાંથી રવાના કરવામાં આવે છે. માલ માલેકની જોખમદારીએ રેલ્વે પર લેવામાં આવે છે.

માલેકોની જોખમદારીની શરતને લીધે કેટલીક વખતે કંપની આ ગાસડી ગુમ થવા માટે પણ દાદ આપતી નથી અને કંપનીના કામદારોની જાણી જોઇને રાખવામાં આવતી બેદરકારી તરફ એ ધ્યાન રાખે છે.

રેલ્વે સત્તાવાળાઓ માલની એવી ખોટ માટે જો બહુ દબાણ કરવામાં આવે તો એકજ કારણ આપે છે અને તે કારણ ચાલતી ટ્રેને ચોરીનું છે. ચોરીઓને લગતા પોલીસ રીપોરટો માગવામાં આવે તો તે પણ કંપનીઓ પુરા પાડતી નથી એવા રીપોરટો હમેશ ખાનગી રાખવામાં આવે છે એમ કારણ દર્શાવી તેઓ રીપોરટો આપતા નથી.

આવી સ્થીતીમાં વેપારીઓની સ્થીતી સમજી શકાય તેવી થાય છે. માલ કંપનીના કામદારોની જાણી જોઇને રખાયલી બેદરકારીથી ચોરાયલો છે અગર તેઓએ પોતેજ એ માલની ચોરી કરી છે તે સાબીત કરવાનું મુખ્ય સાધન પોલીસ રીપોરટ છે. આવા કેસોની ડીસ્ટ્રીકટ પોલીસને તપાસ કરવા દેવામાં આવતી નથી, એવી તપાસ રેલ્વે પોલીસજ કરી શકે છે પરંતુ રેલ્વે પોલીસ રેલ્વે કંપનીનો એક ભાગ હોવાથી તેઓ સર્વ હકીકત જાહેર પ્રજા કે વેપારીઓની જાણ માટે બહાર પાડતા નથી.

આ રીતે સર્વ મામલો એકતરફી બની રહે છે. માલ આપ્યા પછી વેપારીઓને રેલ્વે કંપનીઓ પરજ આધાર રાખવો પડે છે.

આગળ વર્ષો સુધી રેલ્વેઓ પોતાની જોખમદારીએ માલ લેતી હતી, હવે એ જોખમદારી માલની માલેકી ધરાવનારાઓ પર ફેંકવામાં આવી અને એ રીતે રેલ્વેઓને બચાવી લેવામાં આવી છે.

જોખમદારીને લગતો કાનુન રેલ્વે સત્તાવાળાઓ કે તેમના વકીલો તઇયાર કરે છે અને રેલ્વે કંપનીઓની ઇન્ડીઅન રેલ્વે કોન્ફરન્સ એસોસીએશન એ કાનુન બહાલી માટે સરકારને સોંપે છે અને હીંદી સરકારનું રેલ્વે ખાતું સરકાર તરફથી તેને બહાલી આપે છે. આ રીતે સર્વ કામકાજમાં પ્રજામતને સ્થાન નથી. કમનસીબે વડી ધારાસભાને એ જોખમદારીનો કાનુન તપાસવાની કે સુધારવાની સત્તા નથી જો કે એ કાનુન પ્રજાને ખાસ અગત્યનો છે અને કાયદાને લગતો છે.

---

ધી બોમ્બે ટાઇલ માટે ૨૧, બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

રેલ્વે કામદારોની બેદરકારી અંગર તો તેઓની ચોરી સાબીત કરવા વેપારીઓ રેલ્વેને લગતી કોઇપણ જાતની રેકરડ મેળવી શકતા નથી. રેલ્વે પોલીસ રીપોર્ટની કોપી મેળવી શકતા નથી અથવા જરૂરી તપાસ પણ ચલાવી શકતા નથી. આમ હોવાથી વેપારીઓ રેલ્વે કામદારોની બેદરકારી કેમ પુરવાર કરી શકે?

સાર એટલોજ આવે છે કે હીંદી વેપારીઓને રેલ્વે કંપનીઓને હાથે નુકસાન ખમવાનું રહે છે.

રેલ્વેઓ દેશ માટે સ્થાપવામાં આવી છે અને દેશનાજ વેપારીઓ હેરાન થાય તો રેલ્વેઓની અગત્ય અત્યન્ત ઘટી જાય છે.

રેલ્વે કંપનીઓ ચોરીઓ પર ધ્યાન આપતી નહી હોવાથી એવી ચોરીઓ ઉલટી વધતીજ જાય છે.

અમુક માલજ ચોરાય છે તે પરથી અનુમાન કરી શકાય કે તેવી ચોરીઓ રેલ્વેના કામદારોની જાણથીજ થતી હોવી જોઇએ.

ઇસ્ટ ઇન્ડીઆ રેલ્વે કંપનીનો કોન્ટ્રેકટ થોડા વખતમાંજ પુરો થાય છે. એ કોન્ટ્રેકટ પાછો ચાલુ કરતી વખતે સરકાર આટલું યાદ રાખવાની કૃપા કરશે કે આ રેલ્વેના ટ્રાફીક મેનેજર, ડીવીઝનલ ટ્રાફીક મેનેજર અને કલેઇમસ સુપરીન્ટેનડન્ટે વેપારીઓની ફરીયાદો બાબે ધ્યાનજ આપ્યું નથી. બંગાલ નાગપુર રેલ્વેપર એટલી બધી ચોરીઓ થતી નથી. એ અને બીજી કંપનીઓ ફરીયાદો પર બની શકે તેટલી ઝડપથી ધ્યાન આપે છે.

નામદાર વાઇસરોય આ અરજ ધ્યાન પર લઇ હીંદી વેપારીઓને ન્યાય આપશે એવી ઉમેદ રાખવામાં આવે છે.

૨૦ નરમલ લોહીઆ લેન, ઇન્ડીઅન પીસ ગુડસ એસોસીએશન.
કલકતા ૨–૧–૧૯૨૨.

---

ધી ઇન્ડીઅન પેસેન્જર્સ એન્ડ ટ્રાફીક રીલીફ એસોસીએશનની સામાન્ય સભા સોમવાર તા. ૧૬મી જાન્યુઆરીના રોજ મી. એલ. આર તેરસીની ઓફીસમાં શેઠ ગોકલદાસ. ડી. તલાટીના પ્રમુખપદ હેઠળ મળી હતી, જે વખતે કાનુન નં. ૪માં બંધારણના સંબંધમાં કારોબારી કમીટીએ કરેલી સૂચનાઓ માત્ર બહાર ગામના સભાસદો પાસેથી પ્રવેશક ફી લેવાની સૂચના સિવાય માન્ય રાખવામાં આવી હતી. તેથી બહાર ગામના સભાસદોને પ્રવેશક ફી સિવાય દાખલ કરવામાં આવશે.

---

## દેશી વેપારીઓની ચેમ્બર અને રેલ્વે ઉતારૂઓની મંડળી.

### ચેમ્બરના સભાસદોને અરજ.

દેશી વેપારી ચેમ્બરના સભાસદોને માલમ હશે કે હિંદી ઉતારૂઓ તથા વેપારીઓની હાડમારી દૂર કરનારી મંડળીએ ચેમ્બરની કમીટીને ગઈ તા. ૧૨–૯–૧૯૨૧ના એક પત્ર લખી એવી માંગણી કરી હતી જે ચેમ્બરે આ સંસ્થાનું કામ ઉપાડી લેવું તથા તેમ કરવા જો નક્કી થાય તો આ મંડળીએ પોતાનું કામ ચેમ્બરને સોંપી દેવું. પરંતુ ચેમ્બરની મેનેજીંગ કમીટીએ આ બાબત એવો ઠરાવ કર્યો કે "આ મંડળીએ અત્યાર અગાઉ પ્રજાની સેવા જે પ્રકારે કરી છે તેની ઉપયોગીતા જોતાં માત્ર પૈસાનીજ કોતાઇને લીધે આ ખાતું બંધ કરવા ચેમ્બર યોગ્ય ધારતી નથી. પરંતુ ચેમ્બર આ મંડળીને બનતી મદદ દેવા તેમની પોતાની ઓફીસમાં જગ્યા આપવા તૈયાર છે."

---

ઉપલા ઠરાવને હિંદી ઉતારૂઓની મંડળીની કમીટીએ માન્ય રાખ્યો અને ચેમ્બરની ઓફીસ સાથેજ આ મંડળીની ઓફીસ ગઇ તા. ૧ લી નવેમ્બર ૧૯૨૧ થી રાખવામાં આવી છે.

દેશી વેપારી ચેમ્બરના સભાસદોને આથી અપીલ કરવાની કે તેઓ ભાઇઓએ હિંદી રેલ્વેઓમાં ત્રીજા વર્ગના ઉતારૂઓને ત્રાસ અને અપમાન સહન કરવું પડે છે તે તથા જાત્રા વગેરે સ્થળે ઠમકમાટી ઉપજાવે તેવી રીતે માલના ડબામાં પુરી લઇ જવામાં આવે તે ધ્યાનમાં લઇને તેવા દુઃખો દુર કરવા જે મંડળી છેલા ૭ વરસથી પ્રયાસ કરી રહી છે તેને મદદ આપવા પછાત નહિ પડે એવી આશા છે. ચેમ્બરના ભાઇઓ આ સંસ્થાના સભાસદ બની તેને ટેકો દેશે તો થોડાજ વખતમાં આ મંડળ હિંદી ઉતારૂ આલમની વધુ સંગીનપણે સેવા બજાવી શકશે. આ સંસ્થામાં દાખલ થવાની ફી રૂ ૨૫ તથા વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૨૦) છે. જ્યારે બહાર ગામ માટે માત્ર વાર્ષિક ફી રૂા. ૧૦) છે. વેપારી પેઢીઓ તેમજ વેપારી મંડળોએ વાર્ષિક રૂા. ૫૦) આપવાના છે. જીંદગી સુધીના સભાસદ માટે રૂા. ૨૫૦) ની ફી ઠરાવવામાં આવી છે. બહાર ગામના સાધારણ સભાસદો સિવાય દાખલ ફી દરેક માટે રૂા. ૨૫) નક્કી કરવામાં આવી છે. મંડળીના કાયદાની નકલો તથા દાખલ થવાના ફોર્મ નીચે સરનામેથી મળશે. ચેમ્બરના મેમ્બરોને સભાસદ થવા માટેના ફોર્મ મોકલવામાં આવે છે તેઓ કૃપા કરી સહી કરી મોકલશે એવી આશા છે.

નં. ૧૧, બેંક સ્ટ્રીટ
કોટ, મુંબઇ
તા. ૨૬-૧ ૨૨.

લી.
જીવરાજ ગોકલદાસ નેણશી
માનંદ જોડયા મંત્રી.

## વેપારી ખબરો તથા પાક સમાચાર.

### મુંબઇની ફેકટરીઓ.

મુંબઇ ઇલાકામાં ઇન્ડીઅન ફેકટરીઝ એક્ટ લાગુ પડી શકે તેવાં કારખાનાંઓમાં રોકવામાં આવેલ ૩,૩૮,૦૦૦ પુરૂષો, સ્ત્રીઓ તથા છોકરાંઓ છે, અને આમાંથી ૨,૫૦,૦૦૦ કરતાં વધારે રૂના ઉદ્યોગમાં રોકાએલા છે. ૧૯૧૧ થી એકટ અમલમાં આવ્યો ત્યારથી મજુરોની સંખ્યામાં ધીમે ધીમે વધારો થતો ગએલ છે અને આ ઇલાકામાં ઉદ્યોગમાં કેટલી પ્રગતિ થતી જાય છે તે તે આંકડા ઉપરથી જણાય છે. ૧૯૧૩ ની સાલથી મજુરોની સંખ્યામાં ૭૦,૦૦૦ નો વધારો થયો છે. સ્ત્રીઓનું પ્રમાણ પણ મોટું છે અને તેની સંખ્યા ૭ વર્ષમાં ૫૧૦૦૦ થી ૬૪૦૦૦ ની થઇ છે; અને રોકવામાં આવેલા છોકરાંઓની સંખ્યા ૧૫૦૦૦ કરતાં વધારે છે. મુંબઇ શહેરમાં છોકરાંઓની સંખ્યામાં ૧૦૦૦ કરતા વધારે ઘટાડો થએલ છે જો કે અમદાવાદમાં ૩૦૦૦ નો વધારો દેખાય છે.

ફેકટરી એકટની ઉપયોગીતાનો એક પૂરાવો એ છે કે તેને લીધે અકસ્માતની સંખ્યામાં ઘટાડો થએલ છે, તે ઉપરથી માની શકાય કે અકસ્માત અટકાવવાના ઉપાય લેવામાં ફેકટરીઓ ફેકટરી એકટ નહોતો તે વખત કરતાં વધારે કાળજી રાખે છે. ૧૯૧૧ ની સાલમાં દર સો મજુરો દીઠ વાર્ષિક અકસ્માતની સરેરાશ ·૬૩ હતી જ્યારે ૧૯૨૦ માં તે માત્ર ·૨૭ હતી. હિન્દી

મજુરોની બેદરકારીને લીધે કદાચ ગ્રેટબ્રીટનની ફેકટરીઓ કરતાં હિન્દી ફેકટરીઓમાં અકસ્માતનું પ્રમાણ ઘણાં વર્ષો સુધી વધારે રહેવાનો સંભવ છે. પણ ૧૦ વર્ષમાં તે પ્રમાણ અર્ધા કરતાં વધારે ઘટી ગયું તે કંઇ જેવું તેવું કહેવાય નહિ.

---

યુનાઇટેડ સ્ટેટસમાં વેપાર ઉદ્યોગમાં ૧૯૨૨નું વર્ષ ૧૯૨૧ના વર્ષ કરતાં સામાન્ય રીતે વધારે સંતોષકારક નીવડશે એમ હાલની સ્થિતી જોતાં કહી શકાય. નેશનલ બેન્ક ઓફ કોમર્સની આગાહી મુજબ વેપારમાં વધારા ઉપર કરતાં પેદાશમાં કરકસર કરવા ઉપર નફાનો આધાર વધારે રહેશે. હાલમાં સંજોગો પણ અનુકુળ હોવાથી વેપારીઓએ નવા વર્ષ માટેની યોજનાઓ તૈયાર કરવામાં ધાસ્તી રાખવાની જરૂર નથી. પણ તેઓએ પોતાની યોજના સંભાળ પૂર્વક અને ખર્ચમાં કરકસર કરવાનો આશય ધ્યાનમાં લઇને કરવી જોઇએ. નાણાં સંબંધી સ્થીતિ સુધરતી આવે છે. તૈયાર માલના વધારાના જથ્થામાં ઘટાડો થતો જાય છે. કાચા માલના જથ્થાની ભરતી પણ ઘટતી જાય છે. વર્ષના છેલ્લા થોડા અઠવાડીઆમાં મુખ્ય ઉદ્યોગની પેદાશના દરમાં ફેરફાર માલમ પડેલ છે. કેટલાક ઉદ્યોગોમાં નુકસાન થએલ છે તે બીજા ઉદ્યોગોમાં થએલા નફાથી વળી ગએલ છે.

**જર્મનીનો હિન્દુસ્તાન સાથે વેપાર:-**

સપ્ટેમ્બરની ૩૦મી તારીખે પુરા થતા છમહિના દરમ્યાન જર્મનીએ હિન્દુસ્તાન ખાતે ૨૯૧-લાખ રૂપિઆનો માલ નીકાશ કર્યો હતો ત્યારે ૧૯૨૦ના વર્ષમાં તેટલાજ અરસામાં નીકાશ ૧૩૯ લાખ રૂપિઆ ની અને ૧૯૧૩માં તે ૫૯૦લાખ રૂપિઆની હતી. તેવીજ રીતે હિન્દુસ્તાનમાંથી જર્મની ખાતે નીકાશ થએલ માલનીકિમત ૧૯૨૦માં તેટલા અરસામાં ૩૨૭લાખ રૂપિયા હતી તે બધીને ૧૯૨૧માં ૬૬૮લાખ રૂપીઆની થઇ છે. જ્યારે ૧૯૧૩માં તેજ અરસામાં તે ૧૧૪૧ લાખ રૂપિયા હતી. જર્મનીથી હિન્દમાં આયાત થએલ ચીજોમાં મુખ્ય રંગો, લોઢું તથા પોલાદ, રેશમ, બીર, છાપવાના કાગળ, અને મીઠું વિગેરે હતી અને રંગીન સુતરાઉ કાપડ ફરીથી હાથ કરવાની પણ ધીમે ધીમે શરૂઆત થઇ છે. હિન્દ ખાતેથી જર્મની ખાતે નીકાશ કરવામાં આવેલ ચીજોમાં મુખ્ય ચામડા, શણ, રૂ, ચોખા, ઘઉં વિગેરે છે.

## સીંધ અને બલુચીસ્તાનનો વેપાર.

સીંધપ્રાંત અને બ્રીટીશ બલુચીસ્તાન મધે ૧૯૨૦-૨૧ ના વરસમાં ચાલેલા રેલ મારફતેના અને નદી મારફતેના વેપારનો સત્તાવાર રીપોર્ટ બહાર પાડવામાં આવ્યો છે જે મધે જણાવવામાં આવ્યું છે કે સીંધુ નદી મધે ૧૯૨૦ ના વરસમાં પાણી બરાબર ચડયું હતું નહીં અને આગસ્ટ મહીનામાં જ્યારે પાણીની ખરેખરી જરૂર હતી ત્યારે પાણી એકાએક ઓસરી ગયું. તેં જેથી ઉલા ખરીફના પાકને ખમવું પડયું હતું અને વળી રબીની ખેતી માટેના વીસ્તારમાં મોટો ઘટાડો થયો હતો. સીંધમાં વરસાદ પુરતો પડયો હતો નહીં. વળી પંજાબમાં પણ ચોમાસું નબળું પસાર થયું હતું. આવી હાલત હોવા છતાં નોર્થ વેસ્ટરન રેલ્વે ઉપરનાં વહેવારમાં આગલા વરસ સાથે સરખાવતાં અતીશય મોટો સુધારો થયલો જણાયો હતો. એમ થવાનું કારણ એ કે હીંદુસ્તાનથી ઘંઉની નીકાશ કરવા સામે અંકોશ હતો તેમાં એ વરસમાં ઘટાડો કરવામાં આવ્યો હતો અને તેટલા માટે ચહડત કરવાને સારૂ મોટા જથ્થાનો ઘંઉ રેલ મારફતે કરાંચી મધે આવ્યો હતો.

આગલાં વરસ સાથે સરખાવતાં સીંધુ નદી ઉપરનાં વહેવારમાં સ્હેજ ઘટાડો થયલો જણાયો હતો. વહેવારનો ભાગ પંજાબ ખાતેથી અનાજ સીંધ ખાતે મોકલવાનો હતો. ત્રણ શાખા રેલ્વે તૈયાર થઇ હતી અને ત્રણ શાખા રેલ્વેનું કામ ચાલુ રહેલું હતું.

કરાંચી મધે રેલ્વે મારફતે થયલા વેપાર વહેવારના ગયાં દશ વરસના આંકડા નીચે મુજબના છેઃ—

૧૯૧૧-૧૨-આયાત ૫૭૫૨૦૧૯૬ મણ અને નીકાશ ૧૫૦૩૦૪૨૬ મણ.
૧૯૧૨-૧૩-આયાત ૬૯૦૬૬૩૬૩ મણ અને નીકાશ ૧૮૫૩૨૦૩૬ મણ.
૧૯૧૩-૧૪-આયાત ૫૨૪૨૪૯૨૩ મણ અને નીકાશ ૨૦૪૪૧૪૧૭ મણ.

---

૧૯૧૪-૧૫-આયાત ૬૬૩૭૩૯૫૭ મણ અને નીકાશ ૧૫૧૪૯૮૧૧ મણ.
૧૯૧૫-૧૬-આયાત ૪૦૬૦૫૮૪૭ મણ અને નીકાશ ૯૫૨૩૫૬૭ મણ.
૧૯૧૬-૧૭-આયાત ૫૭૧૬૪૦૬૨ મણ અને નીકાશ ૭૧૯૨૨૮૪ મણ.
૧૯૧૭-૧૮-આયાત ૯૬૪૩૭૦૯૭ મણ અન નીકાશ ૬૪૨૯૦૨૪ મણ.
૧૯૧૮-૧૯-આયાત ૬૨૬૬૧૩૦૧૭ મણ અને નીકાશ ૭૯૯૧૯૩૯ મણ.
૧૯૧૯-૨૦-આયાત ૨૯૦૪૮૩૨૨ મણ અને નીકાશ ૮૦૪૩૫૫૦ મણ.
૧૯૨૦-૨૧-આયાત ૩૮૪૯૯૮૩૨ મણ અને નીકાશ ૮૩૭૩૩૫૮ મણ.

જો કે કરાંચીનો વેપાર આગલાં વરસ કરતાં વધ્યો છે છતાં આગલાં નવા વરસની સરાસરી સાથે સરખાવતાં તે ઘણો ઓછો છે. કોલસાની નીકાશ તદનજ બંધ પડી છે. જે લડાઇ અગાઉના વરસોમાં મોટે ભાગે નીકાશ થતો હતો. કરાચીથી વલાયતી અને હીંદી કાપડની નીકાસમાં સારો વધારો થયો છે જે નીકાશ મુખ્ય કરીને પંજાબ માટે અને બ્રીટીશ બલુચીસ્તાન માટે થઇ હતી. સટોડીઆઓએ હુંડયામણના લાભકારક દર જોઇને મોટો નફો કરવાની ઉમેદમાં યુનાઇટેડ કીંગડમ મધેથી મોટો જથાનો માલ વરસના પહેલા ભાગ દરમ્યાન આયાત કર્યો હતો. કેરોસીન તેલની નીકાશમાં સહેજ સુધારો થયો હતો. સાફ કરેલી ખાંડની નીકાશમાં ૧૯૧૯-૨૦ ના કરતાં પંચાવન ટકા જેટલો વધારો થયો હતો જે માલ મોટે ભાગે પંજાબ માટે ગયો હતો.

## તલના પાક માટે ૧૯૨૧-૨૨ નો છેલ્લો સામાન્ય વર્તારો:—

બ્રિટીશ હિન્દુસ્તાનમાં તલના પાક નીચે જમીનના ૭૪ ટકા જમીનવાળા પ્રાંતોના હેવાલો ઉપરથી આ વર્તારો તૈયાર કરવામાં આવેલ છે. દેશી રાજ્યોમાંથી હેદ્રાબાદ, વડોદરા, મુંબઇ ઇલાકાનાં રાજ્યો અને રજપુતાનામાં કોટા રાજ્ય તરફથી અડસટ્ટા મળેલ છે. મદ્રાસ તથા હેદ્રાબાદ સિવાય બીજી બધી જગ્યાઓ માટે આ વર્તારો છેવટનો છે.

તલના પાક નીચે રોકવામાં આવેલ કુલ જમીન હેવાલ મુજબ ૪૪,૫૦,૦૦૦ એકર છે જે ગયા વર્ષના આ વખતે સુધારેલા આંકડા કરતા ૯ ટકા વધારે છે. કુલ પેદાશ ૪,૫૦,૦૦૦ ટનની થશે એવો અડસટો કરવામાં આવેલ છે (આ અડસટ્ટામાં હૈદ્રાબાદની પેદાશનો સમાવેશ થતો નથી.) આ આંકડો ગયા વર્ષના આ વખતના સુધારેલા આંકડા કરતાં ૩૫ ટકા વધારે છે.

જૂદા જૂદા ઇલાકાઓ માટે વીગતવાર આકડા નીચે પ્રમાણે છે:—

| ઇલાકાઓ અને રાજ્યો. | જમીન. ૧૯૨૧-૨૨ એકર. | જમીન. ૧૯૨૦-૨૧ એકર. | પેદાશ. ૧૯૨૧-૨૨ ટન. | પેદાશ. ૧૯૨૦-૨૧ ટન. | એકર દીઠ પેદાશ. ૧૯૨૧-૨૨ રતલ. | એકર દીઠ પેદાશ. ૧૯૨૦-૨૧ રતલ. |
|---|---|---|---|---|---|---|
| સંયુક્ત પ્રાંતો | ૧૨૨૫૦૦૦ | ૧૫૧૦૦૦ | ૧૨૮૦૦૦ | ૧૦૩૦૦૦ | ૨૩૪ | ૨૦૦ |
| મદ્રાસ | ૫૮૫૦૦૦ | ૪૬૪૦૦૦ | ૬૫૦૦૦ | ૫૭૦૦૦ | ૨૬૭ | ૨૭૫ |
| મધ્ય પ્રાંતો અને બીરાર | ૭૪૪૦૦૦ | ૭૦૯૦૦૦ | ૭૬૦૦૦ | ૫૩૦૦૦ | ૧૨૯ | ૧૬૭ |
| મુંબઇ | ૬૧૧૦૦૦ | ૬૪૬૦૦૦ | ૮૯૦૦૦ | ૫૧૦૦૦ | ૩૧૯ | ૧૭૭ |
| બંગાળ | ૨૦૮૦૦૦ | ૧૯૯૦૦૦ | ૩૪૦૦૦ | ૩૪૦૦૦ | ૩૬૬ | ૩૮૩ |
| બીહાર અને ઓરીસા | ૧૮૫૦૦૦ | ૧૬૭૦૦૦ | ૩૦૦૦૦ | ૨૧૦૦૦ | ૩૬૩ | ૨૮૨ |
| પંજાબ | ૧૫૧૦૦૦ | ૧૦૮૦૦૦ | ૧૭૦૦૦ | ૧૦૦૦૦ | ૨૫૨ | ૨૦૭ |
| સીંધ | ૩૩૦૦૦ | ૨૯૦૦૦ | ૨૦૦૦ | ૧૦૦૦ | ૧૩૬ | ૮૩ |
| અજમેર મેરવારા | ૧૫૦૦૦ | ૧૬૦૦૦ | ૧૦૦૦ | ૨૦૦ | ૧૪૯ | ૨૪ |
| હેદ્રાબાદ | ૫૬૪૦૦૦ | ૪૫૮૦૦૦ | નથી મળ્યા | નથી મળ્યા | ...... | ...... |
| વડોદરા | ૭૫૦૦૦ | ૯૭૦૦૦ | ૫૦૦૦ | ૩૦૦૦ | ૧૪૯ | ૮૭ |
| કોટા (રજપુતાના) | ૫૪૦૦૦ | ૫૬૦૦૦ | ૩૦૦૦ | ૧૦૦૦ | ૧૨૪ | ૪૦ |
| | ૪૪૫૦૦૦૦ | ૪૦૮૧૦૦૦ | ૪૫૦૦૦૦ | ૩૩૪૦૦૦ | ૨૬૭ | ૧૮૩ |

પાકની સ્થીતિ સામાન્ય રીતે સારી જણાવવામાં આવે છે.

ધી બોમ્બે ટોઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

**૧૯૨૧-૨૨નો શીયાળાનાં બીયાં ( સરસી. રાઈ તથા અળશી ) નો પહેલો વર્તારો:–**

જે જે વિભાગોમાં સરસી, રાઈ તથા અળસી મોટા પ્રમાણમાં ઉગાડવામાં આવે છે તે વિભાગોમાંથી મળેલા હેવાલો ઉપરથી આ વર્તારો તૈયાર કરવામાં આવેલ છે. આ વિભાગોમાં સરસી અને રાઈ નીચે રોકવામાં આવેલી જમીનના ૯૮·૬ ટકા જમીન અને અળસી નીચે રોકવામાં આવેલી જમીનના ૯૯·૨ ટકા જમીન આવેલી છે. દેશી રાજ્યોમાંથી વડોદરા, હૈદરાબાદ, મુંબઈ ઇલાકાના રાજ્યો કોટા અને મધ્ય પ્રાંતોનાં રાજ્યોએ અડસટા પૂરા પાડયા છે.

વાવણીને વખતે ઋતુની સ્થીતિ સારી હતી અને હાલમાં પાકની સ્થીતિ સારી છે પણ ભવિષ્યની સ્થીતિ શીયાળાના વરસાદ ઉપર આધાર રાખે છે.

૧

અત્યાર સુધી મળેલા હેવાલ મુજબ રાઇ અને સરસીના પાક હેઠળ રોકવામાં આવેલી કુલ જમીન ૩, ૩૮૪, ૦૦૦ એકર છે ( આમાં સંયુકત પ્રાંતમાં મિશ્રિત પાક ઉગાડવામાં આવે છે તેનો સમાવેશ કરવામાં આવતો નથી ) આ આંકડો ગયા વર્ષના આ વર્તારા કરતાં ૧૯ ટકા વધારે છે. ગયા વર્ષના છેલ્લા વર્તારાની સરખામણીમાં આ આંકડો ૧૭ ટકાનો વધારે બતાવે છે.

જુદા જુદા ઇલાકાઓ માટેના વીગતવાર આંકડા નીચે આપવામાં આવ્યા છે:—

**રાઈ તથા સરસી.**

| પ્રાંતો | ૧૯૨૧-૨૨ એકર | ૧૯૨૦-૨૧ એકર | વધારો અથવા ઘટાડો એકર |
|---|---|---|---|
| સંયુકત પ્રાંત (મિશ્રણ વિનાનો પાક) | ૨૨૯૦૦૦ | ૧૨૩૬૦૦ | + ૧૦૬૦૦૦ |
| બંગાળ | ૯૯૪૦૦૦ | ૧,૦૬૧,૦૦૦ | – ૬૭૦૦૦ |
| પંજાબ | ૮૨૧,૦૦૦ | ૪૯૩,૦૦૦ | + ૩૨૮,૦૦૦ |
| બીહાર ઓરીસા | ૭૭૯,૦૦૦ | ૭૫૪,૦૦૦ | + ૨૫૦૦૦ |
| આસામ | ૩૧૨,૦૦૦ | ૨૯૮,૦૦૦ | + ૧૪૦૦૦ |
| મુંબઇ અને સીંધ | ૧૨૬,૦૦૦ | ૫૬૦૦૦ | + ૭૦૦૦૦ |
| નોર્થ વેસ્ટ ફ્રન્ટીઆર પ્રોવીન્સ | ૯૨૦૦૦ | ૩૨૦૦૦ | + ૬૦૦૦૦ |
| દીલ્હી | ૬૦૦૦ | ૬૦૦૦૦ | ——— |
| વડોદરા | ૨૨૦૦૦ | ૧૫૦૦૦ | + ૭૦૦૦૦ |
| હૈદ્રાબાદ | ૩૦૦૦ | ૩૦૦૦ | ——— |
| | ૩,૩૮૪,૦૦૦ | ૨,૮૪૧,૦૦૦ | + ૫૪૩૦૦૦ |

અત્યાર સુધી મળેલા હેવાલ મુજબ આળસીના પાક હેઠળ રોકવામાં આવેલી જમીન ૨૦,૦૧,૦૦૦ એકર છે (જેમાં સંયુકત પ્રાંતોનો મીશ્રિત પાક માટેની જમીનનો સમાવેશ કરવામાં આવ્યો નથી. ) આ આંકડો ગયા વર્ષે આ વખતના વર્તારા કરતાં ૧૪ ટકાનો વધારો બતાવે છે અને છેલ્લા વર્તારા કરતાં પણ ૧૪ ટકા વધારે છે. જૂદા જૂદા પ્રાંતો માટે વીગતવાર આંકડા નીચે આપવામાં આવેલ છે.

**અળસી.**

| પ્રાંતો | ૧૯૨૧-૨૨ એકર | ૧૯૨૦-૨૧ એકર | વધારો અથવા ઘટાડો |
|---|---|---|---|
| મધ્ય પ્રાંતો અને બીરાર | ૬૭૯,૦૦૦ | ૪૪૨,૦૦૦ | + ૨૩૭૦૦૦ |
| સંયુકત પ્રાંતો ( મિશ્ર પાક સિવાય ) | ૧૩૩,૦૦૦ | ૧૭૨,૦૦૦ | – ૩૯૦૦૦ |

માટેરીઅલ શીઘ્રગામી બીલ્ડીંગનો ઓરડો શોભે છે.

| | | | |
|---|---|---|---|
| બીહાર અને ઓરીસા | ૬૭૮૦૦૦ | ૬૪૧૦૦૦ | + ૩૭૦૦૦ |
| બંગાળ | ૧૩૨૦૦૦ | ૧૩૧૦૦૦ | + ૧૦૦૦ |
| મુંબઈ | ૬૨૦૦૦ | ૪૬૦૦૦ | + ૧૬૦૦૦ |
| પંજાબ | ૩૪૦૯૦ | ૨૮૯૯૦ | + ૬૦૦૦ |
| હૈદ્રાબાદ | ૨૦૮,૦૦૦ | ૨૬,૧૦૦૦ | − ૫૩૦૦૦ |
| કોટા | ૭૫૦૦૦ | ૩૩૦૦૦ | + ૪૧૦૦૦ |
| | ૨,૦૦૧,૦૦૦ | ૧,૭૫૫,૦૦૦ | +૨૪૬,૦૦૦ |

**વસ્તીમાં વધારો અને ઉંઘની પેદાશ-**

નીચેનાં કોઠામાં ઘઉં પેદા કરવા મુખ્ય દેશોમાં-યુનાઇટેડ સ્ટેટસ, હિન્દુસ્તાન, કેનેડા, આર્જેન્ટાઇન, ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલેંડ-છેલ્લા ત્રણ દશકામાં ઘઉંના પાક માટે રોકવામાં આવેલી જમીન તથા ઘઉંની પેદાશ આપવામાં આવેલ છે:-

| | ઘઉંના પાક હેઠળ સરેરાશ જમીન એકર. | સરેરાશ પેદાશ બુશેલ | એકર દીઠ સરેરાશ પેદાશ |
|---|---|---|---|
| ૧૮૯૧-૧૯૦૦ | ૭૭,૫૪૯.૦૦૦ | ૮૯૬,૩૬૨,૦૦૦ | ૧૧·૬ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૯૩,૩૭૯,૦૦૦ | ૧,૨૭૩,૪૭૪,૦૦૦ | ૧૩·૧ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૧૨૪,૮૭૧,૦૦૦ | ૧,૬૬૨,૩૭૧,૦૦૦ | ૧૩ ૩ |

બધા મથાળા હેઠળ ધીમે ધીમે વધારો થએલો જણાય છે. પહેલા અને ત્રીજા દસકા વચ્ચે ઘઉં હેઠળ સરેરાશ જમીનમાં ૬૧ ટકાનો વધારો થયો હતો જ્યારે સરેરાશ કુલ પેદાસમાં ૮૫ ટકાનો વધારો થયો હતો. કુલ પેદાશમાં થએલ વધારા સાથે એકર દીઠ સરેરાશ પેદાશમાં પણ સ્વાભાવિક રીતે વધારો થએલ છે અને જો કે લડાઇને લીધે જમીન તેમજ પેદાશ ઉપર માઠી અસર થઇ હતી છતા પણ ઘઉં ઉગાડવામાં નવી શોધો દાખલ કરવામાં આવેલ છે તેમજ ખાસ કરીને હિન્દુસ્તાન અને ઓસ્ટ્રેલીઆમાં નહેરોનો વધારે ફાયદાકારક રીતે ઉપયોગ કરવામાં આવે છે એ ખુલ્લું છે. આ બધા દેશોમાં ખેતીવાડીમાં 'ઇન્ટેન્સીવ' ને બદલે એક્સ્ટેન્સીવ રીતિ ચાલુ રાખવામાં આવે છે તે એટલા ઉપરથી સમજાશે કે જ્યારે યુનાઇટેડ કીંગડમમાં એકર દીઠ સરેરાશ પેદાશ ૩૧·૦ હતી ત્યારે આ દેશોમાં તે માત્ર ૧૩·૩ હતી.

જે દેશો માટેના આંકડા એકઠા કરી ઉપર આપવામાં આવેલ છે તે જૂદા જૂદા દેશોમાં ઘઉં ઉગાડવામાં કેટલી પ્રગતિ થએલ છે તે નીચેના કોઠા ઉપરથી સમજાશે.

| | ઘઉં હેઠળ સરેરાશ જમીન એકર. | સરેરાશ કુલ પેદાશ બુશેલ. | એકર દીઠ સરેરાશ પેદાશ બુશેલ. |
|---|---|---|---|
| **યુનાઇટેડ સ્ટેટસ.** | | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૩,૮૭,૨૬,૦૦૦ | ૫૧,૫૩,૭૫,૦૦૦ | ૧૨·૪ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૪,૬૯,૯૭,૦૦૦ | ૬૭,૦૭,૯૮,૦૦૦ | ૧૪·૩ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૫,૪૭,૧૪,૦૦૦ | ૭૯,૪૩,૨૭,૦૦૦ | ૧૪·૫ |
| **હિન્દુસ્થાન.** | | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૨,૩૫,૭૩,૦૦૦ | ૨૨,૬૮,૬૧,૦૦૦ | ૯·૬ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૨,૬૦,૪૧,૦૦૦ | ૨૯,૪૨,૩૬,૦૦૦ | ૧૧·૩ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૩,૦૪.૫૬,૦૦૦ | ૩૫,૪૩,૪૬,૦૦૦ | ૧૧·૬ |
| **કેનેડા.** | | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૨૩,૯૨,૦૦૦ | ૪,૩૧,૪૯.૦૦૦ | ૧૮·૦ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૫૪,૯૩,૦૦૦ | ૧૦,૪૧,૬૩,૦૦૦ | ૧૯ ૦ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૧,૪૧,૦૩,૦૦૦ | ૨૩,૬૨,૧૬,૦૦૦ | ૧૯·૭ |

| | | | |
|---|---|---|---|
| **આર્જેન્ટાઈન** | | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૮૩,૪૮,૦૦૦* | ૭,૪૭,૩૨,૦૦૦ | ૮·૯ |
| ૧૯૦૧-૧૯૦૦ | ૧,૨૭,૩૧,૦૦૦ | ૧૩,૬૨,૮૧,૦૦૦ | ૧૦·૭ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૧,૬૨,૮૦,૦૦૦ | ૧૭,૦૯,૫૫,૦૦૦ | ૧૦·૫ |
| **ઓસ્ટ્રેલીયા.** | | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૪૨.૨૩,૦૦૦ | ૩,૧૮,૩૯,૦૦૦ | .૭·૫ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૫૮,૮૨,૦૦૦ | ૬,૦૭,૩૪,૦૦૦ | ૧૦·૩ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૯૦,૯૭,૦૦૦ | ૧૦,૦૫,૫૨,૦૦૦ | ૧૧·૦ |
| **ન્યુઝીલૅંડઃ-** | | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૨,૮૭,૦૦૦ | ૭૩,૭૬,૦૦૦ | ૨૫·૦ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૨,૩૫,૦૦૦ | ૭૧,૬૨,૦૦૦ | ૩૦·૪ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૨,૨૧,૦૦૦ | ૫૯,૭૫,૦૦૦ | ૨૭·૧ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે જો કે માત્ર ન્યુઝીલેંડ સિવાય બધા દેશોમાં જમીન તેમજ પેદાશમાં વધારો થએલ છે તો પણ બન્ને મથાળા હેઠળના વધારા બધા દેશોના સંબંધમાં પ્રમાણસર થયા નથી. ૧૮૯૧-૧૯૦૦ અને ૧૯૨૧-૧૯૨૦ના દશકાની સરખામણી કરવામાં કેનેડામાં સરેરાશ જમીનમાં ૪૯૦ ટકાનો વધારો થએલ છે જ્યારે તેની સરેરાશ કુલ પેદાશમાં ૪૪૭ ટકાનો વધારો થએલ છે. બીજા દેશો માટે અનુક્રમે વધારા નીચે પ્રમાણે થએલા છેઃ-ઓસ્ટ્રેલીઆ, ૧૧૫,૨૧૬, આર્જેન્ટાઇન ૯૫,૧૨૯; હિન્દુસ્તાન ૨૯,૫૬; યુનાઇટેડ સ્ટેટસ ૪૧,૫૪; તેજ પ્રમાણે ન્યુઝીલાંડમાં અનુક્રમે ૨૩ અને ૧૯ ટકાનો ઘટાડો થએલ હતો. કોઠાના છેલ્લા મથાળા ઉપરથી જણાશે કે કેનેડામાં ૧૮૯૧-૧૯૦૦માં એકર દીઠ સરેરાશ પેદાસ ૧૮ બુશેલ હતી તે ૧૯૧૧-૧૯૨૦માં ઘટીને ૧૬·૭ બુશેલની થઇ. ન્યુઝીલંડમાં થએલો ઘટાડો ત્યાં ઢોર ઉછેરવામાં તેમજ બીજા પાક તરફ આપવામાં આવતા વધારે લક્ષને આભારી છે.

આ બધા દેશોને એવો સામાન્ય અનુભવ છે કે ઉપર જણાવેલ વખત દરમ્યાન, ત્યાં વસ્તીમાં મોટો વધારો થએલ છે. આ વધારા સાથે ન્યુઝીલેંડ સિવાય બીજા દેશોમાં દર માણસ દીઠ સરેરાશ ઘઉંની પેદાશમાં વધારો જોવામાં આવે છે (જો કે આર્જેન્ટાઇનના સંબંધમાં આ વધારો દેખી શકાય તેવો નથી) તે નીચેના કોઠા ઉપરથી જણાશેઃ-

| | વસ્તી સરેરાશ | માણસ દીઠ સરેરાશ પેદાશ |
|---|---|---|
| **યુનાઇટેડ સ્ટેટસઃ-** | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૬૯,૪૭૧,૧૪૫ | ૭·૪૨ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૮૩,૯૮૩,૪૨૦ | ૭·૯૯ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૯૮,૮૨૮,૯૦૦ | ૮૦·૪ |
| **હિન્દુસ્તાનઃ-** | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૨૯૦,૮૩૭,૮૬૪ | ૦·૭૮ |
| ૧૯૦૧-૧૯૦૦ | ૩૦૪,૭૫૮,૭૨૬ | ૦·૯૭ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૩૧૭,૧૧૬,૦૦૦ | ૧·૧૧ |
| **કેનેડાઃ-** | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૫,૧૦૨,૨૭૭ | ૮·૪૫ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૬,૨૮૮,૯૭૯ | ૧૬·૫૬ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૮,૦૪૦,૦૦૦ | ૨૧·૨૬ |
| **આર્જેન્ટાઇનઃ-** | | |
| ૧૮૯૧-૧૯૦૦ | ૪,૨૮૯,૯૫૬ | ૧૭·૪૨ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૬,૦૪૬,૫૦૦ | ૨૨·૫૨ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૮.૦૪૦.૦૦૦ | ૨૧·૨૬ |

* ફક્ત ૧૯૦૦-૦૧ માટે.

ન્યુઝીલૅંડઃ-

| | | |
|---|---|---|
| ૧૮૯૧-૧૯૦૦ | ૭૪૩,૧૮૨ | ૯.૯૩ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૯૩૭,૩૩૦ | ૭.૬૪ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૧,૧૪૩,૦૦૦ | ૫.૨૨ |

કુલઃ-

| | | |
|---|---|---|
| ૧૮૯૧-૧૯૦૦ | ૪૧૩,૫૧૪,૩૪૨ | ૨.૩૨ |
| ૧૯૦૧-૧૯૧૦ | ૪૪૯,૪૬૯,૫૨૬ | ૨.૯૫ |
| ૧૯૧૧-૧૯૨૦ | ૪૮૪,૧૭૫,૦૦૦ | ૩.૫૭ |

સામટી રીતે લેતાં ૧૮૯૧-૧૯૦૦ અને ૧૯૧૧-૧૯૨૦ વચ્ચે વસ્તીમાં કુલ વધારો ૧૭ ટકાનો થએલ છે જ્યારે માણસ દીઠ ઘઉંની પેદાશમાં ૫૪ ટકાનો વધારો થએલ છે. કુલ સરેરાશ વધારો ઉપર આપવામાં આવેલ પહેલા કોઠા ઉપરથી જણાય છે તેમ ૮૫ ટકાનો થએલ છે. માણસ દીઠ પેદાશમાં થએલ વધારો કેનેડામાં ખાસ ધ્યાન ખેંચે નવો છે કારણ કે તે લગભગ ત્રણ ગણો થયો છે. કેનેડા અને ઓસ્ટ્રેલીઆ જેવા પછાત દેશોમાં ઘઉંના પાકનું ભાવષ્ય ઘણુ ઉજળું છે અને આગળ વધેલા યુરોપના દેશોમાં ઘઉંના પાકમાં થએલ ઘટાડો તે દેશો પૂરો પાડશે એવી આશા રાખી શકાય. દાખલા તરીકે યુનાઇટેડ કીંગડમમાં માણસ દીઠ શરેરાશ પેદાશ ૧૮૯૧-૧૯૦૦ માં ૧.૫૧ હતી તે ઘટીને ૧૯૧૧-૨૦ માં ૧.૪૩ ની થઇ હતી.

જો કે ઉપરની ગણત્રીમાં રશીઆનો સમાવેશ કરવામાં આવ્યો નથી પણ ૧૯૧૩ની સાલમાં રશીઆની પેદાશ આખી દુનિયામાં વધારેમાં વધારે હતી. પણ રશીઆની પેદાશમાં ઘણા મોટા વધારા ઘટાડા થતા હોવાથી તેની પેદાશ ઉપર આધાર રાખી શકાય નહિ.

## હીંદમાં અનાજના ભાવમાં થયેલો ઘટાડો.

ડીપાર્ટમેન્ટ ઓફ સ્ટેટીસટીક્સને મળેલા આંકડાઓ મુજબ તા૦ ૩૧મી ડીસેમ્બર ૧૯૨૧નો દીને આખર થયલાં પખવાડીયામાં હીંદમાં અનાજ અને દાળના જથાબંધી ભાવોની સરેરાશમાં આગલા પખવાડીયાં કરતાં ૧ ટકાનો ઘટાડો બતાવે છે. ચોખા અને ચણાના ભાવોમાં દરેકમાં ૨ ટકાનો ઘટાડો થયો છે. અને ઘઉં, જુવાર અને બાજરીના ભાવમાં ૧ ટકાનો ઘટાડો થયો છે. જવના ભાવમાં ૧, ટકાનો વધારો થયો છે. મકાઇના ભાવોમાં ફેર-ફાર થયેલો નોંધાયો હતો. ઘીના ભાવ ૨ ટકા ઉતર્યો છે. ગોળ સહેજ મોંઘો છે (૧ ટકો) પરંતુ નીમકના ભાવ મક્કમ છે.

## હીંદમાં ચલણી નોટોની સંખ્યા અને રીઝર્વ.

તા૦ ૨૨મી જાનેવારીના દીને આખર થયેલાં અઠવાડીયાંની આખરે કુલે રૂ. ૧,૭૨,૮૭, ૪૫, ૬૧૪ની કીમતની ચલણી નોટો હતી, જે આગલાં અઠવાડીયાં કરતાં રૂ. ૩, ૫૮, ૯૮૧ નો ઘટાડો બતાવે છે. વધુમા વધુ નોટોની સખ્યા મુંબઇમાં રૂ. ૫૪.૦૦ ૮૨,૪૨૨ની હતી કલકત્તામાં રૂ. ૫૦, ૫૦, ૧૭, ૭૨૧ની અને તે પછી રંગુન ૩ ૨૨, ૪૫. ૭૮, ૬૧૮, લાહોર રૂ. ૧૭, ૪૨૧૩, ૪૪૨. મદરાસ રૂ. ૧૪, ૩૦, ૧૧, ૦૨૯ કાનપોર અને કરાંચીમાં એવી પણ ઓછી રકમની ચલણી નોટો હતી, અનામતના સંબંધનાં હીંદમાં કુલે રૂ. ૬૯, ૨૦, ૫૮, ૭૧૪ ની કીંમતના રૂપાના સિક્કાઓ હતા, જે આગલા અઠવાડયાના ૩,૫૯,૦૮૧ની કીમતનો ઘટાડો બતાવે છે, સોનાના સીક્કા અને લગડીઓ રૂ. ૨૪,૩૧,૮૭,૬૬૧ની હતી અને સીક્કા પાડ-વાના ઉપયોગમાં આવેલી રૂપાની લગડીઓ રૂ. ૪,૨૦,૫૯,૪૦૪ની કીમતની હતી. આ ચીજોનો મુંબઇમાં જથો અનુક્રમે રૂ ૧૯,૮૪,૧૩,૦ ૩૯, રૂ. ૧૩,૯૧,૪.૮૫૮૦, અને રૂ.૪ ૦,૧૮,૮૬૯ની કીંમતનો હતા. કલકત્તામાં હજી રૂ. ૩,૮૦, ૪૦૫૩૭ની કીંમતની રૂપાની લગડીઓ સીક્કા પાડવાના ઉપયોગમાં છે. હીંદમાંની ખરીદ કીંમતની જામીનગીરીઓ રૂ ૬૨.૩૯,૪૦,-૯૪૬ની અને ઇંગ્લંડમાંની રૂ ૫,૮૪,૯૭,૩૯૯ની છે. જે આગલાં અઠવાડયાંની કુલે સંખ્યા ઉપર રૂ ૧૦૦ નો વધારો બતાવે છે. આ અઠવાડયાં દરમ્યાન ચલણી નોટોના રીઝર્વ અને ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વની હીંદની શાખા વચ્ચે ટ્રાન્સફરો થયાં નથી.

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# વેપારી પુછપરછ.

કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે સંબંધ બાંધવા ઇચ્છા હોય તો તેણે અમને ખબર આપવી જેથી એ સંબંધી વિગત આ કોલમમાં દાખલ કરીશું.

નીચે જણાવેલ પૂછપરછ ઇન્ડીઅન ટ્રેડ જરનલ ઉપરથી લીધેલી છે. એ વિષેની વધારે માહીતી મેળવવા ઇચ્છનારે નીચે દર્શાવેલો નંબર લખીને પોતાના બેન્ક રેફરન્સ સાથે ડીરેકટર જનરલ ઓફ કોમર્શલ ઇન્ટેલીજન્સ, ૧ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે પૂછાવવું.

કે ૨૨૧–મદ્રાસની એક પેઢી રેસા અને ઉંચી જાતની સાદડી ખરીદનારનાં નામ જાણવા માગે છે.

કે ૨૨૩–મેરગુઇ (લોઅર બર્મા) ની એક પેઢી નેતર અને નેતરની લાકડી ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૨૪–કોન્સ્ટાન્ટીનોપલની એક બ્રીટીશ પેઢી ઘઉંનો આટો નીકાશ કરવાવાળાઓનાં નામ માગે છે.

કે ૨૨૫–લાહોરની એક પેઢી 'બર્ડ્ઝ ઓફ પેરેડાઇસ' પૂરાં પાડનારનાં નામ માગે છે.

કે ૨૨૬–મદુરા (દક્ષીણ હિન્દુસ્તાન) ની એક પેઢી શણની દોરી, હેર પીન્સ, બંગડી વિગેરે માટે એજન્સી રાખવા માગે છે.

કે ૨૨૭–કલકત્તાની એક પેઢી લોગ વુડ, ફસ્ટીક વુડ અને બકકમ વુડ પુરૂં પાડનારનાં નામ માગે છે.

કે ૨૨૮–કલકત્તાની એક પેઢી ભોંયશીંગ ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૨૯–સીમલાની ટેકરીઓમાંનો એક ખબરપત્રી પ્લેસ્ટર ઓફ પેરીસ વાપરનારનાં નામ માગે છે.

કે ૨૩૦–રંગુનની એક પેઢી માટે ટેનીસ શુઝ માટે જુદી જુદી કદનાં રબરનાં વળીઆં વેચવા માગે છે.

કે ૨૩૧–બરેલી (સંયુકત પ્રાંત) નો એક આસામી શેતરંજી ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૩૨–એરોડ (મદ્રાસ ઇલાકો) ની એક પેઢી હિન્દુસ્તાન બહાર ભોંયશીંગ, ભોંયશીંગનું) તેલ, એરંડીઉં, કોપરેલ, હળદર, હરડાં, નકસવોમીકા, વિગેરે ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૩૩–ન્યુયોર્કની એક પેઢી ગુંદર, હરડાં, બીયાં, તેજાનો, લાખ, ચામડાં વિગેરે પૂરાં પાડનારનાં નામ માગે છે.

કે ૨૩૪–બબરખ, બકરાંનાં ચામડા વગેરેનો વેપાર કરતી મુંબઇની પેઢીના પ્રતિનિધિ તરીકે રહેવા ન્યુયાર્કની એક પેઢી ખુશી છે.

કે ૨૩૫–મુંબઇમાં સીન્થટીક અને ફુલમાંથી સુગંધી પદાર્થો બનાવનારી એક પેઢી રંગુનમાં એક પેઢીને એજન્ટ તરીકે નીમવા ખુશી છે.

કે ૨૩૬–મેકસીકોની એક પેઢી ગુણપાટ નીકાશ કરવાવાળાઓ સાથે સંબંધ બાંધવા માગે છે.

કે ૨૩૬–મોગા (પંજાબ) ની એક પેઢી હાથ કંતામણ અને હાથ વણાટની દરેક જાતની ખાદી ખરીદનારનાં નામ માગે છે.

---

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઓફીસમાં નવી શોધો માટે નીચે મુજબ વધુ અરજીઓ કરવામાં આવી હતી. આ બાબતનો સઘળો પત્ર વ્યવહાર કોન્ટ્રોલર ઓફ પેટન્ટસ એન્ડ ડીઝાઇન્સ ૧ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે કરવો.

| નં. | અરજદાર. શોધની વિગત. |
|---|---|
| ૭૬૯૭ | જી. એન. બ્લેન્ચાર્ડ—પાણી સ્વચ્છ કરવા માટે પાણીના ચોક્કસ પ્રમાણમાં સરખી રીતે ક્લોરીન ગેસ ઉત્પન્ન કરવાની રીત માટે. |
| ૭૬૯૮ | એચ. ગંતર એન્ડ ડયુરકી વર્કી એકટીયેંગે સેલ્સચાફ્ટ—મોટર સાઇકલો માટે બળતણ માટેની ટાંકીઓમાં સુધારા. |
| ૭૭૦૨ | એમ. બેન્સન—શક્તિ ઉત્પન્ન કરવા માટે નવી શોધ. |
| ૭૭૦૬ | ડબ્લ્યુ જે. મેલેર્શ જેકસન—કોલર અને કફની બનાવટમાં સુધારા. |
| ૭૭૦૭ | એ. સી. ચક્રવર્તી—ટયુબવેલ્સમાં સુધારા અને તે ખોદવાના સાધનમાં સુધારા. |
| ૭૭૦૮ | ડબ્લ્યુ. ક્રીસ્ટમસ—ઈંટ, કોન્ક્રીટ બ્લોકસ વિગેરે બનાવવાના સંચામાં સુધારા. |
| ૭૭૧૩ | કે. બી. રે.—રેલ્વે સડક માટે ધાતુની સ્લીપરમાં સુધારા. |
| ૭૭૨૦ | ડબ્લ્યુ. એન્ડ ટી. એવબરી લીમીટેડ—ત્રાજવામાં સુધારા. |
| ૭૭૨૯ | એ. મોરગન—મોટરમાં સુધારા. |
| ૭૭૩૦ | ધી સીંગર્સ મેન્યુફેકચરીંગ કું.—વિજળીક સીવવાના સંચા માટે. |
| ૭૭૩૨ | એમ. ઇશી દાવા—ગ્રહલક્ષ્મી ચરખા માટે. |
| ૭૭૩૩ | વી. વી. આયંગર અને એસ. નારાયણના.—હાથના ચરખા માટે |
| ૭૭૪૧ | એમ. પી. રે અને સેકરબી એન્ડ ફાર્મર લી.—ઇલેક્ટ્રો મેગ્નેટસમાં સુધારા. |
| ૭૭૪૨ | જે. એમ. ડીક—બેરલ વિગેરેમાં સુધારા. |
| ૭૭૪૪ | જે. એચ. એમ. ડી. બ્રેટન—વોટર પ્રુફ કરવાનાં અને રંગવાનાં સાધનોમાં સુધારા |
| ૭૭૪૬ | પોલીગ્રાફીસ્ક ગેસેલ્સ ચેફ્ટ—ટાઈપ રાઇટર. |
| ૭૭૫૪ | ડી.સી. કો—ઓટો મેટીક અથવા સેમી ઓટો મેટીક ટેલીફોન સીસ્ટમમાં સુધારા. |
| ૭૭૫૭ | જે. વાઇલ્ડરીજ એન્ડ સીન્કલેર લીમીટેડ—કૃત્રિમ બરફની બનાવટમાં સુધારા. |
| ૭૭૬૪ | નોર્થઝલેસ ટાઇપ રાઇટર કો.—ટાઇપરાઇટીંગ મશીનમાં સુધારા. |
| ૭૭૬૯ | ચારી એન્ડ કું. લી.—મીઠું સાફ કરવાની રીતમાં સુધારા. |

# જોઈંટ સ્ટોક કંપનીઓ.

ગયા નવેમ્બર માસમાં સ્થપાએલી જોઈન્ટ સ્ટોક કંપનીઓની વીગત નીચે પ્રમાણે છે:—

| નામ. | અગ્રેસરો તથા ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂા. ૧૦૦૦ |
|---|---|---|---|
| (૧) બેન્કીંગ ધીરધાર અને વીમા માટે | | | |
| ૧ કુશ્તીઆ બેન્કીંગ એન્ડ ટ્રેડીંગ કુંપની | વિશ્વાસ મજનુદાર એન્ડ કુાં. | બેન્કીંગને લગતું | ૫૦ |
| ૨ દેવાનગંજ બેન્ક એન્ડ ઇન્ડસ્ટ્રી | મૌલવી નુરલ હક, દેવાનગંજ બંગાળ | ધીરધાર | ૧૦૦ |
| ૩ કોઈમ્બતુર સ્ટાર બેન્ક | કે. એસ. અબદુલ રાઝાક સાહેબ, કોઈમ્બતુર મદ્રાસ | બેન્કીંગને લગતું | ૧૦૦ |
| ૪ પોલાચી યુનીઅન બેન્ક | એમ. આર. કે. મુડાલીઅર, પોલાચી, કોઇમ્બતુર, મદ્રાસ, | ,, | ૨૦૦ |
| ૫ સોલર એસ્યોરન્સ કુાં. | એસલા બ્રધર્સ, મુંબઇ | વીમાનું | ૫૦૦૦ |
| | | કુલ બેન્કીંગ, ધીરધાર અને વીમા માટે | ૫,૪૫૦ |
| (૨) ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ માટે. | | | |
| ૬. બ્રાટીશ ઓટોમોબાઇલ કુાં. | ચીમનલાલ સદાનંદની કુાં. મુંબઇ | મોટર વિગેરે વેચવાનું | ૫૦૦ |
| ૭ બર્મા કલીઅરીંગ એન્ડ ફોર્વર્ડીંગ કુાં. | મર્ચન્ટ સ્ટ્રીટ, રંગુન | વેરહાઉસ રાખવાનું વિગેરે | ૪૦૦ |
| ૮ ઓરીએન્ટલ ટ્રાન્સપોર્ટ બંગાળ | એઝરા સ્ટ્રીટ, કલકત્તા | ઉતારૂઓ તથા માલ લાવ લઇજા કરવાનું | ૧૦૦ |
| | | કુલ ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ માટે | ૧૦૦૦ |
| (૩) ટ્રેડીંગ એન્ડ મેન્યુફેકચરીંગ. | | | |
| ૯. સીંધ નેશનલ જરનલ્સ | એન. આણંદજી બેચર રામબાગ રોડ, કરાંચી | છાપવાનું વિગેરે | ૧૨૦ |
| ૧૦ જૈન પબ્લીશર્સ | ત્રીભોવનદાસ એન્ડ કુાં. હૉર્નબી રોડ, મુંબઇ. | ,, | ૫૦૦ |
| ૧૧ ઇસ્ટર્ન મેઇલ કુાં. | દીલ્હી. | ન્યુસપેપર છાપવાનું વિગેરે | ૧૦૦૦ |
| ૧૨. નેશનલ પેથેલોજીકલ લેબોરેટરીઝ | ગ્રેટ ઇન્ડીઆ ડેવેલપમેન્ટ કુાં. બંગાલ | લેબોરેટરીઓ કાઢવાનું વિગેરે | ૫૦૦ |
| ૧૩ બીહાર કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કર્સ | સીંહા એન્ડ સન્સ ચપ્રા એન્ડ પટના, બીહાર એન્ડ ઓરીસા | દવાઓ વિગેરે બનાવવાનું | ૫૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૪ સાઉથ આયર્ન વર્ક્સ | સરક્યુલર રોડ, લખનૌ, સંયુક્ત પ્રાંતો | લોઢાનો સામાન બનાવવાનું | ૫૦૦ |
| ૧૫ યંગ ઇન્ડસ્ટ્રીઝ | મીત્ર બેનરજી એન્ડ કું. બો બઝાર સ્ટ્રીટ, કલકત્તા | ઇજનેરીનું | ૨૦ |
| ૧૬ બ્રીટીશ આર્ક વેલ્ડીંગ કું. | સ્ટ્રેન્ડ રોડ કલકત્તા | વિજળીને લગતું | ૨૫૦ |
| ૧૭ એન્ડરસન ચેજર્સ એન્ડ વોર્ડ | ટી. કેમ્પબેલ શેજર્સ, મુંબઇ | ઇજનેરો અને કોન્ટ્રેક્ટરો | ૨૦૦ |
| ૧૮ બર્મા ફુટવેર | મર્ચન્ટ સ્ટ્રીટ, રંગુન | ચામડાનો સામાન બનાવવાનું | ૩૫૦ |
| ૧૯ નવસારી ઇલેક્ટ્રીક સપ્લાઈ કું. | અરદેશર મોદી એન્ડ કું. નવસારી | વિજળી પુરી પાડવાનું | ૫૦૦ |
| ૨૦ જમના એરેટીંગ પ્રોડક્ટસ | દીલ્હી | એરેટેડ વોટર બનાવવાનું | ૨૦ |
| ૨૧ યુનીવર્સલ એજન્સી એન્ડ ટ્રેડીંગ કું. | રણછોડલાલ અમૃતલાલ અમદાવાદ | એજન્સીને લગતું | ૧૫ |
| ૨૨ રાયપુર ટ્રેડીંગ કું. | સેરાજુદ્દીન એન્ડ કું. નોઆખાલી, બંગાલ | રૂ અને ઉનનું જ કાપડ વેચવાનું | ૨૫૦ |
| ૨૩ એસોશીએટેડ ટ્રેડર્સ | કલકત્તા | સામાન્ય વેપારીઓ | ૧૬ |
| ૨૪ આદમડીઘી ઇસ્લામીઆ ટ્રેડીંગ એન્ડ બેન્કીંગ કું. | એ. અલી. મોંડલ આદમડીઘી બોથા, બંગાલ | ,, | ૧૦૦ |
| ૨૫ એડ-ક્રાફ્ટસ | કલાઇવ બીલ્ડીંગ્ઝ કલકત્તા | જાહેર ખબરના કોન્ટ્રાકટરો | ૧૦૦ |
| ૨૬ કલર એન્ડ ડ્રગ કું. | એડવર્ડ બોયાસીસ, મુંબઇ | દવા અને રંગ વેચવાનું | ૨૦૦ |
| ૨૭ યુનાઇટેડ પ્રોવીન્સીઝ ટ્રેડીંગ કું. | કાછીના મોહાલ, કાનપુર | લાકડાનો વેપાર | ૫૦૦ |
| ૨૮ સ્વદેશી કોટન મેન્યુફેક્ચરીંગ કુંપની | ...... | સુતરાઉ કાપડ બનાવવાનું | ૧૦ |
| ૨૯ સીવીલ એન્ડ મીલીટરી એજન્સી | રાવલપીંડી પંજાબ | સામાન્ય વેપાર | ૫૦૦ |
| ૩૦ ગુરૂનાનક ખાલસા કોલેજ નેશનલ ઇન્ડસ્ટ્રીઅલ્સ કું. | ગુજરાનવાળા પંજાબ | ઉદ્યોગો કાઢવાનું | ૧૯૦ |
| ૩૧ બર્મા હાર્ડવેર સ્ટોર્સ | રંગુન | હાર્ડવેરનો વેપાર | ૧૫૦૦ |
| ૩૨ શ્રી રીખાબ દેવ પચભદ્ર સોલ્ટ ટ્રેડીંગ કું. | અજમેર | મીઠાનો વેપાર | ૨૭૦ |
| ૩૩ રીગેલ એન્ડ કું. | બેંગલોર | સામાન્ય વેપાર | ૩૦ |
| ૩૪ ઇન્ડીઅન કોકો એન્ડ ઇન્ડસ્ટ્રીઝ | ત્રાવણકોર | ચોકોલેટ અને કોકો બનાવવાનું | ૧૦૦ |
| | | કુલ ટ્રેડીંગ અને મેન્યુફેક્ચરીંગ ... | ૮૩૦૧ |

(૪) મીલો અને પ્રેસો.

| | | | |
|---|---|---|---|
| ૩૫ ભાગીરથી રાઇસ મીલ્સ | કે. એન. બિસ્વાસની કું. બરહામપુર બંગાળ | ચોખાની મીલ | ૧૦૦ |

(૫) ચા અને વાવેતર
કંપનીઓ.

| | | | |
|---|---|---|---|
| ૩૬ ઇન્ડીઅન એગ્રીકલ્ચર કું. | ચેટરજી બેનરજીની કું. કલકત્તા | ખેતીવાડીની પેદાશ ઉત્પન્ન કરી વેચવાનું | ૧૦૦ |

(૬) ખાણ અને પથ્થર માટે.

| | | | |
|---|---|---|---|
| ૩૭ ખાસ ઠલ્લેરા કૅલ કું. | શૉ વૅલેસ ઍન્ડ કું. કલકત્તા | ખાણને લગતું | ૫૦૦ |
| ૩૮ તાલચેર કોલ ફીલ્ડ | એફ. વીલીઅર્સ, કલકત્તા | ,, ,, | ૪૦૦૦ |
| | | કુલ ખાણ અને પથ્થર માટે ... | ૪૫૦૦ |

(૭) જમીન અને બાંધકામ માટે

| | | | |
|---|---|---|---|
| ૩૯ બર્મા ટ્રસ્ટ | રંગુન | જમીન મકાનો વેચાતાં લેવાનું વિગેરે | ૧૦૦ |

(૮) દારૂ બનાવવા માટે.

| | | | |
|---|---|---|---|
| ૪૦ ડાયર મીકીન ઍન્ડ કું. | પંજાબ | દારૂ બનાવવાનું | ૨૦૦૦ |

(૯) ખાંડ બનાવવા માટે.

| | | | |
|---|---|---|---|
| ૪૧ ઇન્ડસ્ટ્રીઅલ કોરપોરેશન. | બકુભાઇ અંબાલાલની કું. મુંબઇ. | ખાંડ બનાવવાનું | ૩૦૦૦ |

(૧૦) હોટલો, થીએટરો વિગેરે

| | | | |
|---|---|---|---|
| ૪૨ એક્ષેલ્મીઅર થીએટર | ટયુટી કોર્ન, મદ્રાસ | સીનીમા માટે | ૨૫ |
| ૪૩ શ્રી મીનાક્ષી સીનેમા કું. | મદુરા, મદ્રાસ | ,, | ૩૦ |
| | | | ૫૫ |

સરવાળો. ૨૪૬૦૬

૧૯૨૧ ના નવેમ્બર માસમાં નીચેની કંપનીઓ ફડચામાં ગએલ છે અથવા બંધ પડેલ છે:—

| નં. | વર્ગ તથા નામ. | રજીસ્ટર થયાની તારીખ. | થાપણ. સત્તાધારી. | ભરાએલી. | પગાર થએલી. | ફડચામાં ગયાની અથવા બંધ થયાની તારીખ. |
|---|---|---|---|---|---|---|
| | (૧) બેન્કીંગ, અને ધીરધાર અને વીમા માટે. | | | | | |
| ૧ | હિન્દુ મહાજન સહાયનિધિ મદ્રાસ | ૨૧-૧૧-૧૯૦૫ | ૪૦૦૦૦ | ૮૨૫૦ | ૩૮૬૫ | ૧-૧૧-૨૧ |
| | (૨) ટ્રાન્ઝીટ અને ટ્રાન્સ્પોર્ટ. | | | | | |
| ૨ | સુબ્રામનીઅમ મોટર કું મદ્રાસ | ૧૨—૨-૨૦ | ૫૦૦૦૦ | ૧૩૦૬૦ | ૧૩૦૬૦ | ૫-૧૧-૨૧ |
| ૩. | મેસોપોટેમીઆ મોટર્સ, મુંબઇ | ૧૯—૩-૨૦ | ૫૦૦૦૦ | ૧૦૦૦ | ૧૦૦૦ | ૨૩ ૧૧-૨૧ |

### (૩) ટ્રેડીંગ એન્ડ મેન્યુફેક્ચરીંગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪. સન્સ ઓફ ઇન્ડીઆ, મદ્રાસ. | ૧૧—૯-૧૭ | ૧૦૦૦૦૦ | ૧૭૭૨૦ | ૧૪૧૯૪ | ૨-૧૧-૨૧ |
| ૫. કે. નૈના મહમદ મારાકાયાર કું. મદ્રાસ | ૨૧—૫-૨૦ | ૨૫૦૦૦ | ...... | ...... | નવે. ૧૯૨૧ |
| ૬. ફીનીક્ષ મેન્યુફેક્ચરીંગ કું. મદ્રાસ | ૧૬—૩-૨૦ | ૨૦૦૦૦૦૦ | ...... | ...... | ૧-૧૧-૨૧ |
| ૭. નેશનલ ટેનરી કું. વડોદરા | ૨૪—૧-૨૦ | ૨૬૦૦૦૦ | ૧૩૨૩૪૫ | ૨૦૮૪૬ | ૭-૧૧-૨૧ |
| ૮. ઇન્ડીઅન રૂરલ ટ્રેડીંગ કું. બંગાળ | ૨૨—૪-૧૯ | ૧૦૦૦૦૦ | ...... | ...... | ૧૨-૧૧-૨૧ |
| ૯. ઇન્ડીઅન કેનીંગ કું. મદ્રાસ | ૧૫-૧૨-૧૯ | ૭૫૦૦૦૦ | ........ | ........ | ૨૨-૧૧-૨૧ |
| ૧૦. વેર્બીંગ મેન્યુફેક્ચરીંગ કું. મદ્રાસ. | ૯—૧-૧૯ | ૧૦૦૦૦૦ | ૧૦૦૦૦૦ | ૫૬૮૧૦ | ૨૫-૧૧-૨૧ |
| ૧૧. ઇન્દોર ટ્રેડીંગ કું. મુંબઇ. | ૩-૧૦-૧૯ | ૧૨૫૦૦૦૦ | ...... | ....... | ૨૩-૧૧-૨૧ |
| ૧૨. ગુજરાત ડેરી કું. ,, | ૨૫—૫-૧૮ | ૫૦૦૦૦ | ૪૫૯૦૦ | ૪૧૭૯૦ | ૨૮-૧૧-૨૧ |

### (૪) મીલો અને પ્રેસો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩. મહમદપુરા કોટનજીન એન્ડ પ્રેસ કું. | ૪-૧૦-૧૮૮૪ | ૧૬૦૦૦૦ | ૧૬૦૦૦૦ | ૧૬૦૦૦૦ | ૨૮-૧૧-૨૧ |
| ૧૪. જમાલ્સ કોટન એન્ડ પ્રોડ્યુસ કું. બર્મા. | ૨૮—૧-૦૯ | ૩૦૦૦૦૦૦ | ૧૮૦૦૦૦૦ | ૧૮૦૦૦૦૦ | ૯-૧૧-૨૧ |
| ૧૫ ગાયકવાડ પેપર મેન્યુફેક્ચરીંગ કું. મુંબઇ. | ૭-૧૨-૧૮૮૫ | ૩૦૦૦૦૦ | ૩૫૨૨૫ | ૩૧૪૦૫ | ૧૩-૧૧-૨૧ |

### [૫] ચા અને વાવેતર કંપનીઓ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬. પાથુ ચાઉંગ રબર કું. બર્મા. | ૧—૮-૧૯૧૧ | ૩૩૦૦૦૦ | ૨૫૫૪૪૦ | ૨૫૪૯૪૦ | ૯-૧૧-૨૧ |
| ૧૭. બર્મા ફાઇબર કું. બર્મા. | ૭—૧-૧૧ | ૫૦૦૦૦૦ | ૧૫૦૦૬૦ | ૧૫૦૦૬૦ | ૮-૧૧-૨૧ |

### [૬] ખાણુ અને પત્થર માટે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૮. લોયાબાદ કોક મેન્યુફેક્ચરીંગ કું. બંગાળ. | ૨૬-૬-૧૫ | ૬૦૦૦૦૦ | ૨૨૫૦૦૦ | ૨૨૫૦૦૦ | ૯-૧૧-૨૧ |

### [૭] જમીન તથા બંધકામ માટે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯. ખાપોલી લેન્ડ કું. મુંબઇ. | ૮—૭-૧૯ | ૧૨૦૦૦૦૦ | ૪૦૦૦૦૦ | ૩૦૦૦૦૦ | ૩-૧૧-૨૧ |
| ૨૦. ડેમેન્ડાઇન હલાઉિંગ કું. બર્મા. | ૨૮—૯-૦૫ | ૧૦૦૦૦૦૦ | ૧૦૦૦૦૦૦ | ૧૦૦૦૦૦૦ | ૨-૧૧-૨૧ |
| | સરવાળો. | ૧૨૬૧૫૦૦૦ | ૪૩૪૪૦૦૦ | ૪૦૭૨૯૭૦ | |
| દેશ ભક્ત, મદ્રાસ. | ૨૨—૩-૧૮ | ૫૦૦૦૦ | ૬૬૯૦ | ૨૯૫૧ | ૧૯-૧૦-૨૧ |
| બેન્ક ઓફ એશીઆ, પંજાબ. | ૨—૯-૧૨ | ૨૫૦૦૦૦૦ | ૪૬૫૪૫૦ | ૩૨૦૯૯ | ૩૧-૧૦-૨૧ |
| અપર ઇન્ડીઆ રીઅલ એસ્ટેટ કું. | ૧૬—૬-૦૮ | ૫૦૦૦૦૦ | ૩૭૦૦ | ૧૭૦૦ | ૩૧-૧૦-૨૧ |

# સેવીંગ બેંકોમાં વ્યાજ કેમ ગણાય છે?

મુંબઇની જાણીતી બેંકોમાં તેમજ પોસ્ટ ઓફીસમાં તમારા સેવીંગ બેંક ખાતામાં ૪ કે ૪ા ટકાનું વ્યાજ આપવામાં આવે છે, તે તો તમે જાણો છો, પણ આ વ્યાજ તમારી બાકી રકમ પર કેમ ગણવામાં આવે છે ?

હરેક સેવીંગ બેંક એકાઉન્ટોમાં રોજની બાકી પર નહિ પણ આખા મહિનામાં જે ઓછામાં ઓછી બાલાંસ રહેલી હોય તેપર આખા મહીનાનું વ્યાજ ગણાય છે.




ધી સેંટ્રલ બેંક ઓફ ઇન્ડીયાના સેવીંગ બેંક ખાતાઓમાં ૪ ટકાનું વ્યાજ રોજની બાકી પર ગણવામાં આવે છે.

# આ બે રીતો વચ્ચેનો ફરક જાણવા જોગ છે.

ધારો કે તારીખ ૧ લી માર્ચે તમારા સેવીંગ બેંક ખાતામાં રૂપ્યા ૨૦૦૦) જમે છે. તારીખ ૧૦ મીએ તમો બીજા ૨૦૦૦) જમે કરાવ્યા એટલે બેલંસ રૂપ્યા ૪૦૦૦ થયા તારીખ ૨૫ મીએ તમોએ રૂ ૩૦૦૦) પાછા ખેંચ્યા ને બાકી રૂપ્યા ૧૦૦૦) રહયા.

બીજી બેંકોના સેવીંગ બેંકના ખાતાંમાં આખા મહિનાનું વ્યાજ રૂપ્યા ૧૦૦૦) પર ગણાશે એટલે ૪ ટકા લેખે તે રૂ. ૩-૫-૪ અને ૪ા ટકા લેખે રૂ. ૩-૧૨-૧ થશે.

હમારી સ્કીમના સેવીંગ બેંક ખાતાંમાં રોજની બાકી ઉપર વ્યાજ ગણતાં ૪) ટકા લેખે તમારા માહનાનાં વ્યાજના રૂપ્યા ૯-૩-૩ ગણાશે

હમારી હોમ સેવીંગ બેંકની યોજના તથા સેવીંગ બેંકના ખાતાઓ કેટલા ફાયદાકારક ધોરણપર રચવામા આવ્યા છે, તે ઉપલા દાખલાપરથી માલમ પડશે, વધુ માટે બેંકમાં મળો.

સો. ન. પોચખાનાવાલા.

# વેપારી આંકડા.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | | અકટોબર માસમાં 1921 હજાર યાર્ડ | અકટોબર માસમાં 1920 હજાર યાર્ડ. | એપ્રીલ થી અકટોબર સુધી 1921 હજાર યાર્ડ | એપ્રીલ થી અકટોબર સુધી 1920 હજાર યાર્ડ. |
|---|---|---|---|---|---|
| કોરા તથા ધોયેલાં કાપડની | પેદાશ ... | ૧૦૫૯૦૫ | ૯૩૭૯૨ | ૭૬૩૯૨૩ | ૬૫૩૨૭૫ |
| ” ” | આયાત... | ૯૯૯૧૧ | ૭૪૯૯૫ | ૫૨૦૦૩૦ | ૬૨૩૪૬૮ |
| રંગીન કાપડ ” | પેદાશ ... | ૪૫૨૮૦ | ૪૧૫૨૭ | ૨૮૦૮૮૧ | ૨૭૯૭૫૨ |
| ” ” | આયાત ... | ૧૨૮૫૬ | ૪૭૮૫૦ | ૭૫૦૪૭ | ૩૦૧૮૨૦ |

## કાપડની પેદાશ. (અકટોબર માસમાં.)

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૦ | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૧ | લાખ રતલ. ૧૯૨૦ | લાખ રતલ. ૧૯૨૧ | લાખ વાર. ૧૯૨૦ | લાખ વાર. ૧૯૨૧ |
|---|---|---|---|---|---|---|
| મુંબઇ ... ... | ૪૬૨ | ૪૬૨ | ૨૫૪ | ૨૯૬ | ૧૧૨૭ | ૧૨૮૫ |
| મદ્રાસ ... ... | ૧૭ | ૯ | ૧૦ | ૬ | ૩૧ | ૨૦ |
| બંગાલ... .. | ૮ | ૪ | ૪ | ૩ | ૨૦ | ૧૫ |
| સંયુકત પ્રાંતો ... | ૧૪ | ૧૩ | ૧૯ | ૯ | ૨૯ | ૩૧ |
| મધ્ય પ્રાંતો ... | ૨૫ | ૨૫ | ૧૪ | ૧૬ | ૫૪ | ૬૨ |
| દેશી રાજ્યો ... | ૧૮ | ૨૧ | ૨૩ | ૨૪ | ૮૨ | ૮૫ |
| કુલ ... | ૫૫૦ | ૫૪૨ | ૩૧૮ | ૩૫૮ | ૧૩૫૩ | ૧૫૧૧ |

## એપ્રીલથી અકટોબર માસ સુધી.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૦ | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૧ | લાખ રતલ. ૧૯૨૦ | લાખ રતલ. ૧૯૨૧ | લાખ વાર. ૧૯૨૦ | લાખ વાર. ૧૯૨૧ |
|---|---|---|---|---|---|---|
| મુંબાઈ ... ... | ૩૧૦૮ | ૩૧૧૨ | ૧૭૧૭ | ૧૯૯૧ | ૭૭૦૧ | ૮૮૯૪ |
| મદ્રાસ ... ... | ૧૪૭ | ૮૮ | ૮૬ | ૫૫ | ૨૬૪ | ૧૭૭ |
| બંગાલ ... ... | ૫૨ | ૪૨ | ૨૮ | ૨૭ | ૧૩૩ | ૧૩૦ |
| સંયુક્ત પ્રાંતો ... | ૯૩ | ૯૦ | ૫૭ | ૬૪ | ૧૯૧ | ૨૨૨ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૧૫૫ | ૧૪૬ | ૮૭ | ૯૫ | ૩૪૧ | ૩૬૩ |
| દેશી રાજ્યો ... | ૧૫૦ | ૧૪૨ | ૧૬૩ | ૧૬૫ | ૬૪૩ | ૫૯૯ |
| કુલ ... ... | ૩૭૩૮ | ૩૬૪૮ | ૨૧૫૬ | ૨૪૧૭ | ૯૩૩૦ | ૧૦૪૩૯ |

## હિંદમાં સુતરની નંબરવાર પેદાશ, તથા આયાતની સરખામણી.

હજાર રતલ.

| નંબર | ઓકટોમ્બર માસમાં ૧૯૨૧ પેદાશ | ૧૯૨૧ આયાત | ૧૯૨૦ પેદાસ | ૧૯૨૦ આયાત | એપ્રીલથી ઓકટોમ્બર સુધી ૧૯૨૧ પેદાશ | ૧૯૨૧ આયાત | ૧૯૨૦ પેદાસ | ૧૯૨૦ આયાત. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ થી ૨૫ | ૫૦૯૯૯ | ૪૭૬ | ૪૯૦૦૮ | ૧૨૧૭ | ૩૫૯૪૮૨ | ૨૩૯૭ | ૩૩૫૨૮૮ | ૪૬૫૧ |
| ૨૬ થી ૪૦ | ૫૨૯૪ | ૨૫૪૯ | ૫૮૭૬ | ૩૮૦૪ | ૪૧૩૧૨ | ૧૬૦૧૬ | ૩૬૫૮૮ | ૧૬૨૧૭ |
| અને ઉપરાંત | ૧૯૫ | ૧૦૫૦ | ૧૫૩ | ૩૧૨ | ૧૪૯૦ | ૪૬૭૬ | ૧૧૦૩ | ૩૦૭૭ |

## સુતરની પ્રાંતવાર પેદાશ ( લાખ રતલ. )

| | ઑકટોમ્બર માસમાં | | એપ્રીલથી ઑકટોમ્બર સુધી | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| મુંબઇ. ... ... | ૩૯૬ | ૪૦૨ | ૨૬૮૧ | ૨૯૦૨ |
| મદ્રાસ. ... ... | ૩૪ | ૩૩ | ૨૪૧ | ૨૩૩ |
| બંગાલ ... ... | ૨૧ | ૨૫ | ૧૮૮ | ૧૯૪ |
| સંયુક્ત પ્રાંતો. ... ... | ૩૧ | ૩૪ | ૨૦૨ | ૨૩૦ |
| અજમેર-મેવાડ ... | ૧ | ૨ | ૧૦ | ૧૫ |
| પંજાબ. ... ... | ૨ | ૨ | ૧૫ | ૧૮ |
| દીલ્હી. ... ... | ૩ | ૨ | ૨૧ | ૧૪ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. ... | ૨૬ | ૨૭ | ૧૭૭ | ૧૯૧ |
| દેશી રાજ્યો. ... | ૩૧ | ૩૩ | ૨૨૨ | ૨૨૫ |
| કુલ. ... | ૫૫૧ | ૫૬૫ | ૩૭૬૧ | ૪૦૨૫ |

## પોર્ટ ટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબઇનાં પોર્ટ ટ્રસ્ટની વખારોમાં ગયા નવેમ્બર માસ દરમ્યાન પડેલા માલની વીગતઃ ગઇ તા. ૧૮-૧-૨૨ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છે:—

| માલની જાત. | તા. ૧-૧૧-૨૧ ને દિને સ્ટોક. | નવેમ્બરમાં થયલી ડીલીવરી. | તા. ૧-૧૨-૨૧ ને દિને સ્ટોક | તા ૧-૧૨-૨૦ ને દીને સ્ટોક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી ... | ૨૧૮૮૪ | ૩૨૬૭ | ૨૦૧૮૮ | ૩૨૪૫૬ |
| ,, ,, પેટી ... | ૩૨૨૪૮ | ૩૦૩૪ | ૩૦૯૭૯ | ૩૨૦૬૫ |
| રેશમ તથા ઉનની પીસગુડ્ઝ ગાંસડી | ૧૩૫૦ | ૫૮ | ૪૨૯૭ | ૧૩૦૩ |
| ,, ,, પેટી ... | ૩૬૬૮ | ૨૦૭ | ૩૫૩૬ | ૨૬૮૩ |
| સુતરાઉ ટવીસ્ટ તથા યાર્ન પેકેજીઝ | ૭૭૦૯ | ૧૯૮૭ | ૮૪૩૬ | ૯૮૦૮ |
| રેશમ તથા ઉનના ,, ,, | ૧૫૪૨ | ૩૩૫ | ૧૪૧૨ | ૨૮૭૭ |
| ત્રાંબુ—ટન ... ... | ૧૧૬૬ | ૧૬૫ | ૧૦૪૧ | ૨૨૧૮ |
| પીતળ—ટન ... ... | ૧૦૫૧ | ૧૪૩ | ૧૧૯૬ | ૨૧૭૦ |

## હિંદુસ્તાનનો પરદેશ સાથેનો વેપાર ( ડીસેમ્બર માસમાં )

| | ( લાખ રૂપીયા. ) આયાત. | | ( લાખ રૂપીયા ) નીકાશ. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૪૦૨ | ૫૫૯ | ૬૦ | ૧૮ |
| કાચો માલ ... ... | ૧૨૬ | ૧૫૨ | ૧૦ | ૧૧ |
| બનેલો માલ ... ... | ૩૫૫૭ | ૧૫૪૯ | ૮૫ | ૬૩ |
| પરચુટણ ... ... | ૭૬ | ૫૪ | ૩ | ૪ |
| કુલ ... ... | ૩૧૬૨ | ૨૩૧૬ | ૧૬૦ | ૯૮ |

## એપ્રીલથી ડીસેમ્બર સુધી.

| | ( લાખ રૂપીયા. ) આયાત | | (લાખ રૂપીયા.) નીકાશ. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| ખોરાક તંબાકુ વગેરે. ... | ૨૮૬૮ | ૩૬૩૭ | ૬૮૨ | ૨૦૩ |
| કાચો માલ. ... ... | ૧૨૧૮ | ૧૬૨૭ | ૧૯૪ | ૧૩૯ |
| બનેલો માલ. ... ... | ૨૦૮૦૮ | ૧૪૧૭૦ | ૫૮૨ | ૬૨૭ |
| પરચુટણ ... ... | ૫૬૯ | ૨૯૯ | ૪૭ | ૨૩ |
| કુલ. ... ... | ૨૫૪૬૫ | ૧૯૭૩૪ | ૧૫૦૬ | ૧૦૦૩ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

## ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ઓકટોબર મહિનામાં શેરડીની ખાંડની નીચે પ્રમાણે આયાત થઇ હતી:—

| | ઓકટોબર માસમાં | |
|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | હજાર ટન | |
| બંગાળ | ૯ | ૫૬ |
| મુંબઇ | ૧૬ | ૨૬ |
| સિંધ | ૧૨ | ૨૪ |
| મદ્રાસ | ૧ | ૩ |
| બર્મા | ૧ | ૨ |
| કુલ | ૪૧ | ૧૧૨ |

| | એપ્રીલથી ઓકટોબર | |
|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | ટન | |
| યુનાઇટેડ કીંગ્ડમ | ૧૪ | ૮૭ |
| સ્ટેટ સંસ્થાનો | ૪૮૫૫ | ૪૫૯૨ |
| જાવા | ૯૩૧૬૯ | ૩૪૫૪૪૯ |
| ચીન | ૪૦૧૩ | ૨૯૪૦ |
| જાપાન | ૧૦૦ | ૪૫૦ |
| ઇજીપ્ત | ૩૬૯૩ | ૬૦ |
| મોરીશસ | ૮૮૯૩ | ૧૩૬૮૩ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૩૯ | ૯૯૭ |
| બીજા દેશો | ૩ | ૧૭૮૦ |
| કુલ | ૧૧૫૮૨૩ | ૩૭૪૯૦૩ |

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૨૧ ના ઓકટોબર મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું:—

| જાત નંબર. | બંગાળ. | મુંબઇ. | સિંધ. | મદ્રાસ. | બર્મા. | કુલ |
|---|---|---|---|---|---|---|
| | રતલ. | રતલ. | રતલ. | રતલ. | રતલ. | રતલ. |
| ગ્રે ૩૧ થી ૪૦ | ૩૭૩૭૦૮ | ૮૧૨૪૩૧ | ......... | ૧૯૦૫૦૦ | ૧૬૦૦૦ | ૧૩૯૨૬૩૯ |
| ,, ૪૧ થી ૫૦ | ૨૫૪૭૧ | ૨૨૨૫૩૮ | ......... | ૫૭૭૫૦ | ......... | ૩૦૫૭[illegible] |
| ,, ૫૦ થીઉપર | ૧૯૬૩૨૮ | ૨૬૫૯૮૮ | ......... | ૧૯૦૫૦૦ | ......... | ૬૫૨૮૧૬ |
| રંગીન ૩૧ થી ૪૦ | ૧૯૦૨૫૩ | ૧૪૩૪૩૫ | ૧૦૨૧૪૨ | ૪૨૯૭૯૯ | ......... | ૮૬૫૬૨૯ |
| ,, ૪૧ થી ૫૦ | ૪૦૦૦ | ૩૨૪૦૦ | ......... | ...... | ......... | ૩૬૪૦૦ |
| ,, ૫૦ થીઉપર | ......... | ૨૦૦૦ | ......... | ૫૮૨૦૦ | ......... | ૬૦૨૦૦ |
| ટોટલ. | ૭૮૯૭૬૦ | ૧૪૭૮૭૯૨ | ૧૦૨૧૪૨ | ૯૨૬૭૪૯ | ૧૬૦૦૦ | ૩૩૧૩૪૪૩ |

# હિંદુસ્તાનનો દરિયાઇ વેપાર.

ઇ૦ સ૦ ૧૯૨૧ ના નવેમ્બર માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતીઃ—

| આયાત. | નવેમ્બર. ૧૯૨૦ | ૧૯૨૧ | એપ્રીલથી નવેમ્બર સુધી. ૧૯૨૦ | ૧૯૨૧ |
|---|---|---|---|---|
| | રૂ. ૧૦૦૦ | | રૂ. (૧૦૦૦) | |
| જીવતાં જનાવરો ... .... ... | ૧૬૭ | ૨૦૦ | ૨૬૦૩ | ૭૧૪ |
| દારૂગોળો હથીયાર વિગેરે ... | ૬૫૫ | ૫૬૧ | ૩૫૬૯ | ૪૭૭૮ |
| બૉબીન ... ... ... | ૩૭૮ | ૧૧૩૮ | ૨૮૧૮ | ૮૮૮૦ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે ... | ૬૪૨ | ૪૧૮ | ૪૦૭૫ | ૩૯૦૭ |
| બુટસ અને શુઝ ... ... ... | ૯૬૨ | ૧૫૫ | ૬૪૧૧ | ૯૦૬ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૨૦૭૪ | ૧૪૧૭ | ૧૪૮૪૦ | ૧૩૬૩૮ |
| મીણબત્તી ... ... ... | ૨૦ | ૧૧ | ૭૦૨ | ૭૫ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... | ૪૪૬ | ૨૧૩ | ૩૫૩૫ | ૪૭૩૯ |
| રસાયણિક પદાર્થો ... ... ... | ૨૨૧૪ | ૧૬૬૩ | ૧૭૦૦૮ | ૧૨૯૫૪ |
| ઘડીયાળો ... ... ... | ૭૯૪ | ૯૦ | ૩૩૧૯ | ૧૬૩૦ |
| કોલસા ... ... ... | ૧૧૫ | ૮૪૪૮ | ૮૪૩ | ૩૪૨૦૮ |
| કૉફી ... ... ... ... | ૧૫૪ | ૩૩૮ | ૧૧૦૦ | ૫૪૭ |
| કાથો (સીંદરા) ... ... ... | ૨ | ૨ | ૧૬ | ૧૫ |
| દોરડાં ... ... ... ... | ૧૨૯ | ૭૨ | ૧૦૨૦ | ૭૫૨ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર) ... | ૫૯૯ | ૧૧૫ | ૩૬૮૦ | ૧૧૧૯ |
| સાઇકલો ... ... ... | ૧૧૬૨ | ૧૧૫ | ૭૩૮૪ | ૯૯૭ |
| કપુર ... ... ... | ૧૧૧ | ૩૧૧ | ૨૦૬૬ | ૧૭૨૮ |
| બીજી જાતની મળી કુલ દવા ... | ૧૫૯૧ | ૧૫૪૭ | ૧૫૩૨૧ | ૧૦૧૩૭ |
| લુગડાં વગેરે રંગવાની ચીજો ... | ૨૪૫૮ | ૨૦૯૬ | ૧૮૯૧૭ | ૧૮૭૦૭ |
| માટીની ચીજો તથા ચીની કામ ... | ૯૮૭ | ૬૮૬ | ૫૭૬૭ | ૪૭૧૫ |
| ફટાકડા ... ... ... | ૧૦૦ | ૩૫ | ૧૧૯૭ | ૧૧૧૦ |
| ફરનીચર ... ... ... | ૬૩૭ | ૩૫૬ | ૩૧૩૦ | ૧૭૨૬ |
| કાચનો સામાન ... ... ... | ૨૩૫૪ | ૧૮૫૮ | ૨૪૧૫૬ | ૧૪૯૯૯ |
| ચોખા ... ... ... | ૧ | ૧૦ | ૧૧ | ૪૧ |
| ઘઉં ... ... ... | ... | ૧૫૪૫૭ | ... | ૨૦૬૮૬ |
| ઘઉંનો લોટ ... ... ... | ... | ૧૪૧ | ૧૯ | ૧૭૧ |
| ધુપ ... ... ... | ૩૭ | ૩૦ | ૮૦ | ૧૪૦ |
| હાર્ડવેર ... ... ... | ૮૯૪૯ | ૪૬૩૩ | ૫૪૭૩૯ | ૪૧૮૯૨ |
| ચામડાં બિન કેળવાયલાં ... ... | ૫૯ | ૭૮ | ૭૬૧ | ૬૮૨ |
| ઇલિકટ્રીસીટીને લગતાં હથીઆરો ... | ૩૬૦૬ | ૨૮૪૬ | ૨૦૨૪૦ | ૩૧૬૪૨ |
| સંગીતના વિગેરેને મળી કુલ હથીઆરો | ૫૦૨૪ | ૩૫૫૧ | ૨૯૪૩૭ | ૨૯૩૯૪ |
| હાથીદાંત ... ... ... | ૧૦૫ | ૪૪૩ | ૧૫૭૯ | ૩૦૭૪ |
| ઝવેરાત ... ... ... | ૩૫૨ | ૧૨૯ | ૧૭૭૮ | ૭૩૬ |

| ચીજનું નામ. | નોવેમ્બર માસમાં | | એપ્રીલથી નોવેમ્બર સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | રૂ. ૧૦૦૦ | | રૂ. (૧૦૦૦) | |
| કેળવાએલાં ચામડાં... ... | ૧૨૩૭ | ૫૪૦ | ૮૫૯૩ | ૪૪૨૦ |
| દારૂ ... ... ... | ૪૪૫૮ | ૨૫૭૬ | ૩૦૬૭૦ | ૨૫૩૩૪ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૨૨૬૯૧ | ૨૭૪૫૭ | ૧૧૧૯૭૯ | ૨૨૧૪૪૬ |
| દીવાસળી ... ... ... | ૯૮૦ | ૨૪૨૯ | ૧૩૯૦૮ | ૧૨૦૬૧ |
| પીત્તળ કાંસુ વગેરે ... ... | ૩૧૫૪ | ૨૩૬૭ | ૩૪૫૦૯ | ૭૪૧૩ |
| ત્રાંબુ ... ... ... | ૩૯૩૭ | ૧૧૦૫ | ૨૨૨૭૯ | ૫૨૨૬ |
| લોઢું ... ... | ૬૭૬ | ૯૧૨ | ૬૮૭૭ | ૪૦૪૧ |
| લોઢું અથવા સ્ટીલ... ... | ૨૨૯૨૩ | ૧૪૭૬૩ | ૧૪૬૭૯૯ | ૧૧૦૧૯૫ |
| સ્ટીલ ... ... ... | ૪૮૯૫ | ૨૩૦૨ | ૪૪૦૬૬ | ૨૪૫૬૧ |
| સીસું ... ... ... | ૨૧૦ | ૯૭ | ૧૫૨૫ | ૧૦૩૦ |
| મોટર ગાડીઓ અને સાઈકલો | ૧૭૦૨૧ | ૨૫૨૪ | ૭૮૦૪૯ | ૧૭૩૦૫ |
| કેરોસીન તેલ ... ... | ૧૭૬૧ | ૩૮૧૦ | ૩૦૨૫૬ | ૨૦૫૦૫ |
| અળસીનું તેલ ... ... | ૮૮ | ૮૦ | ૧૨૦૨ | ૬૬૦ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ | ૫૫૦૬ | ૫૧૦૦ | ૫૬૮૮૫ | ૪૯૮૬૪ |
| રંગ રોગાન વિગેરે ... | ૧૯૪૩ | ૮૯૭ | ૧૨૯૮૯ | ૮૧૪૧ |
| કાગળો ... ... ... | ૧૦૫૫૫ | ૧૭૫૫ | ૪૮૧૮૩ | ૧૬૧૯૨ |
| રેલ્વે ગાડાંઓ તથા બીજો સામાન | ૮૧૮૯ | ૧૫૯૩૫ | ૬૭૧૩૫ | ૧૩૧૪૭૩ |
| રબર ... ... ... | ૩૨૬૩ | ૧૫૩૨ | ૧૯૦૮૩ | ૮૦૫૮ |
| મીઠું ... ... ... | ૨૬૧૭ | ૨૪૪૧ | ૧૭૦૬૫ | ૧૦૯૨૧ |
| સાબુ ... ... ... | ૮૫૨ | ૧૦૩૫ | ૧૧૬૨૨ | ૫૧૨૨ |
| સોપારી ... ... ... | ૧૨૭૩ | ૧૯૦૫ | ૧૦૨૫૩ | ૧૦૦૯૫ |
| તેજાનો કુલ ... ... | ૧૬૨૨ | ૨૨૫૪ | ૧૨૨૭૭ | ૧૩૬૯૨ |
| સ્ટેશનરી ... ... ... | ૨૦૪૧ | ૬૯૭ | ૧૧૮૬૪ | ૬૪૮૩ |
| ખાંડ ... ... ... | ૨૨૧૬૪ | ૩૦૨૭૦ | ૧૧૫૫૧૧ | ૧૯૪૪૬૮ |
| રૂ ... ... ... | ૧૪૬૨ | ૪૨૦૭ | ૬૫૮૬ | ૨૭૦૮૪ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૧૪૨૬૪ | ૧૪૧૬૧ | ૯૯૮૯૮ | ૭૦૬૬૯ |
| સુતરાઉ હોઝીયરી ... ... | ૧૮૧૧ | ૬૫૦ | ૧૫૪૦૦ | ૪૮૨૫ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... | ૨૦૨૯૭ | ૨૪૨૭૮ | ૧૮૪૪૧૭ | ૧૬૪૯૪૧ |
| ધોયલાં પીસ ગુડઝ... ... | ૧૬૭૫૮ | ૧૭૮૮૬ | ૧૭૦૭૦૮ | ૭૫૯૯૨ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ | ૩૧૭૪૭ | ૭૧૩૭ | ૨૫૦૭૫૧ | ૪૯૪૭૨ |
| શીવવાના દોરા ... ... | ૭૩૨ | ૬૨૪ | ૫૯૦૧ | ૪૨૮૬ |
| સુતરાઉ માલ એકંદર ... | ૮૯૯૧૨ | ૭૦૨૩૭ | ૭૫૪૮૦૫ | ૪૦૬૧૫૭ |
| રેશમ કાચું ... ... | ૭૦૧ | ૮૪૫ | ૧૨૧૪૯ | ૯૭૯૦ |
| રેશમના પીસ ગુડઝ... ... | ૪૦૨૨ | ૧૩૮૧ | ૨૭૯૪૩ | ૧૮૧૬[illegible] |
| કાચું ઉન ... ... | ૬૬ | ૫૬ | ૪૨૨ | ૭૧૯ |
| ઉનની હોઝીઅરી ... ... | ૪૧૮ | ૮૭ | ૨૧૪૨ | ૩[illegible] |
| ઉનના પીસ ગુડઝ ... ... | ૪૪૩૪ | ૬૩૯ | ૩૫૧૮૩ | ૬૦૮[illegible] |

મેટેલીક શીલીંગથી બીહડાગનો ઓરડો થોભે છે.

| ચીજનું નામ. | નવેમ્બર માસમાં ૧૯૨૦ | નવેમ્બર માસમાં ૧૯૨૧ | એપ્રીલથી નવેમ્બર સુધી ૧૯૨૦ | એપ્રીલથી નવેમ્બર સુધી ૧૯૨૧ |
|---|---|---|---|---|
| | (રૂ. | ૧૦૦૦) | રૂ. | (૧૦૦૦) |
| વંબાકુ ... ... ... | ૨૭૯૩ | ૨૦૭૧ | ૨૨૬૬૮ | ૮૭૬૫ |
| ચમકડાં. ... ... ... | ૬૧૨ | ૩૧૬ | ૪૨૬૭ | ૨૩૯૯ |
| છત્રીઓ ... ... ... | ૧૧૭ | ૧૧ | ૧૨૧૭ | ૧૦૫૫ |
| છત્રીઓનો સામાન ... ... ... | ૧૫૪ | ૮૮ | ૧૫૩૦ | ૧૧૮૯ |
| લાકડાં ... ... ... ... | ૯૦ | ૮ | ૩૫૧ | ૧૧૫ |
| કુલ આયાત | ૩૧૬૩૩૧ | ૨૬૪૦૦૩ | ૨૨૩૦૨૩૯ | ૧૭૪૨૨૦૮ |
| **ચીજનું નામ.** | | નીકાશ. | | |
| જીવતાં જનાવરો ... ... | ૨૪૪ | ૧૮૨ | ૨૩૩૦ | ૨૦૮૨ |
| મીણબત્તી ... ... ... | ૧૦૯ | ૧૪૦ | ૧૫૧૯ | ૮૫૪ |
| સોલ્ટ પીટર ... ... ... | ૨૯૨ | ૪૫૭ | ૫૧૩૩ | ૨૮૮૦ |
| કોલસા ... ... ... ... | ૧૨૬૭ | ૮૬ | ૧૧૫૨૧ | ૧૩૬૨ |
| કૉફી ... ... ... ... | ૫૯૧ | ૩૯ | ૮૩૮૪ | ૯૦૫૧ |
| કાથો, (સીંદરી) ... ... | ૧૪૭૮ | ૧૭૬ | ૭૫૮૯ | ૪૯૪૮ |
| દોરડાં ... ... ... ... | ૩૪૫ | ૨૦૧ | ૨૬૫૧ | ૧૯૮૮ |
| દવાઓ ... ... ... ... | ૬૧ | ૭૧ | ૬૧૫ | ૪૧૪ |
| ગળી ... ... ... ... | ૨૦૦ | ૨૭૫ | ૨૦૬૦ | ૩૫૨૭ |
| ચરડાં બેડાં ... ... ... | ૨૫૪ | ૫૮૬ | ૨૯૩૧ | ૩૭૦૧ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજો કુલ | ૬૫૩ | ૧૧૧૨ | ૭૧૨૦ | ૮૭૬૬ |
| બ્રસ કરવા માટે રેસા ... ... | ૩૧ | ૧૩૨ | ૭૯૭ | ૮૦૬ |
| ફળ ને શાક ... ... ... | ૩૬૨ | ૪૦૧ | ૩૭૮૩ | ૩૭૬૬ |
| ડાંગર ... ... ... | ... | ... | ૯૩૬ | ૧૬૯૫ |
| ચોખા ... ... ... | ૯૯૭૪ | ૫૭૬૯ | ૧૨૩૫૪૭ | ૨૫૭૧૫૦ |
| ઘઉં ... ... ... | ૧૫૯૪ | ૧૧૪ | ૨૮૪૩ | ૧૪૩૬૭ |
| ઘઉંનો લોટ ... ... ... | ૧૪૩૭ | ૯૪૯ | ૧૦૮૦૨ | ૧૪૭૩૪ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ | ૧૪૩૨૫ | ૮૬૯૧ | ૧૫૦૨૨૫ | ૨૦૦૭૦૫ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧૬૨૫ | ૬૬૫૫ | ૪૨૭૫૯ | ૩૭૭૭૦ |
| લાખ ... ... ... ... | ૪૬૫૨ | ૮૫૧૪ | ૫૭૨૭૫ | ૫૧૧૪૩ |
| કેળવાયલાં ચામડાં ... ... | ૨૮૦૪ | ૩૮૧૦ | ૨૩૦૦૭ | ૨૫૩૭૭ |
| ખાતર ... ... ... | ૮૨૧ | ૮૯૩ | ૮૭૨૮ | ૬૬૮૬ |
| મેંગેનીઝ ઓર ... ... ... | ૧૩૩૧ | ૧૭૯૨ | ૧૦૨૮૪ | ૬૭૫૯ |
| ધાતુ કુલ ... ... ... | ૩૧૨૦ | ૩૯૫૩ | ૨૬૬૪૭ | ૨૦૮૫૬ |
| અબરખ ... ... ... | ૫૫૨ | ૫૪૫ | ૮૨૪૦ | ૪૮૦૯ |
| દીવેલ તેલ ... ... ... | ૨૨ | ૧૧ | ૫૮૨ | ૨૯૪ |
| કોપરેલ તેલ ... ... ... | ૧૫૦૩ | ૪ | ૨૩૪૦ | ૧૩૧૪ |

ધી બોમ્બે ટાઈમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, મુંબઈ

| | નવેમ્બર માસમાં | | એપ્રીલથી નવેમ્બર સુધી. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| | | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) |
| અળસીનું તેલ ... ... | ૩૭ | ૭ | ૧૨૦૬ | ૧૫૦ |
| બીજી જાતનાં તેલો મળી કુલ ... | ૨૪૪૯ | ૭૧૮ | ૧૧૦૭૦ | ૫૩૪૧ |
| ખોળ ... ... ... | ૯૩૨ | ૧૦૯૬ | ૮૫૮૫ | ૭૫૨૫ |
| અફીણ ... ... ... | ૧૬૦૧ | ૭૮૫ | ૧૭૨૯૪ | ૧૪૧૦૫ |
| રબર ... ... ... | ૧૯૫૯ | ૩૪૫ | ૯૭૦૩ | ૪૬૭૭ |
| દીવેલી ... ... ... | ૫૮૩ | ૭૯૩ | ૨૯૩૧ | ૪૩૩૫ |
| ટોપરાં .. ... ... | ૧૨૭ | ૧૭ | ૬૯૯ | ૬૪૯ |
| કપાસીયા ... ... ... | ૧૪૪૦ | ૫૦૦ | ૯૧૮૦ | ૫૧૪૫ |
| સીંગ ... ... ... | ૧૨૧૫ | ૨૯૪૨ | ૧૬૫૬૫ | ૩૨૦૮૫ |
| અળસી ... ... ... | ૫૬૮૨ | ૧૭૯૫ | ૫૬૬૬૦ | ૧૯૩૫૩ |
| સરસવ ... ... ... | ૧૧૦ | ૬૬૧ | ૧૩૪૫ | ૧૯૧૨ |
| તલ ... ... ... | ૨૧૦ | ૮૭૮ | ૩૮૬૪ | ૨૪૧૪ |
| તેલ્જનો ... ... ... | ૬૪૯ | ૬૭૫ | ૫૬૭૦ | ૫૭૮૩ |
| ખાંડ ... ... ... | ૨૫૪ | ૧૦૭ | ૮૫૯૬ | ૨૦૯૭ |
| ચા ... ... ... | ૮૭૩૫ | ૨૩૬૧૮ | ૭૦૪૪૯ | ૧૧૧૪૩૭ |
| કાચું રૂ ... ... ... | ૨૩૭૨૧ | ૩૫૬૯૮ | ૨૮૭૮૩૬ | ૨૯૫૨૦૩ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૬૮૭૪ | ૫૧૮૨ | ૭૮૨૮૯ | ૫૭૨૫૪ |
| રૂમાલ અને શાલો ... ... | ૭૨૮ | ૬૦ | ૨૮૫૯ | ૪૯૦ |
| પીસ ગુડઝ ... ... | ૫૭૭૩ | ૫૨૮૮ | ૫૨૯૩૬ | ૫૪૭૯૫ |
| શણ ... ... ... | ૪૩૧ | ૫૧૪ | ૬૫૭૯ | ૨૪૭૭ |
| જ્યુટ કાચું ... ... | ૨૨૭૩૩ | ૨૨૧૦૩ | ૧૦૪૨૩૨ | ૮૧૪૧૮ |
| ટવીસ્ટ અને યાન ... ... | ૯૭ | ૩૦ | ૨૬૨૫ | ૩૨૮ |
| જુટની બનાવટ ... ... | ૩૮૧૪૮ | ૩૦૮૪૭ | ૪૦૭૮૪૧ | ૨૦૫૭૪૩ |
| રેશમ (કાચું) ... ... | ૨૯૪ | ૪૧૭ | ૨૩૪૪ | ૧૬૩૪ |
| રેશમ કુલ ... ... | ૩૨૪ | ૪૨૮ | ૨૭૭૪ | ૧૮૪૦ |
| ઉન કાચુ ... ... | ૧૯૯૭ | ૨૯૪૧ | ૧૭૭૮૧ | ૧૩૮૮૪ |
| ઉનની ધાબળીઓ ને ગલીચા વગેરે | ૫૮૩ | ૬૫૬ | ૬૨૬૧ | ૪૨૨૦ |
| તંબાકુ બીડી વિગેરે ... | ૭૦૯ | ૭૪૪ | ૫૫૧૨ | ૫૦૨૮ |
| લાકડાં પાટીયાં વિગેરે ... | ૧૦૫૮ | ૪૪૦ | ૧૦૦૧૬ | ૪૦૭૦ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલ નીકાશ | ૧૧૨૨૧૧ | ૧૮૬૭૦૬ | ૧૬૮૩૬૪૫ | ૧૩૯૯૨૫૦ |
| હિંદુસ્તાનમાંથી થયેલી સરકારી માલની નિકાશ. | ૪૯૫૪ | ૧૦૦૦ | ૪૦૧૩૮ | ૧૬૮૬૫ |

*Registered No. B.810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૪ મું. VOL. IXV. MARCH 1922. No. 9 માર્ચ ૧૯૨૨ અંક ૯ મો

## અનુક્રમણિકા.



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

☞ આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩–૮–૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ વી.પી. પોસ્ટથી ૦–૮–૦ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ; નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને બારમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશકય થઇ પડે છે.

# હિન્દની જગાતનીતિ કેવી હોવી જોઇએ ?

## ચેમ્બરની કમીટીના વિચારો.

હિન્દી જગાત કમીશન સમક્ષ પોતાના વિચારો દર્શાવતાં આ ચેમ્બરની કમીટીએ જણાવ્યું છે કે તેઓ આ દેશને માટે રક્ષણનીતિ ગ્રહણ કરવાની તરફેણમાં ઘણો મક્કમ અભિપ્રાય ધરાવે છે. કમીટીના મત મુજબ સીધા કર નાખવા કરતાં આયાત નીકાશ ઉપર જગાત નાખવાનું વધારે યોગ્ય છે અને જો દેશને માટે વધારે મહેસુલની આવશ્યકતા હોય તો સીધા કર નાખવાને બદલે આવી આડકતરી રીતે કર નાખવાની કમીટીએ ભલામણ કરેલ છે. માત્ર મહેસુલ ઉત્પન્ન કરવા ખાતરજ કર નાખવાનો સિદ્ધાંત કમીટીને માન્ય નથી. ચાલું જગાતનીતિથી દેશના હુન્નરઉદ્યોગ ઉપર લાભકારી અસર થએલ નથી કારણ કે કમીટીનું કહેવું એમ છે કે જે જગાત માત્ર મહેસુલ ઉપજાવવા માટેજ નાખવામાં આવે તેથી દેશના ઉદ્યોગની ખીલવણી માટે આવશ્યક રક્ષણ મળી શકતું નથી. કમીટી 'એકસાઈઝ ડયુટી' નાખવાની તદ્દન વિરૂદ્ધ છે કારણ કે તેવી જગાતની અસર દેશના ઉદ્યોગ ઉપર ઘણી માઠી થાય છે.

## ઉદ્યોગોને રક્ષણ આપવાની આવશ્યકતા.

કમીટીનો એવો મક્કમ અભિપ્રાય છે કે દેશના હુન્નરઉદ્યોગને રક્ષણ આપવાના તેમજ તેને ખીલવવાના ઉદ્દેશથીજ ખાસ કરીને જગાતનીતિ નક્કી કરવી જોઇએ. આવી નીતિથી જે લાભ થાય છે તે માટે આપણે માત્ર દુનિયાના ઔદ્યોગિક દેશોની આર્થિક સ્થીતિ તરફ નજર નાખવાની છે. જર્મની, બેલ્જીઅમ, અમેરીકા, ફ્રાન્સ અને જાપાન રક્ષણનીતિના આશરા હેઠળજ આગળ વધેલ છે અને ઇંગ્લંડે પણ જગાત, 'બાઉન્ટીઝ' 'નેવીગેશન લોઝ' વિગેરેની મદદથીજ પોતાની આર્થિક સ્થીતિ સંપાદન કરી છે.

વખત જતાં આ દેશ પોતાને માટે જરૂરી દરેક ચીજ માટે પરદેશોથી સ્વતંત્ર થવો જોઇએ. આ સ્થીતિ કેટલા વખતમાં સંપાદન કરી શકાશે તેનો આધાર કેટલા પ્રમાણમાં રક્ષણ આપવામાં આવે છે તે ઉપર રહેશે. હિન્દનાં અખૂટ સાધનો જોતાં તે પોતાને જોઇતી જરૂરી ચીજો બનાવી શકે તેવી સ્થીતિ પ્રાપ્ત કરી શકે તેમાં શંકા નથી. આયાત થતા બધા તૈયાર માલ ઉપર ઓછામાં ઓછી રક્ષણકારી જગાત નાખવાની કમીટી હીમાયત કરે છે, અને કોઇપણ ઉદ્યોગને તે કરતાં વધારે રક્ષણ આપવું કે કેમ તે તે ઉદ્યોગના સંજોગો તથા સ્થીતિ જોઇને નક્કી કરી શકાશે. જો પરદેશી હરીફાઈ સામે આ દેશના ઉદ્યોગોને પુરતું રક્ષણ આપવામાં આવશે તો કયા ઉદ્યોગો દેશમાં ખીલી શકે તેમ છે તે આપોઆપ જણાશે અને જુદી જુદી દિશાઓમાં ઔદ્યોગિક પ્રગતિ થશે. આવું રક્ષણ કેટલા વખત સુધી આપવું જોઇએ તે અત્યારથી કહી શકાય નહી. કારણ કે તેનો આધાર દેશમાં ઉદ્યોગોની સ્થાપના તથા પ્રગતિ તેમજ કામદારોની નિપુણતા અને

કુશળતા ઉપરાંત દુનિયાના બીજા ઔદ્યોગિક દેશોની સ્થિતિ ઉપર રહેશે. દાખલા તરીકે જો પરદેશી સરકાર પોતાના દેશમાં ઉદ્યોગોને બઉન્ટી તથા સબસીડી આપે તો હિન્દી ઉદ્યોગને પણ રક્ષણ આપવાનું ચાલુ રાખવું પડે. સામાન્ય રીતે કમીટીનો 'એવો 'અભિપ્રાય છે' કે ભવિષ્યમાં રક્ષિત ઉદ્યોગ સારી રીતે સ્થપાઇ જાય તોપણ જ્યાં સુધી''દુનિયાના સમગ્ર દેશોમાં ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિ તજી દેવામાં ન આવે ત્યાં સુધી હિન્દી ઉદ્યોગને રક્ષણ મળવાનું ચાલુ રહેવું જોઇએ. પરદેશી સરકારો અમુક ઉદ્યોગોને કેવા પ્રકારની મદદ આપે છે તેની માહિતી સામાન્ય રીતે આ દેશના ઉદ્યોગોમાં રોકાયેલાઓ પાસેથી મળી શકશે. વળી કોન્સલો તેમજ ટ્રેડ કમીશનરો પણ આ દિશામાં મદદ કરી શકશે. આવા પરદેશી માલ સાથે રક્ષણ મેળવવા માટે તેની ઉપર સામી જકાત નાખવી જોઇએ અથવા તો જ્યારે તેવા સંજોગો ઉભા થાય ત્યારે તેવું રક્ષણ આપવા માટે શા ઉપાયો યોજવા જોઇએ તે સ્થાયી સંસ્થાએ નક્કી કરવું જોઇએ.

બીજા કામને અભાવે ફાજલ વખત દરમ્યાન ચલાવવામાં આવતા હાથના ઉદ્યોગો તેમજ જે ઉદ્યોગોમાં માત્ર હાથથીજ થઇ શકે તેવી કારીગીરીની જરૂર હોય અને પરીણામે જેની કિંમત ગમે તેટલી ઘટાડી નાખી શકાય તેવા ઉદ્યોગો આપો આપ ટકી રહેશે. પરંતુ સંચાથી ચાલતા ઉદ્યોગોને લીધે હાથ ઉદ્યોગો પડી ભાગે એવી શકયતા છે કે કેમ તે મુદ્દાનો વિનયપૂર્વક વિચાર કરીને વેપારી ધોરણ ઉપર હાથના ઉદ્યોગોને ઉત્તેજન આપવામાં કમીટીને વાંધો નથી. રક્ષણ નીતિને પરીણામે જે ઉદ્યોગોને રક્ષણ આપવામાં આવે તે ઉદ્યોગોના ચાલકો તેઓના માલના ભાવ બેહદ ઉંચા ટકાવી રાખવા માટે એકસંપ કરશે તેવો ભય રાખવાની જરૂર નથી છતાં જો તેમ થાય તો ધારા સભા તેવી સ્થિતિને પહોંચી વળવા સમર્થ હશે. બીજા દેશોમાં આવી એકત્રતા જોવામાં આવે છે પણ માત્ર તેજ કારણને લઇને તેઓએ રક્ષણનીતિ છોડી દીધી નથી.

## પરદેશી પેઢીઓને કેવી સરતો ઉપર દેશમાં આવવા દેવી જોઇએ?

રક્ષણનીતિને લીધે પરદેશી પેઢીઓ આ દેશમાં સ્થાપવાના પ્રયત્નો થશે તે અસંભવિત નથી. પરંતુ આવી પેઢીઓ આ દેશના સાધનોનો ગેરવ્યાજબી રીતે લાભ ન લે તેટલા માટે કેટલીક સાવચેતી રાખવાની કમીટી સૂચના કરે છે. જે પરદેશી પેઢીઓ હિન્દી ઉદ્યોગો ખીલવવા માટે કઢવામાં આવે તે બધીની થાપણ રૂપિયામાંજ હોવી જોઇએ; તેમની અર્ધી થાપણ હિન્દીઓએ ભરેલી અને હિન્દીઓના હાથમાં હોવી જોઇએ. તેવીજ રીતે હિન્દી સિવાયની કોઇ પણ કંપનીને જો તેની થાપણના ઓછામાં ઓછા ૬૦ ટકા થાપણ હિન્દીઓએ ભરેલી અને હિન્દીઓના હાથમાં ન હોય તો કોઇ પણ જાતની છૂટછાટ આપવી જોઇએ નહિં. જે દેશમાં અથવા સંસ્થાનમાં હિન્દીઓ પ્રત્યે ત્યાંનાજ વતનીઓ પ્રત્યે જેવું વર્તન ચલાવવામાં આવતું હોય તેવાજ દેશ અથવા સંસ્થાનની પેઢીઓને હિન્દમાં ઉદ્યોગો શરૂ કરવા દેવા જોઇએ. હિન્દી સિવાયની જે પેઢીઓ રક્ષણ નીતિનો લાભ લઇને હિન્દમાં ઉદ્યોગો શરૂ કરે તેઓ પોતાની સદ્ધર સ્થિતિને લીધે હિન્દના શરૂઆતની સ્થિતિમાં હોય તેવા ઉદ્યોગોને કચરી નાખવા માટે ગેરવ્યાજબી ઉપાયો લે એ સંભવિત છે. આ દેશમાં ઉદ્યોગો સ્થાપવાના પોતાના હકનો આવો દુરૂપયોગ કોઇ પણ પેઢી ન કરે તે માટે સ્થાયી સંસ્થાએ (જે સંબંધે વધારે આગળ લખવામાં આવેલ છે) હમેશાં સંભાળ રાખવી જોઇએ અને આવા દરેક દાખલાની માહિતી સરકારને મજબૂત અને અસરકારક પગલાં જલદી

લેવા માટે આપવી જોઇએ. હિન્દના લાભ ખાતર ના. સરકારને આની પરદેશી પેઢીઓને હિન્દમાં ઉદ્યોગ બંધ કરવાની પણ ફરજ પાડવી પડે. જે દેશોમાં રક્ષણ નીતિ ગ્રહણ કરવામાં આવી છે ત્યાં એમ બને છે કે કાચો પદાર્થ પેદા કરતા આસામીઓ કાચા પદાર્થ માટે રક્ષણ માગે છે જ્યારે તે કાચો પદાર્થ તૈયાર માલ માટે વાપરવાવાળાઓ તેવા રક્ષણની સામે થાય છે જેથી તેઓને તે કાચો પદાર્થ સસ્તો મળી શકે. આવો વિરોધ તદ્દન દૂર કરવાનું અશક્ય છે. પણ ધારાસભાએ આખા દેશના સમગ્ર લાભો ધ્યાનમાં લઇને આવી બાબતોનો નિર્ણય કરવો જોઇએ. જયારે આવો વિરોધ ઉપસ્થીત થાય ત્યારે આખા દેશને સામાન્ય રીતે વધારે લાભ કઇ રીતે થઇ શકશે તેનો વિચાર કરવો જોઇએ અને પછી તે બાબતનો નિર્ણય થવો જોઇએ.

## વધારાની જગાત કોણ આપશે?

સામાન્ય સંજોગે હેઠળ અને કેટલાક દાખલાઓમાં રક્ષણનીતિ હેઠળ વધારાની જગાતનો અમુક ભાગ માલ વાપરનારાઓ ઉપર પડશેજ. પણ જગાત ગમે તેની ઉપર પડતી હોય અને છેવટે તે ગમે તે આપતુ હેય તો પણ આવી જગાતને પરીણામે દેશના હુન્નર ઉદ્યોગની ખીલવણીથી દેશને તો એકંદરે લાભજ છે. વળી કસોટીનો એવો મત છે કે માલ વાપરવાવાળાઓને એક જૂદાજ વર્ગ તરીકે ગણવો એ વ્યાજબી નથી. કોઇ પણ માણસ માત્ર માલ વાપરનારજ નથી તેમજ કોઇ પણ વ્યક્તિ માત્ર માલ પેદા કરનારજ નથી.

રક્ષણ નીતિને પરીણામે ભાવમાં જો કાંઇ વધારો થશે તો બહારની તેમજ અંદરની હરીફાઇને પરીણામે ભાવ ઘટી જશે. વળી હિન્દી ઉદ્યોગને કાચો માલ, બજાર અને મજુરી મેળવવાની અનુકુળતા વિગેરે જે કુદરતી લાભો મળશે તેને પરીણામે પરદેશી હરીફની સરખામણીમાં હિન્દી માલના ભાવમા ઘટાડો થશે.

## રક્ષણ કેવા ઉદ્યોગોને આપતું?

જીંદગીની મૂળ આવશ્યક ચીજ માત્ર બેજ છે—ખોરાક અને પાણી; બીજી બધી ચીજો થોડા અથવા ઘણા પ્રમાણમાં આવશ્યક છે. અને રક્ષણ આપવા માટે દરેક ચીજનો તેના ગુણ દોષનો વિચાર કરી નિર્ણય કરવો જોઇએ. દાખલા તરીકે જ્યાં સુધી ખાંડનો ઉદ્યોગ આ દેશમાં સંગીન પાયા ઉપર સ્થાપિત ન થાય ત્યાં સુધી ખાંડ વાપરનારાઓને ખાંડ માટે વધારે ભાવ આપવો પડશે એવી બીકથી ઉદ્યોગને રક્ષણ આપવાનું બંધ કરવું જોઇએ નહિ. કારણ કે જગાતને પરીણામે દેશમાં ઉદ્યોગોની સ્થાપના દેશના મોટામાંમોટા જથાને વધારેમાં વધારે લાભકારી થશે અને તેને પરીણામે સમગ્ર દેશનું હિત જળવાશે.

## રક્ષણ નીતિની અસર.

જગાતને પરીણામે આજીવિકાના ખર્ચમાં વધારો થશે તે ચોકકસ છે. પણ તેની અસર થોડા વખત માટે રહેશે અને હિન્દના પેદાશમાં સામાન્ય રીતે વધારો થતાં તે અસર ધીમે ધીમે ઘટતી જશે. પગારદારોના ત્રણ વર્ગોને તેઓના આવકમાં વધારાને લીધે કેટલા પ્રમાણમાં રાહત મળી શકશે તે કહેવું મુશ્કેલ છે. ઉદ્યોગોમાં રોકાયેલા પગારદારોની આવકમાં પેદાશના વધારાને લીધે અને પરીણામે તેવા કામદારો માટે વધારે માગને લીધે જરૂર વધારો થશે. ખેતીવાડીમાં રોકાએલા પગારદારો વધારે પ્રમાણમાં કાચા પદાર્થો પેદા કરશે

અને તેથી તેની કમાણી વધશે આ મુદ્દા આગળ રાખતાં આ દેશમાં ઉદ્યોગોમાં રોકાએલા અને ખેતીવાડીમાં રોકાએલા કામદારો તદ્દન અલાયેદા વર્ગો નથી. અને જો તેમને અલાયેદા ગણવામાં આવે તોપણ જ્યારે દેશના ઉદ્યોગોની ખીલવણીની લાભકારી અસર આ દેશમાં પ્રસરશે ત્યારે આ બન્ને વર્ગોની આવકમાં વધારો થશે. મધ્યમ વર્ગ એટલે કે નાના વેપારીઓ પણ વેપારમાં સામાન્ય વધારાને પરીણામે પોતાની આવક વધારી શકશે. તેથી કમીટીની માન્યતા મુજબ ત્રણે વર્ગોની આવકમાં વધારો થશે અને તેને લીધે માત્ર જગાતના વધારાથી આજીવીકાના ખર્ચમાં જેટલો વધારો થયો હશે તેટલા પ્રમાણમાં તેઓને રાહત મળશે.

રક્ષણનીતિ હેઠળ જે ઔદ્યોગિક દેશો આગળ વધેલ છે તેના અનુભવથી સિદ્ધ થાય છે કે ઔદ્યોગિકપ્રગતિ તે દેશના પરદેશ સાથેના વેપારને તેમજ દેશની સામાન્ય આર્થિક સ્થીતિને અનુકુળ થઇ પડે છે અને હિન્દુસ્તાન આ બાબતમાં અપવાદરૂપ નીવડે એમ માનવાનું કાંઇ પણ કારણ નથી. હિન્દના ઔદ્યોગિક વિકાસને પરીણામે તેનો પરદેશ સાથેનો વેપાર નાશ પામશે એમ ધરી લેવાની જરૂર નથી. આબાદ હિન્દ વધારે મોટા જથ્થામાં માલ ખરીદ કરી શકશે અને મોટા જથ્થામા માલ પેદા કરતું હિન્દુસ્તાન પરદેશ ખાતે વધારે માલ વેચી શકશે.

બીજા દેશ સાથે કરાર કરતી વખતે આવી જગાતના સાધનનો ઉપયોગ કરવામાં કમીટી વાંધો જોતી નથી. આવા કરાર મટે પરદેશ તરફથી હિન્દુસ્તાનને જેટલી છુટછાટ આપવામાં આવતી હોય તેટલાજ પ્રમાણમાં હિન્દે છુટછાટ આપવી જોઇએ; પણ આવ વખતે આ દેશની ઔદ્યોગિક ખીલવણીના લાભો ખાસ ધ્યાનમાં રાખવા જોઇએ.

જગાતનો કોઠો વધારે વીગતવાર હોવો જોઇએ. જૂદા જૂદા ઉદ્યોગોને રક્ષણ આપવાનો સવાલ વારંવાર તપાસવાની જરૂરીઆત ઉપસ્થીત થાય એમ કમીટીનું માનવું નથી; પણ કમીટીના મત મુજબ અમુક અમુક ઉદ્યોગોને કેટલા પ્રમાણમા રક્ષણ આપવું તે નક્કી કરવા માટે દેશના ઔદ્યોગિક તેમજ વેપારી લાભોના પ્રતિનિધિઓની બનેલી એક સ્થાયી સંસ્થા હોવી જોઇએ.

## નિકાશ જગાત.

રક્ષણ આપવાના હેતુથી કાચા પદાથ ઉપર નિકાશ જગાત નાખવી જોઇએ નહિ. પણ જો મહેસુલ મટે આવી જગાત નાખવાની ફરજ પડે તો જે ચીજોમાં આ દેશને ઇજારો (monopoly) હોય તેવીજ ચીજો ઉપર નિકાશ જગાત નાખવી ખાધા ખોરાકી ઉપર નિકાશ જગાત નાખવાથી કમીટીના મત મુજબ દુષ્કાળની સ્થીતિને પહોંચી વળવાની ઇચ્છિત નેમ પાર પડશે નહિ કારણ કે બીજા દેશોમાં આ દેશની ખાધા ખોરાકની ચીજો માટે માગણી એટલી તીવ્ર હોય કે નિકાશ જગાત છતાં પણ તે પરદેશમાં ઘસડાઈ જાય. તેથી દુષ્કાળ અથવા અછતને વખતે સહુથી સારો રસ્તો નિકાશ ઉપર અંકુશ મૂકવાનો છે.

## શહેનશાહી પસંદગી.

શહેનશાહી પસંદગીના સંબંધમાં સામાન્ય રીતે કમીટી જણાવે છે કે તેઓ શહેનશાહી પસંદગીની કોઇ પણ જાતની નીતિની હુકહુકતા વિરૂદ્ધ છે કારણ કે આ દેશને પોતાના ઔદ્યોગિક લાભો પહલા તથા છેલ્લા જાળવવાનો સંપૂર્ણ હક્ક હોવો જોઇએ. હિન્દની વેપારી સ્થીતિ એવી છે કે સામાન્ય વખતમાં તેની કુલ આય તનો ⅔ ભાગ બ્રીટીશ સામ્રાજ્યની અંદરના દેશોમાથી આવે છે જ્યારે તેની નીકાશનો ⅔ ભાગ બ્રીટીશ સામ્રાજ્યના બહારના દેશોમા જાય છે તથી શહેન-

શાહી પસંદગીની નીતિથી આ દેશના ઉપર માઠી અસર થશે. કારણ કે તેવી નીતિને લીધે આ દેશની તૈયાર માલની જરૂરીઆતો સારૂ બ્રીટીશ સામ્રાજ્યના દેશો માટે આ દેશના દરવાજા ખુલ્લા રહેશે. એટલે કે આવી નીતિ હેઠળ આ દેશને પોતાની જરૂરીય તો બ્રીટીશ સામ્રાજ્યમાંથીજ ખરીદવાની ફરજ પડશે અને તેથી આખી દુનિયામાં સસ્તામાં સસ્તી બજારનો લાભ મળી શકશે નહિ. આ દેશની જગાત નીતિ એવી હોવી જોઇએ કે ઉંચી જગાત નાખીને તે પોતાના ઉદ્યોગોનું બધા દેશો સામે રક્ષણ કરી શકે તેથી શહેનશાહી પસંદગીની નીતિ આ દેશને તે દિશામાં પ્રગતિ કરતાં અટકાવશે. અત્યારે પણ બ્રીટીશ સામ્રાજ્ય હિન્દી બજારમાં અપૂર્વ સ્થિતિ ભોગવે છે અને છેલ્લાં ઘણાં વર્ષથી એવી સ્થિતિ ભોગવતું આવ્યું છે. અને હવે જો બ્રીટીશ સામ્રાજ્યને કાંઇ પણ વધારે પ્રમાણમાં પસંદગી આપવાનો પ્રયત્ન આ દેશ તરફથી કરવામાં આવશે તો આ દેશને બ્રીટીશ સામ્રાજ્યના માલનું હમેશ માટે બજાર કરી મૂકવાનું કમનસીબ પરીણામ આવશે. આ મુદ્દાઓ બાજુએ રાખતાં પણ પસંદગીનું ધોરણ અખત્યાર કરવામાં હિન્દને નુકશાન થશે. તેમજ વળી બીજા દેશો પણ હિન્દ પર વેર લેવા ખાતર હિન્દી માલ ઉપર જગાત નાખશે અને પરીણામે હિન્દના નીકાશ વેપારને ઘણો ધોકો પહોંચશે.

તે ઉપરાંત પસંદગીની નીતિ હેઠળ પરદેશના સસ્તા માલને ઉંચી જગાતથી દૂર રાખવાના પ્રયત્નને પરીણામે તેજ માલ યુનાઇટેડ કીંગડમ મારફત અને બ્રીટીશ છાપ હેઠળ આયાત થવાનો ભય રહે છે. તેમજ આપણા નીકાસ વેપારનો મોટો ભાગ હાથ કરવા યુનાઇટેડ કીંગડમ પ્રયાસ કરશે. હિન્દી માલ વાપરનારાને અથવા તો માલ બનાવનારાને વેપારના આ કૃત્રિમ માર્ગથી કાંઇ પણ ફાયદો ભવિષ્યમાં તેમજ હાલ તુરત થશે નહિ; અને કમીટી એવો આગ્રહ કરે છે કે જો આ દેશને પોતાનાજ લાભ મુખ્ય કરીને જાળવવા દેવા હોય તો શહેનશાહી પસંદગી સાથની બીનઅસરકારક રક્ષણનીતિ ગ્રહણ કરવાથી સરકારી મહેસુલમાં ખોટ આવશે તેમજ દેશના ઉદ્યોગોને રક્ષણ આપવાની મૂળ નેમ પણ બર આવશે નહિ. બ્રીટીશ માલને માટે બજાર ચાલુ રાખવા ખાતર અથવા તો રાજકીય અખતરા ખાતર આ દેશ હવે વધારે વખત પોતાના આર્થિક લાભોનો ભોગ આપી શકે તેમ નથી.

## સામાન્ય અવલોકન.

છેવટે આ દેશની જગાત નીતિના નિર્ણય ઉપર દેશના ઘણા અગત્યના લાભનો આધાર રહેલો છે એ મુદ્દા તરફ કમીટી કમીશનનું ખાસ ધ્યાન ખેંચે છે. આ દેશમાં રક્ષણ માટેની માગણી કાંઇ હાલમાં ઉભી થઇ નથી. છેલ્લા ઘણા ઘણાં વર્ષોથી જે રહેડી સ્થીતિમાં હિન્દના આર્થીક લાભો આવી પડેલા છે તે જ્યારથી આ દેશ સમજવા લાગ્યો છે ત્યારથી દેશમાં રક્ષણ નીતિની આવશ્યકતા જણાય છે. કમીટીનો એવો મત છે કે જો માત્ર ૨૫ વર્ષ અગાઉ રક્ષણ નીતિ ગ્રહણ કરવામાં આવી હોત તો દેશનાં સાધનો ઘણા મોટા પ્રમાણમાં ખીલ્યાં હોત. વળી જો આવી નીતિ ગ્રહણ કરવામાં આવી હોત તો ઔદ્યોગિક હિન્દ લડાઇમાં વધારે ઉપયોગી થઇ પડયું હોત. પોતાની જરૂરીઆતોના સંબંધમાં આ દેશ કેટલો બધો પરાધીન છે તે લડાઇએ બરાબર આપણને શીખવ્યું છે અને ભવિષ્યમાં આવો કમનસીબ પ્રસંગ ફરીથી ન બનવા પામે તે માટે જરૂરી દરેક પગલાં લેવાની આવશ્યકતા ઉપર કમીટી ખાસ ભાર મૂકે છે. જો કે છેલ્લા થોડા વખતમાં ખાનગી સાહસથી દેશમાં ઔદ્યોગિક ખીલવણી ઠીક થઇ છે તોપણ આ દેશ હાલ ઔદ્યોગિક ખીલવણીમાં એવા તબકામાંથી પસાર થાય છે કે જો આ દેશને હંમેશને માટે પાછળ રહેવા દેવો ન હોય તો ખીલવણીની ઝડપ

વધારવી જોઈએ. લડાઈને પરીણામે ઔદ્યોગિક દુનિયાએ નવો માર્ગ ગ્રહણ કરેલ છે. જે જે દેશોએ લડાઈમાં ભાગ લીધો હતો તેઓ ઔદ્યોગિક પ્રવૃત્તિ બાબતમાં આ દેશ કરતા ઘણા આગળ વધેલ છે. તે બધા દેશોએ આ મહાન, વિનાશક લડાઈને લીધે તેઓની થાપણનો મોટો ભાગ ખોયો છે. લડાઈમાં કરજ તરીકે લાખો પૌંડનું તે દેશોને માથે કરજ થઈ ગએલ છે જે ભવિષ્યની પ્રજાએ ભરી આપવું પડશે અને હિન્દને માથે પણ આવો બોજો પડેલ છે. આ બોજાને પરીણામે પશ્ચિમના દેશો દોલત ઉત્પન્ન કરવાના નવા માર્ગો શોધશે. તેઓ જુનાં બજારો પોતાને હાથ રાખવાને અને નવાં હાથ કરવાને તનતોડ મહેનત કરશે કારણકે વધારે દોલત ઉત્પન્ન કરી, વધારે પ્રમાણમાં માલ વેચી પરીણામે વધારે પૈસો એકઠો કર્યા સિવાય તેઓ પામે પોતાનું કરજ ચુકવવા અને દેશનો વહીવટ ચલાવવાનો ખર્ચ પૂરો પડવાનો બીજો માર્ગ નથી. પરીણામે ઔદ્યોગિક ઝગડો વધારે ને વધારે તીવ્ર બનશે અને જે દેશો ઔદ્યોગિક પ્રવૃત્તિમાં પાછળ રહેશે તે દેશો મોટી મુસીબતમાં આવી પડશે. તેથી રક્ષણનીતિનો સવાલ હાલમાં વધારે ગંભીર અને અગત્યનો થઈ પડેલ છે. માલ તૈયાર કરનાર દેશોના આર્થિક ધસારા સામે આ દેશને પોતાનું રક્ષણ કરવાનો સવાલ હવે ઉપસ્થીત થએલ છે. અને તેથી જો આ દેશને ઔદ્યોગિક હરીફાઈમાં તદ્દન પછાત પડવા ન દેવો હોય તો આવા ધસારા સામે ટકી શકવાને માટે દેશના લોકોને પોતાને તેમજ સમગ્ર રીતે દેશની સરકારને જે જે સાધનો મળી શકે તેમ હોય તે દરેકનો ઉપયોગ કરવાનું આવશ્યક છે. અત્યાર સુધી આ દેશની જગાત નીતિ યુનાઈટેડ કીંગડમના સ્વાર્થમાં ઘડવામાં આવેલ છે. અને આ હિન્દમાં બ્રીટીશ અમલની નામે શાનો એક દાખલો છે. હિન્દની ઇચ્છા વિરૂદ્ધ અને તેના ઉદ્યોગોને ભોગે તેની ઉપર અમર્યાદિત વેપારની નીતિ લાદવામાં આવેલ છે, પોતાનાજ લાભમાં પોતાનાં સાધનો ખીલવવાનો હક તેને ભોગવવા દેવામાં આવેલ નથી; અને આજે આ દેશ માત્ર કાચો પદાર્થ પેદા કરનાર અને માલ બનાવનાર દેશોના બજાર વગેરેની લાચાર દશામાં આવી પડેલ છે. આજનો ઘણો ખરો અસંતોષ અને અશાંતિ આ દેશની આર્થિક પરાધીનતાને આભારી છે અને કમીટી એવો મક્કમ અભિપ્રાય જણાવે છે કે જ્યાં સુધી દરેક નાના મોટા દેશનો આ સામાન્ય અને તદ્દન સાદો હક્ક—જે ગ્રેટબ્રીટનનાં બીજાં સંસ્થાનો પણ ભોગવે છે—તે આ દેશને ભોગવવા દેવામાં નહિ આવે ત્યાં સુધી ખરેખરી શાંતિ કે સંતોષ વ્યાપશે નહિ. કારણ કે રાજદ્વારી પરાધીનતા કરતાં આર્થિક પરાધીનતાની અસર વધારે વિપરીત અને વિનાશકારક હોય છે અને આર્થિક ઘાત બીજી બધી જાતની ઘાતની ગરજ સારે છે.

---

## હિન્દમાં વ્યાપારી મંડળોની જરૂર.

### રાષ્ટ્રીય સંકલનામાં હોવો જોઈતો નક્કર અવાજ.

(ન્હાના ભુમિકા)

લેખક:
ગુલાબચંદ મૂળચંદ બાવિશી, હેડમાસ્તર, ધી શીયા મ. ઇ.
આગાખાન શુ. અં. સ્કુલ, દરિસલામ, (આફ્રિકા.)

---

આરમાની સુલ્તાનીના પરિવર્તનશીલ યુગમાં વ્યાપારી દૃષ્ટિયે કબુલ કરવુંજ જોઇશે કે, બંદર ઉપરના શહેરોમાં અને સ્ટેશનો ઉપરના શહેરોમા, વ્યાપારી મંડળોની આ સમય પૂરતી

આવશ્યકતા છે. પ્રજાનો અને રાષ્ટ્રનો મુખ્ય આધાર એની, અને તે રાજ્યના વ્યાપાર ઉપર અવલંબેલો છે, તે તો હવે નરી આંખે જોઇ શકાય તેવું થઇ ગયું છે. તો પછી તેવા પ્રત્યેક શહેરના વ્યાપારીઓએ શા માટે આળસ્ય કરવું જોઇએ છીએ? શું હજુ આંખ ઉઘાડી નથી! વ્યાપારની કુંચી જો પુનઃ પ્રાપ્ત કરવી હોય તો, દરેકે દરેક શહેરમાં એવા મંડળોનો એકદમ સ્થાપના કરો!!!

ઘણા શહેરોમાં પુસ્તકાલયો, સમાજો, વાંદાત્મક મંડળો, રમત ગમ્મતના અખાડાઓ તથા સ્ત્રી સમાજો વિગેરે વિગેરે હશે, પરન્તુ તેની સરખામણી મુજબ વ્યાપારી મંડળો નહીજ હોય. બહુ તો દલ્લાલોના મંડળો Brokers' Associations ક્વચિત્ હશે. આ ઠીક છે. પરન્તુ વ્યાપારી મંડળોની Merchants' Associations નો હવે તો પુરેપુરી જરૂર છે છેને છેજ. શું આપ વ્યાપારી નથી? શું આપ ચેમ્બર ઓફ કોમર્સનું સુપ્રસિદ્ધ માસીક નથી વાંચતા? શું દેશના વાણિજ્યને માટે ત્હમોને દાઝ નથી? મંડળ હોય તો સારૂં એમ ત્હમારા દિલમાં નથી થતું? એ દરેકના જવાબ હકારમાં આવતા હોય તો પછી શા માટે ત્હમો પોતે વ્યાપારીનો મત કેળવવા તૈયાર થતા નથી? કદાચ પાછા પડો, અપમાન પામો તો પણ હિમ્મત ના હારી જતા!!! પણ મંડળ સ્થાપવા માટે પૂરતો શ્રમ લેજો અને સ્થપાય તેમ કરજો.

વ્યાપારી મંડળ હોય તો વ્યાપારીઓમાં સંપ થાય. એક બીજાને ચાહતા શીખે કોઇ વેપારી ગરીબ હોય તો તેને મદદ કરી શકાય. એક બીજાના સંસાર વ્યવહારના કામકાજમાં અન્યોન્ય મદદ રૂપ થઇ શકાય. દલાલો વેપાર કરતાં શીખી જાય. કમીશનમાં ફાયદો થાય. માલની મુળ કિંમતમાં અને વેચાણની કિંમતમાં ફાયદો થાય. અને એથી તેમજ ગામની અને રાષ્ટ્રની આબાદી થાય. ઠીક. આ તો સંસાર વ્યવહારની અને અરસ પરસના લાભોનો વાંધો થયો. હવે રાજકીય બાબત તરફ જરા ડોકીયું મારીએ.

રાજાના ભંડાર ભરવામાં ખેડુતો અને વેપારીયો મુખ્ય છે અને કોઇ પણ રાષ્ટ્ર આ બે સમર્થ ભુજાબળથી, જીવી-નભી શકે છે. તે ભુજાઓમાં ચૈતન્ય ન હોય તો રાજ્ય પડતીમાં આવે, અને રાજ્યની પાયમાલી થાય, તો રાજ્યે પણ આ બે પ્રાધાન્ય આત્માઓને દરેક પ્રકારની વાસ્તવિક સગવડતાઓ કરી આપવી. તે રાજ્યના સ્થંભરૂપ ગણાતા ના. રાજા મહારાજાઓની, રેવેન્યુ અધિકારીઓની તેમજ અમાત્યવર્ગની ધર્મ્ય ફર્જ છે. જો આ ધર્મ્ય ફર્જમાંથી ચુકે, અથવા બન્ને આત્માઓને કષ્ટ દે, તો રાજ્યને ઘડીભર સારૂં જણાય પરન્તુ આખરે બટ્ટા જેવું થાય, અને રાજ્યની દરેક રીતે પડતી અને બેઆબરૂ થાય. આ ઉપરથી સ્હમજી શકાય છે કે, રાજા, રેવન્યુ અધિકારી અને અમાત્ય એમ ત્રણે જણા આ બાબતમાં જવાબદાર છે અને પ્રજાને સંતોષ અને સૌખ્ય દેવામાં, આ ત્રિવર્ગના અધિકારી સાહેબોએ પૂરતી કાળજી ધરાવવાની છે.

રાજ્યને દાણ (Costoms) ની બાબતમાં કાંઇ ફેરફાર કરવા હોય તો, પ્રથમ પ્રજાકીય વ્યાપારી મંડળના પ્રતિનિધિઓનો સલાહ લે અને સંતોષથી કામ કરે.

પ્રજાને કાંઇ વ્યાપાર વિષયે, યાતો કોઇ બીજી બાબતમાં ફરીયાદ કરવી હોય તો, આ મંડળ-દ્વારા ફરીયાદ કરે અને એ ફરીયાદને પૂરતો ન્યાય આપે.

શહેર સંરક્ષણ અને સુધરાઇ ખાતા પણ આજ મંડળની પેટા કમીટીયો સંભાળે, અને રાજ્યના કાનુન મુજબ કામકાજ બજાવી રાજ્યને રીપોર્ટ કરે. ખુદ રાજા અથવા કોઇ અમલદાર જુલ્મ ગુજારતા

હોય તો, ઉક્ત મંડળ નિપૂણતાથી કામ હાથમાં લઇ તેનો પ્રામાણિક નિવેડો લાવવા યત્નશીલ થાય. કોઇ બાબતમાં રાજ્યે મદદ દેવાની જરૂર હોય છતાં રાજ્ય તે બાબતમાં ચુપકી પકડીને બેઠું હોય તો, મજકુર મંડળ રાજ્યને તેમ કરવા નમ્ર અર્જ કરી શકે. વ્યાપારી મંડળ અને પ્રજાકીય મંડળ તે એકજ સ્થાનમાં હોઇ શકે. કેળવણીની શાળાઓમાં પ્રજાકીય કેળવણી અપાવવા માટે પણ આજ મંડળ કામ કરી શકે. બંદર ઉપર ઓફીસોવાળા-સ્ટીમરોવાળા-રેલ્વેવાળા-દલ્લાલો-માસ્તાઓ વિગેરે વિગેરે કોઇ એક હથ્થુ સત્તાનો ઉપયોગ કરે-અથવા અન્યાય કે જુલ્મ આદરે તો, એક વ્યાપારી કાંઇ ન કરી શકે. અને કદાચ કરવા ધારે તો સત્યાગ્રહી કે શ્રીમંત કરી શકે. તેવા કટોકટીના વખતે આ મંડળ બહુ ઉપયોગી થઇ પડે, એ નિઃસંશય છે.

આપણા દેશના વ્યાપારની શું સ્થિતિ છે, ઇતર રાષ્ટ્રના વ્યાપારોની શી સ્થિતિ છે? વ્યાપારની ચડતી પડતી કેવી રીતે થાય છે? બીજા રાષ્ટ્રો સાથે આપણા રાષ્ટ્રનો-આપણો વ્યાપારી-શો સમ્બન્ધ છે? આપણે ગુમાવીયે છીયે કે મેળવીયે છીયે? વિગેરે વિગેરે બાબતોના પાઠ પણ આવા મંડળો હોય તોજ જાણી શકાય-બલ્કે શીખી પણ શકાય. અને દરેક રીતે ધનથી રાજ્ય અને દેશ આબાદ થાય.

આશા રાખું છું કે, ઉપરની ન્હાનીશી ભૂમિકાનો શ્રમ અરણ્યરૂદન જેવો તો નહીંજ થાય, પરન્તુ જે શહેરમાં એવાં મંડળો નહીં હોય ત્યાં જરૂર કાંઇક પ્રવૃત્તિ થશે.

બીજા માસીકો તેમજ અઠવાડિક પેપરોના માનવંતા તંત્રીશ્રીઓ આ લેખને પોતાના લોકપ્રિય વાજીંત્રમાં, પ્રકટ કરી ફેરવો કરવા કૃપા કરશે અને તે વિગતથી, આ સેવકને વાકેફ કરશે તેવી ઇલ્તેમાશ ગુજારવા સાથ, ન્હાનીશી ભૂમિકા સમાપ્ત કરૂં છું.

---

## અમારી માસિક નોંધ.

### (૧) હિન્દની આર્થિક સ્વતંત્રતા કેટલી?

નવા સુધારા હેઠળ હિન્દુસ્તાનને આર્થિક સ્વતંત્રતા કેટલે અંશે મળેલ છે તે ચોક્કસ રીતે કહેવું મુશ્કેલ છે. આ સંબંધમાં સુધારાના સંબંધમાં નીમાએલી જોઇન્ટ સીલેક્ટ કમીટીએ જણાવ્યું છે કે "હિંદુસ્તાનના કારભાર ઉપર અંકુશ રાખવાની પાર્લામેન્ટની છેવટની સત્તા તેમજ શહેનશાહની નિષેધ (Veto) કરવાની સત્તા ઘટાડયા સિવાય હિન્દુસ્તાનને કાયદાથી આર્થિક સ્વતંત્રતા આપવાની ખાત્રી આપવાનું બની શકે તેમ નથી." તેઓએ એવો વિચાર દર્શાવેલ છે કે માત્ર એક રૂઢીને (convention) કબુલ રાખવાથી હિન્દને આર્થિક સ્વતંત્રતાની ખાત્રી આપી શકાશે અને તેઓના મત મુજબ એવી 'રૂઢી' સ્થાપિત થાય તે માટે જ્યારે જ્યારે ના. હિન્દી સરકાર અને હિંદી ધારાસભા એકમત હોય ત્યારે ત્યારે બની શકે ત્યાં સુધી હિન્દી પ્રધાને તેમની વચમાં પડવું નહિ અને જ્યારે આવી દખલગીરી કરવાનો વખત આવે ત્યારે પણ સામ્રાજ્યની અંદરની ફરજો અદા

કરવા સારૂ સાવચેતી રાખવા સારૂ અથવા તો સામ્રાજ્યની અંદર કોઇપણ જગાતી ગોઠવણમાં ઈંગ્લંડની સરકાર ભાગીદાર હોય તે ગોઠવણ જાળવવા પુરતી દખલગીરી હોવી જોઇએ.

અમારા મત મુજબ ઉપર ટાંકેલા અંકુશો સાથે હિન્દની આર્થિક સ્વતંત્રતા માત્ર નજીવી છે. આ મુદ્દો વધારે ચોખ્ખો કરવા માટે ગયે વર્ષે કાઉન્સીલ ઓફ સ્ટેટમાં ઓ. શેઠ લલુભાઇ શામળદાસે 'હિન્દી ધારાસભાની દેખરેખ હેઠળ' હિન્દને આર્થિક સ્વતંત્રતા આપવાનો જે ઠરાવ રજુ કર્યો હતો અને તેમાં જે સુધારો કરીને ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો તે ઉપરથી હિન્દને ખરેખર આર્થિક સ્વતંત્રતા નથી મળી તે ચોકખું જણાય છે. વ્યવહારૂ રીતે બોલતાં આપણે જોઇ શકીશું કે હિન્દ માટે માલની ખરીદીમાં, લશ્કરી ખર્ચમાં, કર, જગાત વિગેરે બીજી ઘણી આર્થિક બાબતોમાં અત્યાર સુધી હિન્દીઓના મત પ્રમાણેજ ચાલવનું ના. સરકાર યોગ્ય ધારતી નથી. અલબત, ગયે વર્ષે જ્યારે સામાન્ય આયાત જગાત ૭રૂ ટકાથી વધારીને ૧૧ ટકાની કરવામાં આવી, અને પરીણામે લૅંકેશાયર ના. હિન્દી સરકાર તથા હિન્દી વજીર સામે ખળભળી ઉઠયું ત્યારે હિન્દી પ્રધાન મી. મેન્ટેગુએ જણાવ્યું હતું કે હિન્દને હવે આર્થિક સ્વતંત્રતા મળેલ છે. અને તેથી જે મુદ્દા ઉપર ના. હિન્દી સરકાર તથા હિન્દી ધારાસભા એક મત હશે તેમાં તે વચ્ચે પડશે નહિ. છતાં પણ તેવી રીતે વચ્ચે પડવાની તેને સત્તા તો છેજ તેની ના પાડી શકાશે નહિ.

આ સઘળા સંજોગોમાં એક ઘણોજ અગત્યનો સવાલ સ્વાભાવિક રીતે ઉપસ્થીત થએલ છે કે પરદેશો સાથે યુનાઇટેડ કીંગડમને જે વેપારી કરારો હોય તેના સંબંધમાં હિન્દુસ્તાનની સ્થીતિ શું છે? આ ઉપરથી થોડા વખત પહેલાં આ ચેમ્બર તરફથી ના. હિન્દી સરકારને પુછાવવામાં આવ્યું હતું કે હિન્દ સિવાયના બીજા દેશોની સરકારો સાથે બ્રીટીશ સરકારે જે જે વેપારી કોલકરારો કર્યા હોય તેમાંના હાલમાં અમલમાં કેટલા છે અને જ્યારે હિંદી ધારાસભા પોતાની સ્વતંત્ર સત્તાનો ઉપયોગ કરે નવા સંજોગોમાં તેમાંથી કેટલી હિન્દને બંધનકર્તા થાય? જવાબમાં ના. સરકાર જણાવે છે કે લડાઇને લીધે પરદેશો સાથેના સંબંધમાં જે સંધિ ભંગ થયેલ છે તે જોતાં જે કરારોમાં હિન્દ ભાગીદાર હોય તેવા બ્રીટીશ સરકાર અને પરદેશો વચ્ચેના ઠરાવોની સંપૂર્ણ અને છેલ્લામાં છેલ્લી ટીપ તૈયાર કરવાનું કામ મુશ્કેલ છે. વળી તે ઉપરાંત જણાવવામાં આવ્યું હતું કે જગાતના સંબંધમાં મળેલી સત્તાઓનો રૂએ ના. હિન્દી સરકાર (ધારાસભા સહિત) એવો નિર્ણય કરે (જે બનાવ ન બનવા જોગ છે) કે કોઇપણ અમુક દેશના માલ ઉપર ઓછી વધતી જગાત નાખવાની જરૂર છે તો આવો માર્ગ લેવામાં કરારની કોઇ પણ કલમ આડે આવતી હોય તે તેઓને પહેલી કાઢી નખાવવાની જરૂર પડશે." આવી કલમ ના. હિન્દી સરકાર કેવી રીતે દૂર કરાવી શકશે તે સમજી શકાય તેમ નથી.

ના. હિન્દી સરકારનો આ જવાબ ઘણોજ અસંતોષકારક છે એમ કહ્યા વિના ચાલતું નથી. ના. હિન્દી સરકારને માટે આવા કરારોની નકલ તૈયાર કરવાનું શા માટે મુશ્કેલ થઇ પડે તે અમે સમજી શકતા નથી. વળી જે કરારો થએલ છે તેમાં હિન્દી ધારાસભાની સંમતી લેવામાં આવેલ છે ખરી? અત્યાર સુધી આવી સંમતી લેવાનું યોગ્ય ન ધારવામાં આવ્યું હોય તો પણ ભવિષ્યમાં આવો કોઇ પણ કરાર હિન્દી ધારાસભાની સંમતી સિવાય કરવામાં નહિ આવે એવી ખાત્રી આપવા ના. હિન્દી સરકાર તૈયાર છે ખરી? આ બધા પ્રશ્નો ઘણા અગત્યના છે અને ખાસ કરીને હાલમાં જ્યારે જગાત કમીશન બેઠું છે અને તેઓ થોડા વખતમાં પોતાનો રીપોર્ટ

તૈયાર કરવાનું કામ શરૂ કરશે ત્યારે આવા કરારોથી કમીશનરોને તેમજ જાહેર પ્રજાને વાકેફ કરવાની કેટલી આવશ્યકતા છે તે સહુ કોઇ સમજી શકશે. આ બાબતમાં ચેમ્બરની કમીટી તરફથી ભલામણ કરવામાં આવેલ છે અને ના હિન્દી સરકાર આ બાબતમાં વેપારી આલમને સંપૂર્ણ સંતોષ આપશે એમ આપણે આશા રાખીશું.

---

## (૨) નાં. હિન્દી સરકારનું નવું બજેટ.

ના. હિન્દી સરકારનું છેલ્લું બજેટ જેટલું નિરાશાજનક છે તેટલુંજ ઉડાઉ છે. આ બજેટ ઉપર વિગતવાર ચર્ચામાં હાલ તુરત નહિ ઉતરતાં અમે માત્ર મુખ્ય મુદ્દાઓનોજ વિચાર કરીશું. ૧૯૨૧-૨૨ ની સાલની મહેસુલ ૧૦૮ કરોડ રૂપીયા થઇ હતી જ્યારે કુલ ખર્ચ રૂ. ૧૪૨ કરોડ રૂપીયાનો થયો હતો એટલે કે કુલ ૩૪ કરોડ રૂપીયાની ગંજાવર ખોટ ગયે વર્ષે પડી હતી. નવા વર્ષ માટે મહેસુલ ૧૧૦૬ કરોડની ગણવામાં આવી છે જ્યારે ખર્ચ ૧૪૨૬ કરોડ રૂપીયાનો અડસટ્ટવામાં આવેલ છે એટલે કે નવા વર્ષમાં પણ ૩૧૬ કરોડ રૂપીયાની મોટી ખોટ ગણવામાં આવે છે. આ મોટી ખોટને પહોંચી વળવા માટે જગાત તથા કરમાં મુખ્ય ફેરફારો નીચે મુજબ સૂચવવામાં આવેલા છે:—

(૧) જે જે ચીજો ઉપરની આયાત જગાત હાલમાં ૧૧ ટકા છે એ વધારીને ૧૫ ટકાની કરવામાં આવેલ છે.

(૨) હિન્દી મીલોમાં બનતા કાપડ ઉપરની એકસાઇઝ જગાત ૩૬ ટકાથી વધારીને ૭૬ ટકાની કરવામાં આવેલ છે.

(૩) સંચાકામ વિગેરે ઉપર હાલમાં ૨૬ ટકાની જગાત છે તે ૧૦ ટકાની કરવામાં આવેલ છે.

(૪) મોજશોખની ચીજો ઉપરની ૨૦ ટકાની જગાતને બદલે ૩૦ ટકાની કરવામાં આવેલ છે.

(૫) ખાંડ ઉપરની જગાત ૧૫ ટકાથી વધારીને ૨૫ ટકાની કરવામાં આવેલ છે.

(૬) મીઠા ઉપરની જગાત મણ દીઠ ૧૪ રૂપીયાથી વધારી ૨૬ રૂપીયાની કરવામાં આવેલ છે.

(૭) દીવાસળી ઉપરની જગાત ગ્રોસ દીઠ ૧૨ આનાથી વધારી રૂ. ૧-૮-૦ કરવામાં આવેલ છે.

(૮) કેરોસીન ઉપર ગેલન દીઠ ૧ આનાની એકસાઇઝ જગાત નાખવામાં આવેલ છે તેમજ આયાત થતા કેરોસીન ઉપરની જગાત ૧૬ આનાથી ૨૬ આનાની કરવામાં આવેલ છે.

(૯) એક પઇસા વાળાં પોસ્ટ કાર્ડના બે પઇસા કરવામાં આવેલ છે અને કાગળ ઉપરનો દર એક આનાનો કરવામાં આવેલ છે.

(૧૦) રૂ ૩૦૦૦૦ ઉપર વાર્ષિક આવક ઉપર આયાત વેરો ૧૪ પાઇથી વધારીને ૧૫ પાઇનો કરવામાં આવેલ છે અને રૂ ૪૦૦૦૦ થી વધારે આવક ઉપરનો વેરો ૧૬ પાઇથી વધારીને ૧૮ પાઇનો કરવામાં આવેલો છે તેમજ સુપરટેક્સ ૪ આનાને બદલે ૬ આનાનો કરવામાં આવેલ છે.

નવા વર્ષ માટેના કુલ ૧૪૨૬ કરોડના ખર્ચમાં ૬૨ કરોડ કરતાં વધારે રકમ લશ્કરી ખર્ચ માટે ગણવામાં આવેલ છે. લશ્કરી ખર્ચનો બોજો હવે અસહ્ય થઇ પડેલ છે અને નવા સુધારા

હેઠળ પણ આ દિશામાં બિલકુલ સુધારો થઇ શકતો નથી તે ખરેખર કમનસીબ છે. જ્યાં સુધી આ ગંજાવર બોજો ઘણુંજ મોટા પ્રમાણમાં ઓછો કરવામાં નહિ આવે ત્યાં સુધી દેશની આર્થિક હાલત કાળાંતરે પણ સુધરવાની આશા રાખવી મિથ્યા છે.

હિન્દીઓનો મોટો ભાગ હવે ઉદ્યોગોને રક્ષણ આપવાની નીતિની હીમાયત કરે છે અને તે માટે આયાત જગાતમાં મોટો વધારો કરવાની સૂચના કરે છે. આ દૃષ્ટિબિન્દુથી જોતાં સામાન્ય આયાત જગાત ૧૧ ટકાથી ૧૫ ટકાની કરી તે ફેરફાર આવકારદાયક લેખી શકાય. પણ એટલું ખાસ લક્ષમાં રાખવાનું છે કે આ વધારો કરવામાં નામ૦ હિન્દી સરકારનો હેતુ ઉદ્યોગોને રક્ષણ આપવાનો નથી અને તેઓને આ વધારો કરવાની ફરજ માત્ર દેશના નાણાં સંબંધી ગંભીર મામલાને લીધેજ પડેલ છે. વળી હિન્દી મીલમાં પેદા થતા કાપડ ઉપર પણ ૪ ટકાનો વધારો કરવામાં અમારા મત મુજબ ના. હિન્દી સરકારનો ઇરાદો લેન્કેશાયરને સંતોષ આપવાનો છે. અમે દિલગીર છીએ કે ગયે વર્ષે લેન્કેશાયરે જે અણઘટતો ખળભળાટ કર્યો હતો અને આ વર્ષે પણ તેઓએ તેવો ખળભળાટ શરૂ કર્યાના ભણકારા આવવા લાગ્યા છે તે ખળભળાટથી ડરી જઇ ના. હિન્દી સરકારે આ વખતે નમતું આપી હિન્દના કાપડના ઉદ્યોગને મહાન અન્યાય કરેલ છે. માત્ર ઉપરથી જોતાં કાપડની આયાત જગાત અને એકસાઇઝમાં ચાર ટકાનો સરખો વધારો કર્યો લાગે છે પણ જરા વિચાર કરતાં જણાશે કે પહેલાં બન્નેની વચ્ચેનું પ્રમાણ લગભગ ૧૦૦ અને ૩૧ નું હતું તે હવે ૧૦૦અને ૫૦ નું થએલ છે, એટલે આ વધારાને લીધે હિન્દના ઉદ્યોગોને વધારે નુકસાન પહોંચશે. સાંચાકામ ઉપરથી જગાતમાં ૩૦૦ ટકાનો વધારો પણ અયોગ્ય છે એમ અમારૂં માનવું છે. જો આ જગાતને લીધે આ દેશમાં સાંચાકામ બનાવવાનો ઉદ્યોગ ખીલી શકે તેમ હોય તો આ ભારે વધારા સામે અમારે કાંઇ કહેવાનું નથી પણ જો તેવી વકી ન હોય તો આ વધારો અમે વ્યાજબી જાણી શકતા નથી. તેથી ઉલટા દેશના ઉદ્યોગો પ્રગતિ કરતાં અટકશે. મીઠા ઉપરના કરના વધારાનો બોજો ગરીબ વર્ગને માટે અસહ્ય થઇ પડશે તેમજ કેરોસીન જેવી હંમેશાં વપરાતી ચીજો ઉપરની જગાતથી પણ ગરીબ લોકો હેરાન થશે. ટપાલના દરમાં વધારો કરવાનું અમારા મત . બિલકુલ ઇચ્છવા જોગ નથી અને આપણે આશા રાખીશું કે આ વધારો ધારાસભા જરૂર રાખશે નહિ.

છેવટે અમે એટલુંજ જણાવીશું કે સુધારાને અંગે દેશના કારભારનો ખર્ચ ઘણો વધી પડેલ છે અને તેમાં અસરકારક કાપકુપની આવશ્યકતા છે. જ્યાં સુધી આવી કાપકુપ કરવામાં નહિ આવે તેમજ જ્યાં સુધી આખા બજેટના દરેક મથાળાને વડી ધારાસભાના સંપૂર્ણ અંકુશ હેઠળ મૂકવામાં નહિ આવે ત્યાં સુધી દેશની નાણાં સંબંધી સ્થીતિ દિન પ્રતિદિન વધારે બગડતી જશે. હાલ તુરત તો આટલી ચર્ચા બસ થશે.

---

## (૩) બ્રીટનમાં મજુરીઃ—

ઉપરા ઉપરી જુદા જુદા ઉદ્યોગોમાં હડતાલ પડતી હોવાને લીધે બ્રીટનની સ્થીતિ ઘણી કફોડી થઇ પડેલ છે. છેલ્લા થોડા વખતથી જોકે બેકારોની સંખ્યામાં ઘટાડો થએલ છે અને વેપારનું ભવિષ્ય પણ સુધારા ઉપર જણાય છે છતાં નજદીકના ભવિષ્યમાં વહાણના ઉદ્યોગમાં

---

અથવા તો ઇજનેરીના ઉદ્યોગમાં હડતાલ પડે તો તેને લીધે સુધરતી જતી સ્થીતિ પાછી બગડે એવો ભય રાખવામાં આવે છે. ઈંગ્લાંડથી મળેલા છેલ્લા સમાચાર ઉપરથી જણાય છે કે જાન્યુઆરીની ૨૪ મી તારીખે બેકાર માણસ, સ્ત્રીઓ તથા છોકરાઓની સંખ્યા ૧૯૧૫૧૮૨ ની હતી તે ૩૧ મી જાન્યુઆરીને દિવસે ઘટીને ૧૯૦૪૩૦૦ ની થઈ હતી, એટલે કે એક અઠવાડીઆમાં તે સંખ્યામાં ૧૦૮૮૨ નો ઘટાડો થયો હતો. આ પ્રમાણે છેલ્લા થોડા વખતથી સુધારો થતો જાય છે. ઇજનેરીના ઉદ્યોગમાં જે ઝગડો ઉભો થયો છે તે મૂડીવાળાઓ અને મજુરો વચ્ચે નથી પણ મજુરો અને તેમના ઉપરીઓ વચ્ચે છે. જ્યારે વહાણના ઉદ્યોગમાં ઝગડો વધારે ગંભીર છે. લડાઈ દરમ્યાન ઇન્ડસ્ટ્રીઅલ કોર્ટે દર અઠવાડીએ આજીવિકાના ખર્ચમાં થએલા વધારા પેટે શી. ૨૬ ૬ પેન્સનું જે બોનસ અપાવે છે તે બંધ કરવા માટે મૂડીવાળાઓ માગણી કરે છે. કારણ કે પેદાશની કિંમત બજાર ભાવની નજીક લાવવા માટે આ ખાસ જરૂરનું છે. વહાણ બાંધનારાઓ આ બોનસ બંધ કરવાની તરફેણમાં એવી દલીલ રજુ કરે છે કે જે જે જગાએ ઉપર દેશમાં વહાણ બાંધવાનું કામ ચાલે છે તેમાં માત્ર ૨૮ ટકા જગ્યા ઉપર હાલ કામ આગળ વધે છે, ૧૬ ટકા જગ્યા ઉપરના વહાણોનાં કામ બંધ કરવામાં આવેલ છે અને ૫૬ ટકા જગ્યા કામને અભાવે નકામી પડેલ છે. આ સ્થીતિ વહાણ બાંધવાના ખર્ચમાં થએલ બેહદ વધારાને આભારી છે. દરમ્યાન વહાણ બાંધવાવાળાઓના પગાર ૧૯૦૮ ની સાલના પગારની સરખામણીમાં ૧૩૫ થી ૨૬૩ ટકા વધારે છે અને આ ઉદ્યોગને લગતાં વળગતાં કેટલાંક મજૂર મંડળોમાંથી અર્ધી સંખ્યા બેકાર છે. મજૂરોના કાર્યવાહકોએ પહેલાં કાંઇ પણ ઘટાડો માન્ય રાખવા ના પાડી હતી પણ છેવટે તેઓએ પોતાના સભાસદોની સાથે સંતલસ કરવાનું કબુલ કર્યું હતું પણ મજુરોએ બહુમતીથી મૂડીવાળાઓની આ માગણી કબુલ કરી નથી. પરીણામે તે ઉદ્યોગમાં હડતાલ પડે એવા ચિન્હો જણાય છે.

---

## (૪) હિન્દુસ્તાનની બેન્કો:-

હિન્દુસ્તાનમાં ૧૯૨૦ની સાલમા હસ્તી ધરાવતી બેન્કોના કામકાજને લગતા આંકડા ના. સરકાર તરફથી હાલમાં બહાર પાડવામાં આવેલ છે. છેલ્લાં દસ વર્ષ દરમ્યાન બેન્કોના ડીપોઝીટોમાં આશ્ચર્યકારક વધારો થએલ છે એટલે હિન્દીઓ પૈસા ઘરમાં સંઘરી રાખે છે એવો જે આક્ષેપ તેઓ સામે લાંબા વખતથી મૂકવામાં આવે છે તે કેટલેક અંશે દૂર થએલ છે એમ અમારૂં માનવું છે. મહાન વિગ્રહ પહેલાં વેપાર વણજમાં હિન્દીઓનું જેટલું નાણું રોકાએલું હતું તેમાં ત્યાર બાદ સંગીન વધારો થએલ છે. ત્રણે વર્ગની બેન્કોમાં ૧૯૧૧ નો સાલમાં કુલ ડીપોઝીટો ૯૨ કરોડ રૂપિયા હતા તે વધીને ૧૯૨૦ માં ૨૩૫ કરોડ રૂપિયા સુધી પહોંચેલ છે જે ૧૫૫ ટકાનો વધારો બતાવે છે. કુલ ડીપોઝીટોમાં જૂદા જૂદા વર્ગોની બેન્કોનો ફાળો નીચે મુજબ હતો. પ્રેસીડન્સી બેન્કો ૩૭ ટકા, એક્સચેન્જ બેન્કો ૩૨ ટકા, હિન્દી જોઇન્ટ સ્ટોક બેન્કો ૩૧ ટકા. પ્રેસીડન્સી બેન્કોમાં વર્ષ આખરે રોકડ પુરાંત તેઓના ડીપોઝીટોના ૩૦ ટકા જેટલી, જે એક્સચેન્જ બેન્કો હિન્દમાં વધારે કામકાજ કરે છે તેઓની રોકડ પુરાંત ૩૦ ટકા જેટલી અને જે એક્સચેન્જ બેન્કો વધારે કામકાજ હિન્દ બહાર કરે છે તેઓની રોકડ પુરાંત ૫૮ ટકા જેટલી હતી. હિન્દી જોઇન્ટ સ્ટોક બેન્કોમાં ૫,૦૦,૦૦૦ રૂપિયા કરતાં વધારે થાપણ અને અનામત વાળી બેન્કોમાં વર્ષની આખરે રોકડ પુરાંત તેઓના ડીપોઝીટોના ૨૩ ટકા જેટલી અને તેથી થોડી થાપણ વાળી બેન્કોની રોકડ પુરાંત ૧૮ ટકા જેટલી હતી.

---

## એકસ્ચેન્જ બેન્કો:—

વર્ષ દરમ્યાન કામ કરતી ૧૫ એકસ્ચેન્જ બેન્કોની પગાર થએલી થાપણ અને અનામત ૯ પૌંડ જેટલી હતી જ્યારે હિન્દુસ્તાનમાં તેઓની ડીપોઝીટો ૯૫ ટકા અને રોકડ પુરાંત ૨૫ ટકા હતી. કોઠા ઉપરથી માલમ પડે છે કે જે એકસ્ચેન્જ બેન્કો આ દેશમાં વધારે કામકાજ કરે છે તેઓનાં ડીપોઝીટો પરદેશની શાખાઓ અથવા એજન્સીઓનાં ડીપોઝીટો કરતાં છ ગણાં હતાં.

## હિન્દી જોઇન્ટ સ્ટૉક બેન્કો:—

વર્ષ દરમ્યાન ૫૮ બેન્કો તરફથી વીગતો પૂરી પાડવામાં આવી હતી જેઓની પગાર થએલી થાપણ તથા અનામત રૂ. ૧૦૦૦૦૦ અથવા તે ઉપરાંત હતી અને જેઓને ૩૦૦ શાખાઓ અથવા એજન્સીઓ હતી. આ શાખાઓ ખાસ કરીને પંજાબ અને સંયુકત પ્રાંતોમાં આવેલી છે. ૧૯૨૦માં આ બેન્કોની કુલ પગાર થએલી થાપણ તથા અનામત રૂ. ૧૧૯૪ લાખ, ડીપોઝીટો ७૩૪૮ લાખ, અને રોકડ પુરાંત રૂ ૧૬૭૩ લાખ હતી. આખા હેવાલમાં ખાસ સંતોષકારક મુદ્દો એ છે કે ૧૯૧૪માં ૪૨ બેંકો ભાંગી હતી તેને બદલે ૧૯૨૦માં માત્ર ૩ બેંકો નાદાર થઇ હતી. આ ત્રણે બેંકો સંયુકત પ્રાંતમાંજ હતી. જો ૧૯૧૩ની સાલથી નાદાર થએલી બેંકોનો ટીપ આપણે તપાસીશું તો માલમ પડશે કે ઘણે ભાગે જે બેંકોની થાપણ નાના પ્રમાણમાં પગાર થએલ હતી તેઓ નાદાર થઇ હતી. આ ઉપરથી માત્ર સંગીન પાયા ઉપરજ બેન્કો કાઢવાનું કેટલું આવશ્યક છે તે સમજાશે.

આ સંબંધમા થોડા વખત અગાઉ સેન્ટ્રલ બેન્ક ઓફ ઇન્ડીઆની વાર્ષિક સામાન્ય સભાના પ્રમુખ તરીકે એ. મી. ફીરોઝ શેઠનાએ દર્શાવેલા વિચારોનું ટુંકમાં અવલોકન કરવાનું અમે વ્યાજબી ધારીએ છીએ. તેઓએ જણાવ્યું તેમ આ દેશમાં બેન્કીંગનું કામકાજ હજી શરૂઆતની સ્થીતિમાં છે. ઇમ્પીરીઅલ બેન્ક ઓફ ઇન્ડીઆ ઉપરાંત હિન્દુસ્તાનમાં પોતાની વડી ઓફીસ હોય તેની ૫૫ જોઇન્ટ સ્ટૉક બેન્કો છે. હિન્દુસ્તાનમાં કામકાજ કરતી લગભગ ૧૫ એકસ્ચેન્જ બેન્કોની વડી ઓફીસો હિન્દ બહાર છે. આખા દેશમાં ૧૯૧૭ની સાલમાં કુલ ૩૫૯ બેન્કો તથા ...ની શાખાઓ હતી જ્યારે યુનાઇટેડ સ્ટેટ્સમાં તેની સંખ્યા ૨૮૯૧૩, યુનાઇટેડ કીંગડમમાં ૯૩૫૭ (૧૯૧૮માં) જાપાનમાં ૫૮७૪ (૧૯૧૬) અને કેનેડામાં ૩૩૨७ હતી.

## બેન્કમાં જણદીઠ ડીપોઝીટ.

આ દેશમાં ૩૧૫૦ લાખની વસ્તીમાં બેન્કોમાં ડીપોઝીટોની રકમ ફકત ૧૨૦૦ લાખ પૌંડ છે એટલે માણસ દીઠ ७ શી. ૮ પે. અથવા રૂા. ૫ાા છે, જ્યારે યુનાઇટેડ કીંગડમમાં ૪૬૦ લાખની વસ્તીમાં બેન્કની ડીપોઝીટો ૨૩૫૫૦ લાખ પૌંડ એટલે કે માણસ દીઠ ૪૮ પૌંડ છે. યુનાઇટેડ સ્ટેટસમાં જણ દીઠ બેન્કમાં ડીપોઝીટ પૌંડ ૫७ ૧૪ શી. છે, જ્યારે જાપાનમાં આ આંકડો જણ દીઠ ૧૦ પૌંડનો છે. બીજા શબ્દોમાં કહીએ તો હિન્દમાં બેન્કમાં દર ૧ રૂપિયાની ડીપોઝીટના પ્રમાણમાં જાપાનમાં ૨૮ રૂપિયા, ઇંગ્લંડના રૂ ૧૨૫, અને અમેરીકામાં રૂ ૧૫૦ ડીપોઝીટ હોય છે. આ ઉપરાંત બીજા દેશોની સરખામણી કરતાં આપણને માલમ પડે છે કે હિન્દમાં દર એક રૂપિયાની ડીપોઝીટના પ્રમાણમાં કેનેડામાં ૧૩७ રૂપિયા, અને ઓસ્ટ્રેલીઆમાં ૨૦૪ રૂપિયા ડીપોઝીટ છે. આ બધા આંકડા ઉપરથી એટલું તો ખુલ્લું દેખાય છે કે આ દેશમાં બેન્કીંગનું કામકાજ હજી ઘણું પછાત છે અને તેને સંગીન રીતે આગળ વધારવાની ઘણીજ આવશ્યકતા છે.

---

# ચેમ્બરનો વિભાગ.

## (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક ખાસ સભા મંગળવાર તા૦ ૭ મી ફેબ્રુઆરી સને ૧૯૨૨ને રોજ સાજના ૫-૩૦ કલાક (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
,, મનમોહનદાસ રામજી.
ઓ. શેઠ લલ્લુભાઇ શામળદાસ.
સર વીઠ્ઠલદાસ ડી. ઠાકરશી.
શેઠ મોતીલાલ કાનજી.
,, મોતીલાલ વલ્લભજી.
,, ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
,, બી. એફ. માદન.
શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ.
,, એન. એમ. મજુમદાર.
,, સુરજી મુળજી ખટાઉ.
,, ગીરજાશંકર બી. ત્રીવેદી.
,, વાલચંદ હીરાચંદ.
,, માવજી ગોવિંદજી શેઠ.
,, જમનાદાસ દ્વારકાદાસ.

ઇન્ડીઅન ફીસ્કલ કમીશનના સેક્રેટરી તરફથી જે સવાલોની યાદી જવાબ સારૂ કમીટી તરફ મોકલવામાં આવી હતી તે પર વીચાર કરી તેમા જણાવેલા મુખ્ય મુદ્દાઓ ઉપર કેવા પ્રકારના જવાબ આપવા તેનુ ધોરણ નક્કી કરવામાં આવ્યું હતું.

૧ આયાત જકાતઃ—આ સંબંધમાં દરેક ચીજ ઉપર આયાત જકાત નાખવી તથા જુદી જુદી ચીજ ઉપર જકાતનું પ્રમાણ નક્કી કરવામા ખાસ સંજોગો ધ્યાનમા લેવા એ મતલબની ભલામણ કરવાનો ઠરાવ થયો હતો.

૨ નીકાસ જકાતઃ—આ સંબંધમાં એવી ભલામણ કરવાનો ઠરાવ થયો હતો કે હીંદુસ્થાનના ઉદ્યોગના રક્ષણને સારૂ બીલકુલ નીકાસ જકાત ન નાખવી. પણ જો સરકારને નાણાના બોજાને લીધે નીકાસ જકાત નાખવાની જરૂર જણાય તો ત એવી ચીજો ઉપર નાખવી કે જે ચીજોમા હીંદુસ્થાનની "મોનોપોલી" હોય.

૩ ઇમ્પીરીઅલ પ્રેફરન્સઃ—આ યોજનાની વિરૂદ્ધ મત દર્શાવવાનો ઠરાવ થયો હતો.

ઉપર જણાવેલા મુદ્દા નક્કી કર્યા બાદ વીગતવાર કમીટી તરફથી લખાણ તૈયાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવામા આવી હતી તથા તે સબ કમીટી

તરફથી જે ખરડો તૈયાર કરવામાં આવે તેની નકલો સેક્રેટરીએ કમીટીના સભાસદોમાં ફેરવીને શનીવાર તા. ૧૧ મી ફેબ્રુઆરીને રોજ કમીટીની ખાસ સભા બોલાવવાનો ઠરાવ થયો હતો.

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ.)

,, બી. એફ. માદન.

,, એન. એમ. મઝુમદાર.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

એસ. એમ. મઝુમદાર. — પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.

એ. સેક્રેટરી. — પ્રમુખ

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર ઍન્ડ બ્યુરોની કમીટીની એક ખાસ સભા શનીવાર તા૦ ૧૧ મી ફેબ્રુઆરી સને ૧૯૨૨ ને રોજ સાંજના ૫-૩૦ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ.) | શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ |
| ,, હંસરાજ પ્રાગજી ઠાકરશી. | ,, એન. એમ. મઝુમદાર. |
| ,, ગોતીલાલ કાનજી. | ,, જમનાદાસ વસનજી મનજી. |
| ,, મોતીલાલ વલ્લભજી. | ,, મુરારજી મુળરાજ ખટાઉ. |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા. | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી. |
| ,, બી. એફ. માદન. | ,, માવજી ગોવિંદજી શેઠ. |

૧ તા૦ ૧૦-૧-૨૨ અને ૭-૨-૨૨ ને રોજ મળેલી કમીટીની મીનીટ પસાર કરવામાં આવી હતી.

૨ જકાતને લગતા કમીશન ઉપર મોકલવા સારૂ ચેમ્બરની લેખી જુબાનીનો જે ખરડો સબ કમીટી તરફથી તૈયાર કરવામાં આવ્યો હતો તે કેટલાક સુધારા વધારા સાથે મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

ઇમ્પીરીઅલ પ્રેફરન્સ:—આ ઉપર શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે પોતાની અંગત લેખી જુબાનીમાં જે વલણ લીધું હતું તે વલણ ઉપર કમીટીની લેખી જુબાનીનાં ખરડામાં વ્યાજબી ફેરફાર કરવાનો ઠરાવ થયો હતો. ખરડાની આખરે જકાતને લગતા સામાન્ય વીચારો દર્શાવવામાં આવ્યા હતા. તેમાં ના. સરકારની હાલ સુધીની જકાતને લગતી રાજનીતી ફકત લેંકેશાયરના સ્વાર્થ સાધવામાંજ મદદરૂપ થઇ છે, એ મતલબનું લખાણ ઉમેરવાનો ઠરાવ થયો હતો. આ બન્ને સુધારા યોગ્ય શબ્દોમાં ગોઠવીને ખરડાની નકલ ટેરીફ કમીશનના સેક્રેટરી ઉપર મોકલી આપવાની મે. પ્રમુખને સત્તા આપવામાં આવી હતી.

ચેમ્બર તરફથી કમીશન આગળ રૂબરૂમાં જુબાની આપવા સારૂ મે. પ્રમુખ તથા કમીટીના બે સભાસદોની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

૩ ચેમ્બરના કાયદા કાનુન નં. ૨૫ ની રૂએ કમીટીના પાંચ સભાસદ કોઓપ્ટ કરવાના સંબંધમાં વીચાર કરતાં નીચે જણાવેલા પાચ ગૃહસ્થોની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| શેઠ રેવાશંકર જગજીવન. | શેઠ મથુરાદાસ વસનજી ખીમજી. |
| ,, મનુ સુબેદર. | ,, વેલજી લખમશી નપુ. |
| ,, એસ. આર. બમનજી. | |

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

| | |
|---|---|
| એસ. એમ મજુમદાર. | પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. |
| એ. સેક્રેટરી. | પ્રમુખ. |

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટ્સ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા મંગળવાર તા ૧૪મી ફેબ્રુઆરી સને ૧૯૨૨ ને રોજ સાંજના ૫-૩૦ કલાકે (સ્ટા. ટા) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. (પ્રમુખ) | શેઠ બી. એફ. માદન |
| ,, લાલજી નારણજી | ,, એન. એમ. મજુમદાર |
| ,, મોતીલાલ કાનજી | ,, મોરારજી મુળરાજ ખટાઉ |
| ,, મોતીલાલ વલ્લભજી | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, ફાઝલ ઇબ્રાહિમ રહીમતુલ્લા | ,, એસ. આર. બમનજી |

શરૂઆતમાં મે. પ્રમુખે બ્રીટીશ સંસ્થાનોના સેક્રેટરી મી. ચરચીલે તા ૨૭મી જાન્યુઆરી સને ૧૯૨૨ ને રોજ લંડનમા જે ભાષણ કર્યું હતું તે તરફ કમીટીનું લક્ષ ખેચ્યું હતું અને જણાવ્યું હતું કે બ્રીટીશ ઇન્ડીઆ કોલોનીઅલ મર્ચન્ટસ એસોસીએશન તરફથી વડા પ્રધાન ઉપર તાર મુકવામા આવનાર છે તો આપણી ચેમ્બરે પણ તેમાં સામેલ થઇ તારથી ના. બ્રીટીશ સરકારનું લક્ષ ખેંચવું જોઇએ. આ બાબત એજેન્ડા ઉપર નહોતી છતા પણ અગત્યની હોવાથી સર્વાનુમતે તે પર વીચાર ચલાવવામા આવ્યો હતો અને શેઠ પુરૂષોત્તમદાસ બ્રીટીશ ઇન્ડીઅન કોલોનીઅલ મર્ચન્ટસ એસોસીએશનના પણ પ્રમુખ હોઇ તેઓએ બન્ને એસોસીએશનના પ્રમુખ તરીકે પ્રધાન પર તાર મોકલી આપવાનો ઠરાવ થયો હતો તથા તારનો જે ખરડો તેઓ તરફથી રજુ કરવામા આવ્યો હતો તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨. ચેમ્બરની કમીટીની સભાનો વખત મે. પ્રમુખને અનુકુળ નહી હોવાથી તે બદલવાના સંબંધમાં વીચાર કરવા તે બાબત એજેન્ડા ઉપર લાવીને તે પર વીચાર કરવાનો ઠરાવ થયો હતો.

૩. ચેમ્બર તરફથી જકાતને લગતા કમીશન આગળ લેખી જુબાની મોકલવાનો ખરડો જે કમીટીની આગલી મીટીંગમા પસાર કરવામાં આવ્યો હતો તેમાં સવાલ ૧૮ મા માં થોડોક ફેરફાર સુચવવામા આવ્યો હતો જે મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

ત્યાર બાદ એજેન્ડામાં જણાવેલી બાબતોમાંથી નીચે જણાવેલી બાબતો ઉપર વીચાર કરવામા આવ્યો હતો.

---

૧. મેસર્સ ચુનીલાલ હરીલાલ તરફથી ચેમ્બરમાં સભાસદ વરીકે દાખલ થવાને અરજી આવેલી હતી જે રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. સ્કુટીનીઅર વરીકે શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદીની નીમણુક કરવાનો ઠરાવ થયો હતો. બેલટ મ.ટેના દીવસો મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૨. નીચે જણાવેલા ગૃહસ્થો તથા પેઢીઓ તરફથી ચેમ્બરના સભાસદ વરીકે શજીનામાં આવેલાં હતા જે કમીટી આગળ રજુ થવાં તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| ૧ મેસર્સ પ્રાગજી સુરજીની કું. | ૪ શેઠ શામજી વંદ્રાવન |
| ૨ ,, સુરજી ગોધુની કું. | ૫ ,, ચુનીલાલ સાકળચંદ |
| ૩ ,, કાન્તીલાલ જયન્તીલાલની કું. | ૬ ,, જમનાદાસ કાનજી |

૩. કામદાર વર્ગને લગતી નીચે જણાવેલી ત્રણ બાબતો ઉપર ના. સરકાર તરફથી પત્રો આવ્યા હતા તે પર વીચાર કરતાં તેને લગતા પેપરો શેઠ ફાજલભાઈ ઇબ્રાહીમ રહીમતુલ્લા તથા શેઠ કાનજી દ્વારકાદાસ પર ખરડા તૈયાર કરવા સારૂ મોકલી આપવાનો ઠરાવ થયા હતાં. તેઓને જો કોઇ બીજા ગૃહસ્થોની મદદની જરૂર હોય તો તેવા ગૃહસ્થોને સબ કમીટી ઉપર કોઓપ્ટ કરવાની સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

૧ વર્કમેન્સ કોમ્પેન્સેશન એક્ટ

૨ વર્કમેન્સ બ્રીચ ઓફ કોન્ટ્રેક્ટ એક્ટ

૩ પબલીક એમ્પ્લોયમેન્ટ એજન્સીના સંબંધમાં વોશીંગ્ટન ખાતે મળેલી લેબર કોન્ફરન્સના ભલામણો ઉપર ચેમ્બરનો અભીપ્રાય.

૪ ના. મુંબાઈ સરકારના રેવન્યુ ખાતા તરફથી પી. એન્ડ ઓ. કંપનીના કોન્ટ્રેક્ટ બાબે જે પત્ર આવ્યો હતો તે પર વીચાર કરતાં નાચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ.)

,, બી. એફ. માદન.

,, એસ. આર. બમનજી.

૫. પરદેશમાં બ્રીટીશ ચેમ્બર્સ ઓફ કોમર્સની સ્થાપના તથા બંધારણ વીગેરેના સંબંધમાં ના. મુંબાઇ સરકારનાં રેવન્યુ ખાતા તરફથી ચેમ્બરનો અભીપ્રાય પુછાવવામા આવ્યો હતો. આ પત્ર પર વીચાર કરતાં મે. પ્રમુખે તે પત્ર પર વીચાર કરી એક ખરડો તૈયાર કરવાનો ઠરાવ થયો હતો.

૬. વ્હારફેજ અને રોકડસુએમાં કરવામાં આવેલા વધારાના સંબંધમાં કમીટી તરફથી જે પત્ર લખવામાં આવ્યો હતો તેના જવાબમાં બોમ્બે પાર્ટ ટ્રસ્ટના સેક્રેટરી તરફથી ખુલાસાનો પત્ર આવ્યો હતો. પત્ર ઉપર વીચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો. આ સંબંધમાં શેઠ વસનજી લાલજી તરફથી જે પત્ર આવેલો હતો તે પત્ર સંબંધમાં તા. ૧૦ મી જાન્યુઆરીને રોજ મળેલી

કમીટીએ એવો ઠરાવ પસાર કરેલો હતો કે એ પત્ર નવી કમીટી આગળ રજુ કરવો. આ ઠરાવની રૂયે એ પત્ર કમીટી આગળ રજુ થવા સેક્રેટરી તરફથી જણાવવામાં આવ્યું હતું કે શેઠ હાલાઇને પોર્ટ ટ્રસ્ટ તરફથી મળેલા પત્રની નકલ મોકલી આપવામાં આવી છે. તેના જવાબમાં તેમના તરફથી ફરીથી પત્ર નહી આવવાથી તેમનાં પ્રથમ પત્રની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૭. ના. મુંબાઇ સરકારના જનરલ ખાતા તરફથી ડેક પેસેન્જર કમીટીએ કરેલી ભલામણો ઉપર ચેમ્બરનો અભીપ્રાય પુછાવવામાં આવ્યો હતો. પત્ર ઉપર વીચાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની સબ-કમીટી નોમવાનો ઠરાવ થયો હતો.

૧. શેઠ એસ. આર. બમનજી. ૩. શેઠ જીવરાજ ગોકલદાસ નેણશી.

૨. ,, માવજી ગોવીંદજી. ૪. ,, મનુ સુબેદાર.

આ ગૃહસ્થોને જો જરૂર જણાય તો બીજા સભાસદો સબ કમીટી ઉપર કોઓપ્ટ કરવાની સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

૮. શેઠ ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં પોર્ટ ટ્રસ્ટના પ્રમુખ રજા ઉપર જવાના હોવાથી તેની જગા પર કોઇ બીન અમલદાર હીંદીની નીમણુક કરવાની ચેમ્બરે માગણી કરવી એમ સુચના કરેલી હતી. તેમજ કેટલાક ટ્રસ્ટીઓની મુદત એપ્રીલ મહીનામાં પુરી થતી હોવાથી પોર્ટ ટ્રસ્ટના બંધારણ બાબે પણ કમીટીનું ધ્યાન ખેંચ્યું હતું. પત્ર પર વીચાર કરતાં તેના પ્રથમ ભાગની નોંધ લેવાનો ઠરાવ થયો હતો તથા પાછલા ભાગના સંબંધમાં ના. મુંબઇ સરકારનું કમીટીના પ્રથમ પત્રવ્યવહાર તરફ લક્ષ ખેંચી મ્યુનીસીપાલીટીને જેવી રીતે હાલ પ્રતીનીધીત્વ મળે છે તે પ્રમાણે ચાલુ ચલાઉ ચેમ્બરને પણ એક પ્રતીનીધી પોર્ટ ટ્રસ્ટ ઉપર મોકલવાનો હક મળવો જોઇએ એ મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

બાદ કમીટીની અધુરી રહેલી સભા શનીવાર તા. ૧૮ મી ફેબ્રુઆરી સને ૧૯૨૨ને રોજ સાંજના ત્રણ કલાકે (સ્ટા. ટા.) બોલાવવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

——:o:——

## (૨) ચેમ્બરની વાર્ષિક સામાન્ય સભા.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની ચૌદમી વાર્ષિક સામાન્ય સભા શનીવાર તા. ૪ થી ફેબ્રુઆરી ૧૯૨૨ ને રોજ સાંજના ૩ (સ્ટા. ટા.) કલાકે ચેમ્બરની આફીસમાં શેઠ લાલજી નારણજીના પ્રમુખ પદ હેઠળ મળી હતી જે વેળા સભાસદોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી.

શરૂઆતમાં સેક્રેટરીએ સભા બોલાવનારો સરક્યુલર વાંચી સંભળાવ્યો હતો. ત્યાર બાદ ૧૯૨૦-૨૧ ની સાલનો (એટલે કે સપ્ટેમ્બર ૧૯૨૦ થી ડીસેમ્બર ૧૯૨૧ સુધીનો) ચેમ્બરની કમીટીના કામકાજનો હેવાલ તથા તપાસેલા હીસાબનું સરવૈયું બહાલ રાખવાની દરખાસ્ત કરતાં સભ્યો, પ્રમુખ શેઠ લાલજી નારણજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

આજે આપણી સમક્ષ ગત સવા વર્ષમાં આપની નીમેલી કમીટીએ જે કામકાજ કરેલું છે તેનો છાપેલો હેવાલ સેક્રેટરી તરફથી આપને ફેરવવામાં આવ્યો છે. જેનાથી બધી વીગત આપના જાણવામાં આવી હશે. એ રીપોર્ટ તથા ખર્ચનું સરવાયું પસાર કરવાની દરખાસ્ત રજુ કરતાં પહેલાં રીપોર્ટમાંથી કેટલીક અગત્યની બાબતો ઉપર આપનો વધારે વખત ન લેતાં માત્ર ટુંકમાં વીવેચન કરવાની રજા લઉં છું.

**હુંડીઆમણુ તથા ચલણુને લગતી રાજનીતિઃ—**આ સંબંધમાં આપણી ચેમ્બરે જરૂરીઆતને વખતે અને જ્યારે કમીટીને યોગ્ય જણાયું ત્યારે પોતાના વીચારો ના. સરકાર પાસે રજુ કર્યા છે અને તે બાબત સર વીઠ્ઠલદાસ ઠાકરસીએ વડી ધારાસભામાં ફરીથી રજુ કરી જાગૃત કરી છે તેને માટે તેઓને ધન્યવાદ ઘટે છે અને આપણે જોઇને દીલગીર છીએ કે આ સવાલના સંબંધમાં તપાસ કરવાને એક કમીટી નીમવાની તેઓની દરખાસ્ત ઉડી ગઇ છે. આ સવાલના ઉપર આપની કમીટીએ જે વીચારો દર્શાવ્યા છે તેનો સાર એટલોજ છે કે ના. સરકારે હુંડીઆમણનો બે શીલીંગનો દર ઠરાવવાનો જે કાયદો પસાર કર્યો છે તે કાયદો બનતી ત્વરાએ રદ કરવો. જોકે ના. સર હેલીએ એવી ખાત્રી આપી છે કે તે કાયદાના આશરા નીચે હીંદી વજીર હુંડીઆમણની રાજનીતિમા કાંઇ પણ લાભ લેશે નહી તોપણ મારે આ સ્થળે ખુલ્લું કહેવું જોઇએ કે તેવો કાયદો ધારાપોથી ઉપર રહેવો જોઇએ નહીં. સરકારી સભાસદે બચાવમાં એવું કહેલું છે કે દુનીયાના સર્વ ભાગોમાં કેટલાક અનીવાર્ય સંજોગોને લઇને હુંડીઆમણનો મામલો બાહુજ વીકટ થઇ પડયો છે અને તેને પરીણામે આપણા દેશને પણ ભોગવવું પડયું છે. તે કહેવું ગમે તો વ્યાજબી પણ હોય તો પણ હીંદી વજીરના હાથમાં કાયદાથી બે શીલીંગ પર હુંડીઆમણ લઇ જવાની સત્તા બીલકુલ રહેવી જોઇએ નહી. અને તેવી સત્તા હશે ત્યાં સુધી વ્યાપારી કોમનો વીશ્વાસ હુંડીઆમણની રાજનીતિમાં જરા પણ બેસશે નહી. ચલણની બાબતમાં જોકે કેટલાક નાણાશાસ્ત્રીઓનો અભીપ્રાય રૂપાનું ચલણ ફરીથી શરૂ કરવાની તરફેણમાં છે પરંતુ હું માનું છું કે વધુમત સોનાના સીક્કા અને સોનાનું ચલણ ચાલુ રાખવાની નીતિ તરફ છે.

સર વીઠ્ઠલદાસે હીંદની સોનાની અનામત લંડનમાં રાખવાની ભુલ ભરેલી રાજનીતિ સામે જે ખુલાસો કર્યો છે તે બાબત તરફ આપણી ચેમ્બરે પણ એકથી વધુ વખત ના. સરકારનું ધ્યાન ખેંચ્યું છે અને હું આશા રાખું છું કે વ્યાપારી પ્રજાના મત ઉપર ધ્યાન આપી હીંદને હીસાબે સોનાની જે અનામત ઇંગ્લાંડમાં પડી રહે છે તે વાકીદે હીંદમાં લાવવામાં આવશે.

**રેલ્વે ફીનેન્સ કમીટીનો રીપોર્ટઃ—**રેલ્વે કમીટીનો રીપોર્ટ ગયા વર્ષની આખરે બહાર પડયો જેમાં રેલ્વે બજેટ અને રેલ્વે ફીનેન્સ આખા દેશના બજેટથી કેવળ વ્યાપારી ધોરણ ઉપર સરવાયાના રૂપમાં અલગ તૈયાર કરવાની આપણી ચેમ્બરે રેલ્વે કમીટી પાસે દરખાસ્ત રજુ કરેલી હતી અને તે દરખાસ્ત રેલ્વે કમીટીએ સર્વાનુમતે સ્વીકારી હતી અને તે મુજબ પોતાના રીપોર્ટમાં ના. સરકારને ભલામણ કરી હતી તેમ છતાં પણ રેલ્વે ફીનેન્સ કમીટી કલકત્તામાં બેસાડવામાં આવી અને તેમાં ફીનેન્સ મેમ્બર સર હેલીએ જે હકીકતો કમીટી સમક્ષ રજુ કરી હશે તેનો હેવાલ આપણી આગળ નથી તો પણ તેઓએ જે હકીકતો રજુ કરી તે પરથી કમીટીએ સર્વાનુમતે રેલ્વે બજેટ જુદું ન પાડવા

ભલામણ કરેલી છે. અને તેમાં કારણ એમ જણાવવામાં આવે છે કે રેલ્વેની પેદાશનો મોટો જથ્થો જો સરકારના હાથમાંથી નીકળી જાય તો બજેટમાં મોટો ખાડો પડે પણ તે ભીતિ હું માન્ય કરી શકતો નથી કારણ કે તે દલીલમાં બે બાબતો સ્પષ્ટ કરવામાં આવતી નથી. એક બાબત એ છે કે રેલ્વેની જે ચોખ્ખી પેદાશ થાય તે બધી પેદાશ રેલ્વેના વીસ્તારમાં વાપરવી. હું તે માગણી સાથે મળતો થતો નથી. બીજી માગણી એવી છે કે રેલ્વેનું જુદું બજેટ રાખી જુદું સરવાયું કહાડી તેના ઉપર પાંચથી છ ટકાની વહેંચણી કરી તે રકમ ના. સરકારે રોકેલી મોટી થાપણને પેટે વ્યાજ તરીકે આપવી અને વધારે નફો થાય તો તે રેલ્વેનો વીસ્તાર કરવામાં વાપરવો. હું આ મતને મળતો છું. અને હું માનું છું કે હાલ જે પદ્ધતી ચાલે છે તે પદ્ધતી વ્યાપારી નીયમથી વિરૂદ્ધ છે. જેવી કે કેટલીક રકમો જમા બાજુએ "કેપીટલ એકાઉન્ટમાં" મીલકત તરીકે નોંધાએલી હોય તે મીલકત એક રીતે જોતાં કીંમત વગરનીજ હોય. રેલ્વેનો કારભાર જુદા ખાતા મારફત ચલાવવામાં આવે તો રેલ્વેનો વીસ્તાર કરવાની જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે તે રેલ્વે નફાકારક નીવડશે કે નહીં તે પહેલાંથી તપાસી તેના ઉપર કેટલો નફો પેદા થઈ શકશે તે સઘળાનો વીચાર કરીને તે રેલ્વેને માટે ખાસ લોન ઉભી કરવામાં કાંઇ પણ અડચણ નડશે નહીં. હું આશા રાખું છું કે ના. સરકાર આ બાબતમા ફરીથી વીચાર કરી રેલ્વે બજેટ અને રેલ્વે ફાઈનેન્સ આખા દેશના બજેટ અને ફીનેન્સમાથી અલાઈદું પાડી એક અલગ વ્હેપારી સાહસ તરીકે કામ કરશે. જ્યારે આપણે રેલ્વેના વીષય ઉપર છીએ ત્યારે મારે એટલું કહેવું જોઇએ કે રેલ્વેના દરો એટલા બધા ભારે નહીં હોવા જોઇએ કે જેથી દેશના વ્યાપારને હાનિ પહોચે અને દેશના વ્યાપારની આબાદીને ભોગે રેલ્વે ખાતાના નફા મોટા બતાવાય.

**ના. સરકાર તરફથી માલની ખરીદીઃ**—આ બાબતની અંદર જે કમીટી નીમાએલી હતી તે કમીટીમાં હું એક સભાસદ હતો અને તે કમીટીની બહુમતીએ જે ભલામણો કરી છે તે ભલામણોને બાજુપર રાખીને ના સરકારે લઘુમતી (કે જે લઘુમતી હીંદી વજીરના એક અમલદાર અને અહીંની સરકારના એક અમલદારની બનેલી હતી) એવી લઘુમતીના રીપોર્ટ ઉપર પગલાં લીધાં છે અને તેમાંના એક અમલદારની વીલાયતની અંદર માલ ખરીદવાના કામના હોદ્દા ઉપર નીમણુક કરવામાં આવી છે. બહુમતીમાં રેલ્વે, મીલીટરી, પબ્લીક વર્કસ ડીપાર્ટમેન્ટ, ઇંગ્રેજી પેઢીઓના પ્રતીનીધીઓ તથા બે હીંદીઓ હતા. તેઓના બહુમતને બાજુ પર રાખી વડી ધારાસભા પાસે આ બાબત રજુ કર્યા વગર લઘુમતીની ભલામણો ઉપર કામચલાઉ અમલ કરવામાં આવ્યો છે તે જોઇને મને ઘણી દીલગીરી થાય છે. હું આશા રાખુ છું કે જે ભલામણો આપણી ચેમ્બરની કમીટીએ પણ ફરીથી કરેલી છે તેના ઉપર તાકીદે ધ્યાન આપી તે ભલામણો અમલમાં મુકવામાં આવશે અને તેથી હીંદને થતો ગેરઇનસાફ અટકાવવામાં આવશે.

**રેલ્વે કમીટીનો રીપોર્ટઃ**—આ રીપોર્ટ થોડાજ વખત ઉપર બહાર પાડવામાં આવ્યો છે કે જે કમીટીમા શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે ઘણાજ સમયનો ભોગ આપી અને શ્રમ લઈ સારી સેવા બજાવી છે. મુખ્ય સવાલ સ્ટેટ વીરૂધ્ધ કંપની મેનેજમેન્ટનો છે અને તે બાબતમાં સર વીલીયમ એકવર્થ જેવા રેલ્વેની બાબતોમાં પ્રવીણ ગૃહસ્થનો મત શેઠ પુરૂષોત્તમદાસ મેળવી શકયા છે અને આપણે આશા રાખીશુ કે તે રીપોર્ટની ભલામણો ઉપર બનતી ત્વરાએ આપણી સરકાર પગલાં લઇ ઘણા વખતની દેશની માગણી પર તાકીદે ધ્યાન આપશે.

---

ધી બોમ્બે ટાઇમ્સ માટ ૨૧, બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

**આ વર્ષનું ટેરીફ કમીશન:**—આપના જાણવામાં છે કે હાલ જકાતને લગતું કમીશન આખા હીંદુસ્થાન ઉપર પ્રવાસ કરી રહ્યું છે, અને બધા ઇલાકાઓમાં જઇ જુદા જુદા વીચારો એકઠા કરે છે. થોડા સમયમાં તેઓ મુંબાઇ આવી પહોંચશે ત્યારે આપણી ચેમ્બર પોતાના વીચાર રજુ કરશે અને તેનાં શુભ પરીણામ આવશે એમ આપણે આશા રાખીશું. આ અગત્યના સવાલમાં કમીશન ઉપર એક ચુનંદા હીંદી નરને પ્રમુખપદ પર નીમવાને સારૂ આપની કમીટીએ ઘણા આગ્રહપુર્વક સરકારને અરજ કરેલી હતી અને તે અરજ માન્ય રાખી ના. સરકારે આપણી ચેમ્બરના તથા હીંદના પ્રસીદ્ધ બાહોશ નર સર ઇબ્રાહીમ રહીમતુલ્લાને પ્રમુખપદ આપ્યું છે. હાલ તે બાબતમાં વધારે વીવેચન કરવું આવશ્યક નથી.

**બેંકીંગ ઇન્સ્યુરન્સ અને શીપીંગ:**—કોઇ પણ દેશની આર્થીક સ્થીતીનો ખ્યાલ કરવાનો જ્યારે સમય આવે છે ત્યારે ત્રણ સવાલ મુખ્ય નજર આગળ આવે છે.

૧ બેંકીંગ

૨ ઇન્સ્યુરન્સ

૩ શીપીંગ અને માલ લાવ લઇ જવાનાં સાધનો.

પહેલી બાબતમાં આપણે જોઇએ છીએ કે ઇમ્પીરીઅલ બેંક ઓફ ઇન્ડીઆ કે જે આપણે દેશની બેંક કહી શકીએ તેનો કબજો ના. સરકાર અને તેમને પસંદ પડતી વ્યકતીઓનોજ. તે બેંકે પોતાની પ્રવૃત્તીઓ હુંડીઆમણના વીષયમાં કરવી કે નહી તેનો નીર્ણય કરવાનું કામ પણ સરકારના હાથમાં. આપણા દેશમાં પરદેશી બેંકો આવી છચોક વહીવટ કરી ડીપોઝીટો લે અને તેના પર આપણી સરકારનો જરાપણ અંકુશ જોવામાં આવતો નથી તેમજ આ દેશના ડીપોઝીટરોની સલામતી માટે કાંઇ પણ ઇલાજ ના. સરકાર લેતી જોવામાં આવતી નથી. પોર્ચ્યુગીઝ, જાપાનીઝ ડચ વીગેરે બેંકો આ દેશમા આવી વહીવટ કરે પણ તેના પર આ દેશનો કાબુ બીલકુલ નથી. જ્યારે આપણી બેંકો ગમે તેટલી થાપણ સાથે અને ગમે તેટલી વગ ધરાવીને લંડનમાં જો સ્થાપના કરે તો ત્યાં પણ આપણી સાથે વહીવટ કરવાને અને આપણને સગવડ આપવાની સાફ ના પાડવામાં આવે એટલુંજ નહી પણ તેની પ્રગતીમાં અનેક વાંધનો નાખવામાં આવે. આવી સ્થીતી જો આપણા સામ્રાજ્યની રાજધાનીમાં જોવામાં આવે તો અન્ય દેશોમાં આપણી બેંકો તરફ સારા અને ન્યાયી વર્તનની તો આશા શી રાખવી?

જે દેશો અન્યોઅન્ય સરખી રીતે વર્તે નહી તે દેશોની બેંકો તરફ આપણી સરકારે તેવીજ વલણ અખત્યાર કરવી જોઇએ.

**ઇન્સ્યુરન્સ**—પરદેશી કંપનીઓ અહીંથી કરોડો રૂપીઆનું કામ લઇ જાય તેઓની ઉપર આપણી સરકારની જામીનગીરીમાં કાંઇ પણ રકમ રોકવાની ફરજ નથી. તેઓએ માથે લીધેલાં જોખમાની વીગતો આપવાની તેઓના ઉપર ફરજ નથી અને નુકશાન થાય તો તે વખતે તે કંપનીઓમાં આ દેશમાં લીધેલાં જોખમોની ભરપાઇ કરવા માટે તેઓ પાસે પુરતાં સાધનો છે કે કેમ તેની પણ ના. સરકાર તરફથી ચોકસાઇ રાખવામાં આવતી નથી. જો અમેરીકામાં જશો તો પહેલાં તે દેશનાં નાણાંમાં તે દેશની જામીનગીરીઓમાં તમારે મોટી રકમ રોકવી પડશે ત્યાર બાદ તે દેશના કોઇ પણ એજંટને તમારે નીમવો પડશે અને ત્યારેજ તમે ત્યાં કામ કરી શકશો.

---

સ્પેનમાં જોશે તો સ્પેનીશ કંપનીની મારફતેજ પરદેશી કંપની કામ કરી શકશે. જ્યારે હીંદુસ્થાનમા પરદેશી કંપનીઓને કામ કરવામાં જરા પણ અગવડ નથી એટલુંજ નહી પણ દરેક સગવડ કરી આપવામાં આવે છે અને તેમના પર કંઇ પણ જાપ્તો જોઇએ તે નથી. આ બાબત ધારાસભામાં લાવી હું આશા રાખું છુ કે કોઇ પણ સભાસદ તુરત પગલા લેશે.

**શીપીંગ:**—આ સંબંધમાં પણ જોઇશું તો આપણા દેશના પૈસાથી ઉભી થયેલી કરોડોની ચાપણુની કંપનીઓને આપણાજ દેશમાં આપણાજ દરીઆમાં પરદેશી કંપની હરીફાઇ કરી ડુબાડી દેવાની તજવીજ કરશે તો તેને કોઇ પણ રીતે કાયદાનો બાધ નથી. એટલુંજ નહીં પણ આપણી સરકાર પરદેશી કંપનીઓને માલ લાવ લઇજા કરવાનું કામ દેશી કંપનીઓને પુછયા વગર આપી દે છે તે મારી જાણની વાત છે અને તે જોઇ આપણે ઘણા દીલગીર છીએ. આ બાબત પણ ધારાસભામા લાવવા યોગ્ય છે.

**બજેટ:**—થોડા વખતમાં બજેટ બહાર પડશે. સામાન્ય માન્યતા એવી છે કે બજેટમા ઘણો ખાડો પડવાની વકી છે અને તેથી ચાંદી ઉપર જકાત નાંખવામાં આવશે. હું આશા રાખું છું કે આપણી ચેમ્બરના મુળથી જણાવવામા આવેલા અભીપ્રાય મુજબ કીંમતી ધાતુના વેપાર ઉપર ના. સરકાર તરફથી અંકુશ મુકવામાં આવશે નહી. બજેટનો ખાડો આવક વધારીને પુરવાના કરતાં મીલીટરી ખર્ચ કમી કરીને તે ખાડો ઉભો થાયજ નહીં તે મતલબની કોશીશ જ્યાં સુધી કરવામાં આવશે નહીં ત્યા સુધી ના. સરકારને નાણા ભીડ કાયમ રહેવાની બીજા દેશોમા મીલીટરી પાછળ ટકા ૨૦ થી ૨૫ ટકા ખર્ચ વ્યાજબી ગણાય છે ત્યારે આપણે કમભાગ્યે ના. સરકાર ૫૦ થી વધારે ટકા જેટલું ખર્ચ પણ પુરતું માનતી નથી. હુ આશા રાખું છું કે બજેટની દરેક રકમ ઉપર મત આપવાનો જે ઠરાવ ધારાસભાએ પસાર કર્યો છે તે પર ના. વાઇસરોય ઘટતું લક્ષ આપશે.

સભ્યો, હવે આ વીવેચન બંધ કરતા રીપોર્ટ હેઠળના વર્ષમાં તે વર્ષની કમીટીમા એ. શેઠ ચુનીલાલ મહેતાની જે ખોટ પડી છે તે તરફ આપનુ ધ્યાન ખેચું છું. તેઓ ના. મુંબાઇ સરકારના પ્રધાન તરીકે નીમાએલા હોઇ આપણી કમીટી તેમની કીંમતી સેવાનો લાભ લઇ શકી નથી. ફકત સંતોષની વાત એટલીજ છે કે તેઓ હજી પણ આપણાજ પ્રતીનીધી તરીકે મુંબાઇની ધારાસભામા છે અને આપણે આશા રાખીએ છીએ કે તેઓ પરોક્ષ રીતે પણ ચેમ્બરની સેવા બજાવી આપણુને આભારી કરશે.

આપણા કાયમના સેક્રેટરી મી. મહેતા જેઓ હાલ લંડનમા છે તેઓ યુરોપના મુખ્ય વેપારી મથકોની ચેમ્બરોની મુલાકાત લઇ માર્ચ આખર આ તરફ આવવાની વકી છે અને તેઓનો રીપોર્ટ કમીટી આગળ રજુ થયા બાદ હુ આશા રાખું છું કે ચેમ્બરમાં ઘણાજ અગત્યના સુધારા અમલમા મુકવાનો પ્રસંગ આવશે.

હું મારૂં ભાશણ સમાપ્ત કરૂં તે પહેલાં હાલના સંજોગો ઉપર મારા વીચાર રજુ કરૂં છું. હિંદની બહારની એટલે કે મુખ્યત્વે કરીને પાશ્ચાત્ય દેશોની પ્રવૃતીઓને તમે ગમે તો સ્થુળ સંસ્કૃતીનું નામ આપો પણ મારે કહેવું જોઇએ કે તેઓ કુદરતની શકતીઓ ઉપર દિન પ્રતીદિન વધારે ને વધારે કાબુ મેળવતા જાય છે અને ઉન્નતિ માટે અનેકરૂપી

---

સાધનો વધારવા જાય છે. એવે સમયે કોઇ પણ દેશ ઉદ્યોગીક તથા વ્યાપારીક ઉન્નતી વગર ટકી શકે નહી તો પછી આપણો પ્રાચીન સંસ્કારવાળો દેશ કેમ રહી શકશે! હું ભવીષ્યના ઉંડાણમાં નજર નાખવા નથી માગતો પણ એટલું નક્કી છે કે એ નવી સંસ્કૃતી લાંબે કાળે પણ નાશ પામવાની આશા નથી તો પછી દુનીઆના દેશો સાથે ઉદ્યોગ અને વ્યાપાર દ્વારા સમાગમમાં આવવા છતાં આપણે હાલ એ દરજ્જે છીએ ત્યાં રહેવું વ્યાજબી ન ગણાય કે ત્યાંથી પાછું પગલું ભરવું એ આપણને ન પોસાય. આજ વર્ષો થયાં જીંદગી નભાવવા માટે જે વીગ્રહ ચાલ્યો આવે છે તેનું આ તો માત્ર એક સ્વરૂપ છે એમાં આપણું કર્તવ્ય એ છે કે માણસમાં કે તેની આસપાસના સંજોગોમાં જે સારૂં હોય તેને ખીલવવું. એમાં જેની ઝડપ વધારે હશે તે ફાવશે અને જે મજબુત હશે તે જીતશે તથા જે માણસ જાતના ભલામાં મદદ કરવાની ફરજ પ્રત્યે બેદરકાર રહેશે તે અંતે નાસીપાસ થશે.

દુનીયાની દોલતનો નાશ કરનારી લડાઇએ આપણને પણ એવી મંદીમાં નાખી દીધા છે કે જેનો પાર પામી શકાય તેમ નથી. પણ તે મંદીને લીધે દુનીયાના દેશોની પ્રજાઓ ફરીથી દોલતવાન થવાને માટે તથા પોતાને માથેથી કરજ ઉતારવાને માટે નવા પ્રદેશો શોધવાને પ્રેરાશે. એમની જેટલી શકિત હશે તે બધી એકત્ર કરીને આપણા ઉપર હુમલો લાવશે. આ પ્રમાણે કહેવામાં મારો હેતુ એ છે કે હિંદની નૈતીક તથા આર્થીક ઉન્નતી માટે જેમને કાળજી હોય તેવી સર્વે વ્યકતીઓ પોતાના રાજકીય વીચારો બાજુ પર રાખીને આ દેશના અગત્યના આર્થીક લાભો સંભાળવા માટે એકત્ર થાય. તમે ગમે તેમ કહો પણ "દોલત એ એક શકિત છે" અને ગરીબાઇ એ તો ફકત ઉદાસીન વૃત્તિવાળા મનુષ્યોનુંજ સૂત્ર છે કે મનુષ્યોને દ્રવ્યના પાશમાં જવાનો બીલકુલ મોહ થતો નથી હું આશા રાખુ છું કે મારા કહેવાનો ખોટો અર્થ નહીં થાય. બીજા જે જે સ્વદેશ ભકતો છે તેમના જેટલોજ રાજકીય સ્વતંત્રતાનો હું હીમાયતી છું. હીંદની રાજકીય ઉન્નતી સાધવા માટે જેઓ આજે પ્રયત્ન કરી રહ્યા છે તેમની તરફ હું દીલસોજી અને માન ધરાવું છું. હું એમ પણ માનું છું કે પોતાની શકિત પ્રમાણે વેપારીઓએ પણ રાજકીય ઉન્નતીના કાર્યમાં મદદ કરવી જોઇએ. પણ તે સાથે મને લાગે છે કે રાજકીય ઉન્નતીના કાર્યો માટે શ્રમ લેનારાઓની સહાનુભુતી વેપારીઓ તથા ઉદ્યોગવાળાઓ પ્રત્યે પણ હોવી જોઇએ. કેમકે રાજકીય ઉન્નતી અને આર્થીક ઉન્નતી તે બંનેને જુદી પાડી શકાય તેમ નથી. અમે અમારાં ક્ષેત્રમાં રહીને ઉપર જણાવેલી બંને પ્રકારની ઉન્નતી માટે અમારાથી બનતો પ્રયત્ન કર્યો છે-કરીએ છીએ અને કરીશું. એ પ્રમાણેજ દરેક વ્યકિતનો આશય હોવો જોઇએ. અને હું આગ્રહપુર્વક કહું છું કે આ ચેમ્બર માત્ર હીંદી વેપારી વર્ગ તરફથીજ નહીં પણ હીંદી રાજ્યદ્વારીઓ પાસેથી પણ તેમજ દરેક દેશ હિતચીંતક પાસેથી સંપુર્ણ સહાય મેળવવાને હકદાર છે. શું દેશનો રાજવહીવટ સુધારવા માટેની લડતમાં આપણે સહાય આપી નથી? પરદેશો તરફના આર્થીક બંધનોમાંથી દેશને છોડાવવા માટેની લડતમાં આપણે ભાગ નથી લીધો? આપણી આર્થીક ઉન્નતિની આડે આવે એવા રાજકીય ભેદભાવ સામે આપણે આપણો સ્વતંત્ર અભીપ્રાય નથી દર્શાવ્યો? દેશનું દ્રવ્ય ઉત્પન્ન કરવામાં, વધારવામાં અથવા તેનું સંરક્ષણ કરવામાં કોઇ પણ પ્રવૃત્તિ માટેની વ્યવહારૂ સૂચનાઓવાળી યોજના હોય તો તેને આપણો ખરા અંતઃકરણથી ટેકો મળ્યો નથી? દરેક વ્યકિત પોતે હાથે કાંતેલા તથા હાથે વણેલા સુતરનાં કપડાં પહેરે એવો જે સ્વાશ્રયના સિદ્ધાન્તને ટેકો આપવાવાળો કાર્યક્રમ મહાત્મા ગાંધીએ દેશને સારૂ યોજ્યો છે તેને માટે મને માન છે એમ હું ખુલ્લા દીલે કબુલ કરૂં છું. ખરી સ્વદેશીની હીલચાલની આ એક બાજુ છે. એ કાર્યમાં દરેક વેપારીઓ ઘોડ ઘણે અંશે

પોતપોતાના ક્ષેત્રમાં ફાળો આપેજ. મને તો લાગે છે કે રાજકીય ઉન્નતિ માટે જેટલી જરૂર છે તેટલી જરૂર ઉદ્યોગીક ઉન્નતિ માટે પણ છે. જે લોકો રાજદ્વારી ઉન્નતિનું કામ કરવા માટે વધારે લાયક હોય તે કામ તેઓ ભલે કરે અને આપણે એક શહેરી તરીકેની ઉંચી અને સામાન્ય ફરજો બજાવી તેઓને આપણી સહાનુભૂતી આપીશું. પણ જે કાર્યોથી સમાજ છીન્નભીન્ન થઈ જાય, જુદા જુદા વર્ગો છુટા પડી જાય; જેથી મનુષ્યની વૃત્તિઓ નીરંકુશ બને અને સમાજ એક સંપથી કામ કરવાને અશક્ત બને એવાં કાર્યોને હું જુદાં પાડું છું. તેવાં કાર્યો કોઇ અમુક મતના રાજદ્વારીઓ કરે અગર તો સરકાર કરે તો પણ તે કાર્યો માટે મને બીલકુલ દીલસોજી નથી. દરેક વ્યકિતને બોલવાની તથા મંડળોમાં ભળવાની સ્વતંત્રતા હોવી જોઇએ અને એ હકની હીમાયતમાં બધાએ ઉભા રહેવું જોઇએ. પણ તે સાથે હું એમ પણ માનુ છું કે શાન્તિ અને સ્થિર સંજોગો શીવાય પ્રગતિ અશકય છે. અને જો પ્રગતિ અગર તો ઘણીજ ત્વરીત પ્રગતિ કરવાનો જો આપણો આશય હોય તો જે જે હીલચાલો આપણને ઉન્નતિના માર્ગમાં આગળ વધતાં અટકાવતી હોય તેને દરેક સમજુ વ્યકતીએ વખોડી કહાડવી જોઇએ. એટલું લક્ષમાં રાખવાનું છે કે સરકાર તેમજ રાજદ્વારીઓ વ્યાજબી ઠપકામાંથી પોતાની જાતને મુક્ત કરી શકે નહી અથવા તો તે તરફ બેદરકાર રહી શકે નહીં. હું આપ સર્વને આર્થીક અને રાજદ્વારી લાભો વચેનું સમતોલપણું જાળવી રાખવાને વીનવું છું આ બેમાંથી એક પણ અશ્વને પાછળ પાડી બીજાને ચાબૂક મારી આગળ દોડાવતા નહી કારણ કે તેમ કરવાથી રથની ગતિ અટકી જશે. ખરો માર્ગ તો એજ છે કે લગામ બરાબર સરખી રાખી બન્ને અશ્વને સરખી ઝડપથી દોરવા કે જેથી રથનો વેગ ત્વરીત થાય. કોઇ પણ અશ્વને તે શ્રમીત થઇ ધરતી પર ઢળે ત્યા સુધી પરોણા મારતા નહી અને આપણી ચેમ્બરને સારૂ કહીએ તો અશ્વની લગામ એટલી કાબુમાં ન રાખતા કે જેથી કરીને આપણી ધારેલી મુસાફરી પાર પડી ન શકે. એટલું યાદ રાખવાનું છે કે આર્થીક અને રાજદ્વારી સ્વતંત્રતાનું કામ સ્વરાજ્ય મળતાજ પુરૂં થશે નહી. એ સ્વતંત્રતાનાં દ્વાર જ્યારે ખુલશે ત્યારે આપણા પ્રજાકીય જીવનની માત્ર શરૂઆતજ હશે. તે વખતે જે મુશકેલીઓ તથા જે જરૂરીઆતો ઉભી થશે તેનો ખ્યાલ કરવાનો છે અને ત્યારેજ માત્ર ઉન્નતીનો ખરો માર્ગ હાથ આવ્યો છે એમ કરી શકાશે. અને તેવે પ્રસંગેજ આપણને એક બીજાની સહાનુભુતિ તથા ટેકાની વધારે જરૂર પડશે કારણ કે તેવીજ સહાનુભુતીથી દેશની આબાદી થશે. મારે આપને વીનંતી કરવાની છે કે ઉપર જણાવેલા ભવીષ્યનો સમય તરફ તમારી સુક્ષ્મ દ્રષ્ટી નાખશો અને સમજી લેશો કે તે પ્રસંગે આપણે એક બીજા સાથે ભાઇચારાના સંબંધથી એક બીજાનો મદદગાર કરવાનો પ્રસંગ આવશે માટે મારે આપને હાલ એટલીજ વીનંતી કરવાની છે કે તે સમયને માટે આપ સર્વ આપની શકની જાળવી રાખશો અને તે દરમીયાન આપની શક્તીનો મીથ્યાવાદમાં ખર્ચ નહી કરી નાખો કારણ કે એ પ્રકારના અરસ પરસના મીથ્યાવાદથી દેશના હીતને હાની પહોંચે છે અને દેશના દ્રવ્યને ઉત્પન્ન કરનારા તેમજ તેની વ્હેંચણી કરનારા દરેક સાધનોને પક્ષાઘાત થતો જાય છે. જો તેઓની પ્રવૃત્તીઓ મંદ પડી જાય તો પછી તે દેશને શા અર્થની? આપણે બધા શાન્તિ અને પ્રગતિ ઇચ્છીએ છીએ પણ પ્રગતિ વિના શાન્તિ અશકય છે અને શાન્તિ વિના પ્રગતિ અશકય છે. અને આ એકજ સૂત્રની બંન્ને બાજુઓ સરકાર તેમજ રાજદ્વારીઓ લક્ષમાં રાખે એમ હું ઇચ્છું છું. એક વખતે તેઓ જો આ સૂત્ર સમજી જશે તો આપણો રસ્તો સરળ થશે. હું ફકત સંપ અને શાંતિ, અને પ્રગતિનો હીમાયતી છું એકને ભોગે બીજાની પ્રાપ્તિ

ધી બોમ્બે ટાઇલ્સ માર્બલ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઇ.

નીષ્ફળ છે. અને જો આપણે જે ઉજળા ભવીષ્યની આશા રાખીએ છીએ તેમાં આપણી પ્રગતી માટે કાંઇ સહાનુભુતીની જરૂર પડશે એમ જો ખાત્રી થતી હોય તો હું વીનવું છું કે આપણે દરેકે નજીવા મતભેદો દુર રાખી એકત્ર થવું જોઇએ કે જેને પરીણામેજ આપણો દેશ આગળ વધી શકશે. આ પંથમાંજ આપણો મોક્ષ છે.

છેવટે આપ સઘળાઓએ પોતાના અંગત અભીપ્રાયો ગમે તેમ હોય તેમ છતાં પણ જે શાન્તિ જાળવી મને સહાનુભુતી આપી છે તે સારૂ હું આપ સર્વનો આભાર માનું છું. તેમજ કમીટીના સભાસદોએ તેઓની સમક્ષ રજુ થતા દરેક પ્રશ્નો ઉપર પોતાનો અંતઃકરણપુર્વક ટેકો આપીને મને જે છેલ્લાં ૧૫ માસમાં કીમતી મદદ કરી છે તે માટે તેઓનો તથા સેક્રેટરી તથા સ્ટાફે પણ જે પોતાની ફરજ અદા કરી છે તે સઘળાનો આ સ્થળે આભાર માનું છું.

બાદ રીપોર્ટ તથા તેમાં જણાવેલો હીસાબ મંજુર કરવાની દરખાસ્ત આપની સમક્ષ રજુ કરી બેસી જવાની રજા લઉં છું.



**શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશીએ** રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્તને ટેકો આપતા જણાવ્યું કે પ્રમુખ સાહેબે કરેલા ભાષણ પછી મારે કાંઇ કહેવાનું રહેતું નથી. કેટલાક સવાલોના સંબંધમાં સભાસદો વચ્ચે કેટલાક મતફેર છતાં કમીટીએ હંમેશાં દરેક બાબતમાં પોતાનો પ્રમાણિક અભિપ્રાય આપ્યો હતો. કમીટીના સઘળા સભાસદો વિશ્વાસપાત્ર છે અને તેઓ જે કાંઇ કરશે તે ચેમ્બરના લાભમાજ કરશે. આટલું બોલી હું આ દરખાસ્તને ટેકો આપું છું.

**શેઠ એસ. આર. બમનજીએ** વિવેચન કરતાં જણાવ્યું કે "નૌકા અને વહાણના ઉદ્યોગને લગતી કમીટીમાં ના. સરકારે મી. ભુતા નામના એક ગ્રહસ્થની નીમણુક કરી હતી. એ ગ્રહસ્થ આ બાબતનો કાંઇપણ અનુભવ ધરાવતો નથી. હું ઇંગ્લંડ હતો ત્યારે મેં જણાવ્યું હતું કે મી. ભુતાને હિન્દમાં કોઇ ઓળખતું નથી. મેં કમીટી સમક્ષ હિન્દ સાથે સંબંધ ધરાવતી સ્ટીમર કંપનીઓ મારફત દરેક બારકસ ઉપર બે ત્રણ હિન્દીઓને તાલીમ આપવાની ગોઠવણ કરવા સૂચવ્યું હતુ. એ કમીટીના બંધારણ સામે વાંધો લીધો હતો."

ઇમ્પીરીઅલ બેન્કમાં ગોરા અમલદારોને મોટા પગારો આપવામાં આવે છે તે સામે પણ તેઓએ કેટલીક ટીકા કરી હતી. વિલાયતની કંપનીઓ પાસેથી હાલમાં આવક વેરો લેવામાં આવતો નથી તે સામે તેઓએ સખત વાંધો દર્શાવ્યો હતો અને આ વર્ષે બજેટમાં ભારે ખોટ આવવાની વકી હોવાથી તે ખોટ વિલાયતી કંપનીઓ પાસેથી આવક વેરો લઇને પૂરી કરવાની તેઓએ સૂચના કરી હતી.

ત્યાર બાદ હિન્દી ચલણના સંબંધમાં સર વિઠલદાસ ઠાકરસીએ વડી ધારા સભામાં જે ઠરાવ રજુ કર્યો હતો તે માટે તેમને ધન્યવાદ આપ્યો હતો અને તે બાબે થોડું વિવેચન કર્યા બાદ વડી ધારા સભા ઉપરના આપણી ચેમ્બરના પ્રતિનિધિ શેઠ મનમોહનદાસ રામજીએ સર વિઠલદાસના ઠરાવની વિરૂદ્ધ મત આપ્યો છે માટે શેઠ બમનજીએ દિલગીરી દર્શાવી હતી.

શેઠ મનમોહનદાસે ખુલાસો કરવાં જણાવ્યું કે હાલનો સમય કમીટી નીમવા માટે અનુકુળ નથી એવો મારો પ્રમાણિક મત હોવાથી મેં તે ઠરાવની વિરૂદ્ધમાં મત આપ્યો હતો.

મારે કે કમીટી નીમવાની દરખાસ્ત પસાર થાય અને મી૦ .બમનજીએ હમણાંજ જણાવ્યું તેમ મી૦ લુવા જેવા ગ્રહસ્થોની તેમાં નીમણુક થાય તો ઉલટું દેશને નુકશાન થાય. સર વિઠલદાસે ફકત કમીટી નીમવા માટેનીજ દરખાસ્ત કરી હતી. પણ જો તેઓ હુંડીઆમણનો દર બદલવાની દરખાસ્ત લાવ્યા હત તો હું મારો મત તેની તરફેણમાંજ આપત. વળી સર વિઠલદાસે પોતાનો દરખાસ્ત સપ્ટેમ્બર માસમા મોકલી આપી હતી એટલે ચેમ્બરને એ દરખાસ્ત ઉપર વિચાર કરવા માટે ચાર મહિના મળ્યા હતા છતાં પણ કમીટી તરફથી તેનને કાંઇ પણ અભિપ્રાય જણાવવામાં આવ્યો નહોતો. નહિ તો ચેમ્બરનો અભિપ્રાય ધરા સભામાં રજુ કરવાની હું મારી ફરજ માનત.''

ત્યાર બાદ રેલ્વે કમીટીના રીપોર્ટમાં વેગનો પુરાં નહિ પાડવાની વેપારીઓની ફરીઆદ, રેલ્વે મારફત લઇ જવામાં આવતા માલ ઉપર નાખેલી જવાબદારી, અને ત્રીજા વર્ગના ઉતારૂઓની હાડમારી સંબંધમાં રેલ્વે કમીટી તરફથી કાંઇ પણ સંતોષકારક કામ કરવામાં આવ્યું નથી એમ શેઠ બમનજીએ જણાવ્યું હતું.

છેવટે નવા પ્રમુખની ચુંટણી સંબંધમાં શેઠ બમનજીએ જણાવ્યું કે આપણે માત્ર બે કે ચાર ગ્રહસ્થોમાથીજ પ્રમુખની ચુંટણી કર્યા કરીએ તે વિલાયતવાળાઓને એમ લાગશે કે ચેમ્બરમાં માત્ર બે કે ચાર ગ્રહસ્થોજ પ્રમુખ થવાને લાયક છે. મારે આ વર્ષે ચુંટાએલા પ્રમુખ સામે કાંઇ કહેવાનું નથી. તેની જેવા બીજા પ્રમુખ મેળવવાનું મુશ્કેલ છે તો પણ ઉપર જણાવેલા આક્ષેપઆંથી મુક્ત થવાની કોશીશ કરવાને હું સર્વે સભાસદોને વિનતી કરૂં છુ.''

શેઠ મનુ સુબેદારે જણાવ્યું કે લડાઇથી ઉભી થએલી ગંભીર સ્થીતિને પહોંચી વળવા માટે જુદા જુદા દેશો પ્રયાસ કરે છે જ્યારે આપણા દેશની સ્થીતિ તો ઉલટી બગડી છે. આપણી ચેમ્બરની પ્રતિષ્ઠા ઘણી વધી છે અને ચેમ્બર તરફથી જતા પત્રોનો તારથી જબાબ વાળવામાં આવે છે. જો કે છેલ્લા ત્રણ ચાર મહિનાથી ચેમ્બરની કમીટીના કામ બાબે જાહેરપ્રજામાં અસંતોષ પેદા થએલ છે અને પરીણામે ચેમ્બરની પ્રતિષ્ઠાને હાની પહોચેલ છે તોપણ કમીટી તરફથી જે કામ કરવામાં આવે છે તે અધુરૂં નહિ રાખતા ચાલુજ રાખવું જોઇએ અને જો તેમ થશે તોજ આપણા દેશનો વેપાર મારફત ઘસડાઇ જતી કરોડોની દોલત આપણે બચાવી શકીશું.

શેઠ માવજી ગોવિંદજીએ પણ ત્યારબાદ થોડું વિવેચન કર્યું હતું.

ત્યાર બાદ શેઠ વસનજી ઠાકરશી હાલાઇએ રીપોર્ટમાંની કેટલીક વિગતો બરાબર જણાવવામાં આવી નથી એવી ફરીઆદ કરી. તેમાં કેટલોક ફેરફાર કરવા માટે તેઓએ સુધારા રજુ કર્યા હતા. સીડનહેમ કોલેજની બોર્ડ ઉપર ચેમ્બરનું પ્રતિનધિત્વ મેળવવાના સંબંધમાં કમીટીએ કરેલા ઠરાવના સંબંધમાં અને મુંબઇની ખીલવણીનો પ્રશ્ન ચર્ચવા માટે સર ચીમનલાલ સેતલવડે ચેમ્બરની કમીટીની મુલાકાત લીધી હતી તેના સંબંધમાં રીપોર્ટમાં બરાબર વીગત આપવામાં આવી નથી એવી તેમણે ફરીઆદ કરી હતી; અને સર ચીમનલાલ સેતલવડ અને કમીટી વચ્ચેની ખાનગી મુલાકાતની ચોકસ વીગતો રીપોર્ટમાં સામેલ કરવા જણાવ્યું હતું.

શેઠ માવજી ગોવિંદજીએ એવો સવાલ ઉઠાવ્યો કે રીપોર્ટના દરેક વિષય ઉપર આવો સુધારો થઇ શકે કે કેમ તે બાબે તેમજ સુધારા માટે પહેલેથી નોટીસ આપ્યા સિવાય સુધારા રજુ કરી શકાય કે કેમ તે બાબે પણ હું મે. પ્રમુખનું રૂલીંગ માગું છું.

મે. પ્રમુખે જણાવ્યું કે કમીટી તથા પ્રમુખ સામે અત્રે કેટલાક આક્ષેપ કરવામાં આવેલા હોવાથી ઉપરના મુદ્દાઓનો નિર્ણય હું સભાસદો ઉપર છોડું છું.

કેટલાક સભાસદોએ અત્રે જણાવ્યું કે આવી બાબતો ઉપર ચુકાદો આપવાનો હક માત્ર પ્રમુખનેજ છે જે ઉપરથી પ્રમુખે એવો ચુકાદો આપ્યો કે મી. હાલાઇ સુધારો માટે અગાઉથી નોટીસ આપ્યા સિવાય તે રજુ કરી શકે નહિ. સભા આ રીપોર્ટ પસાર કરે યા તો પાછો કમીટી ઉપર મોકલી આપે.

શેઠ હાલાઇએ આગળ ચાલતાં જણાવ્યું કે રીપોર્ટની સાથે જે હીસાબ આપવામાં આવ્યો છે તે જ્યારે રીપોર્ટનો ખરડો કમીટી ઉપર તેની બહાલી માટે આવ્યો હતો ત્યારે તેની સાથે તે હતો નહિ જેથી કમીટીએ તે રીતસર તપાસી બહાલ રાખ્યો નથી. માટે હું સુધારો મૂકું છું કે રીપોર્ટ બરાબર વીગતો રજુ નહિ કરતો હોવાથી તે પાછો કમીટી ઉપર મોકલી આપવો.

મે. પ્રમુખે સુધારા માટે નોટીસ નહિ મળી હોવાથી સુધારો રજુ કરવા દેવાની ના પાડી.

અત્રે કમીટીના સભાસદોમાં રીપોર્ટનો જે ખરડો ફેરવવામાં આવ્યો હતો તેની એક નકલ સેક્રેટરી તરફથી રજુ કરવામાં આવી હતી અને હીસાબ પણ કમીટીના સભાસદોમાં ફેરવવામાં આવ્યો હતો એવી સભાની ખાત્રી થઇ હતી.

આ ઉપરથી મી૦ હાલાઇનો સુધારો પડતો મેલવામાં આવ્યો હતો.

શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદીએ જણાવ્યું કે સર ચીમનલાલ સેતલવડ સાથની કમીટીની મુલાકાત તદન ખાનગી હોવાથી રીપોર્ટમાં તેની વીગતો આપવામાં નહિ આવતાં માત્ર તેની નોંધ લેવામાં આવી છે.

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે સર ચીમનલાલ સેતલવડ સાથેની ખાનગી મુલાકાતની વીગતો રીપોર્ટમાં આપવાની શેઠ હાલાઇની સૂચના સામે સખત વિરૂદ્ધતા દર્શાવી હતી. તેમણે આ તે મુલાકાત તદ્દન ખાનગી હતી તે ઉપર સભાનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું; અને જણાવ્યું હતું કે તે વખતે કમીટીમાં હાજર રહેલા સઘળા સભાસદોએ તેમજ શેઠ હાલાઇએ પણ તે મુલાકાત તદ્દન ખાનગી રાખવાની કબુલાત આપી હતી. એક ખાનગી મુલાકાતમાં હાજર રહ્યા પછી અને તે મુલાકાત ખાનગી ન રાખવાની તે વેળા ચેતવણી ન આપ્યા પછી તેની વીગતો જાહેરમાં મૂકવાની માગણી કરવાનું એક અદ્ભુત તરીકે મી૦ હાલાઇને શોભે છે કે? તેમણે ખાનગી મુલાકાતની વીગતો જાહેરમાં મૂકીને આખી કમીટીને ઘણી જ કફોડી સ્થીતિમાં મૂકી દીધી છે તે એટલે સુધી કે ભવિષ્યમાં હવે કોઈ પણ સરકારી અમલદાર આ ચેમ્બરની કમીટીને મુલાકાત આપવાની ના પાડે તો આપણે અજબ થઇશું નહિ. એક ખાનગી મુલાકાતની વીગતો જાહેરમાં મેલવાની માગણી કરીને મી૦ હાલાઇએ પોતનામાં મુકવામાં આવેલા વિશ્વાસનો ભંગ કર્યો છે અને જ્યાં સુધી મી૦ હાલાઇ આ બાબતનો સંતોષકારક ખુલાસો નહિ કરે ત્યાં સુધી સ્વમાન ધરાવનો કોઈ પણ ગૃહસ્થ ચેમ્બરની કમીટી ઉપર રહેવાની મારા મત મુજબ હા પાડશે નહિ. જો મી૦ હાલાઇને એ ખાનગી મુલાકાતમાં ભાગીદાર થવા સામે વાંધો હતો તો તેમણે તે મુલાકાત વેળાએજ પોતાનો વાંધો જાહેર કરવો જોઇતો હતો.

પરંતુ તે વખતે મુલાકાત ખાનગી રાખવાની કબુલાત આપી, મુલાકાત દરમ્યાન હાજર રહી બધી હકીકતથી વાકેફ થઇ પાછળથી તે જાહેર કરવાની માગણી કરવામાં તેઓ ગ્રહસ્થાઇના ગુહ્યનો ભંગ કરે છે અને ચેમ્બરનો તેમજ ચેમ્બરની કમીટીનો મોભો જાળવવા ખાતર રીપોર્ટમાં જણાવવામાં આવેલ વીગતો ઉપરાંત કાંઇ પણ ઇસારો નહિ કરવાને તેઓ એક ગ્રહસ્થ તરીકે બંધાએલા હતા; અને આ બાબતમાં મી૦ પુરૂષોત્તમદાસે મી૦ હાલાઇનો ખુલાસો માગ્યો હતો.

અત્રે કેટલાક સભાસદોએ મી. હાલાઇનું પગલું ગેરવ્યાજબી હોવાનું જણાવી તે માટે ખુલાસો કરવા તેમને જણાવ્યું હતું. શેઠ એસ. આર. બમનજીએ મી. હાલાઇને જણાવ્યું કે તેઓ માટે સહુથી સારો રસ્તો આ બાબતમાં પોતાની દિલગીરી જાહેર કરવાનો છે.

મી. હાલાઇએ જણાવ્યું કે જે વેળા મેં વિવેચન કર્યું તે વેળા હું ખાનગી મુલાકાતની વિગતો જાહેર કરતો હતો એમ મને જણાયું નહોતું અને તેથી જે બન્યું છે તે માટે હું દિલગીર છું.

બાદ રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્ત ઉપર મત લેવામાં તે મી. હાલાઇના એકલા વિરૂદ્ધ મતે પસાર થયો હતો.

ત્યાર બાદ સેક્રેટરીએ નવા વર્ષની કમીટીની ચુંટણીનું પરીણામ નીચે પ્રમાણે જાહેર કર્યું હતું:—

**પ્રમુખ.**

(૧) શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ.

**ઉપ–પ્રમુખ.**

(૨) શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી.

**સભાસદો.**

(૩) શેઠ મનમોહનદાસ રામજી, (૪) શેઠ લાલજી નારણજી, (૫) શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી, (૬) ઓ. શેઠ લલ્લુભાઇ સામળદાસ, (૭) શેઠ જહાંગીર બી. પીટીટ, (૮) સર વિઠલદાસ ડી. ઠાકરશી, (૯) શેઠ મોતીલાલ કાનજી, (૧૦) શેઠ મોતીલાલ વલ્લભજી, (૧૧) શેઠ ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા, (૧૨) શેઠ બી. એફ. માદન, (૧૩) શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ, (૧૪) શેઠ એન. એમ. મઝુમદાર, (૧૫) ઓ. શેઠ ફીરોઝ સી. શેઠના, (૧૬) શેઠ જમનાદાસ વસનજી મનજી, (૧૭) શેઠ ફીકાભાઈ પ્રેમચંદ, (૧૮) શેઠ વલ્લભદાસ ચત્રભુજ શીવજી, (૧૯) શેઠ મોરારજી મુળરાજ ખટાઉ, (૨૦) શેઠ ગીરજાશંકર બી. ત્રીવેદી, (૨૧) શેઠ એસ. બી. બીલીમોરીઆ, (૨૨) શેઠ વાલચંદ હીરાચંદ, (૨૩) શેઠ મહમદભાઇ હાજીભાઇ લાલજી, (૨૪) શેઠ માવજી ગોવિંદજી, (૨૫) શેઠ જમનાદાસ દ્વારકાદાસ.

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે ત્યાર બાદ પોતાને પ્રમુખ તરીકે ચુંટી કાઢવા માટે સભાસદોનો ઉપકાર માન્યો હતો પણ તેઓએ જણાવ્યું કે "મારી ઉપર કામનો બોજો ઘણો હોવાથી ચેમ્બરના પ્રમુખ તરીકેની ફરજો બજાવવા માટે મને પુરતો વખત નથી તેથી સભાએ કોઇ બીજા ગ્રહસ્થને પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની ગોઠવણ કરવી."

અત્રે હાજર રહેલા ઘણા ખરા સભાસદોએ શેઠ પુરૂષોત્તમદાસને પ્રમુખનો ઓધ્ધો સ્વીકારવા આગ્રહ કર્યો હતો. શેઠ એસ. આર. બમનજીએ જણાવ્યું કે હાલમાં ચેમ્બર એક ઘણાજ બારીક પ્રસંગમાંથી પસાર થાય છે અને તેવે વખતે તેનું સુકાન શેઠ પુરૂષોત્તમદાસ જેવા એક બાહોશ અને અનુભવી ગ્રહસ્થના હાથમાંજ રહેવું જોઈએ. તેઓએ શેઠ પુરૂષોતમદાસને ઘણાજ આગ્રહપૂર્વક તે ઓધ્ધો સ્વીકારવાની અપીલ કરી હતી.

મી એડનવાળાએ જણાવ્યું કે ચેમ્બરના સઘળા સભાસદો ચેમ્બરના સેવકો છે અને કમીટીનું પ્રમુખપદ સ્વીકારવામાં પણ ચેમ્બરની સેવા કરવાનોજ આશય છે. ચેમ્બરના સભાસદોની બહુમતીએ શેઠ પુરૂષોત્તમદાસને પ્રમુખ તરીકે ચુંટી કાઢી ચેમ્બરની સેવા કરવાનો જે બોજો તેને માથે નાખેલ છે તે બોજો ઉંચકવાની શેઠ પુરૂષોત્તમદાસે ના પાડવી જોઈએ નહિ અને ચેમ્બરના સભાસદોના મતને માન આપી તેઓ તે પ્રમુખપદ સ્વીકારવાને બંધાએલાજ છે.

ઓ. શેઠ ફીરોઝ શેઠનાએ પણ જણાવ્યું કે હાલમાં ચેમ્બર કટોકટીના વખતમાંથી પસાર થાય છે તેથી તેનું સુકાન શેઠ પુરૂષોત્તમદાસ જેવા અનુભવી અને બહોશ ગ્રહસ્થના હાથમાંજ રહેવું જોઈએ અને શેઠ પુરૂષોત્તમદાસે આવે વખતે તે જવાબદારી માથે લેવાની ના પાડવી જોઈએ નહિ.

હાજર રહેલા સભાસદોમાંથી શેઠ ગીરજાશંકર ત્રીવેદી, શેઠ મોતીલાલ કાનજી વિગેરે ગૃહસ્થોએ પણ શેઠ પુરૂષોતમદાસને પ્રમુખપદ સ્વીકારવાનો આગ્રહ કર્યો હતો.

ત્યાર બાદ શેઠ પુરૂષોતમદાસે કેટલાક વિવેચન બાદ ખુશાલીના સવાલો વચ્ચે પ્રમુખપદ સ્વીકારવાની હા પાડી હતી.

ત્યાર બાદ શેઠ વલ્લભદાસ ચત્રભુજ શીવજીએ નીચે પ્રમાણે દરખાસ્ત રજુ કરી હતીઃ—

"નવા વર્ષ માટે ચેમ્બરના ઓડીટર તરીકે શેઠ દેવીદાસ વિઠ્ઠલદાસની વાર્ષિક રૂા. ૧૦૦) ના લવાજમથી નીમણુક કરવી એવી હું દરખાસ્ત કરૂં છું." જે સર્વાનુમતે પસાર કરવામાં આવી હતી.

ત્યાર બાદ શેઠ હાલાઈએ ૨૪ દરખાસ્તો રજુ કરવાની નિયમસર નોટીસ આપેલ હોવાથી તે હાથ ધરવામાં આવતાં પ્રમુખે જણાવ્યું કે સાંજના સાડા પાંચ થઈ ગયા હોવાથી આ દરખાસ્તનો હમણાં વિચાર કરવો કે કેમ તે બાબે હું સભાનો મત જાણવા માંગું છું. મી. મહેરજીભાઈ માદને સુચના કરી કે આ સઘળી દરખાસ્તો નવી કમીટી ઉપર મોકલી આપવી.

શેઠ એસ. આર. બમનજીએ દરખાસ્ત કરી કે "મી. હાલાઈની ૨૪ દરખાસ્તો નવી કમીટી ઉપર એવી ભલામણો સાથે મોકલી આપવી કે કમીટીએ તે ઉપર વિચાર ચલાવી આવતી ત્રિમાસીક સભા વેળા તેના ફૈસલાને લગતો રીપોર્ટ રજુ કરવો."

ઓ. મી. ફીરોઝ શેઠનાએ આ દરખાસ્તને ટેકો આપ્યો હતો.

શેઠ લક્ષ્મીદાસ તેરસી તથા મી. સુબેદારે એવો વાંધો ઉઠાવ્યો કે હજી મી. હાલાઈએ પોતાની એક પણ દરખાસ્ત રજુ કરી નથી તે પહેલાં મી. બમનજી પોતાની દરખાસ્ત લાવી શકે નહિ.

(ઓ. મી. ફીરોઝ શેઠનાએ જણાવ્યું કે મુંબઈની મ્યુનીસીપાલ કોરપોરેશનના મારા લાંબા અનુભવ ઉપરથી હું કહું છું કે મી. બમનજીની દરખાસ્ત ઓર્ડરમાં છે.

કેટલાક સભાસદોએ મી. હાલાઈને પોતાની દરખાસ્તો પાછી ખેંચી લેવાની સૂચના કરી હતી પણ મી. હાલાઈએ તે માન્ય રાખી ન હોતી.

ત્યાર બાદ મે. પ્રમુખે મી. બમનજીની દરખાસ્ત ઉપર મત માગ્યા હતા.

---

મી. સુબેદારે જણાવ્યું કે હું સુધારો મેલવા માગું છું. મે. પ્રમુખે જણાવ્યું કે દરખાસ્ત મત ઉપર મૂકવામાં આવેલ હોવાથી હવે સુધારો રજુ કરવા દેવામાં આવશે નહિ. મી સુબેદારે જણાવ્યું કે મને સુધારો રજુ કરવા દેવામાં આવ્યો નથી તેની નોંધ લેવી

પ્રમુખે જણાવ્યું કે મત માગવામાં આવ્યા પછી તમે સુધારો મેલવા માગ્યો તે પણ નોંધવામાં આવશે.

બાદ સાત વિરૂદ્ધ મતે મી. બમનજીની દરખાસ્ત પસાર થઈ હતી.

છેવટે શેઠ એસ. આર. બમનજીએ પ્રમુખનો ઉપકાર માન્યો હતો અને સભા બરખાસ્ત થઈ હતી.

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો.

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહિને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામાં આવેલ છે. જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી તે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી કાંઇ પણ ફી લેવામાં આવશે નહિ. અન્ય વેપારી ભાઈઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફક્ત ૪ આના લેવામાં આવશે.

તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમા હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગત વાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફક્ત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે.

જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

### જાહેર ખબરો:

(1) A gentleman of long experience in import and export lines is open to engagement. Best references and testimonials. Apply A. K. [illegible],
C/o The Indian Marchants Chamber & Bureau, Bank Street, Bombay.

### ઉમેદવારી.

ન્હાના રાજ્યમાં હજુર સાહેબના પર્સનલ સેક્રેટરી તરીકે, રાજકુમારના પ્રાઇવેટ ટ્યુટર તેમજ કમ્પેન્યન તરીકે, અંગ્લોવર્નાક્યુલર સ્કુલના હેડમાસ્ટર તરીકે, અક્ષપોર્ટ ઇમ્પોર્ટ ઓફીસમાં કોરસ્પોન્ડન્સ ક્લાર્ક અને ટાઇપિસ્ટ તરીકે, કોઇ દૈનીક કે અઠવાડીક પત્રના સબ એડીટર તરીકે, પ્રેસના મેનેજર તરીકે, દેશ વિદેશની પેઢીયેમા યોગ્યતા મુજબ ક્લાર્ક તરીકે, કોઈ પેઢીમાં વર્કીંગ પાર્ટનર તરીકે, આશ્રમ સંસ્થા બેર્ડીંગ જેવીના (અમૂક શર્તે) મેનેજર કે સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે, કોર્ટમાં ઇન્ટરપ્રીટર તરીકે—કોઇ પણ સ્થળે એક નોકરી સ્વીકારવા ખુશી છુ હિન્દમા રહેવાનું બને તો બીજે કયાંઇ જવા વિચાર નથી. તેમ ન બને તો વિદેશમાં ફરવા ખુશી છુ. પૂર્વ આફ્રિકામાં હું છું, અને ત્યાંનો મ્હને કાંઇક અનુભવ છે. પત્ર વ્યવહાર કરનાર સજ્જનને દરેક પ્રકારનો સંતોષ આપીશ—વિગત માટે લખો—

હેડ માસ્તર, ગુલાબચંદ મૂળચંદ બાવિશી.

ઠેકાણુ:—શ્રીયુત જેતમાભાઇ દ [illegible].
પી. ઓ. બોક્ષ : ૧૦૧
મુ૦ દરેસલામ. (ટ્રિગા.)

# વેપારી ખબરો તથા પાક સમાચાર.

ના. સરકારની એક યાદીમાં જણાવવામાં આવે છે કે ૧૯૧૯ નો ગોલ્ડ કોઇનેજ એકટ ૨૮–૨–૧૯૨૨ ને રોજ એની મેળે ખતમ થશે. તેથી સોનાની મોહોરને હવે 'લીગલ ટેન્ડર' તરીકે ગણવામાં આવશે નહિ.

પણ ના. હિન્દી સરકારે એમ ઠરાવ્યું છે કે હાલ તુરત માટે સોનાની મોહોરો સરકારી તેઝરીઓમાં મોહોર દીઠ રૂ ૧૫ નાં ભાવથી લેવામાં આવશે.

## એક નવું ઇજીપ્ટ:–

ફ્રેન્ચ કોટન એસોસીએશનનાં ઘણી શોધખોળને પરીણામે ડાયોલીબાની તળેટીમાં ૨,૦૦૦,૦૦૦ હેકટાર જેટલી જમીનનું એક નવું ઇજીપ્ટ બનાવવાની યોજના કરવામાં આવેલ છે જ્યાં ઇજીપ્ટમાં ઉગાડવામાં આવે છે તેવીજ જાતનું રૂ ઉગી શકશે. આ માટે પહેલાં સેગુ ખાતે એક નહેર બાંધવી પડશે જે બામાકોના નીચે ૭૫૦,૦૦ હેકટાર જમીનને પાણી પૂરૂં પાડશે. એવું અડસટવામાં આવે છે કે જો આ યોજના હાથ ધરવામાં આવશે તો તે પૂરી થતાં ૧૫ વર્ષ લાગશે. અને તેનો કુલ ખર્ચ ૨૬ કરોડ ફ્રેન્ક થશે.

## કેનેડીયન રંગો.

કેનડીયન ડાઇઝ લીમીટેડ નામના એક નવી કુંપની અમેરીકાના ટોરનટો શહેરમાં હાલમાં ઉભી કરવામાં આવી છે, જે ટોરનટો (ઓનટો) અત્રે દરેક જાતના રંગો બનાવશે. આ કુંપનો કેનડામાં આ ઉદ્યોગમાં બહુ કુશળ છે. અને એના પ્રયોગો કાપડ બનવનારાઓને ઘણાજ ઉપયોગી અને લાભદાયક થઇ પડશે.

આ કુંપનીએ ટોરનટોમાં દરીયા સામે બે માળની એક સુંદર બીલ્ડીંગ ખરીદી છે, અને તેમાં દરરોજ એક હજાર રતલ રંગ તૈયાર થાય એવી સામગ્રીઓ ગોઠવવાની શરૂ કીધી છે. અને બજારમા માલ વેચવા શુરૂ કર્વાનો ઇરાદો રાખ્યા છે નજીકના ભવીષ્યમાં નીચલા રંગો જેવા કે અસીડ બેલક નં. ૧૦ બી, એસીડ "બ્લુ" અને ડાઇરેકટ ૧ બલ્લુ, ઝેડ. બી. રંગો બજારમાં વેચવાનો ઠરાવ કીધો છે.

## ૧૯૨૦ ની સાલમાં હિન્દુસ્તાનમાં લીલી તથા કાળી ચાની પેદાશ:

કાળી અને લીલી ચાની કુલ પેદાશ ૧૯૨૦ ની સાલમાં ૩૪,૫૨,૦૫,૦૦૦ રતલ થઇ હતી જે પ્રાંતવાર નીચે પ્રમાણે હતી:—

| | ૧૯૧૯<br>૧૦૦૦ રતલ | ૧૯૨૦<br>૧૦૦૦ રતલ |
|---|---|---|
| આસામ | ૨,૦૯,૧૩૩ | ૨ ૩૪ ૩૧૪ |
| બંગાળ | ૯ ,૫૧૧ | ૭૧,૬ ૭ |
| દક્ષિણ હિન્દુસ્તાન | ૩ ૦૦૫ | ૩ ૬૫૫ |
| ઉત્તર હિન્દુસ્તાન | ૩,૫૫ | ૩૧૫૫ |
| બીહાર અને ઓરીસા | ૪૧૩ | ૩૮૬ |
| કુલ ... | ૩૭૨૯૧૭ | ૩૪૫.૨૦૫ |

આ પેદાશમાંથી કાળી ચાનો હીસ્સો ૩૩૯,૭૨૬,૯૦૦ રતલનો હતો. ૧૯૨૦ ની સાલની પેદાશમાં ૧૯૧૯ ની સાલની પેદાશ કરતાં ૮ ટકાનો ઘટાડો થયો હતો આ આ કડા તદ્દન ચોક્કસ નથી એ ધ્યાનમાં રાખવાનું છે કારણ કે ચા ઉગાડતા બધા બગીચાઓ તરફથી આંકડા પૂરા પાડવામાં આવ્યા ન હોતા ૧૯૧૪ માં પૂરાં થતા પાંચ વર્ષ દરમ્યાન ચાના વાવેતર માટે રોકવામાં આવેલી જમીનમાં ૧૦ ટકાનો વધારો થયો હતો છતા ૧૯૧૯ ની મોસમમા તે જમીન ઉપરનો પાક તૈયાર થયો ત્યારે પેદાશમાં માત્ર ૧ ટકાનો, વધારો થયો હતો તે બીના ખાસ ધ્યાન ખેંચે છે.

## ચાની નીકાશ.

છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન હિન્દુસ્તાનમાંથી દરીઆઇ તથા જમીન માર્ગે નીચે પ્રમાણે ચાની નીકાશ થએલ છે

| | દરીઆઇ માર્ગે | જમીન માર્ગે |
|---|---|---|
| | રતલ ૧૦૦૦ | રતલ ૧૦૦૦ |
| ૧૯૧૬–૧૭ | ૨૯૧,૪૨૯ | ૧,૧૫૫ |
| ૧૯૧૭–૧૮ | ૩૫૯,૧૯૨ | ૧,૪૪૦ |
| ૧૯૧૮–૧૯ | ૩૨૩,૬૬૩ | ૨,૯૮૩ |
| ૧૯૧૯–૨૦ | ૩૭૯,૧૯૬ | ૨,૮૩૭ |
| ૧૯૨૦–૨૧ | ૨૮૫,૭૫૨ | ૧,૭૭૩ |

## દુનિયાનો રૂનો પાકઃ–

યુનાઇટેડ સ્ટેટસના ખેતીવાડી ખાતા તરફથી ૧૯૨૧ ના વર્ષ માટે દુનિયાના રૂના પાકને લગતા આંકડા તૈયાર કરવામા આવેલ છે તે ગણુની મુજબ ૧૯૨૧ ની સાલમાં કુલ પાક ૧,૫૫,૯૩૦૦૦ ગાસડીનો ગણવામાં આવે૨ છે. આ પાક ૧૯૦૦ સાલ પછી થોડામા થોડો છે. ૧૯૨૦ની સાલનો કુલ પાક ૨,૦૬,૫૦૦૦૦ ગાસડી હતો જ્યારે ૧૯૧૯ ની સાલનો પાક ૨,૪૬,૭૫૦૦૦ ગાસડી હતો. છેલ્લા દશ વર્ષનો સરેરાશ પાક ૫૦૦ રતલની ગાસડી ( બારદાન સાથે) ગણતા ૨,૦૭,૭૩૦૦૦ ગાસડી હતો. યુનાઇટેડ સ્ટેટસનો પાક વધારેમા વધાર આડસટવામા આવે છે જે ૪૭૮ રતલની (બારદાન સિવાય) ૮૩,૪૦,૦૦૦ ગાસડીનો અડસટવામાં આવેલ છે ત્યાર પછી ચાઇના અને ઇજીપ્ટનો પાક વધારેમા વધારે અડસટવામા આવેલ છે જે અનુક્રમે ૧૯૫૦૦૦૦ અને ૬,૮૪,૦૦૦ ગાસડી છે

---

## ૧૯૨૧–૨૨ ની સાલનો ઘઉના પાક માટે પહેલો અડસટોઃ–

- આખ હિન્દુસ્તાનમા ઘઉ ના પાક નીચે રોકવામા આવેલી જમીનના ૯૯ ટકા જમીનવાળા પ્રાંતો અને દેશી રાજ્યોમાથી મળેલા આંકડા ઉપરથી આ અડસટો તૈયાર કરવામા આવેલ છે. કાશ્મીર સિવાય ઘઉ માટે બગરના બધા ભાગો માટે આ અડસટો છે. જાન્યુઆરીની શરૂઆત સુધી જે જમીનપર ઘઉં વાવવામા આવ્યા હતા તેટલી જમીન માટે આ આંકડા છે

ઘઉં માટે રોકવામાં આવેલી કુલ જમીન ૨૭,૭૩૯૦૦૦ એકર જેટલી ગણવામા આવે છે જ્યારે ગયે વર્ષે આ વખતે સુધારેલા આંકડા મુજબ તે આંકડો ૨૩,૧૮૫,૦૦૦ એકરની હતી એટલે કે આ વર્ષે તેમા ૨૦ ટકાનો વધારો થએલ છે. ગયે વર્ષે જમીનના છેલ્લામા છેલ્લા આંકડાની સરખામણીમા ચાલુ વર્ષનો આ આંકડો ૭ ટકાનો વધારો બતાવ છે

---

વાવણી વખતે હવાની સ્થીતિ અનુકુળ હતી અને પાકની હાલની સ્થીતિ સામાન્ય રીતે સારી ગણવામાં આવે છે.

ઇલાકાઓ અને દેશી રાજ્યો માટે વીગતવાર આંકડા નીચે મુજબ છે.

| ઇલાકો અથવા રાજ્ય | ૧૯૨૧–૨૨ જાન્યુઆરી એકર | ૧૯૨૦–૨૧ જાન્યુઆરી એકર | ૧૯૨૦–૨૨ નો છેલ્લો આંકડો એકર |
|---|---|---|---|
| પંજાબ (દેશી રાજ્યો સહિત) | ૧૦,૪૦૭,૦૦૦ | ૮,૩૨૭,૦૦૦ | ૮,૭૮૧,૦૦૦ |
| સંયુક્ત પ્રાંતો | ૭,૦૮૮,૦૦૦ | ૫,૫૪૪,૦૦૦ | ૬,૫૬૨,૦૦૦ |
| મધ્ય પ્રાંતો અને બીરાર (દેશી રાજ્યો સહીત) | ૨,૫૪૦,૦૦૦ | ૨,૬૨૨,૦૦૦ | ૨,૬૬૦,૦૦૦ |
| મુંબઇ તથા સીંધ ,, | ૧,૬૫૬ ૦૦૦ | ૯૭૧,૦૦૦ | ૧,૮૨૫,૦૦૦ |
| બીહાર ઓરીસા | ૧,૧૦૮,૦૦૦ | ૧,૦૪૮,૦૦૦ | ૧,૦૬૪,૦૦૦ |
| નોર્થ વેસ્ટ ફ્રન્ટીયર પ્રોવીન્સ | ૯૫૨,૦૦૦ | ૭૧૨,૦૦૦ | ૯૨૨,૦૦૦ |
| બંગાળ | ૧૨૫,૦૦૦ | ૧૧૪,૦૦૦ | ૧૧૭,૦૦૦ |
| દીલ્હી | ૩૦૦૦૦ | ૨૨,૦૦૦ | ૨૮,૦૦૦ |
| અજમેર મેરવારા | ૧૪૦૦૦ | ૯૦૦૦ | ૧૮,૦૦૦ |
| મધ્ય હિન્દુસ્તાન | ૨,૨૮૨,૦૦૦ | ૨,૪૫૪,૦૦૦ | ૨,૭૯૪,૦૦૦ |
| હૈદ્રાબાદ | ૬ ૨,૦૦૦ | ૫૩૬,૦૦૦ | ૩૧૦,૦૦૦ |
| રજપુતાના | ૮૨૧,૦૦૦ | ૭૫૩,૦૦૦ | ૮૦૯,૦૦૦ |
| વડોદરા | ૬૦૦૦૦ | ૬૭૦૦૦ | ૬૭,૯૦૦ |
| માઇસોર | ૪૦૦૦ | ૩૦૦૦ | ૪૦૦૦ |
| કુલ | ૨૭,૭૩૯,૦૦૦ | ૨૩,૧૮૫,૦૦૦ | ૨૫,૮૨૧,૦૦૦ |

## મુંબઇ ઇલાકામાં રૂની ખેતી.

૧૯૨૧-૨૨ ની મોસમ માટે મુંબઇ ઇલાકામાં રૂ ઉપરની છેવટની યાદીમાં જણાવવામાં આવ્યું છે કે રૂના પાકની ખેતી ઇલાકાના બ્રીટીશ જીલ્લાઓમાં ૨૭૪૦૫૦૦ એકર, દેશી રાજ્યોમાં ૧૬૯૭૦૦૦ એકર અને સીંધમાં ૧૩૪૭૦૦ એકર મળી કુલ ૪૫૭૨૦૦૦ એકર ઉપર થઇ છે. તે આગલા વરસના વીસતાર કરતા સેંકડે ૨૩ ટકા જેટલો ઓછો છે. રૂના પાકના વીસતારમાં મુખ્ય ઘટાડો ગુજરાત, કરનાટક અને કાઠીયાવાડમાં થયો છે જે વાવણી વખતે વરસાદ ઢીલમાં પડવાથી અને તેના સબબે અનાજ અને બીજા પાકો ઉગાડવા પાછળ વધુ ધ્યાન આપવામાં આવેલું હોવાના સબબે હતો. ગુજરાતમાં વાવણી પછી ચાલુ વરસાદ પડયા કરવાથી પાક પીવાઇ ગયો હતો જેથી પણ ત્યાં વીસ્તારમાં મોટો ઘટાડો થયો છે. ખાનદેશમાં વરસાદ લાભકારક હતો પણ ત્યાં તેલનાં બીયાંની વાવણી કરવાને વધુ પસંદગી દેખાડવામાં આવતી હતી કેમકે રૂના કરતાં તેના વધુ સારા ભાવ ઉપજતા હતા. સીંધમાં વાવણીની વખતે વખતસર રેલ નહીં આવવાથી ત્યાં પાકનો વીસતાર અરધો અરધ ઘટી ગયો હતો.

---

# વેપારી પુછપરછ.

કોઈ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે સંબંધ બાંધવા ઈચ્છા હોય તો તેણે અમને ખબર આપવી જેથી એ સંબંધી વિગત આ કોલમમાં દાખલ કરીશું.

નીચે જણાવેલ પૂછપરછ ઇન્ડીઅન ટ્રેડ જરનલ ઉપરથી લીધેલી છે. એ વિષેની વધારે માહીતી મેળવવા ઈચ્છનારે નીચે દર્શાવેલો નંબર લખીને પોતાના બેન્ક રેફરન્સ સાથે ડીરેકટર જનરલ ઓફ કોમર્શ્યલ ઇન્ટેલીજન્સ, ૧ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે પૂછાવવું.

કે ૨૪૩–દીલ્હીનો એક ખબર પત્રી જે થોડા વખતમાં સીડની ખાતે ઓફીસ ખોલનાર છે તે હિન્દની ઇજનેરી તથા બાંધકામને લગતો સામાન બનાવનારી પેઢીઓ માટે ઓસ્ટ્રેલીઆમાં એજન્ટ તરીકે કામ કરવા ખુશી છે.

કે ૨૪૪–પીરીઅસ (ગ્રીસ) ની એક પેઢી શણ, શણપાટ, રેશમ ચોખા વિગેરે નિકાશ કરવાવાળાઓ સાથે સંબંધ બાંધવા ઈચ્છે છે.

કે ૨૪૫–ક્રીશ્ચીઆનીઆ ( નોરવે ) ની એક પેઢી ગુણો નિકાશ કરવાવાળાઓ સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

કે ૨૪૬–ઓરેગોન ( યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરીકાની ) એક પેઢી કાશ્મીર રગ, હાથનુ ભરત કામ, અને સુખડ, પીતળ તથા આરસની ફેન્સી ચીજોના નીકાશ કરવાવાળા સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

૨૪૭–એથેન્સ ( ગ્રીસ ) ની એક પેઢી કમીશનથી શણપાટ તથા કંતાન નીકાશ કરવા વાળાઓના એજન્ટ તરીકે કામ કરવા ખુશી છે.

૨૪૯ હેવાના ( ક્યુબા ) ની એક પેઢી ખાંડની કોથળીઓ તથા ચોખા નીકાશ કરવાવાળા સાથે કામ કરવા માગે છે.

૨૫૧–સાન ફ્રાન્સીસ્કોની એક પેઢી હિન્દમાથી શણનો માલ, ચા અને બીજી સામાન્ય પેદાશ નીકાશ કરવાવાળાઓ સાથે સંબંધ બાંધવા માગે છે.

કે ૨૫૨–મદ્રાસ ઇલાકાની એક પેઢી કેઓલીન ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૫૫–સીંગાપોરની એક પેઢી મદ્રાસમાંથી મીઠું નીકાશ કરવાવાળાઓ સાથે સંબંધ બાધવા ઇચ્છે છે.

કે ૨૫૬–કલકત્તાની એક પેઢી સાબરનાં શીંગડાં ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૫૭–મેકસીકોની એક પેઢી ચા તથા તેજાના માટે એજન્સી લેવા ખુશી છે.

કે ૨૫૯–કલકત્તાની એક પેઢી એસ્બેસ્ટોસ ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૬૨–રાઇચુરની એક પેઢી ગાંસડીઓ, ફર્નીચર વિગેરે પેક કરી શકાય તેવી સાદડી ખરીદનારનાં નામ માગે છે.

તેલના રંગો, ડીસ્ટેમ્પર્સ વિગેરે બનાવનારી મુંબાઇની એક પેઢી પોતાનો માલ વેચવા માટે હિન્દુસ્તાનના જૂદા જૂદા ઇલાકાઓમાં અને દેશી રાજ્યોમા એજટો નીમવા ખુશી છે. પત્રવ્યવહાર આ ચેમ્બરની ઓફીસને સરનામે 'ટી' ના નામથી કરવો. પત્રવ્યવહાર કરનારે બેન્ક રેફરન્સ આપવો.

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઓફીસમાં નવી શોધો માટે નીચે મુજબ વધુ અરજીઓ કરવામાં આવી હતી. આ બાબતનો સઘળો પત્ર વ્યવહાર કોન્ટ્રોલર ઓફ પેટન્ટસ એન્ડ ડીઝાઈન્સ ૧ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે કરવો.

નં. અરજદાર. શોધની વિગત.

૭૭૭૩ જે. એ. ફોલ્કનર એન્ડ એ. એલ લાટીમર—પહેરવાના કોલરોમાં સુધારા.
૭૭૭૮ ડી. સી. સહા ચોધરી—ઓટોમેટીક ચરખા માટે.
૭૭૮૯ ડી. કેનેડી—કીનેમેટોગ્રાફીક એપેરેટસમાં સુધારા.
૭૭૯૩ એફ. જી. મેડવાયર, એ. અગર એન્ડ એચ. ટી. કોલ્ટર—કાચા રબરની બનાવટમાં સુધારા.
૭૭૯૭ એ. ફર્ગ્યુસન—કાચની બનાવટને લગતા તથા તેના યંત્રમાં સુધારા.
૭૮૦૦ જી. બેલ—ધાતુનાં દોરડાંમાં સુધારા.
૭૮૦૩ એ. ઈ. ટોમ્પકીન્સ—સ્ટીમ ડ્રાયર્સમાં સુધારા.
૭૮૦૫ જે. એ. ડી. વેટ—અસ્ત્રા તથા સર્જરીનાં ઓજારોને ધાર કાઢવાની રીતમાં સુધારા.
૭૮૦૮ સીમન્સ બ્રધર્સ એન્ડ કું. લી. એન્ડ ઇ. એ. પેટીઓરી એન્ડ જે. ઇ. કોલીયર—ઓટોમેટીક ટેલીફોનના નંબર ડાયલમાં સુધારા.
૭૮૧૪ કે. આર. વાછા—મોટર સીગ્નલ બોક્સ માટે.
૭૮૧૯ એલ. જે. ટ્રસ એન્ડ જે. મીચેલ—પેટ્રોલીઅમ સાફ કરવામાં સુધારા.
૭૮૨૧ ડબ્યુ. જી. મેકર્ચર—ચા તેમજ તેવા બીજા પદાર્થોની જુદી જુદી જાતોને જૂદી પાડવાના યંત્રમાં સુધારા.
૭૮૨૨ એન. સીંઘ—નોરપાલ ચરખા.
૭૮૨૩ ઇ. આર. વોટસન—સોડીઅમ સલ્ફેઇટમાંથી ઈલેક્ટ્રો લાઇસીઝથી કોસ્ટીક સોડા, સલ્ફ્યુરીક એસીડ તથા સોડીઅમ બાઇસલ્ફેટ બનાવવા માટે.
૭૮૨૫ એમ. બોનાગી—સ્પ્રીન્ગ પેન.
૭૮૩૧ એફ. ડબ્લ્યુ. સ્યુકન બર્ગ—રૂ એકઠું કરવાની રીતમાં સુધારો.
૭૮૩૭ એ. પીટર્સ—મોટર સાઈકલોમાં સુધારા.
૭૮૪૦ ગ્લુસ્ટર રેલ્વે કેરેજ એન્ડ વેગન કું. લી એન્ડ એફ. ગીબીન્સ—સ્ટીલ વેગનોમાં સુધારા.
૭૮૫૧ એફ. એચ. ટર્નરફ—સીગ્નલોને તાળાં દેવાની રીતમાં સુધારા.
૭૮૫૮ રબ્લ્યુ. બીલ્ફી—કોન્ક્રીટ બ્લોક અને પત્થરમાં સુધારા.
૭૮૬૨ ઈ. એસ. લુઆર્ડ એન્ડ સી. કે. ડી. સીનવીક—રેલ્વે વેગનોને તાળાં દેવાની રીતમાં સુધારા.
૭૮૭૦ ડબ્લ્યુ. પી. ડ્રીપર—બનાવટી રેશમ વિગેરે બનાવવાના યંત્રમાં સુધારા.

---

# જોઇંટ સ્ટોક કંપનીઓ.

ગયા ડીસેમ્બર માસમાં સ્થપાએલી જોઈન્ટ સ્ટોક કંપનીઓની વીગત નીચે પ્રમાણે છે:—

| નં. | નામ. | અગ્રેસરો તથા ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂા. ૧૦૦૦ |
|---|---|---|---|---|
| | (૧) બેન્કીંગ ધીરધાર અને વીમા માટે | | | |
| ૧ | વી. જી. ઇન્ડસ્ટ્રીઅલ એન્ડ ટ્રેડીંગ કું. | વી. ગોવિંદન, કાનાનોર મદ્રાસ | બેન્કીંગ અને વેપાર | ૫૦ |
| ૨ | પબ્લીક બેન્ક ઓફ એસીઆ | અમૃતસર, પંજાબ | બેન્કીંગ | ૫૦૦ |
| ૩ | એગ્રીકલ્ચરલ એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ લોન કું. | ૫૩, સાંગાપેલ ઢાકા, બંગાળ | ધીરધાર | ૫૦૦ |
| ૪ | શ્રીવીલીપુતુર વનીગવીસીઆ સંગનીધિ | એ. વીરભદ્ર નચેટી આર. રામનંદ મદ્રાસ | બેન્કીંગ અને ધીરધાર | ૯૯ |
| ૫ | મેતુપાલાયમ રેંગા રાજુ નીધિ | પી. ટી. ક્રીશ્ન સ્વામી આયંગર કોઇમ્બતુર મદ્રાસ | ,, | ૧૦૦ |
| ૬ | એરોડ રત્નદીપ નીધિ | એરોડ, મદ્રાસ | બેન્કીંગ | ૧૦૦ |
| | | | કુલ બેન્કીંગ વિગેરે માટે | ૧૩૧૯ |
| | (૨) ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ | | | |
| ૭ | એંડર બ્રાકલ બેન્ક | ૧૦, ઓલ્ડ પોસ્ટ ઓફીસ સ્ટ્રીટ, કલકત્તા | વહાણુને લગતું | ૧૦૦૦૦ |
| ૮ | મોટર ટ્રેડર્સ | મેકફરલેન એન્ડ કું. ૩૦૩, બોબઝાર સ્ટ્રીટ, કલકત્તા | મોટરકાર વેચવાનું | ૧૦૦૦ |
| ૯ | ક્રીશ્ન સાહાયોગ મોટર સર્વીસ | કે. એસ. મેનન પાલઘટ, મદ્રાસ | મોટર સર્વીસ | ૫૦ |
| ૧૦ | ટેકસીઝ | એલ. એ. મોરીસન કરાંચી | ,, | ૧૦૦ |
| | | | કુલ ટ્રાન્સપોર્ટ અને ત્રાન્ઝીટ માટે. | |
| | (૩) ટ્રેડીંગ અને મેન્યુફેકચરીંગ. | | | |
| ૧૧ | શ્રીગણેશ લીથો આર્ટ વર્કસ | ઇશ્વરલાલ માણેકલાલ ત્રીવેદીની કું. અમદાવાદ | છાપવાનું વિગેરે | ૨૨૫ |
| ૧૨ | રેમીંગ્ટન ટાઇપ રાઇટર કું. | હૅાર્નબી રોડ મુંબઈ | ટાઇપ રાઈટરો વિગેરે વેચવાનું. | ૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૩ ગ્લોબ પ્રીન્ટીંગ વર્કર્સ | ૧૧૯, મીરલ ડેન્ટોન મેન્ટ, યુનાઇટેડ પ્રોવીન્સીઝ | છાપવાનું વિગેરે | ૨૦૦ |
| ૧૪ બાહોસી કું. | માંડલે, બર્મા | ,, | ૧૦૦ |
| ૧૫ મુસ્લીમ પ્રીન્ટીંગ એન્ડ પબ્લીશીંગ કું. | રંગુન | ,, | ૮૦૦ |
| ૧૬ દેશોપકારી | ,, | ,, | ૨૦ |
| ૧૭ મદ્રાસ આયુર્વેદીક ફાર્મસી | એન. વી. શ્રીરામાચાર્લુ, મદ્રાસ | દવા વેચવાનું વિગેરે | ૨૦ |
| ૧૮ એન. કે. સરકાર સ્ટોર્સ | સ્ટ્રેન્ડ રોડ કલકત્તા | ઓજારો વિગેરે બનાવવાનું તથા વેચવાનું | ૧૦૦ |
| ૧૯ બેંગાલ ફાઉન્ડ્રી વર્કર્સ | દાસ ગુપ્તા એન્ડ બ્રધર્સ મીરઝાંપુર લેન, કલકત્તા | કટલરી બનાવવાનું | ૧૦૦ |
| ૨૦ કોરલ એન્જીનીઅરીંગ વર્કસ | બેંટીક સ્ટ્રીટ, કલકત્તા | લોઢાનો સામાન બનાવવાનું | ૫૧ |
| ૨૧ ગ્રેટ ઇસ્ટર્ન એન્જીનીઅરીંગ કું. | ઇમ્પીરીઅલ મશીન કું. મુંબઇ | ઇજનેરો | ૧૦૦૦ |
| ૨૨ પેનીન્શ્યુલર લોકોમોટીવ કું. | કેર સ્ટુઅર્ટની કું. મુંબઇ | ,, | ૬૦૦૦ |
| ૨૩ યુરેકા બેલ્ટીંગ વર્કસ | ૧૨, કર્પાવરો, કલકત્તા | પટા બનાવવાનું | ૩૦૦ |
| ૨૪ ટીમ્બર એન્ડ પ્રોડક્ટ્સ કું. | નેશનલ ટ્રેડીંગ કું. કાલીકટ, મદ્રાસ | લાકડાં, નળીઆં, ઈંટ વિગેરે વેચવાનું | ૫૦૦ |
| ૨૫ સ્ટાર | બ્રીજલાલ સેન્ડ, ફ્રીઅર રોડ, મુંબઇ | એરેટેડ વોટર્સ બનાવવાનું | ૫૦ |
| ૨૬ સરસ્વતી એન્ડ કું. | ટી. શ્રીમન કાન્તીનાથ પીલાઇ, મદ્રાસ | મેનેજીંગ એજન્ટો | ૨૦ |
| ૨૭ કાશ્મીર જનરલ એજન્સી | એ. આર. બસી, મુંબઇ | એજન્સીનું | ૧૨૫ |
| ૨૮ વોટસ મેકેલન એન્ડ કું. | રંગુન | સામાન્ય વેપાર તથા એજન્સીનું | ૧૦૦૦ |
| ૨૯ પી. કે. દત્ત એન્ડ ફ્રેન્ડઝ | નીલમબઝાર આસામ. | એજન્સીનું | ૨૦ |
| ૩૦ થોમસ બીચર એન્ડ સન્સ | ફેરલાઇ પ્લેઇસ, કલકત્તા | તમાકુ બનાવવાનું અને વેચવાનું | ૨૦૦૦ |
| ૩૧ ધી કોમર્શ્યલ ટી એન્ડ ટ્રેડીંગ | ડી. કે. બોઝ એન્ડ કું. ૬૩, એઝરા સ્ટ્રીટ, કલકત્તા | સામાન્ય વેપાર | ૫૦૦ |
| ૩૨ ફ્રેન્ચ લોન્ડ્રી | કે. સી. ગુપ્તા, ૩૩ ફ્રી સ્કુલ સ્ટ્રીટ, કલકત્તા | રંગવાનું વિગેરે | ૧૦૦ |
| ૩૩ ધી ઓરીએન્ટલ વીવીંગ એન્ડ સ્પીનીંગ કું. | ડેવીસ એન્ડ કું. ૮૧, ચોનંગી કલકત્તા | કાંતવાનું તથા વણવાનું | ૧૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૩૪ ઇસ્ટ ઇન્ડીઆ સ્પીનીંગ, વીવીંગ એન્ડ હોમ ઇન્ડસ્ટ્રીઝ | એન. કે. મીલર એન્ડ કું. ઓબઝાર સ્ટ્રીટ, કલકત્તા | કાંતવા વણવાના સંચા બનાવવાનું તથા વેચવાનું | ૫૦૦ |
| ૩૫ ધી બંગીયા બાયન સીલ્પા | જ્યોગેન્દ્રનાથ સેન, ઢાકા | કાંતવાનું તથા વણવાનું | ૧૦૦ |
| ૩૬ ઇંગર સોલ રોડ | ૬, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા | સામાન્ય વેપારીઓ | ૧૦૦ |
| ૩૭ ઇન્ડીઅન ઇલેકટ્રીક કું. | એન. એ. રાઘવન મદ્રાસ | વિજળીનો સામાન વેચવાનું | ૫ |
| ૩૮ તેલા પલાયમ મુસ્લીમ ઇન્ડસ્ટ્રીઅલ એસોસીએશન | પાલામ કોય, મદ્રાસ | કાંતવાનું | ૫૫૦ |
| ૩૯ શ્રી ભારત સ્પીનીંગ એન્ડ વીવીંગ ઇન્ડસ્ટ્રીઅલ્સ | ક્રીશન સ્વામી આયંગર, કુરૂણા ચેનમ, મદ્રાસ | હાથવણાટ | ૫૦ |
| ૪૦ વલ્લભ વર્થક કું. | તાંજોર, મદ્રાસ | સામાન્ય વેપાર | ૨૦ |
| ૪૧ ફેમીના | એ. આર. બુસી મુંબઇ | બાનુઓનાં કપડાં વેચવાનું | ૫૦ |
| ૪૨ સેન્ટોરટન | ,, | જીવડાં મારવાની દવા બનાવવાનું | ૪૫ |
| ૪૩ બુસીઝ પ્રીઝર્વ ફેકટરી | ,, | ખોરાક સંઘરવાનું | ૩૦ |
| ૪૪ ડબ્લ્યુ આર ડ્રેપર | લકનો | દરજીઓ | ૧૦૦ |
| ૪૫ ધી મેટ્રો પોલીસ ટ્રેડીંગ કું. | દીલ્હી | આયાત નીકાશના એજન્ટ | ૧૦૦ |
| ૪૬ મેનન એન્ડ કું. | રંગુન | સામાન્ય વેપાર | ૧૦૦૦ |
| ૪૭ ધી રજપુતાના ઇન્ડસ્ટ્રીઝ | અજમેર | કાંતવાનું તથા વણવાનું | ૧૦૦ |
| ૪૮ શ્રી કૃષ્ણા નેશનલ વીવીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કું. | પંડીત વ્યાસ એન્ડ કું. દેહગામ, વડોદરા | હાથ વણાટ | ૫૦૦ |
| ૪૯ રેટન એન્ડ ફાઇબર ઇન્ડસ્ટ્રીઅલ્સ કું. | ત્રાવણકોર | રેસાનો ઉદ્યોગ | ૫૦૦ |
| | | કુલ ટ્રેડીંગ અને મેન્યુ ફેકચરીંગ. | ૧૬૫૩૦ |

(૪) મીલો અને પ્રેસોઃ

| | | | |
|---|---|---|---|
| ૫૦ ઉમરેઠ વીવીંગ એન્ડ મેન્યુફેકચરીંગ કું. | પટેલ એન્ડ કું. ઉમરેઠ સ્ટેશન રોડ આણંદ ચકલે (મુંબાઇ) | કાંતવાનું તથા વણવાનું | ૩૫૦ |
| ૫૧ સ્વદેશી સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સ | મેસ્ટન રોડ, કાનપુર | ઉન કાંતવાનું તથા વણવાનું | ૨૦૦ |
| ૫૨ શ્રીપદ્દમાલય રાઇસ એન્ડ ઓઇલ મીલ્સ કું. | મદ્રાસ | ચોખાની મીલ | ૧૫૦ |

| | | | |
|---|---|---|---|
| ૫૩ કેનેરા રાઇસ એન્ડ સો મીલ્સ | મેંગલોર, મદ્રાસ | ,, | ૫૦ |
| ૫૪ ક્યાઇકટો ટીમ્બર ટ્રેડીંગ કું. | રંગુન | લાકડાનો વેપાર | ૨૦૦ |
| | | કુલ મીલો તથા પ્રેસો | ૯૫૦ |
| (૫) ખાણ તથા પત્થર માટે | | | |
| ૫૫ ટેવોય મીનરલ્સ | ટેવોય, બર્મા | ખાણને લગતું | |
| (૬) ખાંડ બનાવવા માટે | | | |
| ૫૬ શ્રીમહાલક્ષ્મી શુગર કોપરેશન | સુનાઇટેડ પ્રોવીન્સીઝ | ખાંડ બનાવવાનું | ૫૦૦૦ |
| (૭) હોટેલો, થીએટરો વિગેરે | | | |
| ૫૭ પારસી રીપન થીએટ્રીકલ કું. | બીહાર અને ઓરીસા | સીનેમા કાઢવાનું | ૨૦૦ |
| ૫૮ પ્રીન્સીઝ હોટેલ | એ. આર. બુસી, મુંબઇ | હોટેલ | ૩૧૦ |
| | | કુલ હોટલો તથા થીએટરો | ૫૧૦ |
| | | સરવાળો | ૩૫૪૬૯ |

**૧૯૨૧ ના ડીસેમ્બર માસમાં નીચેની કંપનીઓ ફડચામાં ગએલ છે અથવા બંધ પડેલ છે:—**

| વર્ગ તથા નામ. | રજીસ્ટર થયાની તારીખ. | થાપણ. સત્તાધારી. | ભરાએલી. | પગાર થએલી. | ફડચામાં ગયાની અથવા બંધ થયાની તારીખ. |
|---|---|---|---|---|---|
| (૧) બેન્કીંગ, ધીરધાર. તથા વીમા માટે. | | | | | |
| ૧ કેરાલાભીહાયા વિદ્યાશાળા કું. મદ્રાસ | ૩૧-૭-૧૯૧૮ | ૧૦૦૦૦૦ | ૧૬૧૬૦ | ૬૧૧૨ | ૧૧-૧૨-૨૧ |
| ૨ હિન્દુ દ્રવ્ય સેખરનિધિ બેંગલોર | ૧૩-૨-૧૮૯૯ | ૩૦૦૦૦૦ | ૧૮૮૫૦ | ૧૬૭૭૩ | ૧૮-૧૨-૨૧ |
| કુલ બેન્કીંગ ધીરધાર તથા વીમા માટે | | ૪૦૦૦૦૦ | ૩૫૦૧૦ | ૨૨૮૮૫ | |
| (૨) ટ્રાન્ઝીટ એન્ડ ટ્રાન્સપોર્ટ | | | | | |
| ૩ નેશનલ ટ્રાન્સપોર્ટ સર્વીસ કું. કાનપુર | ૧૩-૮-૧૯૨૦ | ૫૦૦૦૦૦ | — | — | ૧-૧૨-૨૧ |
| ૪ ગોરખપુર મોટર ટ્રાન્સપોર્ટ ગોરખપુર | ૯-૯-૧૯૨૦ | ૧૦૦૦૦૦ | — | — | ૭-૧૨-૨૧ |
| કુલ ટ્રાન્ઝીટ તથા ટ્રાન્સપોર્ટ | | ૬૦૦૦૦૦ | — | — | — |
| (૩) ટ્રેડીંગ અને મેન્યુફેક્ચરીંગ | | | | | |
| ૫ ધી કેરાલા ભારતી કું ત્રાવણકોર | ૨૦-૯-૧૯૧૭ | ૨૦૦૦૦ | ૪૪૦૦ | ૩૧૫૦ | ૧૩-૧૨-૨૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ હેઇલ્સ એન્જીનીઅરીંગ કુાં. બંગાળ | ૧૮-૨-૧૯૧૯ | ૧૦૦૦૦૦ | —— | —— | ૧-૧૨-૨૧ |
| ૭ યુનીક ધ્રીક વર્કસ બંગાળ | ૧૮-૮-૧૯૨૦ | ૧૦૦૦૦૦ | —— | —— | ,, |
| ૮ ત્રાવણકોર ટાઇલ્સ ત્રાવણકોર | ૫-૩-૧૯૨૦ | ૫૦૦૦૦૦ | ૩૦૦૦૦ | ૬૦૦૦ | ૮-૧૨-૨૧ |
| ૯ સેજવીક કોલીન્સ (ઇન્ડીઆ) મુંબઇ | ૩-૧-૧૯૨૧ | ૫૦૦૦૦ | —— | —— | ૫-૧૨-૨૧ |
| ૧૦ વુડહાઉસ એન્ડ કુાં. બંગાળ | ૨૬-૯-૧૯૧૮ | ૧૫૦૦૦૦ | —— | —— | ૩-૧૨-૨૧ |
| ૧૧ પુદનગરમ ઇસ્લામીઆ ટ્રેડીંગ કુાં. મદ્રાસ | ૨૨-૩-૧૯૨૧ | ૨૦૦૦૦૦ | ૪૬૨૦૦ | ૨૩૧૦ | ૧૩-૧૨-૨૧ |
| ૧૨ ધી બરોડા યુનીઅન ડાઇંગ બ્લીચીંગ એન્ડ કેલીકો પ્રીન્ટીંગ ફેકટરી વડોદરા | ૨૩-૧-૧૯૦૮ | ૧૫૫૦૦૦ | ૧૨૦૦૦૦ | ૧૧૧૮૦૦ | ૨૩-૧૨-૨૧ |
| ૧૩ ધી ન્યુયોર્ક મલબાર કોરપોરેશન ત્રાવણકોર | ૨૮-૬-૧૯૨૦ | ૨૫૦૦૦૦૦ | ૧૪૦ | —— | ૬-૧૨-૨૧ |
| કુલ ટ્રેડીંગ મેન્યુફેકચરીંગ | | ૩૭૭૫૦૦૦ | ૨૦૦૭૪૦ | ૧૨૩૨૭૦ | |
| (૪) મીલો અને પ્રેસો. | | | | | |
| ૧૪ મોફ્યુસીલ કોટન મેન્યુફેકચરીંગ કુાં મુંબઇ. | ૧૭-૮-૧૮૯૫ | ૬૦૦૦૦૦ | ૬૦૦૦૦૦ | ૬૦૦૦૦૦ | ૧૩-૧૨-૨૧ |
| ૧૫ હુબલી મીલ્સ. મુંબઇ | ૨૮-૬-૧૯૧૫ | ૧૫૦૦૦૦૦ | ૧૦૭૫૦૦૦ | ૧૦૭૫૦૦૦ | ૨૦-૧૨-૨૧ |
| ૧૬ વીકટોરીયા મીલ્સ, કાનપુર. | ૧૦-૮-૧૮૮૭ | ૨૬૦૦૦૦૦ | ૨૨૦૦૦૦૦ | ૨૨૦૦૦૦૦ | ૨૦-૧૨-૨૧ |
| ૧૭ હિન્દ કોટન એન્જીન પ્રેસ કુાં. વડોદરા | ૨૪-૯-૧૯૧૭ | ૧૫૦૦૦૦ | ૧૩૧૨૫૦ | ૧૩૧૦૦૦ | ૨૬-૧૨-૨૧ |
| કુલ મીલો અને પ્રેસો | | ૪૮૫૦૦૦૦ | ૪૦૦૬૨૫૦ | ૪૦૦૬૦૦૦ | |
| (૫) ખાણ તથા પત્થર માટે. | | | | | |
| ૧૮ લક્ષ્મીગંજ કોલ કુાં. બંગાળ | ૧-૭-૧૯૦૮ | ૫૦૦૦૦૦ | ૩૩૪૬૫૦ | ૩૩૪૬૫૦ | ૩-૧૧-૨૧ |
| ૧૯ રાણીગંજ એન્ડ ઝેરીઆ કોલ કુાં. બંગાળ | ૨૮-૬-૧૯૧૬ | ૨૦૦૦૦ | ...... | ...... | ૩-૧૨-૨૧ |
| કુલ ખાણ તથા પથ્થર માટે | | ૫૨૦૦૦૦ | ૩૩૪૬૫૦ | ૩૩૪૬૫૦ | |
| સરવાળો | | ૧૦૧૪૫૦૦૦ | ૪૫૭૬૬૫૦ | ૪૪૮૬૭૬૫ | |
| સ્વદેશી ઇન્ડસ્ટ્રીઅલ્સ મદ્રાસ | ૬—૩-૧૯૧૫ | ૨૫૦૦૦ | ૧૩૮૫૦ | ૧૩૪૩૬ | ૧૯-૧૧-૨૧ |
| ટ્રેડીંગ વેરધ જીનીંગ એન્ડ કોટન પ્રેસ મીલ્સ, ફતેહાબાદ | ૨૦-૧૦-૧૯૦૬ | ૧૦૦૦૦૦ | ...... | ....... | ૩૦-૧૦-૨૧ |

ધી ઓરએ ટાઇલ માટં ૨૧ બેંક ઑીટ, ફ્રોર્ટ, મુંબઇ.

# વેપારી આંકડા.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | | નોવેમ્બર માસમાં 1921 હજાર યાર્ડ | નોવેમ્બર માસમાં 1920 હજાર યાર્ડ. | એપ્રીલ થી નોવેમ્બર સુધી 1921 હજાર યાર્ડ | એપ્રીલ થી નોવેમ્બર સુધી 1920 હજાર યાર્ડ. |
|---|---|---|---|---|---|
| ઢોરા તથા ધોયેલાં કાપડની | પેદાશ ... | ૮૫૬૬૪ | ૧૦૫૭૦૦ | ૮૪૮૬૮૬ | ૭૫૮૯૭૫ |
| " " | આયાત... | ૧૧૨૨૬૧ | ૭૪૨૫૮ | ૬૩૨૨૯૧ | ૬૯૭૭૨૬ |
| રંગીન કાપડ | પેદાશ ... | ૩૧૭૪૬ | ૪૬૪૬૩ | ૩૧૨૬૨૭ | ૩૩૬૨૧૫ |
| " " | આયાત ... | ૧૩૫૪૯ | ૪૪૧૮૯ | ૮૮૫૯૬ | ૩૪૬૦૧૦ |

## કાપડની પેદાશ. ( નોવેમ્બર માસમાં. )

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૦ | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૧ | લાખ રતલ. ૧૯૨૦ | લાખ રતલ. ૧૯૨૧ | લાખ વાર. ૧૯૨૦ | લાખ વાર. ૧૯૨૧ |
|---|---|---|---|---|---|---|
| મુંબાઇ ... ... | ૫૨૬ | ૩૫૯ | ૨૯૦ | ૨૨૨ | ૧૨૯૦ | ૯૪૧ |
| મદ્રાસ ... ... | ૧૦ | ૧૬ | ૬ | ૧૦ | ૧૯ | ૩૨ |
| બંગાલ... .. | ૭ | ૪ | ૪ | ૨ | ૧૯ | ૧૨ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૬ | ૧૪ | ૯ | ૧૦ | ૩૧ | ૩૪ |
| મધ્ય પ્રાંતો ... | ૨૯ | ૨૨ | ૧૬ | ૧૪ | ૬૪ | ૫૪ |
| દેશી રાજ્યો ... | ૨૨ | ૨૨ | ૨૫ | ૨૫ | ૮૭ | ૮૯ |
| કુલ ... | ૬૧૭ | ૪૩૪ | ૩૫૫ | ૨૮૮ | ૧૫૨૧ | ૧૧૭૪ |

એપ્રીલથી નોવેમ્બર માસ સુધી.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૦ | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૧ | લાખ રતલ. ૧૯૨૦ | લાખ રતલ. ૧૯૨૧ | લાખ વાર. ૧૯૨૦ | લાખ વાર. ૧૯૨૧ |
|---|---|---|---|---|---|---|
| મુંબાઇ ... ... | ૩૬૩૫ | ૩૬૬૧ | ૨૦૦૭ | ૨૨૧૩ | ૮૯૯૨ | ૯૮૩૬ |
| મદ્રાસ ... ... | ૧૫૮ | ૧૦૫ | ૯૨ | ૬૫ | ૨૮૪ | ૨૧૦ |
| બંગાલ ... ... | ૫૯ | ૪૬ | ૩૨ | ૨૯ | ૧૫૩ | ૧૪૨ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૦૯ | ૧૦૫ | ૬૬ | ૭૪ | ૨૨૩ | ૨૪૬ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૧૮૫ | ૧૬૮ | ૧૦૩ | ૧૧૦ | ૪૦૬ | ૪૧૭ |
| દેશી રાજ્યો ... | ૧૭૩ | ૧૬૫ | ૧૮૮ | ૧૯૧૦ | ૭૩૦ | ૬૮૯ |
| કુલ ... ... | ૪૩૫૬ | ૪૦૮૨ | ૨૫૧૧ | ૨૭૦૬ | ૧૦૮૫૧ | ૧૧૬૧૩ |

## હિંદમાં સુતરની નંબરવાર પેદાશ, તથા આયાતની સરખામણી.

હજાર રતલ.

| નંબર | નોવેમ્બર માસમાં ૧૯૨૧ પેદાશ | નોવેમ્બર માસમાં ૧૯૨૧ આયાત | નોવેમ્બર માસમાં ૧૯૨૦ પેદાસ | નોવેમ્બર માસમાં ૧૯૨૦ આયાત | એપ્રીલથી નોવેમ્બર સુધી ૧૯૨૧ પેદાશ | એપ્રીલથી નોવેમ્બર સુધી ૧૯૨૧ આયાત | એપ્રીલથી નોવેમ્બર સુધી ૧૯૨૦ પેદાસ | એપ્રીલથી નોવેમ્બર સુધી ૧૯૨૦ આયાત |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ થી ૨૫ | ૪૭૮૮૨ | ૭૨૬ | ૪૮૮૦૧ | ૧૪૩૮ | ૪૦૭૩૬૫ | ૩૧૨૩ | ૩૮૪૦૨૯ | ૬૦૮૯ |
| ૨૬ થી ૪૦ | ૫૧૦૯ | ૩૨૭૫ | ૪૯૬૬ | ૨૩૮૨ | ૪૬૪૨૧ | ૧૯૨૯૧ | ૪૪૫૪૩ | ૧૮૫૯૯ |
| અને ઉપરાંત | ૧૬૭ | ૧૧૭૯ | ૧૬૨ | ૫૫૩ | ૧૬૫૮ | ૫૮૫૮ | ૧૨૬૫ | ૩૬૩૦ |

## સુતરની પ્રાંતવાર પેદાશ (લાખ રતલ.)

| | નોવેમ્બર માસમાં | | એપ્રીલથી નોવેમ્બર સુધી | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| મુંબઇ. ... ... | ૩૮૪ | ૩૫૭ | ૩૦૬૫ | ૩૨૫૯ |
| મદ્રાસ. ... ... | ૨૯ | ૪૨ | ૨૭૧ | ૨૭૫ |
| બંગાલ ... ... | ૨૯ | ૨૭ | ૨૧૭ | ૨૨૨ |
| સંયુક્ત પ્રાંતો. ... ... | ૩૧ | ૩૫ | ૨૩૪ | ૨૬૫ |
| અજમેર-મેવાડ ... | ૧ | ૨ | ૧૨ | ૧૭ |
| પંજાબ. ... ... | ૨ | ૩ | ૧૮ | ૨૧ |
| દીલ્હી. ... ... | ૩ | ૨ | ૨૫ | ૧૭ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. ... | ૨૫ | ૨૭ | ૨૦૨ | ૨૧૯ |
| દેશી રાજ્યો. ... | ૩૦ | ૩૩ | ૨૫૩ | ૨૫૯ |
| કુલ. ... | ૫૩૯ | ૫૩૧ | ૪૩૦૧ | ૪૫૫૭ |

## પોર્ટ ટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબઇનાં પોર્ટ ટ્રસ્ટની વખારોમાં ગયા ડીસેમ્બર માસ દરમ્યાન પડેલા માલની વીગત ગઈ તા. ૩-૨-૨૨ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છે:—

| માલની જાત. | તા. ૧-૧૨-૨૧ ને દિને સ્ટોક. | ડીસેમ્બરમાં થયલી ડીલીવરી. | તા. ૧-૧-૨૨ ને દિને સ્ટોક | તા. ૧-૧-૨૧ ને દીને સ્ટોક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી ... | ૨૦૧૮૮ | ૨૫૮૨ | ૨૦૦૯૬ | ૩૪૭૩૧ |
| " " પેટી ... | ૩૦૯૭૯ | ૨૪૪૩ | ૩૧૨૩૦ | ૩૬૮૩૦ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૧૨૯૭ | ૬૧ | ૧૨૪૮ | ૧૩૭૪ |
| " " પેટી ... | ૩૫૨૬ | ૧૪૦ | ૩૪૧૫ | ૩૧૨૬ |
| સુતરાઉ ટ્વીસ્ટ તથા યાર્ન પેકેજીઝ | ૮૪૩૬ | ૨૮૩૮ | ૧૦૦૬૩ | ૧૦૧૪૧ |
| રેશમ તથા ઉનના " " | ૧૪૧૨ | ૩૨૭ | ૧૩૬૯ | ૩૧૨૫ |
| ત્રાંબુ—ટન ... ... | ૧૦૪૧ | ૨૪૨ | ૧૨૩૨ | ૧૯૮૯ |
| પીતળ—ટન ... ... | ૧૧૯૬ | ૩૨૩ | ૧૫૯૮ | ૨૧૯૦ |

## હિંદુસ્તાનનો પરદેશ સાથેનો વેપાર (ડીસેમ્બર માસમાં)

| | (લાખ રૂપીયા.) આયાત. | | (લાખ રૂપીયા.) નીકાશ | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૪૦૨ | ૫૫૯ | ૬૦ | ૧૮ |
| કાચો માલ ... ... | ૧૨૬ | ૧૫૨ | ૧૦ | ૧૧ |
| બનેલો માલ ... ... | ૨૫૫૭ | ૧૫૪૯ | ૮૫ | ૬૩ |
| પરચુટણ ... ... | ૭૬ | ૫૪ | ૩ | ૪ |
| કુલ ... ... | ૩૧૬૨ | ૨૩૧૬ | ૧૬૦ | ૯૮ |

### એપ્રીલથી ડીસેમ્બર સુધી.

| | (લાખ રૂપીયા.) આયાત. | | (લાખ રૂપીયા.) નીકાશ. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| ખોરાક તંબાકુ વગેરે. ... | ૨૮૬૮ | ૩૬૩૭ | ૨૮૨ | ૨૦૩ |
| કાચો માલ. ... ... | ૧૨૧૮ | ૧૬૨૭ | ૧૯૪ | ૧૩૯ |
| બનેલો માલ. ... ... | ૨૦૮૦૮ | ૧૪૧૭૦ | ૫૮૨ | ૬૨૭ |
| પરચુટણ ... ... | ૫૯૯ | ૨૯૯ | ૪૭ | ૩૩ |
| કુલ. ... ... | ૨૫૪૯૫ | ૧૯૭૩૪ | ૧૫૦૬ | ૧૦૦૩ |

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

*Registered No. B.810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી
# વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૪ મું. VOL. IXV. APRIL 1922. No. 10 એપ્રીલ ૧૯૨૨ અંક ૧૦ મો

## અનુક્રમણિકા.



આ માસિકમાં બહારથી આવેલા લેખો માટે અમે જવાબદાર નથી.

આ માસિકનું લવાજમ મુંબઇના ગ્રાહકોને માટે વાર્ષિક રૂા. ૩-૮-૦ તથા બાહાર ગામના ગ્રાહકો માટે વાર્ષિક રૂા. ૪—૦—૦ પોસ્ટેજ સુદ્ધાં રાખવામાં આવ્યું છે. છુટક નકલ એકના આના ૬ છ વી.પી. પોસ્ટથી ૦-૮-૦ નમુનાની કોપી મફત મોકલવામાં આવતી નથી. આ માસિકમાં જે જાહેર ખબરો છે તેમાં કંઇ ફેરફાર સુચવવો હોય યા તો કાઢી નાંખવી હોય તો આવી જાતની ખબર આગલા મહિનાની ૨૦ મી તારીખ પહેલાં આપવી જોઇએ; નહિ તો તે પ્રમાણે કરવું બની શકશે નહિં.

આ માસીક દર મહીને પહેલી પાંચ તારીખોની અંદર પોસ્ટમાં રવાના કરવામાં આવે છે માટે જે ગ્રાહકોને બારમી તારીખ સુધીમાં અંક ન મળે તેમણે અમને તુરત ખબર આપવી જેથી જલદી તે વીશે તપાસ પણ કરી શકાય અને જરૂર હોય તો શીલીકમાંથી બીજી પ્રત રવાના કરી શકાય. પાછળથી બધી પ્રતો ખપી જાય છે એટલે તે પછી કોઇની ફરીયાદ ખરી હોય તો પણ તે માટે ઇલાજ કરવો અશકય થઇ પડે છે.

---

# ૧૯૨૦-૨૧ની સાલમાં હિંદી રેલ્વેઓનો વહીવટ.

હિન્દુસ્તાનની રેલ્વેઓના વહીવટને લગતો ૧૯૨૦-૨૧ ના વર્ષ માટેનો રીપોર્ટ હમણાં બહાર પાડવામાં આવેલ છે. તે વર્ષ દરમીઆન હિન્દુસ્તાનના રેલ્વે વિસ્તારમાં ૨૯૮ માઇલનો વધારો થયો હતો એટલે કે ૩૧ મી માર્ચ ૧૯૨૧ ને રોજ કુલ ૩૭૦૨૯ માઇલ રેલ્વે લાઇન ખુલ્લી હતી. આ આંકડા મુજબ ૧૮૫૩ ની સાલથી ગણુવાં છેલ્લાં ૬૮ વર્ષ દરમીઆન દર વર્ષે ૫૪૪.૩૯૮ માઇલનો સરેરાશ વધારો થએલ છે. પરંતુ આ ૩૭૦૨૯ માઇલમાં હિન્દુસ્તાનની રેલ્વેઓ ઉપર બેવડી, ત્રેવડી તથા તેથી વધારે લાઇનો હોય તેનો સમાવેશ થતો હોવાથી ખરી રીતે સીંગલ લાઇનનો વિસ્તાર ગણુવો જોઇએ જે ૩૩,૯૮૫ માઇલનો છે. હિન્દી રેલ્વેઓના વિસ્તારનો લગભગ ½ ભાગ સરકારી તેમજ દેશી રાજ્યોની માલેકીનો છે.

## બીજા દેશો સાથે સરખામણી.

૧૯૧૫ ની સાલમાં યુનાઇટેડ કીંગડમમાં તે દેશના ૧૨૧,૦૯૦ માઇલના કુલ વિસ્તારમાં અને ૪૬૦ લાખ માણસની વસ્તીમાં સીંગલ લાઇન રેલ્વેનો વિસ્તાર ૨૩,૭૦૧ માઇલનો હતો જ્યારે કુલ રેલ્વેનો વિસ્તાર ૪૦,૮૦૮ માઇલનો હતો. વળી તે ઉપરાંત રેલ્વે સાઇડીંગનો વિસ્તાર ૧૪,૯૨૮ માઇલનો હતો. ૧૯૦૭ ની સાલમાં જર્મનીમાં તે દેશના ૨,૦૯,૦૦૦ માઇલના વિસ્તારમાં અને ૬૨૦ લાખ માણસની વસ્તીમાં સીંગલ લાઇન રેલ્વેનો વિસ્તાર ૩૦,૪૮૦ માઇલનો હતો. યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકાનો કુલ વિસ્તાર હિંદુસ્તાનના વિસ્તાર કરતાં બમણો અને વસ્તી ⅓ હોવા છતાં તેનો રેલ્વે વિસ્તાર ૨,૬૬,૩૮૧ માઇલ જેટલો છે. આ બધા આંકડા ઉપરથી આ દેશમાં હજી રેલ્વેના વિસ્તાર માટે કેટલો અવકાશ છે તે સહજ સમજી શકાશે.

વેગનોની સંખ્યા વચ્ચેનો તફાવત પણ ઘણો મોટો છે. આ દેશમાં વેગનની કુલ સંખ્યા માત્ર ૨,૦૧,૧૯૪ ની છે જ્યારે જર્મનીમાં ૧૯૦૭ ની સાલમાં તે સંખ્યા ૪,૮૯,૦૩૦ હતી. ત્યાર પછીના આંકડા મળી શકયા નથી પણ તેમાં મોટો વધારો થયો હોવો જોઇએ. યુનાઇટેડ સ્ટેટસમાં ૧૯૧૭ની સાલમાં ૨૪,૯૭,૪૪૫ વેગનો હતાં, અને ત્યાર બાદ તેમાં મોટો વધારો થએલ છે. જો કે યુનાઇટેડ સ્ટેટસ માટેનાં આંકડામાં ઉતારૂઓ માટેના ડબાઓનો પણ સમાવેશ કરવામાં આવે છે. તો પણ સામાન્ય રીતે ઉતારૂઓના ડબા અને વેગનો વચ્ચેનું પ્રમાણ ૧.૮ લઇ શકાય એટલે તે ગણત્રી મુજબ અમેરીકામાં માલના ડબાની સંખ્યા ૨૦ લાખની હોવી જોઇએ જો કે ખરી રીતે તે સંખ્યા ઘણી વધારે હોવાનો સંભવ છે.

**નવી લાઇનો:**-૧૯૨૦ ની સાલમાં ૧૦૦૮ માઇલની નવી લાઇન ઉપર કામ ચાલતું હતું અને હજી ચાલુ છે. આ ઉપરાંત ૭ નવી લાઇનો માટેની યોજના તેયાર કરવામાં આવેલ છે અને બીજી ઘણી લાઇનો માટે સર્વાઇ તેમજ ખર્ચનો અંદાજ કાઢવામાં આવેલ છે, પણ દેશની નાણાં સંબંધી ખરાબ સ્થિતિને અંગે નજીકના ભવિષ્યમાં આ નવી લાઇનો ઉપર કામ શરૂ થવાની આશા રાખી શકાય નહિ. જે સાત લાઇનો માટે યોજના તૈયાર છે તે લાઇનો નીચેની છે:-

(૧) ઇન્ડો બર્મા કનેકશન હુકૌંગ વેલી રસ્તો જે હિન્દી અને બર્માની રેલ્વેઓને જોડવા માટે યોજવામાં આવેલ છે.

(૨) મોનહરપુર રેલ્વે અને (૩) મીરઝાપુર–મહીઆર અને દોલતોનગંજ–હુતાર રેલ્વે—આ બન્ને લાઇનો કોલસાની નવી ખાણને માટે યોજવામાં આવેલ છે.

(૪) કલકત્તાની ટયુબ રેલ્વેઓ (૫) કરડ–ચીપ્લુમ–ઉલ્વા રેલ્વે—જે મેસર્સ તાતાની કોયન હાઇડ્રો ઇલેક્ટ્રીક યોજનાને મદદ રૂપ થશે.

(૬) બદ્રીનાથ માટેના જાત્રાળુઓની સગવડ માટે હરદ્વાર કર્ણ પ્રયાગ રેલ્વે.

(૭) આગ્રા—કરાંચી કનેકશન રેલ્વે—જે સંયુકત પ્રાંત અને કરાંચીના વેપારને લાભકારી થશે.

કેપીટલ ખર્ચ:—વર્ષ દરમીઆન સરકારી મહેસુલમાંથી રેલ્વે ઉપર ૨૪ કરોડ ૮ લાખનો કેપીટલ ખર્ચ કરવામાં આવ્યો હતો. પણ તેને પરીણામે લડાઇને લીધે થએલી માઠી અસરમાં ખાસ સુધારો થઇ શકયો નથી. વળી ઉપરનો આંકડો એક રીતે આડે રસ્તે દોરવનાર છે કારણ કે ભાવોમાં થએલા બેહદ વધારાનો પણ વિચાર કરવો જોઇએ.

વેગનોની અછત બાબે જાહેર પ્રજાની ફરીઆદ સામે બચાવમાં રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "વેગનો જોઇએ તેટલાં પૂરાં પાડી શકાય તો જાહેર પ્રજાની મુશ્કેલીઓ તાબડતોબ દૂર થાય એવી સામાન્ય માન્યતા છે. પણ કમનસીબે આ સવાલનો ફડચો સહેલાઇથી ન પુગી વળી શકાય તેવા બીજા સંજોગો ઉપર આધાર રાખે છે. યાર્ડઝ, સાઇડીંગ્ઝ, બેવડી લાઇનો, રીપેર માટે કારખાના વિગેરે સંબંધી સગવડો વધારવામાં ન આવે ત્યાં સુધી રેલ્વેઓ ગમે તેટલો માલ લાય લઇજા કરી શકે નહિં. આ બાબતમાં રેલ્વેને યોગ્ય ધોરણ ઉપર લાવવા માટે વખત તેમજ ખર્ચ માટે મોટી રકમની આવશ્યકતા છે." ૬૮ વર્ષની ખીલવણી પછી આ એકરાર ખરેખર આશ્ચર્યકારક છે. વળી રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "આવશ્યક સ્ટોક કરતા હાલનો સ્ટોક કેટલા પ્રમાણમાં ઓછો છે તેનું માપ કાઢવાનું બની શકે તેમ નથી." અમારા મત મુજબ હિન્દી વેપાર ઉદ્યોગ તેમજ ટ્રાફીકમાં વધારો ઘટાડો એટલો બધો અનિશ્ચિત નથી કે જેથી હાલમાં સ્ટોક કેટલો ઓછો છે તે નક્કી કરવામાં અનુભવીઓને કાંઇ પણ મુશ્કેલી નડે.

## એક નિરાશાજનક એકરાર.

પણ વધારેમાં વધારે નિરાશાજનક અને આ દેશના સત્તાવાળાઓને નીચું જોવરાવનાર એકરાર તો આ દેશમાં રેલ્વે સામાન પૂરા પાડવા માટેનાં સાધનોના અભાવન લગતો છે. રીપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે "એન્જીનો બનાવવા માટે હજી સુધી હિન્દુસ્તાન બિલકુલ શક્તિવાન નથી. હાલમાં ખાનગી વેગનો બાંધવા માટેનાં કારખાનાં પણ જુજ છે અને વળી પેદાશનો આધાર ઇંગ્લંડથી અથવા પરદેશથી પૈડાં, ધરી બેરીંગ્ઝ વિગેરે જેટલા પ્રમાણમાં પૂરાં પાડવામાં આવે તે ઉપર આધાર રાખે છે. કોચીંગ સ્ટોક મોટે ભાગે રેલ્વે વર્કશોપમાં બનાવવામાં આવે છે પણ આ કામનો આધાર ઇંગ્લંડથી બધા મૂળ ભાગો જે પ્રમાણમા પૂરા પાડવામાં આવે તે ઉપર છે. લડાઇના વખતથી ઇંગ્લંડથી માલ પૂરો પાડવાની બાબતમા એક યા બીજાં કારણથી કેટલીક અનિશ્ચિતતા દાખલ થએલ છે તે સહુ કોઇ જાણે છે. આ કારણોને લીધે હિન્દી રેલ્વેઓ પૈસા પૂરા પાડવામાં આવ્યા હોય તેના પ્રમાણમાં પણ યોગ્ય કામ આપી શકી નથી." આ એકરાર ઘણોજ ગંભીર અને દેશની પરાધીનતાનો અચ્છો પૂરાવો છે. અમે માત્ર એટલુંજ કહીશું કે નૂરના બેહદ દર આપવામાં તેમજ હિન્દુસ્તાન બહાર મજુરીના ઉંચા દર આપવામાં અને પરદેશીઓને મોટા નફા આપી તેઓનાં

ખીસાં ભરવા પાછળ આ દેશના નાણાંની જે ગંજાવર રકમનો ધુમાડો કરવામાં આવેલ છે તેનો અર્ધો ભાગ પણ દેશનાં સાધનો ખીલવી દેશમાંજ હુન્નર ઉદ્યોગ આગળ વધારવામાં વાપરવામાં આવ્યો હત તો આજ આટલાં વર્ષ પછી આ દેશની સરકારને આવો શરમાવનારો એકરાર કરવો પડત નહિ તેમજ હિન્દી રેલ્વેઓ આજે આવી લાચાર અને કંગાલ દશામાં હોત નહિ. વળી આજે જે નીતિના પરીણામે આ દેશ પરાધીન થએલ છે તે અખત્યાર કરવામાં આવી હોત નહિ તો લડાઇ માટે આ દેશે પોતાનાં ૨૩૭ એન્જીનો, ૪૯૩ કોચીંગ ડબાઓ અને ૫૫૦૨ વેગનોનો ભોગ આપ્યો તેના કરતાં ઘણી મોટી સંખ્યામાં તે ચીજો હિન્દુસ્તાન સહેલાઇથી પૂરી પાડી શકત.

## માલના ભાવમાં વધારો અને રેલ્વેની આવક તથા ખર્ચ.

માલના ભાવોમાં પણ બેહદ વધારો થએલ છે. લડાઇ પહેલાં ઇંગ્લંડમાં જે એન્જીનો ૩૬૧૦ પૌંડની કિંમતે મળી શકતાં હતાં તેનો ભાવ ૧૯૧૯માં ૮,૩૦૦ પૌંડ સુધી વધ્યો હતો અને રીપોર્ટ હેઠળના વર્ષમાં તે લગભગ ૧૧૦૦૦ પૌંડ સુધી પહોંચ્યો હતો. તેજ મુજબ ચાર પૈડાં-વાળા વેગનોનો ભાવ ૨૧૦ પૌંડથી ૧૯૨૦માં ૭૫૦ પૌંડ જેટલો થયો હતો. મજુરી, બળતણ અને નિભાવના ખર્ચમાં પણ વધારો થએલ હોવાથી રેલ્વે વહીવટમાં હંમેશના ચાલુ ખર્ચમાં પણ વધારો થએલ છે જે ૧૯૧૨માં કુલ આવકના ૪૮·૧૨ ટકા હતો જ્યારે ૧૯૨૦–૨૧માં ૬૫.૫૪ ટકા જેટલો થયો હતો. ૧૯૨૦–૨૧માં રેલ્વેઓની કુલ આવક રૂ. ૧,૯૮,૭૬૦૦૦ થઇ હતી અને હંમેશનો ચાલુ ખર્ચ રૂ. ૬૦,૨૯,૦૪,૦૦૦ થયો હતો. છેલ્લાં ૧૦ વર્ષમાં કુલ આવકમાં ૪૦,૮૪,૫૪,૦૦૦ નો અથવા ૫૯·૮૬ ટકાનો વધારો થએલ છે. માલના ટ્રાફીક ઉપરની .ક રૂ ૪૭,૯૬,૮૪,૦૦૦ હતી જ્યારે ઉતારૂઓના ટ્રાફીક ઉપરની આવક રૂ. ૪૦,૮૫,૨૩,૦૦૦ 'તી. છેલ્લાં ૨૦ વર્ષ દરમીઆન માલના ટ્રાફીકની આવકમાં ૧૦૦ ટકા કરતાં વધારે વધારો .એલ છે જ્યારે ઉતારૂઓના ટ્રાફીકની આવક લગભગ ચારગણી થએલ છે, અને ઉતારૂઓની .ંખ્યા ત્રણ ગણી થએલ છે. જ્યારે આ દેશમાં રેલ્વેઓ પહેલી શરૂ કરવામાં આવી ત્યારે જ્ઞાતિબંધનોને લીધે હિન્દીઓ મોટા પ્રમાણમાં મુસાફરી નહિ કરે એવી સામાન્ય લાગણી હતી પણ ઉપરના આંકડા સાબીત કરે છે કે માલના ટ્રાફીક કરતાં પણ ઉતારૂઓના ટ્રાફીકમાં જલદી વધારો થએલ છે. જૂદા જૂદા વર્ગોમાં કેટલા ઉતારૂઓએ મુસાફરી કરી તેને લગતા આંકડા ઘણા ઉપયોગી થઇ પડશે. વર્ષ દરમીઆન ત્રીજા વર્ગના ઉતારૂઓની સંખ્યા ૪૯ કરોડ કરતાં વધારે હતી. વચલા વર્ગના ઉતારૂઓની સંખ્યા એક કરોડ કરતાં વધારે, બીજા વર્ગની ૭૦ લાખ અને પહેલા વર્ગની ૧૧ લાખ જેટલી હતી. ઉતારૂઓના દરમાં વધારાના સંબંધમાં રીપોર્ટ જણાવે છે કે આખા દુનિયામાં માત્ર આ દેશમાંજ દરમાં મોટો વધારો કરવામાં આવેલ નથી અને જો રેલ્વેઓને વેપારી ધોરણ ઉપર દોડાવવી હોય તો રેલ્વેના ચાલુ ખર્ચમાં થએલા વધારાના પ્રમાણમાં દરમાં વધારો કરવોજ જોઇએ.

### રેલ્વે માટે માલની ખરીદી.

બારોબાર આયાત કરીને ખરીદેલા માલની કિંમત રૂ. ૧૬ કરોડ ઉપરાંત હતી જ્યારે આયાત થએલ માલની આ દેશમાં કરેલી ખરીદીની કીંમત રૂ. ૫ કરોડથી વધારે હતી. આ દેશમાંજ બનેલો માલ રૂ ૯ કરોડ ઉપરાંતની કિંમતનો ખરીદવામાં આવ્યો હતો. નામ. સરકાર એવી આશા રાખે છે કે સામાન્ય રીતે હિન્દના લાભ માટે અને ખાસ કરીને રેલ્વે વહીવટદારોના લાભ માટે

હિન્દમાં નવા ઉદ્યોગો ઉઘડશે અને હાલમાં જે માલ આયાત કરવામાં આવે છે તે દેશમાં જ પૂરો પાડી શકાશે.

## રેલ્વેની નોકરીમાં હિંદીઓ અને ગોરાઓનું પ્રમાણ.

રીપોર્ટમાં બીજી એક ખાસ નોંધવા લાયક બીના એ છે કે ધીમે ધીમે રેલ્વેની નોકરીમાં હિંદીઓ અને એન્ગ્લો ઇન્ડીઅનોની સંખ્યામાં વધારો થતો જાય છે. ૧૯૨૦-૨૧ ની આખરે રેલ્વે નોકરોની કુલ સંખ્યા ૭,૫૧,૭૫૨ ની હતી જેમાં ૬૯૦૧ યુરોપીઅનો, ૧૧,૬૯૯ એંગ્લો ઇન્ડીઅનો અને ૭,૩૩,૧૫૨ હિંદીઓ હતા જ્યારે ૧૯૧૧ માં તે આંકડા અનુક્રમે ૭,૬૮૫, ૯,૮૭૨ અને ૫,૪૫,૩૩૭ હતા. યુરોપીઅનોની સંખ્યામાં ઘટાડો થયાનું કાંઇ પણ કારણ જણાવવામાં આવ્યું નથી. ૧૯૨૦-૨૧ માં કુલ પગારની રકમ રૂા. ૨૬,૬૮,૦૨,૮૬૨ હતી જ્યારે ૧૯૧૩-૧૪ માં તે રકમ રૂા. ૧૪,૦૦,૫૧,૧૫૯ હતી. નોકરોને રહેવા કરવા માટેની સામાન્ય સ્થિતિ સુધારવા માટે ખાસ સગવડો પૂરી પાડવામાં આવેલ છે.''

છેવટે રીપોર્ટમાં ગયે વર્ષે એકવર્થ કમીટીના હીંદી રેલ્વે સંબંધમાં બહાર પડેલા રીપોર્ટ તરફ ધ્યાન ખેંચવામાં આવેલ છે, અને ૧૯૨૦-૨૧ ના રીપોર્ટમાં જણાવવામાં આવેલી વિગતો રેલ્વે કમીટીની ભલામણો સંબંધમાં નિર્ણય ઉપર આવવામાં મદદરૂપ થઇ પડશે એવી આશા બતાવવામાં આવી છે. રીપોર્ટ છેવટે જણાવે છે કે "હિન્દમાં મહાન આર્થિક તેમજ રાજદ્વારી ફેરફારો થવાની તૈયારી છે. માલ પેદા કરવા માટે તેમજ ખાણોને લગતી અને બીજી ખીલવણી માટે અગત્યની યોજનાઓ શરૂ કરવામાં આવે છે જે બધીની પ્રગતિનો આધાર પુરતાં લાવ લઇજા કરવાનાં સાધન ઉપર રહેશે. તેથી એટલું તો ખાસ અગત્યનું છે કે હવે જે કાંઈ ફેરફાર કરવામાં આવે તેનો અમલ કર્યા પહેલાં તે ઉપર ડહાપણથી અને સંભાળપૂર્વક વિચાર કરવો જોઇએ જેથી પરીણામે રેલ્વે વહીવટમાં સંગીન અને સ્થાયી સુધારો થઇ શકે કે જે ઉપર દેશની આબાદીનો મોટો આધાર છે."

---

## અમારી માસિક નોંધ.

### (૧) પરદેશી હુંડીઓ માટે હુંડીઆમણના દરનો સવાલઃ—

થોડા વખત અગાઉ મુંબઇની હાઇકોર્ટે મેસર્સ મુલર મેકલીન એન્ડ કાં. (વાદીઓ) વિરૂદ્ધ મેસર્સ કાદરભાઇ મુલ્લા ઇસ્માઇલજી (પ્રતિવાદીઓ) ના કેસમાં વેપારી દૃષ્ટિએ એક ઘણો અગત્યનો ચુકાદો આપેલ છે. વાદીઓએ બે પરદેશી હુંડીઓના લખનાર તરીકે પ્રતિવાદીઓ ઉપર તે હુંડીઓ સ્વીકારનાર તરીકે દાવો માંડયો હતો. બંને હુંડીઓ ન્યુયોર્ક ખાતેથી લખવામાં આવી હતી અને તે દેખાડ કર્યા પછી ત્રીસ દિવસે તે પગાર કરવાને દિવસે એન્ડ ડીમાન્ડ ડ્રાફ્ટ માર્કેટના ચાલુ દરે પગાર કરવાની હતી અને પૈસા ન્યુયોર્ક પહોંચે ત્યાં સુધીની લગભગ તારીખ સુધી તે રકમમાં દર વર્ષે દર સેંકડે ૮ ટકા લેખેનું વ્યાજ ઉમેરવાનું

હતું. આમાં જે મુદ્દો નક્કી કરવાનો હતો તે માત્ર એટલોજ હતો કે વાદીઓને તે હુંડીઓ માટે કુલ કેટલા રૂપિઆ મળવા જોઇએ.

આવી હુંડીઓ પગાર કરવાની રૂઢી સંબંધમાં એક્સચેન્જ બેન્કો જે નોટીસ કાઢે છે તેમાં તેઓ ખુલ્લી રીતે જણાવે છે કે જો હુંડી પાકવાની તારીખે અથવા તે પહેલાં તે પગાર કરવામાં નહિ આવે તો તે હુંડી પગાર કરવામાં આવે તે દિવસના હુંડીઆમણના દરે પગાર કરવી પડશે "સિવાય કે આ દર હુંડી પાકતી હોય તે દિવસના દરથી ઉંચો ન હોય." આ સરતનો માત્ર એટલોજ અર્થ છે કે હુંડી પગાર કરવામાં આવે તે દિવસનો હુંડીઆમણનો દર હુંડી પાકતી હોય તે તારીખના દરથી ઓછો હોય તો વેપારીને નુકશાન થાય અને જો દર ઉંચો હોય તો વેપારીને જે ફાયદો થાય તે ફાયદો તેને નહિ મળવા દેતાં એક્સચેન્જ બેન્કો હુંડી પાકતી હોય તે દિવસના દરેજ હુંડી ભરવાની વેપારીઓને ફરજ પાડે ! એટલે ફાયદો એટલો એકસચેન્જ બેન્કોનો અને નુકસાન એટલું આપણા વેપારી ભાઈઓનું ! પણ આ કેસમાં ન્યાયાધીશે એવો ચુકાદો આપેલ છે કે જે દિવસે હુંડીનો અસ્વીકાર થયો હોય તે દિવસના હુંડીઆમણના દરે તે પગાર કરવી જોઇએ.

આવાજ પ્રશ્ન ઉપર ગત વર્ષે આ ચેમ્બરને અત્રેની એકસચેન્જ બેંકોના પ્રમુખ સાથે પત્રવ્યવહાર થયો હતો પણ તેમના તરફથી કાંઇ પણ દાદ આપવામાં આવી નહોતી. પણ મુંબઇની હાઇકોર્ટના હાલના ચુકાદા પછી અમને આશા છે કે એક્સચેન્જ બેંકો ઉપર જણાવેલી કઢંગી અને ગેરવ્યાજબી સરત રદ કરશે.

---

## (૨) હિન્દુસ્તાનમાં ૧૯૨૧ ના ઓકટોબર થી ડીસેમ્બર માસ સુધીની હડતાળોઃ—

૧૯૨૧ ના છેલ્લા ત્રણ મહિનામાં હિન્દુસ્તાનના જૂદા જૂદા ઇલાકાઓમાં પડેલી હડતાળોને લગતી વીગતો ના. સરકાર તરફથી બહાર પાડવામાં આવેલ છે. ના. સરકાર તરફથી જણાવવામાં આવે છે કે ચોકકસ આંકડા મેળવવામાં અને ખાસ કરીને ગુમાવેલા દિવસના ચોકકસ આંકડા મેળવવામાં ઘણી મુશ્કેલી નડે છે અને કેટલીક વખત માત્ર આશરે આંકડા આપવા પડે છે.

આ અરસા દરમ્યાન કુલ ૧૩૨ ઝગડાઓ થયા હતા જ્યારે તે અગાઉના ત્રણ મહિનાના અરસામાં તે આંકડો ૮૮ નો હતો. બીજા પાંચ ઝગડાને લગતી માહીતી મળેલ છે પણ તેને લગતી હકીકત તેમનો આ કોઠામાં સમાવેશ કરવા માટે પૂરતી નથી.

નીચે આપવામાં આવેલ કોઠાની, તેમજ તે અગાઉના ત્રણ મહિનાની હડતાલોને લગતા કોઠાની (જે અમારા જાન્યુઆરી માસના અંકમાં આપવામાં આવ્યો હતો) સરખામણી કરતાં જણાશે કે જ્યારે અગાઉના કોઠામાં ફત્તેહમંદ, અર્ધ ફત્તેહમંદ અને નિષ્ફળ ઝગડાઓની સંખ્યા અનુક્રમે ૧૫, ૧૨, અને ૪૫ હતી ત્યારે આ કોઠામાં તે સંખ્યા અનુક્રમે ૪૯, ૧૬ અને ૫૪ ની છે. પણ ફત્તેહમંદ થએલા ૪૯ ઝગડાઓમાં મુંબઇનો હીસ્સો ૪૭ નો છે અને તેમાંના ઘણા ખરા બોનસના સવાલ પરત્વે હતા. ફત્તેહમંદ થએલા ઝગડાઓમાંથી જો મુંબઇનો આંકડો કમી કરવામાં આવે તો માત્ર બે ફત્તેહમંદ ઝગડાઓ બાકી રહે જ્યારે અર્ધ ફત્તેહમંદ ૧૯ અને નિષ્ફળ ૪૯ હતા.

---

નાચેના કોઠા ઉપરથી દરેક પ્રાંતમાં કેટલી હડતાળો પડી તે જણાશેઃ—

| પ્રાંત. | હડતાળની સંખ્યા. | મજુરોની સંખ્યા. | કેટલા દિવસ ગુમાવ્યા. | માગણી. પગારમાં વધારો. | બોનસ. | ના ગણ. | ફક્ત બીજે કામના કારણો માટે | બીજાં કારણો. | કારણ જાણવામાં નથી. | પરિણામ. ફતેહમંદ. | અર્ધું ફતેહમંદ. | નિષ્ફળ. | પરિણામ જાણવામાં નથી. | અનિશ્ચિત. | ચાલુ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| આસામ | ૧ | ૨૦૦૦ | ૨૦૦૦ | ૧ | ... | .... | ... | | | | | | ૧ | | |
| બંગાળ | ૩૯ | ૫૮૨૫૮ | ૨૫૩૭૨૭ | ૨૪ | ૦ | ૮ | ૦ | ૭ | ૦ | ૧ | ૪ | ૨૮ | ... | ૨ | |
| બીહાર અને ઓરીસા | ૩ | ૪૦૫૦ | ૮૦૩૦૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૧ | ... | ... | ... | ૧ | ... | ૨ |
| મુંબઇ | ૭૬ | ૩૮૫૫૦ | ૨૧૩૮૪૪ | ૯ | ૪૮ | ૧૧ | ૧ | ૭ | ૦ | ૪૭ | ૯ | ૧૫ | ૧ | ૦ | ૦ |
| બર્મા | ૬ | ૭૧૮ | ૨૩૭૮૩ | ૨ | ૦ | ૨ | ૦ | ૧ | ૧ | ૦ | ૧ | ૪ | ૧ | ૦ | ૦ |
| મધ્ય પ્રાંત | ૨ | ૭૧૨ | ૧૪૪૬૪ | ૨ | ... | .... | ... | ... | ... | ... | ૨ | ... | .. | ... | |
| મદ્રાસ | ૩ | ૧૧૮૯૦ | ૨૦૩૦૪૦ | ૧ | ... | ૧ | ... | ૧ | ... | ... | . | ૨ | .. | ... | ૧ |
| પંજાબ | ૧ | ૩૦૦ | ૫૭૦૦ | ૧ | ... | .... | ... | ... | .. | ... | ... | ૧ | ... | . | |
| સંયુકત પ્રાંત | ૧ | ૧૧૬૯ | ૨૩૩૮ | . | ૧ | ... | .... | ... | ... | ૧ | .. | . | ... | ... | |
| કુલ...... | ૧૩૨ | ૧૧૭૬૪૭ | ૭૯૯૧૯૬ | ૪૦ | ૪૯ | ૨૨ | ૧ | ૧૮ | ૨ | ૪૯ | ૧૬ | ૫૪ | ૪ | ૨ | ૭ |

ઉપર પ્રમાણે કુલ ૧૩૨ હડતાળોમાંથી રૂની મીલમાં ૭૨, કોલસાની ખાણમાં ૧૮, શણની મીલોમાં ૧૦, અને રેલ્વેમાં ૬ મુખ્ય હતી. વળી ઓકટોબરમાં ૫૪, નવેમ્બરમા ૩૯ અને ડીસેમ્બરમાં ૩૩ નવી હડતાળો પડી હતી; અને તે અરસાની આખરે ૭ હડતાળો ચાલુ રહી હતી.

## ( ૩ ) બજેટ અને હિન્દી ધારાસભા :-

ના. હિન્દી સરકારના ૧૯૨૨-૨૩ ના બજેટ બાબે અમે અમારા ગયા અંકમાં થોડું વિવેચન કર્યું હતું. ત્યાર બાદ આ ચેમ્બરની કમીટી તરફથી બજેટ ઉપર જે વિચારો ના. હિન્દી સરકાર સમક્ષ રજુ કરવામા આવ્યા હતા તે પાછલ આપવામા આવેલ છે, એટલે તે સંબંધી વધાર ચર્ચા કરવાની રહેતી નથી. એટલે અમે માત્ર એક કે બેજ ઉપયોગી મુદ્દાઓ તરફ લક્ષ ખેંચવા માગીએ છીએ.

ધારાસભાએ હિન્દમાં બનતા કાપડ ઉપરની એકસાઇઝ જગાતમાં સૂચવવામાં આવેલો વધારો પસાર ન કરવામાં યોગ્યજ કર્યું છે કારણ કે તે વધારો કેટલેક બેહુદો અને લોર્ડ હાર્ડીંજે વાઇસરોય તરીકે આપેલા વચનના ભંગ રૂપ હતો તે કમીટીએ લોર્ડ હાર્ડીંજના ભાષણનો ચોક્કસ ફકરો ટાંકીને સાબીત કરી આપેલ છે, એટલે તે વધારો પસાર કરવામાં આવ્યો હત તો તેથી ના. સરકારની પ્રતિષ્ઠાનેજ હાનિ પહોચત એમ અમે માનીએ છીએ. પરંતુ તે સાથે કાપડની આયાત ઉપરની જગાતમાં સૂચવવામાં આવેલો વધારો પણ પસાર ન કરવામાં અમારી માન્યતા મુજબ ધારાસભાએ ગંભીર ગોથું ખાધું છે. આ દેશની પ્રજાની સામાન્ય લાગણી એવી છે કે આ દેશનો આર્થિક વહીવટ વિલાયતવાળાઓના લાભમાંજ ચલાવવામાં આવે છે. ગયે વર્ષે જ્યારે આયાત જગાતમાં વધારો કરવામાં આવ્યો ત્યારે લેંકેશાયરના મીલ ઉદ્યોગવાલાઓએ જે

અણઘટતી જીંખેશ ઉઠાવી હતી તે આપણે જાણીએ છીએ. વળી આ વર્ષે પણ આયાત જગાતમાં વધારો થયાની વાત બહાર પડતાંજ લેંકેશાયરમાં ભારે ખળભળાટ ઉઠી રહ્યો હતો અને એકસાઇઝ જગાત પણ આયાત જગાતના જેટલીજ કરવી એવો આગ્રહ ત્યાંના ઉદ્યોગ વાળાઓ તરફથી હજી-પણ કરવામાં આવે છે. આવા સંજોગો હેઠળ જ્યારે ધારાસભા આયાત જગાતનો વધારો પડતો મૂકવાનું કબુલ કરે-પછી ભલે તેઓ ગમે તે વિચારથી દોરવાયા હોય તોપણ-જાહેર પ્રજાની દૃષ્ટિએ તે લેંકેશાયરની ફતેહજ ગણાય, અને લેંકેશાયરને ખુશી રાખવાના હેતુથીજ આ પગલું ભરવામાં આવેલ છે એવી માન્યતા ધરવા માટે જાહેર પ્રજાને દોષ દઇ શકાય નહિ. વડી ધારા સભા તથા કાઉન્સીલ ઓફ સ્ટેટમાં આયાત જગાતમાં માત્ર ૨ ટકાનો વધારો કરવાની દરખાસ્ત પણ ઉડી ગઇ તે ઉપર જણાવેલી માન્યતાને ટેકો આપે છે. જો આ વધારો પણ પસાર કરવામાં આવ્યો હત તો આવી માન્યતા કંઇક અંશે દૂર થાત અને હિન્દની આર્થિક સ્વતંત્રતા માત્ર નામનીજ છે એવો જે સામાન્ય ખ્યાલ હસ્તી ધરાવે છે તે પણ થોડે અંશે નરમ પડત. વળી જ્યારે આ દેશ સઘળા ઉદ્યોગો માટે રક્ષણ માગે છે ત્યારે કાપડ જેવા આ દેશના મૂળ ઉદ્યોગની આયાત ઉપરની જગાત બીજી ચીજોની આયાત જગાત કરતાં કમી રાખવી તે દેશના હિતને કેટલું નુકસાનકારક છે તે સમજવું મુશ્કેલ નથી. આ દેશના કાપડના ઉદ્યોગને રંગ, કોલસો વિગેરે મેળવવામાં કેટલી મુશ્કેલીઓ નડે છે અને આ દેશનો તે ઉદ્યોગ કેટલી મુશ્કેલીઓમાંથી પસાર થાય છે તે હમણા મળેલ મુંબઇ મીલોનર્સ એસોસીએશનની વાર્ષિક સભાના પ્રમુખે પોતાના ભાષણ દરમ્યાન જણાવ્યું છે.

લશ્કરી ખર્ચમાં લશ્કરની સંખ્યામાં ઘટાડો કર્યા સિવાય માત્ર થોડે ઘણે અંશે ગોરા સીપાઇઓને બદલે હિન્દી સીપાઇઓનું પ્રમાણ વધારવાથી મોટો ફાયદો થઇ શકે તેમ છે છતાં તેવું પગલું લેવા ના. સરકાર તૈયાર નથી તે ઘણું અફસોસકારક છે. ગ્રેટબ્રીટન ખુદ પોતાનો લશ્કરી ખર્ચ ઓછો કરવા માટે સંસ્થાનોમાં-જો અમને મળેલ ખબર સાચી હોય તો-ગોરાઓનું પ્રમાણ ઘટાડીને તેને બદલે હિન્દી સિપાઇઓને રોકવાની ગોઠવણ કરે છે, એટલે આ દેશને ભોગે ઇંગ્લંડ કરકસર કરી શકે છે. ના. હિન્દી સરકાર પણ તેવુંજ પગલું લઇ લશ્કરી ખર્ચનો ગંજાવર બોજો થોડે અંશે પણ શા માટે કમી ન કરી શકે તે અમે સમજી શકતા નથી.

મીઠા ઉપર તથા સાંચાકામ ઉપરના દરમાં વધારા પસાર ન થયા તે જોઇ આપણને સંતોષ ઉપજે છે. તેજ રીતે ટપાલના દરમાં પણ વધારો કરવામાં ન આવ્યો હોત તો વ્યાજબી થઇ પડત.

છેવટે ધારાસભાએ ૯॥ કરોડ રૂપિયા જેટલો કરમાં વધારો પસાર ન કર્યો તે વ્યાજબીજ કરેલ છે પણ આવતા વર્ષનું બજેટ તેટલી વધારે ખોટ નહિ બતાવે તેની કાંઇ ખાત્રી છે ખરી?

---

## (૪) જી. આઇ. પી. રેલ્વે અને રેલ્વે રીસીટઃ—

છેલ્લાં ઘણાં વર્ષોથી જી. આઇ. પી રેલ્વે ઉપર માલનાં જે કન્સાઇનમેન્ટો ચઢાવવામાં આવે છે તે માટેની રેલ્વે રીસીટ અથવા ઇન્વોઇસ ઉપર "એસ-સી," "એસ-પી," "સી-ડી" અને એવા ભળતા અક્ષરો વાંચી ન શકાય તેવી રીતે લખવાની રૂઢી ચાલી આવે છે. આપણી વેપારી કોમના ઘણા થોડા ભાઇઓ જાણતા હશે કે માલ સહીસલામત પહોંચાડવાની પોતાની જવાબદારીમાંથી છૂટી જવાના હેતુથી આવા અક્ષરો જાણી જોઇને આ રીસીટો ઉપર લખવામાં

આવે છે, અને જ્યારે ઓછા વજન માટે અથવા ડીલીવરી આપતી વખતે માલને નુકશાન પહોંચ્યું હોય તે માટે બદલા સારૂ દાવો કરવામાં આવે છે ત્યારે આ ટુંકા અક્ષરોના આસરા હેઠળ આવા દાવાઓ રદ કરવામાં આવે છે કારણકે આવા ટુંકા અક્ષરોનો અર્થ "પેકીંગ બરાબર નથી;" "માલ સરી પડે છે" "પેકેજમાં માલ અમુક જથ્થામાં છે એમ જણાવવામાં આવ્યું છે" અથવા એવોજ કોઇ બીજો અર્થ કરવામાં આવે છે. પણ રેલ્વે સત્તાવાળાઓની આ સીફત મધ્ય પ્રાંતની ધારા સભાના એક સભાસદના સવાલનો સરકારી સભાસદે જે જવાબ આપ્યો તેથી ખુલ્લી પડી ગએલ છે. તેણે જણાવ્યું હતું કે જી. આઇ. પી રેલ્વેના એજન્ટે કબુલ કર્યું છે કે આવા અક્ષરો લખવાનો હેતુ એ છે કે રેલ્વે કંપની માલ માટે જોખમદાર ગણાય નહિ અને વળી આવા અક્ષરો કાયદા પ્રમાણે ઉમેરવાનો હક નથી. અમારા મત મુજબ વેપારીઓ જ્યારે રીસીટ ઉપર આવા અક્ષરો લખવામાં આવ્યા હોય ત્યારે તે સ્વીકારવાની ના પાડી શકવામાં તદ્દન વ્યાજબી ગણાશે

## ચેમ્બરનો વિભાગ.

### (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની તા૦ ૧૪ મી ફેબ્રુઆરીને રોજની અધુરી રહેલી સભા શનીવાર તા૦ ૧૮ મી ફેબ્રુઆરી સને ૧૯૨૨ ને રોજ સાંજના ૩ કલાકે સ્ટા. ટા મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતાઃ—

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. (પ્રમુખ)
,, હંસરાજ પ્રાગજી ઠાકરસી.
સર વિઠ્ઠલદાસ ડી. ઠાકરસી.
શેઠ મોતીલાલ કાનજી
,, મોતીલાલ વલ્લભજી.
,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
,, બી. એફ. માદન.
,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ.
શેઠ એન એમ. મઝુમદાર.
,, જમનાદાસ વસનજી મનજી.
,, મોરારજી મુળરાજ ખટાઉ.
,, ગીરજાશંકર બી. ત્રાવેદી.
,, એસ. બી બીલીમોરીઆ.
,, મહમદભાઇ હાજીભાઇ લાલજી.
,, એસ. આર. બમનજી.
,, મથુરાદાસ વસનજી ખીમજી.

૧. તા૦ ૧૧ મી ફેબ્રુઆરી સને ૧૯૨૨ ને રોજની કમીટીની મીટીંગની મીનીટો જે સભાસદોમાં ફેરવવામા આવી હતી તે પસાર કરવાનો ઠરાવ થયો હતો.

૨. મુંબઇના શહેરીઓ માટે રમત ગમત માટે ખુલ્લી જગાઓ રાખવાના સંબંધમાં યુરોપીઅન એસોસીએશનની અત્રેની શાખાની કમીટીએ જે ઠરાવ પસાર કરેલો હતો તેની નકલ ચેમ્બર તરફ મોકલવામાં આવી હતી. આ સંબંધમાં ના. મુંબઇ સરકારને એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો કે જો એસોસીએશનની માંગણી કબુલ રાખવાનો ના. સરકારનો વીચાર હોય તો તે પહેલાં ચેમ્બરની કમીટીને તેની ખબર મળવી જોઇએ, કારણ કે તેઓને

તે સંબંધમાં પોતાના વીચાર દર્શાવવાની તક મળે. આ પત્રની નકલ એસોસીએશન ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩. રૂ ઉપર "સેસ" નાખવાના સંબંધમાં ના. મુંબઈ સરકાર તરફથી કમીનો અભીપ્રાય પૂછાવેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં તે બાબત ઉપર મે. પ્રમુખે એક ખરડો તૈયાર કરી કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૪. ઈન્ડીઅન કોન્ટ્રાક્ટ ઍક્ટમાં સુધારો કરવા માટેના બીલના સંબંધમાં ના. મુંબઈ સરકાર તરફથી કમીટીનો અભીપ્રાય પુછવામાં આવ્યો હતો. શેઠ એન. એમ. મજુમદાર તરફ આ બીલ અભીપ્રાય સારૂ મોકલવાનો ઠરાવ થયો હતો તથા તેમનો જે અભીપ્રાય થાય તે મુજબ સેક્રેટરીએ ના. મુંબઈ સરકારને પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૫. મુંબઈની પોસ્ટ ઑફીસમાં કામ કરવાના કલાકમાં જે ફેરફાર કરવામાં આવેલા હતા તે સંબંધમાં ચેમ્બરના ખાતા તરફથી અભીપ્રાય પુછવામાં આવ્યો હતો. ખાતાના કામ કરવાના કલાકો તરફ કમીટી પોતાની પસંદગી બતાવે છે તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૬. જકાત ખાતાંને એકત્ર કરવાના સંબંધમાં ના. મુંબઈ સરકાર તરફથી કમીટીનો અભીપ્રાય પૂછવામાં આવ્યો હતો. પત્ર ઉપર વિચાર કરતાં શેઠ બી. એફ. માદને તે પત્રની વીગતો ધ્યાનમાં લઇ એક ખરડો તૈયાર કરી કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૭. ના. બ્રીટીશ સરકારે પરદેશો સાથે જે વેપારી કોલકરાર કરેલા હોય તેથી ના. હીંદી સરકાર કેટલે દરજ્જે બંધાએલી છે તે સંબંધમાં ચેમ્બર તરફથી ખુલાસો પુછાવેલો હોવાથી તેના જવાબમાં ના. હીંદી સરકાર તરફથી પત્ર આવેલો હતો. આ પત્ર સંતોષકારક નહી લાગવાથી તે સંબંધમાં ફરીથી પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

૮. ચલણી નોટો ઇંગ્લાંડને બદલે હીંદમાં છપાવવાના સંબંધમાં કમીટી તરફથી જે સુચના કરવામાં આવી હતી તેના જવાબમાં ના. હીંદી સરકારના નાણાંખાતા તરફથી પત્ર આવ્યો હતો કે તેમ કરવામાં મુખ્ય વાંધો એ છે કે તે નોટો છાપવાનો કોન્ટ્રાક્ટ ઇંગ્લંડની બૅંકને મળેલો છે અને જો તેની મુદત પુરી થતાં પહેલાં તે રદ કરી હીંદુસ્થાનમાં નોટો છાપવાનું કામ હાથપર લેવામાં આવે તો ઇંગ્લાંડની બૅંકને નુકશાની આપવી પડે. આ સંબંધમાં કેટલીક વીગતો પુછાવનારો એક પત્ર ફરીથી ખાતાંને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૯. ચેમ્બરની કમીટીનો વખત મે. પ્રમુખને અનુકુળ નહી હોવાથી તે વખત બદલવાના સંબંધમાં વીચાર કરતાં હાલ તુરત માર્ચ મહીનાની આખર તારીખ સુધી દર મહીનાના બીજા અને ચોથા મંગળવારે સાંજના ૫-૩૦ કલાકને બદલે દર મહીનાના બીજા અને ચોથા શનીવારે બપોરે ૩ કલાકે સ્ટા. ટા. કમીટી બોલાવવાનો ઠરાવ થયો હતો.

૧૦. સાંચાકામનાં જુદા જુદા ભાગ ઉપર જકાતનું ધોરણ નક્કી કરવાના સંબંધમાં એક કમીટી માર્ચ મહીનાની શરૂઆતમાં કલકત્તા મુકામે મળનાર છે તથા તે કમીટી ઉપર ચેમ્બરના એક પ્રતીનીધીની નીમણુંક કરવામાં આવેલી છે એ મતલબનો પત્ર ના. હીંદી સરકારના વેપારખાતા તરફથી આવેલો હતો. ચેમ્બરના પ્રતીનીધી તરીકે શેઠ સર વીઠુલદાસ ડી. ઠાકરસીને નીમણુંક કરવાનો ઠરાવ થયો હતો. સર વીઠુલદાસ કોઇ કારણસર કમીટીનાં પ્રતીનીધી તરીકે કલકત્તે જઇ શકે તેમ ન હોય તો તેવે પ્રસંગે શેઠ એન. બી. સકલાટવાળાની નીમણુંક કરી તે મતલબનો તાર ખાતા તરફ મોકલવાની મે. પ્રમુખને સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

૧૧. તા. ૧૭ મી ફેબ્રુઆરી સને ૧૯૨૨ ના રોજના બોમ્બે ક્રોનીકલમાં મુંબઇ મ્યુનીસીપાલીટી તરફથી કેટલાંક કેમીકલ્સને સારૂ જે ટેન્ડરો મંગાવવાની નોટીસ છપાએલી હતી એમાં એક સરત એવી હતી કે સ્થાનીક માલ સ્વીકારવામાં આવશે નહી. સ્થાનીક માલની ખરીદી નહિ કરવાનો શો હેતુ હશે તે તરફ શેઠ એસ. આર. બમનજી તરફથી કમીટીનું લક્ષ ખેંચવામાં આવ્યું હતું. આ સંબંધમાં મ્યુનીસીપલ કમીશનરપર પત્ર લખી ખુલાસો મંગાવવાનો ઠરાવ થયો હતો.

કમીટીનું કામકાજ પુરૂં થયા બાદ શેઠ સર વીઠ્ઠલદાસ ડી. ઠાકરસીએ ના. હીંદી સરકારના કરન્સી બીલ તથા રેલ્વે વેગનની ખરીદીના સંબંધમાં કેટલુંક વીવેચન કર્યું હતું.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટી શનીવાર તા૦ ૨૫ મી ફેબ્રુઆરી સને ૧૯૨૨ ને રોજ સાંજના ત્રણ કલાકે (સ્ટા. ટા.) મળી હતી, જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા. મે. પ્રમુખની મુંબઇ કાઉન્સીલને લીધે ગેરહાજરીમાં તેમનું સ્થાન શેઠ લાલજી નારણજીને આપવામાં આવ્યું હતું.

| | |
|---|---|
| શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરશી, | શેઠ મથુરાદાસ વસનજી ખીમજી. |
| ,, એન. એમ. મજુમદાર | ,, માવજી ગોવિંદજી શેઠ. |
| ,, બી. એફ. માદન | ,, મોરારજી મુળરાજ ખટાઉ. |

શેઠ ધરમશી મોરારજીની પેઢીવાળા મી. પંડિતને આમંત્રણ મોકલેલું હોવાથી તેઓ પણ હાજર હતા.

૧. કલકત્તા ખાતે મશીનરી કમીટી ઉપર ચેમ્બરના પ્રતિનિધીની નીમણુંક કરવાના સંબંધમાં વીચાર કરતાં શેઠ મનમોહનદાસ રામજીને ચેમ્બરના પ્રતિનિધી તરીકે મોકલવાનો ઠરાવ થયો હતો. તથા તેઓનું નામ, ના. હીંદી સરકારના વેપારખાતા ઉપર તારથી જણાવી દેવાનો ઠરાવ થયો હતો.

ત્યાર બાદ મી. પંડિતને કમીટી આગળ પોતાનો કેસ રજુ કરવાને મે. પ્રમુખે જણાવ્યું તે પરથી તેમણે કમીટી આગળ કેસ રજુ કરતા જણાવ્યું કે કાચા ગંધક તથા "વુલ ટોપ્સ" ઉપરની આયાત જકાત નાંખવાના સંબંધમાં તેમણે જે માગણી કરી છે તેને ચેમ્બર તરફથી ટેકો મળવો જોઇએ અને તે મતલબનો એક પેરેગ્રાફ ચેમ્બર તરફથી જે લેખી જુબાની મોકલવામા આવી છે તેમાં ઉમેરો કરવો જોઇએ.

આ બાબત ઉપર વીચાર કરતાં શેઠ એન. એમ. મજુમદારે શરૂઆતમાં જણાવ્યું કે કમીટી વીચાર ચલાવે તે પહેલાં બે મુખ્ય બાબતોનો વીચાર કરવાનો છેઃ—

(૧) ચેમ્બર જેવી સંસ્થા કોઇ એક ઉદ્યોગનો પક્ષ લઇ તે સંબંધમાં લેખી જુબાનીમાં વીવેચન કરી શકે કે કેમ. કારણ કે જો તેમ કરવામાં આવશે તો દરેક ઉદ્યોગના પ્રતીનીધી તરફથી એવી માગણી કરવામા આવશે અને તેનો અંત કયાં આગળ આવશે તે તેઓ જોઇ શકતા નથી. (૨) વળી ચેમ્બરની લેખી જુબાની મોકલી આપી છે અને આ બાબત એજન્ડા ઉપર નથી; એ પણ એક ધ્યાનમાં લેવા જેવી બાબત છે. ત્યાર બાદ આ વીશય ઉપર કમીટીના કામકાજ તરીકે નહી પણ સાધારણ (Informal) રીતે ચર્ચા કરવામાં આવી હતી. અને એવો ઠરાવ થયો હતો કે કોઇ એક ચોક્કસ ઉદ્યોગનાં સંબંધમાં ચેમ્બરે સામાન્ય અને બધા ઉદ્યોગના

સંબંધમાં જે કાંઈ કહ્યું હોય તેથી આગલ કાંઇ પણ દલીલ પોતાની લેખી જુબાનીમાં કરવી એ બની શકે તેમ નથી.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક ખાસ સભા શુક્રવાર તા૦ ૩ જી માર્ચ ૧૯૨૨ ને રોજ બપોરના ૧-૩૦ કલાકે (સ્ટા. ટા.) ના. હીંદી સરકારના તા૦ ૧ લી માર્ચને રોજ બહાર પડેલા બજેટ ઉપર વીચાર કરવા સારૂ મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતાઃ—

શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ. (પ્રમુખ)
,, લાલજી નારણજી.
,, હંસરાજ પ્રાગજી ઠાકરશી.
,, જહાંગીર બમનજી પીટીટ.
,, મોતીલાલ કાનજી.
,, મોતીલાલ વલ્લભજી.
,, બી. એફ. માદન.
,, એન. એમ. મજુમદાર.
ઑ૦ શેઠ ફીરોજ સી. શેઠના.
શેઠ મોરારજી મુળરાજ ખટાઉ.
,, વાલચંદ હીરાચંદ.
,, મહમદભાઇ હાજીભાઇ લાલજી.
,, માવજી ગોવિંદજી શેઠ.
,, જમનાદાસ દ્વારકાદાસ.
,, એસ. આર. બમનજી.
,, મથુરાદાસ વસનજી ખીમજી.

બજેટ ઉપર સામાન્ય વીચાર કરવાં કેટલાક મુખ્ય મુદ્દાઓ નક્કી ઠરવામાં આવ્યા હતા અને તે ઉપર પુરતો વીચાર કરી એક ખરડો તૈયાર કરવા સારૂ મે. પ્રમુખ, શેઠ. બી. એફ. માદન તથા શેઠ એન. એમ. મજુમદારની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો. ઓ. સર મ્હેલીના બજેટ ઉપરના ભાષણમાં પરેગ્રાફ ૩૬ તરફ શેઠ માદને કમીટીનું લક્ષ ખેંચ્યું હતું અને તે સંબંધમાં કેટલુંક વીવેચન કર્યું હતું. આ સંબંધમાં શેઠ માદને એક નોટ તૈયાર કરી કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

ત્યાર બાદ જે ચીજો ઉપર જકાત વધારવામાં આવેલી હતી તેમાંથી કઇ ચીજો ઉપરની જકાત સામે ચેમ્બરે વાંધો ઉઠાવવો તે સંબંધમાં વીવેચન કરવામાં આવ્યું હતું. શેઠ લાલજી નારણજી તરફથી જણાવવામાં આવ્યું હતું કે મશીનરી તથા સ્ટોર્સ ઉપરની જકાતને લીધે તથા એકસાઇઝને લીધે મીલના ઉદ્યોગ ઉપર કેવી માઠી અસર થશે તે સંબંધમાં તેઓ કમીટીની જાણ સારૂ એક નોટ રજુ કરશે.

બાદ સભાનું કામ મુલતવી રાખવામાં આવ્યું હતું અને અધુરી રહેલી સભા શનીવાર તા૦ ૪ થી માર્ચને રોજ ત્રણ કલાકે સ્ટા. ટા. બોલાવવાનો ઠરાવ થયો હતો

ઉપર જણાવેલા ઠરાવ પ્રમાણે કમીટીની એક સભા શનીવાર તા૦ ૪ થી માર્ચ સને ૧૯૨૨ ને રોજ સાંજના ૩ કલાકે સ્ટા. ટા. મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

શેઠ પુરૂશોતમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
,, લાલજી નારણજી.
,, હંસરાજ પ્રાગજી ઠાકરશી.
,, મોતીલાલ કાનજી.
,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા.
,, બી. એફ. માદન.
,, એન. એમ. મજુમદાર.
,, જમનાદાસ વસનજી મનજી.
શેઠ વલ્લભદાસ ચતુરભુજ શીવજી.
,, મોરારજી-મુળરાજ ખટાઉ.
,, વાલચંદ હીરાચંદ.
,, માવજી ગોવીંદજી
,, જમનાદાસ દ્વારકાદાસ
,, એસ. આર. બમનજી
,, મથુરાદાસ વસનજી ખીમજી

---

શરૂઆતમાં બજેટ ઉપર ખરડો તૈયાર કરવાને માટે જે સબ કમીટી નીમવામાં આવી હતી તે સબ કમીટી તરફથી તૈયાર કરેલો ખરડો કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો. તથા શેઠ બી. એફ. માદનને કમીટી તરફથી જે નોટ તૈયાર કરવાની વીનંતી કરવામાં આવેલી હતી તે મુજબ તેમણે તૈયાર કરેલી નોટ કમીટી આગળ રજુ કરવામાં આવી હતી. ખરડો કમીટી સમક્ષ વાંચી સંભળાવતા તેમાં કેટલાક સુધારા વધારા કરવામાં આવ્યા હતા. તથા ખરડાની નકલ ના. હીંદી સરકારપર રવાના કરતાં પહેલાં તેમાં યોગ્ય ફેરફાર કરવાની મે. પ્રમુખને તથા શેઠ એન. એમ. મજુમદારને સત્તા આપવાનો ઠરાવ થયો હતો. શેઠ બી. એફ. માદનની નોટ ઉપર વીચાર કરતાં તે મંજુર રાખવાનો તથા તેની નકલો લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં તથા કાઉન્સીલ ઑફ સ્ટેટમાં ચેમ્બર સાથે સંબંધ ધરાવતા સભાસદોને મોકલી આપવાનો ઠરાવ થયો હતો. નોટની એક નકલ ચેમ્બરના બજેટ ઉપરના મુખ્ય લખાણ સાથે પણ બીડવાનો ઠરાવ થયો હતો. શેઠ લાલજી નારણજી તરફથી જે નોટ કમીટી આગળ રજુ કરવામાં આવી હતી તેની નકલ કમીટીના લખાણ સાથે ના. હીંદી સરકારપર બીડવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા૦ ૧૧ મી માર્ચ સને ૧૯૨૨ ને રોજ બપોરે ત્રણ કલાકે સ્ટા. ટા. મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ મોરારજી સુળરાજ ખટાઉ |
| ,, લાલજી નારણજી | ,, વાલચંદ હીરાચંદ |
| ,, મોતીલાલ વલ્લભજી | ,, માવજી ગોવિંદજી |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, બી. એફ. માદન | ,, મથુરાદાસ વસનજી ખીમજી |
| ,, એન. એમ. મજુમદાર | |

સેન્ટ્રલ કોટન કમીટીના સેક્રેટરી મી૦ બર્ટને આમંત્રણ મોકલેલું હોવાથી તેઓ પણ હાજર હતા.

તા૦ ૧૪; તા૦ ૧૮; તા૦ ૨૫ મી ફેબ્રુઆરી તથા તા૦ ૩ જી માર્ચને રોજ મળેલી સભાની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૧ રૂ ઉપર સેસ નાખવાની બાબતમાં મે. પ્રમુખે મી. બર્ટને કેટલાક ખુલાસો કરવાની સુચના કરવાથી તેમણે કમીટી સમક્ષ ના. સરકારના હેતુઓનું લંબાણથી વીવેચન કર્યું હતું અને મે. પ્રમુખ તથા બીજા સભાસદો તરફથી ખુલાસા પુછવામાં આવ્યા હતા તેના જવાબ આપ્યા હતા. ત્યાર બાદ કેટલીક આંકડાને લગતી વીગતોની માગણી થવાથી તે આંકડા ચેમ્બરના સેક્રેટરી તરફ મોકલી આપવાને મી૦ બર્ટે જણાવ્યું હતું. તેમના તરફથી જે વીગતો મળે તે ઉપર પુરતો વીચાર કરી મે. પ્રમુખે જવાબનો ખરડો તૈયાર કરવાનો ઠરાવ થયો હતો.

૨. પી. એન્ડ ઓ કંપનીના કોન્ટ્રાકટના સંબંધમાં જે ખરડો સબ કમીટી તરફથી તૈયાર કરવામાં આવ્યો તે પર વીચાર કરવામાં આવ્યો હતો. આ સંબંધમાં શેઠ મનુ સુબેદારે મે. પ્રમુખ ઉપર કેટલીક અગત્યની સુચનાઓ જણાવનારો એક પત્ર લખી મોકલેલો હોવાથી

ત પત્ર કમીટી આગળ વાંચવામાં આવ્યો હતો. પત્ર ઉપર વીચાર કરતાં તેમાં જણાવેલી સુચનાઓ પર વીચાર કરી એક ખરડો તૈયાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

મે. પ્રમુખ.
શેઠ મનુ સુબેદાર.
,, વાલચંદ હીરાચંદ.

૩ "સેન્ટ્રલાઇઝેશન ઓફ કસ્ટમ્સ ડીપાર્ટમેન્ટ" ના સંબંધમાં શેઠ બી. એફ. માદન તરફથી કમીટીનો અભિપ્રાય જણાવનારો જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે પસાર કરવામાં આવ્યો હતો તથા તેની નકલ ના. સરકાર તરફ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૪ કસ્ટમ્સ ખાતામાં એપ્રેઝરોને લવાજમ આપવાની રૂઢી સામે વાંધો દર્શાવનારો જે પત્ર ના. હીંદી સરકારના વેપાર ખાતાને લખવામાં આવ્યો હતો તેના જવાબમાં પત્ર આવ્યો હતો કે એ રૂઢી ઘણા વખતથી અમલમાં છે અને તેનાથી કોઇ વેપારીને અન્યાય ન થાય તે સારૂ ના. સરકાર ખાસ પ્રયત્ન કરે છે પણ એ રૂઢી બંધ કરી શકાય તેમ નથી. પત્ર ઉપર વીચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૫ "જુની કાનસ" તથા "સ્ટીલ સર્કલ્સ" ઉપર વધારે દરવાળી જકાત ખાતા તરફથી લેવામાં આવે છે તે સંબંધમાં શેઠ. જી. બી. ત્રીવેદીએ કમીટીનું લક્ષ ખેચ્યું હતું અને દાદ માગેલી હતી. આ સંબંધમાં મી. નાઇટ. સ્થાનીક ડાયરેકટર ઓફ કોમર્શીયલ ઇન્ટેલીજન્સ તરફથી પત્ર આવ્યો હતો કે કમીટીના કોઇ પણ પ્રતીનીધી અથવા તો દલીલ કરનારના પ્રતિનિધિ જો એમની ઓફીસમાં મળવા તસ્દી લેશે તો તેઓ તે બાબતમાં વીવેચન કરવા ખુશી છે. ઠરાવ થયો હતો કે મી. ત્રીવેદીએ મી. નાઇટની મુલાકાત લઇ સઘળી હકીકત રૂબરૂમાં રજુ કરવી.

૬ રેલ્વે એકટની કલમ ૧૪૦ માં સુધારો સુચવનારો તથા તે સંબંધમાં ટાઇમ્સ ઓફ ઇન્ડીયામાં તા. ૧૦-૨-૧૯૨૨ ને રોજ જે પત્ર પ્રગટ થયો હતો તે તરફ કમીટીનું લક્ષ ખેંચનારો એક પત્ર શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી તરફથી આવેલો હતો. વર્તમાનપત્ર શીવાય કેટલાક ચોકસ દાખલાઓ જો શેઠ હંસરાજની જાત માહીતીમાં હોય તો તેવા દાખલાઓ કમીટી આગળ રજુ કરવા એ મતલબનો એક પત્ર તેમને લખી જણાવવાનો ઠરાવ થયો હતો અને તે દરમ્યાન પત્ર ઉપર વીચાર મુલતવી રાખવાનો ઠરાવ થયો હતો.

૭ શેઠ રેવાશંકર જગજીવન તથા શેઠ વેલજી લખમસી તરફથી કમીટીના સભાસદ તરીકેના રાજીનામાં મળેલાં હતાં. રાજીનામાં સ્વીકારવાનો તથા તેમની ખાલી પડેલી જગા પર સર ફાઝલભાઇ કરીમભાઇ તથા શેઠ સુરજી વલ્લભદાસને કમીટીના સભાસદ તરીકે નીમવાનો ઠરાવ થયો હતો.

૮ મુંબાઇના ડીરેકટર ઓફ કોમર્શીઅલ ઇન્ટેલીજન્સ તરફથી પત્ર આવેલો હતો કે તેમના ખાતા તરફથી ચેમ્બરને વેપારી ખબરો વીગેરે પુરી પાડવામાં આવશે. આ પત્રની આભાર સહીત નોંધ લેવાનો તથા તેનું ભાષાંન્તર ચેમ્બરના માસીકમાં સભાસદોની માહીતી સારૂ છપાવવાનો ઠરાવ થયો હતો.

૯ ઇસ્ટર્ન ગ્લાસ મેન્યુફેકચરીંગ કંપની તરફથી પત્ર આવ્યો હતો કે મુંબઇના ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ તરફથી તેમના ઉદ્યોગને લગતી કાંઇ પણ ખબર પુરી પાડવામાં આવતી નથી. આ સંબંધમાં કમીટીની દાદ માગેલી હતી. કંપનીના માલીકે શેઠ જી. બી. ત્રીવેદીની મુલાકાત લઇ

રૂબરૂમાં બધી મુશ્કેલીઓ રજુ કરવી એ મતલબનો પત્ર કંપની પર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૦ એકસાઇઝ કમીટીના સેક્રેટરી તરફથી એક પત્ર આવ્યો હતો અને તેમાં સવાલોની યાદી બીડેલી હતી અને કમીટીનો અભિપ્રાય મંગાવેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં સવાલના જવાબનો એક ખરડો તૈયાર કરવા સારૂ નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ-કમીટી નીમવાનો ઠરાવ થયા હતો.

શેઠ માવજી ગોવીંદજી — શેઠ જી. બી. ત્રીવેદી

૧૧ હીંદુસ્થાન અને બીજા દેશો વચ્ચે વેપારી કરારોના સંબંધમાં ના. હીંદી સરકાર તરફથી ખુલાસો કરનારો એક પત્ર મળેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં તે સંતોષકારક નહી લાગવાથી ફરીથી એક પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૨ નીચે જણાવેલા ગૃહસ્થો તરફથી ચેમ્બરમાં સભાસદ તરીકે દાખલ થવાને અરજી આવેલી હતી જેમને રાબેતા મુજબ બેલટ ઉપર મોકલવાનો ઠરાવ થયો હતો. (૧) મેસર્સ બી. દાસ એન્ડ કું (૨) મેસર્સ છગનલાલ એન્ડ કું. પ્રથમ જે એક અરજીનો બેલટ મુલતવી રહેલો હતો તે અરજી પણ બેલેટમા દાખલ કરવાનો ઠરાવ થયો હતો. બેલટ માટેના દિવસો તા. ૨૨ મી માર્ચથી તા. ૨૯ મી માર્ચ સને ૧૯૨૨ સુધીના મુકરર કરવામાં આવ્યા હતા. સ્ક્રુટીનીઅર તરીકે મી. ત્રીવેદીને નીમવાનો ઠરાવ થયો હતો.

૧૩ શેઠ મોરારજી એ. ટન્ના તરફથી ચેમ્બરના સભાસદ તરીકે રાજીનામું મોકલી આપવાનો પત્ર આવ્યો હતો. રાજીનામું સ્વીકારવાનો ઠરાવ થયો હતો.

૧૪ શેઠ એસ બી. બીલીમોરીઆ તરફથી પત્ર આવ્યો હતો કે તેઓ યુરોપ જતા હોવાથી જુન મહીના સુધી કમીટીની મીટીંગમાં હાજરી આપી શકશે નહી. પત્ર ઉપર વીચાર કરતાં રજા મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૧૫ ચેમ્બરની નાણા સંબંધી સ્થીતી ઉપર વીચાર કરતાં રૂ. ૫૦૦૦, અંકે પાંચ હજાર સુધી વ્યાજબી લાગે તેટલી રકમના બોન્ડ વેચવાની મે. પ્રમુખને સત્તા આપવાનો ઠરાવ થયો હતો.

૧૬ શેઠ ડબલ્યુ ટી. હાલાઇએ વાર્ષીક સામાન્ય સભામાં રજુ કરવા માટે જે ૨૪ દરખાસ્તો મોકલી આપી હતી અને જે નવી કમીટી ઉપર મોકલી આપવાનો ઠરાવ થયો હતો તે બાબત ઉપર વીચાર કરતા નીચે જણાવેલા ગૃહસ્થોની એક સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| મે. પ્રમુખ | શેઠ મથુરાદાસ વસનજી |
| શેઠ વાલચંદ હીરાચંદ | ,, મોતીલાલ વલ્લભજી |

બાદ સભા બરખાસ્ત થઈ હતી.

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૧૮ મી માર્ચ સને ૧૯૨૨ ને રોજ બપોરના ત્રણ કલાકે ( સ્ટા. ટા. ) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ |
| ,, લાલજી નારણજી | ,, એન. એમ મજુમદાર |
| ,, ફાજલ ઇબ્રાહીમ રહીમતુલ્લા | ,, માવજી ગોવિંદજી |
| ,, બી. એફ. માદન | ,, વાલચંદ હીરાચંદ |
| | ,, સુરજી વલ્લભદાસ |

---

અમારી કમીટી ફક્ત એ બાબતમાં એટલુંજ જણાવે છે કે હીંદના રૂના ઉદ્યોગ ઉપર સહેજ પણ બોજો નાખવામાં આવે, તેટલી હદે પરદેશીઓને આ દેશને નીચોવવાની સગવડ કરી આપવા. જેવું લેખવામાં આવે છે.

૧૯૧૬ ના માર્ચ માસમાં નામદાર વાઇસરોય લૉર્ડ હાર્ડીંજે બજેટની તકરાર વેળાએ જણાવ્યું હતું કે

" સર વીલીયમ મેયરે ઇંગ્લંડની સરકારના વીચારો જણાવ્યા છે કે હીંદી સરકારે નવા બજેટમાં રૂ ઉપર આયાત જગાત વધારવી. અને એક્ષાઇસ જગાત જેટલીને તેટલી રાખવી એવી કીધેલી સુચના બાબત ઇંગ્લંડની સરકારે જણાવ્યું હતું કે જ્યારે પણ બની શકશે ત્યારે આ એક્ષાઇસ જગાત કાઢી નાખવામાં આવશે. ઇંગ્લંડની સરકાર એવું માને છે કે આ સવાલ ઉભો કરવાથી હાલમા કંઇબી મતફેર દુર કરવાના અગત્યના હીંગામે ઇંગ્લંડ અને હીંદ વચ્ચે ખટપટ જગાડવા જેવું થશે અને લડાઇના કારણે ઉભાં થયેલાં જરૂરી મુદ્દાઓના ફેંસલાની આડે તે આવશે. હીંદી સરકાર ઇંગલંડની સરકાર સાથે તકારમાં ઉતરવા હાલમાં માગતી નથી પણ આપણી સરકારે એટલું તો ચોખ્ખે ચોખ્ખું જાહેર કીધું છે કે રૂના માલ ઉપરની આયાત જકાત વધારવી જોઇએ, તેમજ એક્ષીઇસ જકાત જેટલી ને તટલીજ રેહવી જોઇએ એટલુંજ નહીં પણ તે કાઢી નાખવામાં આવનાર છે તેવી કબુલાત ઇંગ્લંડની સરકારે આપવી જોઇએ."

હીંદ આ વીચારોને એક કબુલાત જેવા ગણે છે, જેથી એક્ષાઇસ જકાત તો સામી નીકળી જવી જોઇએ. જેથી અમારી કમીટીના વીચાર મુજબ તેમાં વધારો થવો કબુલાતનો ભંગ કીધા બરાબર છે.

વળી સ્ટોર્સ અને મશીનરીના ફાલતુ સામાન ઉપર જકાત ચઢતાં હીંદી ઉદ્યોગો જલદી કચડાઇ જશે. જેથી એ જકાતથી થતા ગેરફાયદા અને નુકશાન રૂ ઉપરની આયાત જકાતથી પણ મળી શકશે નહીં.

મશીનરીના ફાલતુ સામાન ઉપર જકાત વધારવાથી હીંદના ઉદ્યોગની ખીલવણીને અટકાવવા જેવું થશે. આ જકાત અત્યારે ઓછી હતી જેથી તેમાં વધારો થતા દેશના ઉદ્યોગોની ખીલવણી અટકાવવા જેવું થશે. અને જ્યાં સુધી દેશમાંના ઉદ્યોગોને સરકાર તરફથી રક્ષણ મળે ત્યાં સુધી એ જકાત સલામતી સાથે લઇ શકાય નહીં.

વળી નવા દીલ્હી શહેર માટે નવી લોન કાઢવામાં આવનાર છે. આવા ખરચો સરકારની સ્થીતી સધર થાય ત્યાં સુધી મુલતવી રાખી શકાય. આથી ઘણુજ જરૂરી બાંધકામો શરૂ થયા હોય તે સીવાય નવા બાંધકામો હાથ ધરવા નહીં.

• ઇન્કમટેક્ષ અને સુપરટેક્ષ માટે ઘણાઓ વાંધો લેતા નથી કારણ તે જેઓ ભરી શકે તેઓ પાસેથીજ કાઢવામાં આવે છે. આ ટેક્ષ થાપણો ઉપર હોવાથી તેમાં જેમ વધારો થાય તેમ ઉદ્યોગોને ઓછો ફાયદો થાય, સુપરટેક્ષમાં વધારો થવાથી હીન્દી ઉદ્યોગોને ખમવું પડશે. હીન્દી સરકારની મતલબ આ દેશના ઉદ્યોગોને કચરી નાંખવાની નથીજ.

છેવટે અમારી કમીટી અરજ કરે છે કે સઘળા ખાતાંઓમાં અને ખાસ કરીને લશ્કરી ખાતામાં બની શકે એટલી ખરચમાં કાપકુપ કરવી.

મી૦ બી૦ એફ૦ માદને હીન્દી ખજાનચીના બજેટના ૩૬ મા ફકરા બાબત જે વીચાર જાહેર કીધા છે અને જે અમારી કમીટીએ સામટી રીતે પસંદ કીધા છે તેની નકલ અમે આ સાથે બીડયે છીએ.

---

# પરીશીષ્ટ—એ.

પરદેશી કાપડની આયાત જગાત ૧૧ ટકાથી વધારીને ૧૫ ટકાની કરવામાં આવી છે. પણ તે સાથે હીંદના બનેલા સઘળા કાપડપર સાથે સાથે એકસાઇઝ જગાત ૩॥ ટકાપરથી વધારી ૭॥ ટકાની નાખવામાં આવી છે. દેખીતી રીતે કોઇને એમ લાગે કે હીંદી મીલવાળાને ફક્ત તેની બનાવટપર ૪ ટકા ડ્યુટીજ વધારે આપવી પડવાની પણ ખરી વાત એ છે કે જે હીંદી મીલવાળાને આ વરસથી ૪ ટકા એકસાઇઝ ડ્યુટીમાં વધારે આપવા ઉપરાંત સઘળી જાતના માલના સ્ટોર સાઇઝીંગ માટેની વસ્તુઓ માટે ૪ ટકા ડ્યુટી વધારે આપવી પડશે, ઉપરાંત સઘળી જાતના સાંચાકામપર ૭॥ ટકા જગાત આપવી પડશે. અને આયાત વેરામાં ૨ પાઇ વધી છે તે તો જુદી. રંગની જગાતમાં વધારો થયો છે તે પણ ગણવામાં આવ્યો નથી. મુંબઇની કોઇ પણ મોટી મીલમાં ગયે વરસે બનેલું કાપડ લઇએ તો તેને આ વરસે તે જે કાપડ બનાવશે તે પર ૯·૮ ટકા જગાત આપવી પડશે, ગયે વરસે ૪·૫ ટકાની જગાત આપવી પડી હતી. દાખલા તરીકે એક મોટી મીલે રૂા. ૧૪૨૦૦૦૦૦ નું કાપડ બનાવ્યું.

ગયે વરસે તેને ૧૧ ટકા.

| | |
|---|---|
| | રૂપીયા |
| સ્ટોર પાછળ આપવા પડયા હતા. | ૮૮૦૦૦ |
| એકસાઇઝ ડ્યુટી ૩॥ ટકા. | ૪૯૬૦૦૦ |
| સાંચાકામ અને ભાગ પરની જગાત. | ૫૦૨૧૨ |
| | ૬૩૪૨૧૨ |

જ્યારે એજ મીલને એજ કાપડપર આ વરસે નીચે પ્રમાણે જગાતો આપવી પડશે.

| | |
|---|---|
| સ્ટોર પરની ડ્યુટી ૧૫ ટકા. | રૂ. ૧૨૦૦૦૦ |
| એકસાઇઝ ડ્યુટી ૭॥ ટકા. | રૂા. ૧૦૬૩૦૦૦ |
| સાંચાકામપરની ડ્યુટી. | રૂા. ૨૦૦૮૪૮ |
| | કુલ્લે રૂા. ૧૩૮૩૮૪૮ |

આ આંકડાઓમાં ત્રાહીક અને તેલ વગેરે બીજાં ખર્ચોને તો ગણવામાં આવ્યા નથી એ ભાર પણ મીલને માથે પડશે.

જો કરોની ગણતરી ટકા પ્રમાણે કરવામાં આવે તો આયાત જગાતમાં જે ૧૧ ના ૧૫ ટકા થયા છે તે ૩૬ ટકા જેટલો વધારો બતાવે છે જ્યારે એકસાઇઝ ડ્યુટી જે ૩॥ ટકા પરથી વધારી ૭॥ ટકાની કરવામાં આવી છે તે ૧૧૪ ટકાનો વધારો બતાવે છે. વળી મીલોમાં ગાંસડીઓ બાંધવા જે લોખંડની પટીઓ વપરાય છે તે પરની જગાત ૨॥ ટકા પરથી વધારી ૧૦ ટકાની કરવામાં આવી છે, એટલે લગભગ ૩૦૦ ટકા જેટલી ડ્યુટી વધારવામાં આવી છે. દરેક મોટી મીલમાં લગભગ ૫૦૦૦૦ ગાંસડીઓ બંધાય છે, અને તે માટે પુષ્કળ લોખંડની પટીઓ જોઇએ છે. તેના પર જે જગાત વધારી છે તે પણ હીંદી મીલવાળાપર એક બોજા સમાન છે. નવા કરો વધારવામાં આવ્યા છે તેથી હીંદી મીલ ઉદ્યોગને ફટકો પડે છે અને ગયે વરસે તેઓ આપતા હતા તે કરતાં ૫ ટકા તેઓને વધારે આપવા પડશે જ્યારે તેટલા પ્રમાણમાં પરદેશી કાપડ પરની આયાત જકાત વધારવામાં આવી નથી.

ધી બોમ્બે ટાઇલ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ, મુંબઇ.

## મી. બી. એફ. માદનની નોટ.

૧૯૨૨-૨૩ નાં હીંદી સરકારના નવા બજેટના ૩૬ મા પેરેગ્રાફ બાબે એક જુદી મીનીટ લખતાં મી૦ બી. એફ. માદન જણાવે છે કે આપણા ખજાનચી ઇંગ્લંડમાં આપણે હીસાબે નાણાં પગાર ઠરવાની જે કેટલીક સુચના કરે છે તે સામે સખત વાંધો લેવાની જરૂર છે. તેવણ એવી ભલામણ કરે છે કે ઇંગ્લંડમાં આપણી નોટના ચલણના હીસાબે સોવરેન અને સોનાની લગડીઓનું જે ૨૪ કરોડ પાંઉડનું રીઝર્વ ઇંગ્લંડમાં પડેલું છે તેમાંથી હીંદનું કરજ ઇંગ્લંડમાં ચુકાવવા રકમ હીંદી પ્રધાનને આપવી. હવે જો આ સુચના આપણે બરાબર તપાસીએ તો તેનો અટલોજ અર્થ થાય છે કે આપણે આપણા પેપર રીઝર્વનો થોડો ભાગ હીંદી પ્રધાનને સોંપી દેશે. અલબત ઇંગ્લંડમાં હીંદનો જવાબદારી હશે, પણ આપણે હીંદી સરકારને માનપૂર્વક જણાવીશું કે તેને પહોંચી વળવાના બીજા રસ્તા છે. આપણા નોટના ચલણના રીઝર્વને તેનાથી હાથ ના લગાડાય, એમ તો ઇંગ્લંડ અમેરીકાનું મોટું કરજદાર છે પણ શું કોઇએ કદી એવી સુચના કરી છે કે બેંક ઓફ ઇંગ્લંડના નોટ ડીપારમેન્ટમાં રીઝર્વ પડયું છે તેને હાથ લગાડીને એ કરજ ચુકવવું. તેને બદલે એ અમેરીકામાં નાની લોનો કહાડી નાણાં ઉછીતાં લેવામાં આવે છે અને સઘળું કરજ વેપાર સુધરે ત્યારે આપવનું જણાવવામાં આવે છે. જો હીંદી પ્રધાનને નાણાંનો જરૂર હોય તો તે પડેલાં કહેવાતા ગોલ્ડ સ્ટેન્ડરડ રીઝર્વમાંથી ઇંગ્લંડમાં લોન મારફત નાણાં ઉછીના લે. ૧૭ા કરોડ પાઉંડ હીંદી પ્રધાનને જોઇતા હોય તો તેણે તે માટેની જોગવાઇ ઇંગ્લંડમાજ કરી લેવી. રીવર્સ કાઉન્સીલ વેચવાથી આપણા રીઝર્વમાં ૪૦ કરોડ પાંઉડનો ખાડો પડયો છે તે તો હજી પુરાયો નથી અને ખજાનચી હાલ જે નવી સુચના કરે છે તે રીવર્સ બીલ વેચવા જેવીજ છે અને નુકસાન વધારે એ કે રીવર્સ બીલો વેચતી વખતે તો તેનો જાહેર પ્રજાને પણ લાભ મળતો હતો. આતો સરકાર એકલી લાભ લઇ જવા માગે છે. જો હીંદી પ્રધાનને આપણા ઇંગ્લંડ ખાતેના ગોલ્ડ રીઝર્વમાંથી નાણાં ઉછીનાં લેવાનું વ્યાજબી નહી લાગતું હોય તો ઇંગ્લંડમાં આપણા માટે રેલ્વેઓના ઓર્ડરો આપવાનું કામ ભલે થોડો વખત બંધ રાખવું. ઇંગ્લંડમાં કારખાનાં વાળાઓ આપણા ઓર્ડરો લેવા આતુર છે અને બ્રીટીશ સરકાર પણ પોતાના કામદારોને આપણા હીસાબે કામે લગાડવા બહુ આતુર છે. ભલે એ કામ થોડા દીવસ મુલતવી રહે. બીજા દેશો માટે જેમ નીકાશ માટે શાખ આપવાની યોજના બ્રીટને ઘડી છે તેવો હીંદ માટે ઘડી કહાડવી. વળી ખજાનચી જણાવે છે કે હીંદી પ્રધાન હવે અકુદરતી રીતે હુંડીયામણ વધારી શકશે નહીં પણ ચલણ કમી કરે તો હુંડીયામણ કુદરતી રીતે વધે માટે તેની એ સવાપર પણ આંકોશ મુકવાની જરૂર છે.

---

### વર્કમેન્સ બ્રીચ ઓફ કોન્ટ્રેકટ એકટ સંબંધમાં કમીટીનો અભિપ્રાય.

નં. ટી ૨૧૨

મુંબઇ, ૨૨ મી માર્ચ ૧૯૨૨

ના૦ મુંબઇ સરકારના હોમ ડીપાર્ટમેન્ટના ડેપ્યુટી સેક્રેટરી જોગ, મુંબઇ.

સાહેબ,

૧૮૫૯ નો વર્કમેન્સ બ્રીચ ઓફ કોન્ટ્રેકટ એકટ જે ૧૯૨૦ ના એકટથી સુધારવામાં આવ્યો હતો તેમજ ઇન્ડીઅન પીનલ કોડની ૪૯૦ તથા ૪૯૨ મી કલમ રદ કરવાની સૂચનાવાળા પત્ર

સાથેના તમારા તા૦ ૨૨-૧૧-૨૧ ના નં. ૩૨૪ સી પત્રના જવાબમાં મારી કમીટીના નીચે પ્રમાણે વિચારો દર્શાવવાની મને ફરમાશ થએલ છે.

વર્કમેન્સ બ્રીચ ઓફ કોન્ટ્રેકટ એકટ ૧૮૫૯ ની સાલમાં પસાર કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ મજુરો તેમજ થાપણવાળાઓ બન્નેના સંબંધમાં વખત તેમજ સંજોગોમાં ઘણો ફેરફાર થએલ છે, અને તેથી આ એકટની વધારે વખત જરૂર નથી. બીજા બધા વર્ગના માણસોને માટે જે માત્ર દિવાની ગુન્હો ગણાય તેવા ગુન્હા માટે મજુરોને ફોજદારી કાયદાની રૂયે ગુન્હેગાર ગણવામાં આવે છે. માત્ર નાણાં અગાઉથી આપવાને લીધે થાપણવાળાઓ મજૂરો ઉપર અણઘટતો અંકુશ મેળવે છે અને તેનાં પરીણામો ગીરમીટને લગભગ મળતાંજ આવે છે.

આ એકટ ખાસ વર્ગના લાભ માટેના કાયદાનો એક દાખલો છે અને તેથી થાપણદારો અને મજૂરો વચ્ચે જે મિત્રાચારી ભર્યો સંબંધ જળવાવો જોઇએ તેમાં ખલલ પડે છે.

તે ઉપરાંત મારી કમીટી જણાવવા માગે છે કે પૈસાની રકમના બદલામાં મજુરો પોતાની સ્વતંત્રતા ઉપર અંકુશ મૂકવાનું કબુલ રાખે છે,તેજ બીના તેઓ કેટલા ગરીબ છે તે પૂરવાર કરે છે. ખચીત, તેના દુઃખમાં ફોજદારી કાયદાની રૂયે વધારો કરવાનું વ્યાજબી નથી. ઉલટું ડેકન એગ્રીકલ્ચરીસ્ટસ એકટની જેવાં કાંઇ રાહતનાં પગલાં લેવાની આવશ્યકતા છે. ખેડુત અને સામાન્ય મજુર વચ્ચે ખાસ તફાવત હોવો જોઈએ નહિ. કમભાગ્યે હાલમાં બન્ને વર્ગો હિન્દુસ્તાનમાં એકજ વર્ગના ભાગો હોય એમ જણાય છે. જો ખેડુતો માટે ખાસ રાહતનો કાયદો પસાર કરવામાં આવે તો બીજા મજુરો માટે પણ કાંઇ રાહતની જરૂર છે. ગમે તેમ પણ મજુરોને ખાસ ફોજદારી કાયદાની રૂએ હેરાન કરવા જોઇએ નહિ.

મજુર માત્ર કોન્ટ્રેકટ તોડવા ખાતરજ તે તોડતા નથી. તેઓની અત્યંત ગરીબાઈને લીધે જો તેઓએ કરેલા કોન્ટ્રેકટ (કે જે કોન્ટ્રેકટ તેઓએ પોતાની અત્યંત ગરીબાઇમાં કરેલ હોય છે) હેઠળ તેમને મળતો પગાર ઘણો ટુંકો ન હોય અથવા તો બીજી સરતો વધારે પડતી કઠણ ન હોય તો તેઓ પોતાની નોકરી છોડેજ નહી. તેથી કારખાનાના માલેક અથવા બગીચાવાળાઓને આવા કાયદાથી ખાસ રક્ષણ આપવાને કાંઇ પણ કારણ નથી.

ઇન્ડીઅન પીનલ કોડની ૪૯૨ મી કલમ પણ વર્કમેન્સ બ્રીચ ઓફ કોન્ટ્રેકટના જેટલીજ વાંધા પડતી છે અને તે રદ કરવા જોઇએ. મુસાફરી જ્યારે જોખમકારક હતી તેમજ રેલ્વે અને સ્ટીમરોનાં સાધનો આજ જેટલાં ખીલેલાં નહોતાં તેવે વખતે ૪૯૦ મી કલમ જરૂરની જણાઇ હશે. પણ જો મુસાફરી માટે રેલ્વે અને સ્ટીમરો જે ઇલાકાઓમાં ન મળી શકે તેમ હોય તે ઇલાકાઓ આ કલમ રાખવાની તરફેણમાં હોય તો તે કલમ રહેવા દેવી.

વળી ના. મુંબઇ સરકારના જ્યુડીશીઅલ ખાતા તરફ તા૦ ૨૯-૧૧-૧૯૧૯ ને દિવસે ૧૮૫૯ ના વર્કમેન્સ બ્રીચ ઓફ કોન્ટ્રેકટ એકટમાં સુધારો કરવાના સવાલ ઉપર આ ચેમ્બર તરફથી જે પત્ર લખવામાં આવ્યો હતો તેની નકલ આ સાથે તમારી જાણ માટે બીડેલ છે.

લી૦ આજ્ઞાંકીત,

એસ. એમ. મજુમદાર,

એ. સેક્રેટરી.

---

## મજુરોને કામ કરતાં થએલી ઇજા માટે બદલો વાળવા સંબંધમાં કાયદો ઘડવાનો સવાલ.

નં. ટી ૨૧૪

મુંબઇ તા. ૨૨-૩-૧૯૨૨.

ના. મુંબઇ સરકારના જનરલ ડીપાર્ટમેન્ટના ડેપ્યુટી સેક્રેટરી જોગ
મુંબઇ.

સાહેબ.

મજુરોને કામ કરતાં થએલી ઇજા માટે બદલો આપવા માટે કાયદો ઘડવાના સંબંધમાં તમારા તા. ૩-૧૦-૧૯૨૧ ના નં. ૨૧૪ ડી વાળા પત્રના જવાબમાં મારી કમીટી તરફથી નીચે પ્રમાણે તેઓના વિચાર રજુ કરવાની મને ફરમાશ થએલ છે —

પહેલું તો મારી કમીટી જાણવા માગે છે કે કેટલાક દાખલાઓમાં યોગ્ય બદલો આપવાની હિન્દમાં મૂડીવાળાઓએ ના પાડેલ હોવાથી મજુરોને બદલો આપવા માટે કાયદો ઘડવાનો વિચાર ના. સરકારને સૂઝયો છે કે કેમ ? મારી કમીટીની સામાન્ય રીતે એવી માન્યતા છે કે આ બાબત ઉપર કાંઇ પણ કાયદાની ગેરહાજરીમાં પણ આ દેશમાં મજુરોને રોકવાવાળાઓ ઇજા પામેલા મજુરોને યોગ્ય બદલો સામાન્ય રીતે આપતા આવેલા છે. મારી કમીટીનો કહેવાનો અર્થ એવો નથી કે તેઓ મજુરોના લાભમાં આવો કાયદો ઘડવાની વિરૂદ્ધ છે પણ ઘણા દાખલાઓમાં યોગ્ય બદલો આપવાની ના પાડવામાં આવી હતી એ પ્રમાણેના આંકડા જાણવા તેઓ ઇન્તેજાર છે. કમીટીને લાગે છે કે આવી બાબતો ઉપરના કાયદા સ્થિર અને બંધન રૂપ થઇ જાય છે અને તેથી જેઓના લાભ સાચવવા તે ઘડવામા આવેલ હોય તેના લાભ વિરૂદ્ધ જાય છે. કાયદાથી ફરજ પાડવામા આવે તો મૂડીવાળાઓ પોતે રાજીખુશીથી કરે તેના કરતાં ઓછું કરશે.

આટલી ચેતવણી આપ્યા બાદ મારી કમીટી સામાન્ય રીતે મૂડીવાળાઓની મજુરો પ્રત્યેની જવાબદારીઓના સિદ્ધાંતની તરફેણમાં છે.

છેવટે મારી કમીટી ઉમેરવા ઇચ્છે છે કે તેઓ આ બાબતમાં કાયદાના અમલ માટે નવી કોર્ટોની સ્થાપવાની વિરૂદ્ધ છે. આ કામ ઉપાડી લેવાને હાલની કોર્ટો પુરતી છે. આ કાયદો દુઃખના નિવારણ અર્થે હોવાથી તેનો અમલ ઘણો સરળ અને ચોકખો કરવાનું કામ મુશ્કેલ હોવું જોઇએ નહિ. સામાન્ય કાયદાની કોર્ટોની ખાસ બારીકીઓ ખાસ કરીને જ્યારે સ્થાનિક તેમજ વડી સરકારની નાણા સંબંધી સ્થિતી આટલી ખરાબ છે તે વખતે નવી કોર્ટો સ્થાપવા માટેના કારણ તરીકે આગળ ધરવી જોઇએ નહિ.

લી૦ આજ્ઞાંકીત
એસ. એમ. મઝુમદાર.
એ. સેક્રેટરી.

---

## પબ્લીક એમ્પ્લોયમેન્ટ એજન્સીઓના સંબંધમાં કમીટીનો અભિપ્રાય.

નં. ટી ૨૧૫

મુંબઇ, ૨૨ મી માર્ચ ૧૯૨૨

ના૦ મુંબઇ સરકારના જનરલ ડીપાર્ટમેન્ટના ડેપ્યુટી સેક્રેટરી જોગ, મુંબઇ.

સાહેબ,

જત વોશીંગ્ટન ખાતેની લેબર કોન્ફરન્સે પબ્લીક એમ્પ્લોયમેન્ટ એજન્સીઓના સંબંધમાં જે ભલામણો કરેલ છે તે બાબે તમારા તા૦ ૨૬-૧૦-૨૧ ના પત્ર નં. ૧૦૬૮-ડીના જવાબમાં

મારી કમીટી દિલગીર છે કે તમારા કાગળ સાથે બીડવામાં આવેલા ના૦ હિન્દી સરકારના પત્રમાં જણાવેલા વિચારો સાથે મારી કમીટી સંમત થતી નથી.

પબ્લીક એમ્પ્લોયમેન્ટ એજન્સીઝ સ્થાપવાની જરૂર પડે તેવી બેકારી મુંબઇ ઇલાકાના ઔદ્યોગિક કામદારોમાં હોય એમ મારી કમીટી જાણતી નથી.

બીહાર અને સંયુકત પ્રાંત જ્યાં ઔદ્યોગિક મજુરો જરૂર કરતાં વધારે છે તેવા ભાગો સંબંધમાં મારી કમીટીને લાગે છે કે વધારાના મજુરોને જ્યાં મજુરોની જરૂર હોય તેવી જગ્યાએ લઇ જવાનું સત્તાવાળાઓ માટે સહેલું છે. હિન્દની હાલની નાણાં સંબંધી મુશ્કેલીઓ જોતાં મારી કમીટીના મત મુજબ કોઇ પણ નવું ખાતું ઉઘાડવાનું અથવા તો નવી જગ્યાઓ ઉત્પન્ન કરવાનું સલાહકારક નથી.

લી૦ આજ્ઞાંકીત,
એસ. એમ. મજુમદાર.
એ. સેક્રેટરી.

---

## મુંબઇ ખાતેના ડીરેકટર ઓફ કોમર્શ્યલ ઇન્ટેલીજન્સનો પત્રઃ-

નં. ૪૫૮ — મુંબઇ, ૨૦-૨-૧૯૨૨

ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોના પ્રમુખ જોગ.

મુંબઇ.

સાહેબ.

હું જણાવવાની રજા લઉં છું કે મુંબઇ ખાતે હું ડીરેકટર ઓફ કોમર્શ્યલ ઇન્ટેલીજન્સ નીમાએલ છું અને ગેર સમજુતી ન થાય તે માટે ના. હીંદી સરકારના કોમર્શ્યલ ઇન્ટેલીજન્સ ડીપાર્ટમેન્ટના હેતુઓ હું ટુંકમાં જણાવીશ. અત્યાર સુધી તે ખાતામાં માત્ર કલકત્તામાં ડીરેકટર જનરલ ઓફ કોમર્શ્યલ ઇન્ટેલીન્સનીજ નિમણુક કરવામાં આવતી પણ હવે નવા બંધારણની યોજના હેઠળ મુંબઇ માટે એક ડીરેકટરની નિમણુક કરવામાં આવી છે અને કરાંચી તથા રંગુન ખાતે ડેપ્યુટી ડીરેકટરો નીમવાની સૂચના કરવામાં આવેલ છે. આ ખાતાનો મૂળ હેતુ હિન્દી માલની બજાર અને ત્યાંની સ્થિતિ સંબંધી માહીતી પૂરી પાડીને તેમજ હિન્દી માલ ઉત્પન્ન કરનાર, માલ તૈયાર કરનાર, વેચનાર અને નિકાશ કરનારાઓને હિન્દી માલ ખરીદનારાઓ સાથે સંબંધમાં લાવીને હિન્દના નિકાશ વેપારને ઉત્તેજન આપવાનો છે. વળી પરદેશોની પેઢીઓ અથવા આસામીઓને હિન્દુસ્તાન કઇ ચીજો નિકાશ કરી શકે તેમજ હિન્દુસ્તાનમાં તેવી ચીજો કયાં અને કેવી રીતે મળી શકે તેવી માહિતી પૂરી પાડવાથી હિન્દુસ્તાનના વેપારને મદદ આપી શકાય. આ હેતુથી દેશાવરમાં ફેરવવા માટે ઇન્ડીઅન એકસ્પોર્ટર્સ ડીરેકટરી કાઢવામાં આવે છે. તે ઉપરાંત નિકાશ સાથે સંબંધ ન ધરાવતી બીજી વેપારી બાબતો ઉપર સામાન્ય માહિતી આપવા માટે અથવા તો તેવી માહિતી કયાંથી મળી શકે તેવાં સાધનો બતાવવાનો દરેક પ્રયત્ન ખાતાં તરફથી કરવામાં આવે છે.

વળી એવો પણ આશય છે કે ડીરેકટર ના૦ હિન્દી સરકારનો સ્થાનિક પ્રતિનિધિ હોવો જોઇએ જેની પાસે વેપાર વણજને નુકસાન કર્તા કોઇ પણ મુશ્કેલીઓ ગમે તે વખતે રજુ કરી શકાય. તમારી ચેમ્બરના સભાસદોના ધ્યાન ઉપર આ પત્ર મહેરબાની કરીને લાવશો અને હું

---

તેમને પત્રવ્યવહારથી અથવા જાતી મુલાકાતથી ગમે તે મદદ ખુશીથી આપીશ એવી તેઓએ ખાત્રી રાખવી.

લીં૦ સેવક,
એચ. એફ. નાઇટ.
ડીરેકટર ઓફ કોમરશ્યલ ઇન્ટેલીજન્સ.

---

## ( ૩ ) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો :—

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહિને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામાં આવે છે. જે ગ્રહસ્થોને પોતાની ઓફીસો, કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી તે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી કાંઇ પણ ફી લેવામાં આવશે નહિ. અન્ય વેપારીભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફકત ૪ આના લેવામાં આવશે.

તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયાકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે.

જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

### જાહેર ખબરો.

(1) A gentleman of long experience in import and export lines is open to engagement. Best references and testimonials. Apply A. K. Essa. C/o the Indian Merchants Chamber & Bureau 11, Bank Street, Bombay.

### ઉમેદવારી.

(૨) ન્હાના રાજ્યમાં હજુર સાહેબના પર્સનલ સેક્રેટરી તરીકે, રાજકુમારના પ્રાઇવેટ ટયુટર તેમજ કમ્પેન્યન તરીકે, એંગ્લો વર્નાક્યુલર સ્કુલના હેડમાસ્તર તરીકે એકસ્પોર્ટ ઇમ્પોર્ટ ઓફીસમાં કોરસપોન્ડન્સ કલાર્ક અને ટાઇપીસ્ટ તરીકે, દેશ વિદેશની પેઢીઓનાં યોગ્યતા મુજબ કલાર્ક તરીકે, કોઇ પેઢીમાં વર્કીંગ પાર્ટનર તરીકે, આશ્રમ, સંસ્થા, બોર્ડીંગ જેવીના (અમુક શર્તે) મેનેજર કે સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે, કોર્ટમાં ઇન્ટરપ્રીટર તરીકે કોઇ પણ સ્થળે એક નોકરી સ્વીકારવા ખુશી છું. હિન્દમાં રહેવાનું બને તો બીજે કયાંઇ જવા વિચાર નથી. તેમ ન બને તો વિદેશમાં વિચરવા ખુશી છું. પૂર્વ આફ્રીકામાં હું છું, અને ત્યાંનો મને કાંઇક અનુભવ છે. પત્ર વ્યવહાર કરનાર સજ્જનને દરેક પ્રકારનો સંતોષ આપીશ. વિગત માટે લખો :

**હેડ માસ્તર, ગુલાબચંદ મૂળચંદ. બાવીસી.**
ઠેકાણું:—શ્રીયુત જેતસીભાઈ દામજી
પી. ઓ. બોક્સ નં. ૧૦૧
મુ. દારેસલામ (ઇસ્ટ આફ્રીકા)

---

ધી બોમ્બે ટાઇલ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઈ.

(૩) એક ખોજા ગ્રહસ્થ પ્રથમ ૫ વરસ ચીનમાં અને છેલ્લે ૯ વરસ જાપાનમાં મેનેજર તરીકે કામ કરી આવેલ છે. એક્સપોર્ટ અને ઇમ્પોર્ટ બેઉ લાઇનનો સંગીન અનુભવ છે. તેઓ વર્કીંગ પાર્ટનર અથવા કમીશન એજંટ અથવા નોકરીથી રહેવા તૈયાર છે. ખાત્રી લાયક ઉંચામાં ઉંચી ભલામણો આપી શકશે. પત્ર વ્યવહાર આ માસિકના સરનામે Z ને કરવો.

## પાક સમાચાર તથા વેપારી ખબરો.

### ૧૯૨૧-૨૨ ની સાલનો ઘઉંના પાક માટે બીજો વર્તારો:—

આખા હિન્દુસ્તાનમાં ઘઉંના પાક નીચે રોકવામાં આવેલી જમીનના ૯૯ ટકા જમીનવાળા પ્રાંતો તથા દેશી રાજ્યોમાંથી મળેલા આંકડા ઉપરથી આ અડસટો તૈયાર કરવામાં આવેલ છે. કાશ્મીર સિવાયના ઘઉં ઉગાડવા માટેના સઘળા અગત્યના વિભાગો માટે આ વર્તારો છે. નીચે જણાવવામાં આવેલ પાકની સ્થિતિ ફેબ્રુઆરીના પાછળના ભાગની છે.

ઘઉં હેઠળ રોકવામાં આવેલી કુલ જમીન ૨,૮૪,૦૩,૦૦૦ એકરની અડસટવામાં આવે છે જ્યારે ગયે વર્ષે આજ તારીખે તે આંકડો ૨ ૩૬,૫૩,૦૦૦ એકર હતો એટલે કે આ વર્ષે તેમાં ૨૦ ટકાનો વધારો થએલ છે. ગયા વર્ષે સુધારેલા છેલ્લા આંકડાની સરખામણીમાં આ આંકડો ૧૦ ટકાનો વધારો બતાવે છે.

ઋતુની સ્થિતિ સામાન્ય અનુકુળ હતી અને પાકની હાલની સ્થિતિ તથા ભવિષ્ય સામાન્ય રીતે સંતોષકારક જણાવવામાં આવે છે. ગયા વર્તારા કરતાં આ વર્તારામાં જમીનમાં ૩,૯૧,૦૦૦ એકર અથવા ૧ ટકાનો વધારો થએલ છે.

પ્રાંતો માટે વિગતવાર આંકડા નીચે પ્રમાણે છે:—

| પ્રાંતો અને દેશી રાજ્યો. | ૧૯૨૧-૨૨ એકર. | ૧૯૨૦-૨૧ એકર. | વધારો+ અથવા ઘટાડો- એકર. |
|---|---|---|---|
| પંજાબ (દેશી રાજ્યો સહિત) | ૧,૦૫,૪૬,૦૦૦ | ૮૩,૪૮,૦૦૦ | +૨૧,૯૮,૦૦૦ |
| સંયુક્ત પ્રાંત ( ,, ) | ૭૦,૯૧,૦૦૦ | ૫૫ ૪૪,૦૦૦ | +૧૫ ૪૭,૦૦૦ |
| મધ્ય પ્રાંતો અને બીરાર | ૨૫,૫૧,૦૦૦ | ૨૬,૧૮,૦૦૦ | —૬૭,૦૦૦ |
| મુંબઇ અને સીંધ ,, | ૨૧,૦૬,૦૦૦ | ૧૩,૯૨,૦૦૦ | +૭ ૧૪,૦૦૦ |
| બીહાર અને ઓરીસા | ૧૧,૩૪,૦૦૦ | ૧૦,૯૮,૦૦૦ | +૩૬,૦૦૦ |
| નોર્થવેસ્ટ ફ્રન્ટીઅર પ્રોવીન્સ | ૯,૮૫,૦૦૦ | ૭,૩૩,૦૦૦ | +૨,૫૨,૦૦૦ |
| બંગાળ | ૧,૨૪,૦૦૦ | ૧,૧૬,૦૦૦ | +૮,૦૦૦ |
| દીલ્હી | ૩૦,૦૦૦ | ૨૨,૦૦૦ | +૮,૦૦૦ |
| અજમેર-મેરવાશ | ૧૬,૦૦૦ | ૧૩,૦૦૦ | +૩ ૦૦૦ |
| મધ્ય હિન્દુસ્તાન | ૨૩ ૦૪,૦૦૦ | ૨૩,૭૬,૦૦૦ | —૭૨,૦૦૦ |
| હૈદ્રાબાદ | ૬,૫૯,૦૦૦ | ૫ ૧૫ ૦૦૦ | +૧ ૪૪,૦૦૦ |
| રજપુતાના | ૭ ૮૫,૦૦૦ | ૮,૦૭,૦૦૦ | —૨૨,૦૦૦ |
| વડોદરા | ૬૮,૦૦૦ | ૬૭,૦૦૦ | +૧ ૦૦૦ |
| માઇસોર | ૪,૦૦૦ | ૪,૦૦૦ | ......... |
| કુલ...... | ૨,૮૪,૦૩,૦૦૦ | ૨ ૩૬,૫૩,૦૦૦ | +૪૭,૫૦,૦૦૦ |

- ૨ ી ૨ ની હા ઓ સકા હાર અને મજબત.

# ૧૯૨૧-૨૨ નો શિયાળાનાં બીયાં ( સરસી, રાઇ તથા અળશી ) નો બીજો વર્તારો.

જે જે પ્રાંતોમાં સરસી, રાઇ તથા અળશી મોટા પ્રમાણુમાં ઉગાડવામાં આવે છે તેવા પ્રાંતો તરફથી મળેલા હેવાલો ઉપરથી આ વર્તારો તૈયાર કરવામાં આવેલ છે. આ પ્રાંતોમાં સરસી અને રાઇ નીચે રોકવામાં આવેલી જમીનના ૯૮.૬ ટકા જમીન તથા અળસી નીચે રોકવામાં આવેલી જમીનના ૯૯.૨ ટકા જમીન આવેલી છે. દેશી રાજ્યોમાંથી હૈદ્રાબાદ, વડોદરા, મુંબઇ ઇલાકાનાં રાજ્યો વથા કોટા અને મધ્યપ્રાંતનાં કેટલાંક નાનાં રાજ્યો તરફથી અડસટા પૂરા પાડવામાં આવેલ છે. અલવર તરફથી હજી સુધી હેવાલ મળેલ નથી.

સામાન્ય રીતે પાકની સ્થિતિ સારી જણાવવામાં આવે છે.

અત્યાર સુધી મળેલા હેવાલ મુજબ રાઇ અને સરસીના પાક હેઠળ રોકવામાં આવેલી કુલ જમીન ૩૫,૧૧.૦૦૦ એકર છે ( આમાં સંયુકત પ્રાંતમાં મિશ્રિત પાક ઉગાડવામાં આવે છે તેનો સમાવેશ કરવામાં આવ્યો નથી ). આ આંકડો ગયે વર્ષે આજ તારીખના સુધારેલા આંકડાની સરખામણીમાં ૨૫ ટકાનો વધારો બતાવે છે. પ્રાંતવાર વિગતવાર આંકડા નીચે પ્રમાણે છેઃ—

## રાઇ તથા સરસી.

| પ્રાંતો તથા દેશી રાજ્યો. | ૧૯૨૧-૨૨ એકર | ૧૯૨૦-૨૧ એકર. | વધારો એકર. |
|---|---|---|---|
| સંયુક્ત પ્રાંત ( અમિશ્રિત પાક ) | ૨,૨૯,૦૦૦ | ૧,૨૩,૦૦૦ | + ૧,૦૬,૦૦૦ |
| બંગાળ. | ૯,૦૬ ૦૦૦ | ૮,૮૫,૦૦૦ | + ૨૧,૦૦૦ |
| પંજાબ. | ૯,૫૦,૦૦૦ | ૫,૭૫,૦૦૦ | + ૩,૭૫,૦૦૦ |
| બીહાર અને ઓરીસા | ૭,૮૬,૦૦૦ | ૭,૭૧,૦૦૦ | + ૧૫,૦૦૦ |
| આસામ | ૩,૧૫,૦૦૦ | ૩,૧૧,૦૦૦ | + ૪,૦૦૦ |
| મુંબઇ તથા સીંધ (દેશી રાજ્યો સહિત) | ૧,૮૫.૦૦૦ | ૭૮,૦૦૦ | + ૧,૦૭,૦૦૦ |
| નોર્થવેસ્ટ ફ્રન્ટીઅર પ્રોવીન્સ | ૯૮,૦૦૦ | ૩૨,૦૦૦ | + ૬૬,૦૦૦ |
| દીલ્હી | ૬,૦૦૦ | ૨,૦૦૦ | + ૪,૦૦૦ |
| વડોદરા | ૨૫,૦૦૦ | ૧૬,૦૦૦ | + ૯,૦૦૦ |
| હૈદ્રાબાદ | ૪,૦૦૦ | ૨,૦૦૦ | + ૨,૦૦૦ |
| અલવર | * ૭,૦૦૦ | ૭,૦૦૦ | |
| | ૩૫,૧૧,૦૦ | ૨૮,૦૨,૦૦૦૦ | + ૭,૦૯,૦૦૦ |

અળશી

અત્યાર સુધી મળેલા હેવાલ મુજબ અળશીના પાક હેઠળ રોકવામાં આવેલી જમીન ૨૦૫૯,૦૦૦ એકર છે (જેમાં સંયુકત પ્રાંતના મિશ્રિત પાક હેઠળની જમીનનો સમાવેશ કરવામાં આવતો નથી. ) આ આંકડો ગયા વર્ષની આજ તારીખના આંકડાની સરખામણીમાં ૧૫ ટકાનો વધારો બતાવે છે. જૂદા જૂદા પ્રાંતો માટેના વિગતવાર આંકડા નીચે પ્રમાણે છેઃ—

* ગયા વર્ષનોજ આંકડો લીધેલ છે.

| તથા દેશી રાજ્યો | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | વધારોક+ અથવા ઘટાડો— |
|---|---|---|---|
| | એકર | એકર | એકર |
| મધ્યપ્રાંત તથા બીરાર | ૬,૮૭,૦૦૦ | ૪,૪૫,૦૦૦ | +૨,૪૨,૦૦૦ |
| યુક્તપ્રાંત ( અમિશ્રિત પ્રાંત ) | ૧,૩૩,૦૦૦ | ૧,૭૨,૦૦૦ | —૩૯,૦૦૦ |
| હાર અને ઓરીસા | ૭,૦૧,૦૦૦ | ૬,૪૭,૦૦૦ | +૫૪,૦૦૦ |
| ગાળ | ૧,૩૩,૦૦૦ | ૧,૨૪,૦૦૦ | +૯,૦૦૦ |
| ંબઇ ( દેશી રાજ્યો સહિત ) | ૮૭,૦૦૦ | ૫૯,૦૦૦ | +૨૮૦૦૦ |
| ંજાબ | ૩૫,૦૦૦ | ૩૦,૦૦૦ | +૫૦૦૦ |
| હૈદ્રાબાદ | ૨,૨૩,૦૦૦ | ૨,૬૬,૦૦૦ | -૪૩,૦૦૦ |
| | ૬૦,૦૦૦ | ૪૧,૦૦૦ | +૧૯,૦૦૦ |
| કુલ | ૨,૦૫૯,૦૦૦ | ૧,૭૮૪,૦૦૦ | +૨૭૫૦૦૦ |

## ૧૯૨૧-૨૨ ના રૂના પાક માટેનો છેલ્લો સામાન્ય વર્તારો:-

જૂદા જૂદા પ્રાંતો તથા દેશી રાજ્યો તરફથી પૂરા પાડવામાં આવેલા હેવાલો ઉપરથી આ વર્તારો તૈયાર કરવામાં આવેલ છે અને તેમાં હિન્દુસ્તાનમાં રૂ માટે રોકવામાં આવેલી બધી જમીનનો સમાવેશ કરવામાં આવેલ છે. મદ્રાસ સીવાય બધી જગ્યાઓ માટે ઋતુના વહેલા તેમજ મોડા પાકને લાગુ પડે છે.

રૂના પાક નીચે રોકવામાં આવેલી કુલ જમીન ૧,૮૪,૮૫,૦૦૦ એકર જણાવવામાં આવે છે. આ આંકડા ગયા વર્ષના સુધરેલા આંકડા કરતાં લગભગ ૧૩ ટકાનો ઘટાડો બતાવે છે. કુલ પેદાશ ૪૦૦ રતલની ૪૪,૮૦,૦૦૦ ગાંસડીઓ અડસટવામાં આવે છે ને ગયા વર્ષના સુધરેલા અડસટા કરતાં ૨૪ ટકાનો વધારો બતાવે છે. દેશાવર ખાતે કુલ નિકાશ, મીલની વપરાશ તથા બીજી પરચુરણ વપરાશનો જથ્થો જે ૧૯૨૦-૨૧ માં ૪૯ ૪૧,૦૦૦ ગાંસડીઓનો હતો તેની સરખામણીમાં હાલની પેદાશનો અડસટો ૯ ટકાનો ઘટાડો બતાવે છે. જૂદા જૂદા ઇલાકાઓ માટેની વિગતવાર આંકડા નીચે પ્રમાણે છે.

| ઇલાકાઓ તથા દેશી રાજ્યો | જમીન ૧૦૦૦ એકર | | પેદાશ ૧૦૦૦ ગાંસડી (૪૦૦ રતલની) | | એકર દીઠ પેદાશ રતલ | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ |
| મુંબઇ ( દેશી રાજ્યો સહિત. ) | ૪,૪૩૭, | ૫,૬૮૮, | ૧,૦૬૩ | ૯૨૭ | ૯૬ | ૬૫ |
| મધ્ય પ્રાંત તથા બીરાર | ૪,૪૪૦ | ૪,૪૭૭, | ૧,૧૩૩ | ૫૧૪ | ૧૦૨ | ૪૬ |
| મદ્રાસ (દેશી રાજ્યો સહિત) | ૧,૯૪૪ | ૨,૧૫૧ | ૩૬૪ | ૩૫૮ | ૭૯ | ૬૭ |
| પંજાબ ,, | ૧,૨૮૪ | ૨,૧૪૨ | ૨૯૭ | ૫૮૮ | ૯૩ | ૧૧૦ |
| સંયુક્ત પ્રાંત ,, | ૮૨૦ | ૧,૧૬૧ | ૨૪૩ | ૩૩૭ | ૧૧૯ | ૧૧૬ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બર્મા | ૩૦૫ | ૩૬૬ | ૪૦ | ૪૨ | .પ૨ | ૪૬ |
| સીંધ „ | ૧૩૫ | ૨૭૫ | ૪૯ | ૪૨ | ૧૪૫ | ૬૧ |
| બંગાળ „ | ૬૬ | ૭૧ | ૧૫ | ૨૧ | ૯૧ | ૧૧૮ |
| બીહાર અને ઓરીસા | ૮૦ | ૭૮ | ૧૫ | ૧૫ | ૭૫ | ૭૭ |
| નોર્થવેસ્ટ ફ્રન્ટીઅર પ્રોવીન્સ | ૧૫ | ૨૭ | ૩ | ૫ | ૮૦ | ૭૪ |
| એજમેર મરવાડા | ૨૬ | ૪૨ | ૧૯ | ૧૫ | ૧૮૫ | ૧૪૩ |
| આસામ | ૩૯ | ૩૯ | ૧૧ | ૧૫ | ૧૧૩ | ૧૫૪ |
| દીલ્હી | ૨ મળ્યા નથી | | ૩૦૦ ગાંસડી (મળ્યા નથી) | | ૮૦ | — |
| હૈદ્રાબાદ | ૨,૯૧૪ | ૨,૨૧૪ | ૮૭૦ | ૩૪૧ | ૧૧૯ | ૬૨ |
| મધ્ય હિન્દુસ્તાન | ૧,૧૨૨ | ૧,૩૩૨ | ૧૯૭ | ૧૬૨ | ૭૦ | ૪૯ |
| વડોદરા | ૬૦૦ | ૭૯૨ | ૮૫ | ૧૨૭ | ૫૭ | ૬૪ |
| રજપુતાના | ૨૯૭ | ૩૭૫ | ૬૮ | ૮૧ | ૯૨ | ૮૬ |
| માઇસોર | ૫૯ | ૧૧૧ | ૧૫ | ૧૧ | ૧૦૨ | ૪૦ |
| કુલ. | ૧૮,૪૮૫ | ૨૧,૩૪૧ | ૪,૪૮૦ | ૩,૬૦૧ | ૯૭ | ૬૭ |
| | | | | | | સરેરાશ |

રૂના પાકનો અંદાજઃ-

| | ૩૧-૮-૧૯૨૧ ને દિને પૂરા થતા વર્ષમાં ગાંસડી (૪૦૦ રતલની) | ૩૧-૮-૧૯૨૦ ને દીને પૂરા થતા વર્ષમાં ગાંસડી (૪૦૦ રતલની) |
|---|---|---|
| યુનાઇટેડ કીંગડમ ખાતે નિકાશ | ૩૮૦૦૦ | ૧૪૯૦૦૦ |
| કોન્ટીનન્ટ ખાતે નિકાશ | ૨૧૪૦૦૦ | ૩૬૪૦૦૦ |
| પૂર્વના દેશો ખાતે ” | ૧૪૬૫૦૦૦ | ૧૭૯૬૦૦૦ |
| બીજા દેશો ખાતે ” | ૫૦૯૦૦૦ | ૩૯૩૦૦૦ |
| કુલ નિકાશ | ૨,૨૨૬,૦૦૦ | ૨૭૦૨૦૦૦ |
| સ્થાનિક વપરાશઃ- | | |
| મીલોમાં | ૨૦૭૮૦૦૦ | ૧૯૧૩૦૦૦ |
| બીજી પરચુરણ | ૭૫૦૦૦૦ | ૭૫૦૦૦૦ |
| કુલ વપરાશ | ૨૮,૨૮,૦૦૦ | ૨૬.૬૩,૦૦૦ |
| નીકાશ તથા વપરાશનો સરવાળો | ૫૦૫૪૦૦૦ | ૫૩૬૫૦૦૦ |
| બાદ આયાત | ૧૧૩૦૦૦ | ૨૨૦૦૦ |
| પાકનો અંદાજ ગાંસડી | ૪૯૬૧૦૦૦ | ૫૩૪૩૦૦૦ |

ધી બોમ્બે ટાઇલ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

### દેશાવરમાં રૂનો પાકઃ--

કેરો ખાતેથી મળેલા સમાચાર ઉપરથી જણાય છે કે ઈજીપ્ટમાં ૧૯૨૧ ના વર્ષમાં રૂ માટે રોકવામાં આવેલી જમીન ૧૩૪૧૦૦૦ એકર હતી અને પેદાશ ૪૦૦ રતલની દરેક એવી ૮૧૭૦૦૦ ગાંસડીઓ થઇ હતી, જ્યારે આગલે વર્ષે આ આંકડા અનુક્રમે ૧૮૯૩૦૦૦ એકર અને ૧૪૯૧૦૦૦ ગાંસડી હતા. ગયા ડીસેમ્બરમાં વોશીંગ્ટન ખાતેથી મળેલા સમાચાર ઉપરથી જણાય છે કે ચાલુ વર્ષમાં યુનાઈટેડ સ્ટેટસ ખાતે રૂની પેદાશ ૪૦૦ રતલની દરેક એવી ૧૦,૪૨૫૦૦૦ ગાંસડીની અડસટવામાં આવે છે જ્યારે આગલે વર્ષે તેજ વખતે પેદાશ ૧૬, ૨૩૬૦૦૦ ગાંસડીની જણાવવામાં આવી હતી. રોમ ખાતેના ઇન્ટરનેશનલ ઇન્સ્ટીટ્યુટ ઓફ એગ્રીકલ્ચર ખાતા તરફથી મળેલા છેલ્લા સમાચાર ઉપરથી જણાય છે કે યુનાઈટેડ સ્ટેટસમાં ૧૯૨૧ ની સાલના રૂના પાક માટે ૨૯૫૧૯૦૦૦ એકર જમીન રોકવામાં આવી હતી જ્યારે આગલે વર્ષે તે આંકડો ૩૭૦૪૩૦૦૦ એકરનો હતો. ૧૯૨૧-૨૨ ની સાલ માટે બ્રાઝીલમાં ૧૪૨૦૦૦૦ એકર જમીન રૂ હેઠળ રોકવામાં આવેલ છે અને પાક ૭૩૧૦૦૦ ગાંસડીનો અડસટવામાં આવે છે જ્યારે આગલે વર્ષે તે આંકડા અનુક્રમે ૮૦૫૦૦૦ એકર અને ૫૩૯૦૦૦ ગાંસડી હતા. કોરીઆ ખાતે ૧૯૨૨ ની સાલમાં રૂ હેઠળ ૩૬૩૦૦૦ એકર જમીન રોકવામાં આવેલ છે જે આગલા વર્ષ કરતાં ૪ ટકાનો વધારો બતાવે છે.

આ ચેમ્બરને જણાવવામાં આવ્યું છે કે કેનેડાની સરકાર તરફથી હિન્દુસ્તાન અને સીલોન માટે એક ટ્રેડ કમીશનર નીમવામાં આવેલ છે અને ટ્રેડ કમીશનર તરીકે મી. એચ. એ. ચીઝમની નીમણુક કરવામાં આવેલ છે. તેઓની ઓફીસ ૪, મીશનરો, કલકત્તા ખાતે છે. આ ઓફીસનો મુળ આશય કેનેડા અને હિન્દુસ્તાન તથા સીલોન વચ્ચે સીધો વેપાર વધારવાનો છે. છેલ્લા થોડા વર્ષ દરમીઆન હિન્દ સાથેનો કેનેડાનો આયાત તથા નીકાશ વેપાર ઘણો વધી ગએલ છે અને પ્રગતિ ચાલુ રહેશે એવી વકી રાખવામાં આવે છે. કેનેડાના વેપારને લગતી કોઇપણ માહીતી તેની પાસેથી મળી શકશે.

---

## દુનિયાનો કાફલો.

છેલ્લાં યુરોપના મહાભારત યુદ્ધ વખતે દેશપરદેશની સ્ટીમરોની જે આપ લે અને વહેંચણી થઇ ગઇ હતી, અને એ લડાઇ મુદત દરમ્યાન સ્ટીમરો વધુ બાંધવાનું જે ધમધોકાર કામ ચાલુ થયું હતું તેથી લડાઇ પહેલાં સ્ટીમરોની જે સંખ્યા અને ટનેજ હતી તે લડાઇ પછી બદલાઇ ગઇ છે, યાને તેમાં ઘણો મોટો વધારો થયો છે. દાખલા તરીકે ૧૯૧૪ માં દુનીઆની સ્ટીમરોનો કુલે ટનેજ ૪૨૫૧૪૦૦૦ ટન જેટલો હતો, જ્યારે ૧૯૨૧ ના જુનમાં એ ટનેજ ૫૪૨૩૭૦૦૦ ટન જેટલો વધ્યો હતો. અલબત ટનેજ જે પ્રમાણે વધ્યો છે તે પ્રમાણે કુશલતા વધી નથી, તેમ સ્ટીમરોની સંખ્યા વધવા છતાં દુનીઆનો વેપાર લડાઇ પહેલાં જેટલો હતો તેટલો રહ્યો નથી. આ કુશલતામાં ઘટાડો થવાથી પરદેશોને વધારે ખમવું પડયું છે કે ઇગ્લંડને એ એક વીચારવા જેવો સવાલ છે, તેમ છતાં કેટલાક અનુભવી ઓની ગણતરી પ્રમાણે ઇગ્લંડની સ્થિતિ એ સંબંધમાં તદ્દન વીરૂદ્ધ જાય તેમ નથી. યુનાઇટેડ સ્ટેટસ અને જાપાનનો ટનેજ લડાઇ પહેલાં કરતાં હાલ ઘણો વધી ગયો છે, તે લોઇડસના રજીસ્ટરમાંથી આપેલા નીચલા કોઠા પરથી જણાશે.

| | જુન ૧૯૧૯. ટન ગ્રોસ | જુન ૧૯૨૧. ટન ગ્રોસ |
|---|---|---|
| યુનાઇટેડ કીંગડમ | ૧૮૮૭૭૦૦૦ | ૧૯૨૮૮૦૦૦ |
| બ્રીટીશ સંસ્થાનો | ૧૪૦૭૦૦૦ | ૧૯૫૦૦૦૦ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૮૩૭૦૦૦ | ૧૨૩૧૪૦૦૦૦ |
| આસ્ટ્રીયા હુંગેરી | ૧૦૫૨૦૦૦ | .............. |
| ડેનમારક | ૭૬૮૦૦૦ | ૮૬૬૦૦૦ |
| ફ્રાન્સ | ૧૯૧૮૦૦૦ | ૩૦૪૬૦૦૦ |
| જર્મની | ૫૦૯૫૦૦૦ | ૬૫૮૦૦૦ |
| ગ્રીસ | ૮૨૦૦૦૦ | ૫૭૬૦૦૦ |
| હોલાનડ | ૧૪૭૧૦૦૦ | ૨૨૦૭૦૦૦ |
| ઇટાલી | ૧૪૨૮૦૦૦ | ૨૩૭૮૦૦૦ |
| જાપાન | ૧૬૪૨૦૦૦ | ૩૦૬૩૦૦૦ |
| નોરવે | ૧૯૨૩૦૦૦ | ૨૨૮૫૦૦૦ |
| સ્પેન | ૮૮૩૦૦૦ | ૧૦૯૪૦૦૦ |
| સ્વીડન | ૯૯૨૦૦૦ | ૧૦૩૭૦૦૦ |
| કુલે દુનીઆનો ટનેજ | ૪૨૫૧૪૦૦૦ | ૫૪૨૧૭૦૦૦ |

યુનાઇટેડ સ્ટેટસનો ટનેજ ૧૯૧૪ નાં વરસ સાથ સરખાવતાં ૫૭૦ ટકા વધ્યો છે અને આગળ જયારે દુનીઆના ટનેજમાં તેના હાફલાનો ટનેજ ૪·૩ ટકા થતો હતો ત્યારે હાલમાં તે દુનીઆના ટનેજનો ૨૨·૭ ટકા થવા જાય છે. જાપાનનો ટનેજ ૮૭ ટકા વધ્યો છે.

---

૧ લી એપ્રીલથી હિન્દમાંથી ચોખાની નિકાશ ઉપરના સઘળા અંકુશો કાઢી નાખવા માટે ના૦ હિન્દી સરકાર તરફથી નીચેની યાદી બહાર પાડવામાં આવેલ છે:—

ત્રણ વર્ષ અગાઉ હિન્દુસ્તાનમાંથી ચોખાની નિકાશ ઉપર જે અંકુશો મૂકવામાં આવ્યા હતા તે કાઢી નાખવાના સવાલ ઉપર ના૦ હિન્દી સરકાર વિચાર કરતી હતી. આ અંકુશ મૂકવામાં આવ્યા તે પહેલાં હિન્દુસ્તાન પોતાના ઉંચી જાતના ચોખા નિકાશ કરતું અને તેને બદલે બર્મા ખાતેથી હલકી જાતના ચોખા આયાત કરતું જેનું પરીણામ એ થતું કે હિન્દુસ્તાનમાંથી ચોકખી નિકાશ બહુ થોડી થતી અથવા બિલકુલ થતી નહિ, અને તેથી હિન્દના જથ્થામાં ઘટાડો થતો નહિ. ના૦ સરકારને એવી અરજીઓ મળેલ છે કે ચોખાની નિકાશ ઉપરનો અંકુશ ચાલુ રાખવાથી ચોખાની મીલોના ઉદ્યોગ ઉપર ઘણી માઠી અસર થાય છે અને દુનિયાના બજારો ઉપરનો હિન્દનો કબજો હજી વધારે નબળો થશે. હિન્દુસ્તાનમાં તેમજ બર્મામાં છેલ્લો પાક ઘણો સારો થયો હતો. ગયે વર્ષે હિન્દુસ્તાનમાં બીજા અનાજોના ભાવમાં જે મોટો વધારો થયો હતો તે ચોખાના ભાવમાં થયો નહોતો અને હાલમાં તે ઘણો નીચે ગએલ છે. વળી બાજરીના ભાવમાં પણ મોટો ઘટાડો થએલ છે. તેથી ના૦ હિન્દી સરકારે ૧ લી એપ્રીલથી ચોખાની નિકાસ ઉપરના સઘળા અંકુશો દૂર કરવાનું ઠરાવ્યું છે પણ તેઓ એ ખુલ્લું કરવા માગે છે કે આ પગલાથી જો ભાવમાં મોટો વધારો થશે તો આ સવાલ ઉપર ફરીથી વિચાર ચલાવવામાં આવશે. ઘઉં (ઘઉંના લોટ સુદ્ધાં) ઉપર અને બીજાં અનાજોની નિકાશ ઉપર જે અંકુશો છે તે તો ચાલુ રહેશે.

---

## ઓસ્ટ્રેલીઆમાં ટેરીફ બોર્ડની સ્થાપના:—

ઓસ્ટ્રેલીઆની કોમનવેલ્થ પાર્લામેન્ટે ટેરીફ બોર્ડ એકટ ગયા ડીસેમ્બરની ૯ મી તારીખે પસાર કરેલ છે અને તે ઢંઢેરાથી નક્કી કરવામાં આવનાર તારીખથી અમલમાં આવશે. આ એકટની

રૂયે ત્રણ સભાસદોની એક ટેરીફ બોર્ડ સ્થાપવામાં આવશે. એક્ટમાં તે બોર્ડના કામકાજ નીચે પ્રમાણે જણાવવામાં આવેલ છે:—

કલમ નં.–૧૫ (૧) વેપાર અને જગાત ખાતાનો પ્રધાન નીચેની બાબતો બોર્ડ સમક્ષ તપાસ અને રીપોર્ટને સારૂ રજુ કરશે:—

(એ) જે જગાતી માલના પેટા–કલમ પ્રમાણે વર્ગો પાડવાના હોય તેનું વર્ગીકરણ.

(બી) જગાત માટે માલની કિંમત નક્કી કરવાનું.

(સી) કસ્ટમ્સ ટેરીફ અથવા એકસાઈઝ ટેરીફની કોઈપણ કલમના અર્થ બાબે તકરાર અથવા તો માલના વર્ગ માટે તકરાર જેને માટે પ્રધાનને અપીલ કરવામાં આવી હોય.

(ડી) નવી, વધારે અથવા ઓછી જગાતની જરૂરીઆત અથવા કોઇ પણ જગાત મોકુફ રાખવા બાબે.

(ઇ) ઓસ્ટ્રેલીઆના કોઇ પણ ઉદ્યોગને બાઉન્ટી આપવાની જરૂરીઆત બાબે.

(એફ) ચાલુ બાઉન્ટીઓ અથવા પાછળથી આપવામાં આવેલી બાઉન્ટીની અસર.

(જી) કોઇપણ બ્રીટીશ સંસ્થાન અથવા પરદેશને બ્રીટીશ પ્રેફરેન્સીઅલ જગાત અથવા ઇન્ટરમીજીએટ જગાત લાગુ પાડવાની દરખાસ્ત તેમજ આવા કોઇ પણ ભાગ ખાતે માલ નિકાશ કરવા માટે ઓસ્ટ્રેલીઆના વેપારીઓની માગણી.

(એચ) જગાતની રૂયે માલ પેદા કરવાવાળાઓને જે રક્ષણ મળતું હોય તેનો ગેરવાજબી લાભ લેવામાં આવતો હોય તે બાબત અને ખાસ કરીને જ્યારે:—

(૧) પોતાના માલ માટે ગેરવ્યાજબી રીતે વધારે ભાવ લેવામાં આવતો હોય. (૨) જાહેર પ્રજાને નુકશાન થાય તેવી રીતે વેપાર ઉપર અંકુશ મૂકવા સરખું વર્તન રાખતો હોય (૩) પોતાનો માલ વાપરનારાઓને વગર કારણે વધારે પડતો ભાવ આપવો પડે તેવું વર્તન રાખતો હોય. આ સંજોગો હેઠળ બોર્ડનો રીપોર્ટ મળ્યા પહેલાં પ્રધાન કાંઇ પણ પગલાં લઇ શકશે નહિ.

(૨) વેપાર અને જગાત ખાતાનો પ્રધાન નીચેની બાબતો બોર્ડ સમક્ષ તપાસ અને રીપોર્ટ સારૂ રજુ કરશે.

(એ) કોમન વેલ્થના મૂળ તેમજ ગૌણ ઉદ્યોગો ઉપર કસ્ટમ્સ તથા ટેરીફ એક્ટના અમલની સામાન્ય અસર.

(બી) કોમન વેલ્થના જગાત કાયદાની જગાત સંબંધે તેમજ ઔદ્યોગીક અસર.

(સી) કાચા પદાર્થ તેમજ તૈયાર અને અર્ધ તૈયાર માલ ઉપરની જગાત વચ્ચેનું પ્રમાણ

(ડી) જગાતના સંબંધમાં કોઇ પણ ઉદ્યોગની ખીલવણી ઉપર અસર કરતી કોઇ પણ બીજી બાબતઃ...

(૩) તપાસ કરતાં જો બોર્ડને લાગે કે પહેલી કલમના (એચ) પેટા ભાગ હેઠળની કોઇ પણ ફરીઆદ વ્યાજબી છે તો બોર્ડ નીચે પ્રમાણે સલામણ કરી શકશે:—

(એ) જે માલ માટે ફરીઆદ કરવામાં આવી હોય તેની ઉપરની જગાતની રકમમાં ઘટાડો કરવો અથવા તદ્દન બંધ કરવી.

(બી) બોર્ડને યોગ્ય લાગ્યા મુજબ બીજાં ગમે તે પગલાં લઇ શકશે પણ આવા કોઇ પણ પગલા લીધા પહેલાં તે ઉદ્યોગના સંજોગો સામટી રીતે ધ્યાનમાં લેશે.

કલમ નં. ૧૬ (એ) ઉપરની કલમની રૂયે બોર્ડ પાસેથી રીપોર્ટ મળ્યા બાદ પ્રધાન તેને યોગ્ય લાગે તો બોર્ડે રીપોર્ટમાં જે બાબત વિષે નુકતચેની કરી હોય તે સંબંધમાં કાયદાસર કામ લેશે.

(બી) ઉપરની કલમની પેટા કલમ (૩) ની રૂએ કરવામાં આવેલા રીપોર્ટની નકલ જો પાર્લામેન્ટની બેઠક ચાલુ હોય તો સાત દિવસની અંદર પાર્લામેન્ટના દરેક હાઉસ સમક્ષ રજુ કરવામાં આવશે અને જો પાર્લામેન્ટની બેઠક ચાલુ ન હોય તો ત્યાર પછી બેઠક ચાલુ થાય ત્યાર બાદ સાત દિવસની અંદર રજુ કરવામાં આવશે.

ન્યુઝીલાંડમાં જગાતને લગતો નવો કાયદો ૯-૧૨-૨૧ ને રોજ ત્યાંની પાર્લામેન્ટે પસાર કરેલ છે. તે કાયદા હેઠળ જગાતનાં ત્રણ ધોરણ નક્કી કરવામાં આવેલ છે. (૧) બ્રીટીશ પ્રેફરેન્શીઅલ (૨) ઇન્ટરમીજીએટ અને (૩) સામાન્ય. હિન્દના માલને બ્રીટીશ પ્રેફરેન્શીઅલ જગાતના દર લાગુ પડશે. ન્યુઝીલાંડ સામે પરસ્પર ગોઠવણ કરતા દેશોને ઇન્ટરમીજીએટ જગાતનું ધોરણ લાગુ પડશે અને સામાન્ય ધોરણ બીજા બધા દેશોને લાગુ પડશે.

આ દેશના માલ નિકાશ કરવા વાળાઓને માટે જગાતના કોઠામાંથી નીચેના ઉતારા ઉપયોગી થઇ પડશે:—

ચા—જૂના જગાતના ધોરણમાં પસંદગીનો જેટલો દર આપવામાં આવતો હતો તેટલોજ નવા ધોરણ પ્રમાણે આપવામાં આવશે.

**ભીણબતી:**—બ્રીટીશ પ્રેફરેન્શીઅલ ધોરણ મુજબ જગાતમાં ફેરફાર નથી પણ મીણ ઉપરની જગાત કાઢી નાખવામાં આવેલ હોવાથી સ્થાનિક કારખાનાઓને વધારે રક્ષણ મળશે. સામાન્ય તેમજ ઇન્ટરમીજીએટ જગાતના ધોરણોનાં પસંદગીના દરમાં વધારો કરવામાં આવેલ છે.

આઇસીંગગ્લાસ:—પહેલાં જગાત 'સ્પેસીફીક' હતી તે હવે કિંમત પ્રમાણે લેવામાં આવશે અને બન્ને ધોરણમાં પસંદગીમાં વધારો કરવામાં આવેલ છે.

ચામડાં:—ચામડાંની બાબદમાં પસંદગી આપવામાં આવે છે.

સાદરીઓ અને જમીન ઉપર પાથરવા માટેની બીજી ચીજોમાં પસંદગી આપવામાં આવેલ છે.

દોરડાં:—સામાન્ય ધોરણમાં પસંદગીમા વધારો કરવામાં આવેલ છે.

રંગો—સામાન્ય ધોરણમાં પસંદગી વધારવામાં આવેલ છે.

### હિન્દી સીમેન્ટના ઉદ્યોગને ઉત્તેજન:—

ના. મુંબઇ સરકાર અને બુંદી, કટની, જબલપુર અને દ્વારકા સીમેન્ટ કંપનીઓ વચ્ચે એક લખત થનાર છે જેને પરીણામે દેશના સીમેન્ટના ઉદ્યોગને ઘણું ઉત્તેજન મળશે મુંબઇના ખીલવણી ખાતાના ડીરેકટરે તે કંપનીઓના એજન્ટોની સંમતીથી આ યોજના ઘડી કાઢેલ છે અને તે ના. મુંબઇ સરકારે બહાલ રાખેલ છે. ટુંકામા ૧ લી સપ્ટેમ્બર ૧૯૨૨ થી ૧૦ વર્ષ સુધી ઉપર જણાવેલી ચાર કંપનીઓ ખીલવણી ખાતાને સીમેન્ટ પેદા કરવાના ખર્ચ ઉપરાંત ૧૫ ટકાના ભાવથી પૂરી પાડશે. વળી ખીલવણી ખાતાની જરૂરીઆતો પૂરી પાડયા પછી તે જરૂરીઆત સહિત ૬૦૦૦૦ ટન સુધીમાં મુંબઇનાં બીજાં જાહેર ખાતાં જેવાંકે-મ્યુનીસીપાલીટી, પોર્ટ ટ્રસ્ટ, ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ તથા પબ્લીકવર્કસને આ કંપનીઓ લખત ની સામાન્ય સરતોથી સીમેન્ટ પૂરી પાડશે.

### હિન્દી રેલ્વે માટે ઇંગ્લંડમાં લોન:—

મદદનીશ હિન્દી પ્રધાન અર્લ વીન્ટરટને આમની સભામાં ઇસ્ટ ઇન્ડીઆ લોન (રેલ્વે અને નહેર માટે) સંબંધી કમીટીના તબક્કા દરમીઆન એવી દરખાસ્ત રજુ કરવાની ખબર આપી છે કે હિન્દની મહેસુલ પર હિન્દના સરકારના ઉપયોગ માટે ૫ કરોડ પાઉંડ સુધીની લોન ગ્રેટ બ્રીટનમાં કહાડવાના અને તેને લગતા કાનુનો ઘડવાનો હિન્દી પ્રધાનની કાઉન્સીલને સત્તા આપવાની જરૂર છે.

# વેપારી પુછપરછ.

કોઇ પણ વેપારીને આ દેશ અથવા પરદેશના વેપારી સાથે સંબંધ બાંધવા ઇચ્છા હોય તો તેણે અમને ખબર આપવી જેથી એ સંબંધી વિગત આ કોલમમાં દાખલ કરવામાં આવશે.

નીચે જણાવેલ પૂછપરછ ઇન્ડીઅન ટ્રેડ જરનલ ઉપરથી લીધેલી છે, અને તે વિષેની વધારે માહીતી મેળવવા ઇચ્છનારે નીચે દર્શાવેલો નંબર લખીને પોતાના બેન્ક રેફરન્સ સાથે ડીરેકટર જનરલ ઓફ કોમરશ્યલ ઇન્ટેલીજન્સ, કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ કલકત્તા એ સરનામે પુછાવવું.

કે ૨૬૮ લીબા (રશીઆ) ની એક પેઢી અંબરના પદાર્થો ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૬૯ અલવરની એક પેઢી એસ્બેસ્ટોસ, રેડ ઓકસાઇડ ઓફ આયર્ન, બેરાઇટસ, સોપસ્ટોન પાઉડર વિગેરે વાપરનારનાં નામ માગે છે.

કે ૨૭૨ ડેરન (સાઉથ મેન્ચુરીઆ) ની એક પેઢી ગુણી નીકાશ કરવાવાળાઓનાં નામ માગે છે.

કે ૨૭૩ ગેલેટઝ (રૂમાનીઆ) ની એક પદી કંતાન નીકાશ કરવાવાળાઓના નામ માગે છે.

કે ૨૭૪ વોશીંગ્ટનની એક પેઢી હાથી દાંત અથવા કામમાં આવી શકે તેવાં હાડકાં પૂરાં પાડનારનાં નામ માગે છે,

કે ૨૭૭ કેપ ટાઉનની એક પેઢી ચા નિકાશ કરના વાળાઓની સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે.

કે ૨૮૦ હેમ્બર્ગ (જર્મની) ની એક પેઢી ફેન્સી ચામડાં તથા દરેક જાતનાં રૂવાં પૂરાં પાડનારનાં નામ માગે છે.

કે ૨૮૩ કાનપુરની એક પેઢી કાપડની મીલમાં જરૂરી ચીજો જેવી કે કેમીકલ્સ, રંગો, હાર્ડવેર, મીલ સ્ટોર, વિગેરે વાપરનારનાં નામ માગે છે.

કે ૨૮૮ મોગા (પંજાબ) ની એક પેઢી સ્થાનીક બનાવટની હોઝીઅરી ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૯૧ નસુરીનો એક આસામી હિન્દમાં તેમજ દેશાવર સૂકી દ્રાક્ષ ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૯૨ અજમેરની એક પેઢી રેડ ઓકસાઇડ ઓફ આયર્ન, એસ્બેસ્ટોસ, કેઓલીન, પીળી તથા રાતી માટી વિગેરે ખરીદનારનાં નામ માગે છે.

કે ૨૯૩ પોર્ટો નોવોની એક પેઢી ચા તથા કોફી પેદા કરનાર તેમજ ઘોડા અને બીજાં જનાવરોની પૂછડી, સાદડીઓ, રંગ અને બીયાં પૂરાં પાડવાવાળાઓ સાથે સંબંધ બાંધવા ઇચ્છે છે,

કે ૨૯૪ મોગા (પંજાબ) ની એક પેઢી પ્રવાહી પદાર્થ માટે પીત્તળનાં માપ ખરીદનારા સાથે સંબંધ બાંધવા માગે છે.

---

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઓફીસમાં નવી શોધો માટે નીચે મુજબ વધુ અરજીઓ કરવામાં આવી હતી. આ બાબતનો સઘળો પત્રવ્યવહાર કોન્ટ્રોલર ઓફ પેટંટસ એન્ડ ડીઝાઇન્સ, ૧ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા, એ સરનામે કરવો.

| નં. | અરજદાર. | શોધની વિગત. |
|---|---|---|
| ૭૮૮૪ | જે. ડબલ્યુ. વુડ | જીવડાં પકડવા માટે જાળ તથા ઇલેક્ટ્રીક શેઇડ માટે. |
| ૭૮૮૫ | બી. સી. નાન્દી | દીવાસળી બનાવવાના સંચા માટે. |
| ૭૮૮૮ | આર. બેકર | રેલ્વે તથા ટ્રામ્વે સ્લીપરોમાં સુધારા. |
| ૭૮૮૯ | જી. એમ. રાઇટ | વાયરલેસ ટેલીગ્રાફીમાં સુધારા. |
| ૭૮૯૩ | એમ. લા. એફ. ક્રાઉચ | સાબુની ગોટીઓની બનાવટમાં સુધારા. |
| ૭૯૦૩ | જે. ટી. હસલામ | ચુનો વિગેરે પીલવાની ઘંટીમાં સુધારા. |
| ૭૯૦૫ | એ. કે. દત્ત | જમીન અને છાપરાંની બાંધણીમા સુધારા. |
| ૭૯૧૨ | મેજર ઓ. બા. આર. ડીકી | આંખને સૂર્ય નો પ્રકાશ ન લાગે તેવા પડદા. |
| ૭૯૧૪ | ઇ. ફ્લાઇઝ બર્ગ | વહાણ એરોપ્લેઇન વિગેરે ચલાવવાના યંત્રમાં સુધારા. |
| ૭૯૨૧ | જે. આર. ટોરેન્સ | દળવાની અથવા પીસવાની ઘંટીમાં સુધારા. |
| ૭૯૨૩ | ધી રીલે ઓટોમેટીક ટેલીફોન કું. લી | ટેલીફોનમાં સુધારા. |
| ૭૯૩૦ | એફ. હેરીંગ્ટન | રેલ્વેના ડબાના દરવાજા બંધ કરવાની રીતમાં સુધારા |
| ૭૯૩૨ | એલ. એસ. એબ્રાહામસન | ફોલ્ડીંગ ખુરશીમાં સુધારા. |
| ૭૯૩૫ | મીહલે પ્રીન્ટીંગ પ્રેસ એન્ડ મેન્યુફેકચરીંગ કું. | સીલીન્ડર પ્રીન્ટીંગ પ્રેસોમાં સુધારા. |
| ૭૯૩૮ | ઇન્ટરનેશનલ જનરલ ઇલેક્ટ્રીક કું. | ઇલેક્ટ્રીક લાઇટમાં સુધારા. |
| ૭૯૪૩ | એસ. ભટ્ટાચાર્ય | ચરખામા સુધારા. |
| ૭૯૪૬ | એચ. હેરીસ | ધાતુ સ્વચ્છ કરવાની રીતમાં સુધારા. |
| ૭૯૪૭ | ઇમર્જન્સી અમ્બ્રેલા કોરપોરેશન | છત્રીઓમાં સુધારા. |
| ૭૯૫૯ | એન. નન્દી | મોટરના ટ્રેકશનમાં સુધારા. |

---

# જોઈંટ સ્ટોક કંપનીઓ.

ગયા જાન્યુઆરી માસમાં સ્થપાએલી જોઇન્ટ સ્ટોક કંપનીઓની વીગત નીચે પ્રમાણે છે:—

| નં. | નામ. | અગ્રેસરો તથા ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧૦૦૦ |
|---|---|---|---|---|
| | **(૧) બેન્કીંગ, ધીરધાર અને વીમા માટે.** | | | |
| ૧ | ઉથારા કેરાલા બેન્ક | રા. બા. પી. રમણ, તેલીચેરી મદ્રાસ | બેન્કીંગનું | ૫૦ |
| ૨ | કાશીરામ કું. | ઓકારા, મોન્ટગોમેરી, પંજાબ | ,, | ૫૦ |
| ૩ | ગોસાઈન બેરીલોન કું. | મારીઝુદ્દીન એકાન્ડા, બોગ્રા બંગાળ | ધીરધારનું | ૫૦ |
| ૪ | પટુમહમદન મ્યુચ્યુઅલ બેનીફીટ કું. | અબદુલ રહેમાન સાહેબ, ચીંગલેપટ, મદ્રાસ | હુંડીને લગતું | ૨૦ |
| ૫ | વેણુગોપાળ સ્વામી મ્યુચ્યુઅલ બેનીફીટ કું. | પી. વેણુગોપાલ નૈડુ મદ્રાસ | ,, | ૫૦ |
| | | | કુલ બેન્કીંગ, ધીરધાર અને વીમા માટે | ૨૨૦ |
| | **(૨) ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ.** | | | |
| ૬ | સુન ઓટોમોબાઇલ કું. | એ. હબીબભાઇ એન્ડ કું મુંબઇ | મોટરકાર વિગેરે વેચવાનું | ૫૦૦ |
| ૭ | ગોવન બ્રધર્સ | દીલ્હી | ,, | ૧૦૦૦ |
| | | | કુલ ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ માટે | ૧૫૦૦ |
| | **(૩) ટ્રેડીંગ એન્ડ મેન્યુફેકચરીંગ.** | | | |
| ૮ | હુગલી પ્રીન્ટીંગ કું. | ૮ કલાઇવરો, કલકત્તા | છાપવાનું વિગેરે | ૫૦ |
| ૯ | બંગાળી | ૧૨૬, બોબઝાર સ્ટ્રીટ, કલકત્તા | ,, | ૩૦૦ |
| ૧૦ | સ્ટેઇટસમેન | ૬, ચૌરંગી, કલકત્તા | ,, | ૧૦૦૦૦ |
| ૧૧ | એ. અલી એન્ડ કું. | અવીનાશચંદ્ર બેનરજી કલકત્તા | ,, | ૧૦૦ |
| ૧૨ | બાર્ડ અવેલ પ્રીન્ટીંગ હાઉસ | એસ. રામચંદ્ર નેડુ, મદુરા, કલકત્તા | ,, | ૧૦ |
| ૧૩ | કુમારન પ્રીન્ટીંગ કું. | વી. પી. પર્થાસસ્થી ચેટી મદ્રાસ | ,, | ૧૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૪ રેમીંગ્ટન ટાઇપ રાઇટર કુાં. ( મદ્રાસ ) | ડબ્લ્યુ એફ. લેનમ, મદ્રાસ | ટાઇપરાઇટરો વેચવાનું વિગેરે | ૨૦૦ |
| ૧૫ કેમીકલ એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ કુંપની | લાહોર, પંજાબ | એસીડો બનાવવાનું | ૨૦૦ |
| ૧૬ સ્ટાન્ડર્ડ ડ્રગ સ્ટોર્સ (બર્મા) | ૧૦૨, ફ્રેઝર સ્ટ્રીટ, રંગુન | રસાયણો બનાવવાનું | ૨૦ |
| ૧૭ માઇસોર પાયોનીઅર પેઇન્ટસ કુાં. | સંભાસીવ આયર એન્ડ કુાં. બેંગલોર સીટી | રંગો બનાવવાનું | ૧૦૦૦ |
| ૧૮ પાયોનીઅર એનામલ એન્ડ આયર્ન વર્કસ | બંગાલ ઇન્ડસ્ટ્રીઅલ કુંપની કલકત્તા | લોઢાનો અને એનેમલના વિમાન બનાવવાનું | ૩૦૦ |
| ૧૯ સીટી મેટલ વર્કસ | ડી. કે. રાઓ એન્ડ કુંપની બેંગલોર સીટી | ધાતુનો સામાન બનાવવાનું | ૧૦૦ |
| ૨૦ ભારતી ફેક્ટરી | સુરેન્દ્ર મોહન ગાંગુલી, કલકત્તા | પોલાદની પેટીઓ બનાવવાનું | ૧૦૦ |
| ૨૧ ચાંદપરા બ્રીક સપ્લાઇ કુાં. | ૬૩, એઝરા સ્ટ્રીટ, કલકત્તા | ઇંટ, નળીઆં વિગેરે બનાવવાનું | ૩૦ |
| ૨૨ રોઝ એન્ડ શીરલ એન્ડ કુાં. | જેમ્સ રાઇટ, કલકત્તા | એરેટેડ-વોટર્સ વિગેરે બનાવવાનું | ૫૦૦ |
| ૨૩ આઇ. ડેવીડ એન્ડ કુાં. | ઇસાક ડેવીડ, મુંબઇ | કમીશન એજન્ટો | ૫૦૦ |
| ૨૪ એલ્યુમીનીઅમ મેન્યુફેક્ચરીંગ કુાં. | ૬, મીશનરો, કલકત્તા | એલ્યુમીનીઅમનો સામાન બનાવવાનું | ૧૦૦૦ |
| ૨૫ ઇસ્ટર્ન પ્રોડક્ટ એન્ડ ટ્રેડીંગ | ૯. ડી. નાથ, કલકત્તા | સામાન્ય વેપારીઓ. | ૧૦૦૦ |
| ૬ ચાર્લ્સ દીગાંબર એન્ડ કુાં. ( ઇન્ડીઆ ) | ચાર્લ્સ દીગામ્બર એન્ડ કુાં. હાવરા, બંગાળ | ,, | ૫૦૦ |
| ૨૭ કાપુર કુાં. | જે. બી. ઘોષ એન્ડ કુાં. કલકત્તા | ,, | ૨૦૦ |
| ૮ રેંટોલ અલ એન્ડ કુાં. | કલાઇવ બીલ્ડીંગ્ઝ, કલકત્તા | ,, | ૧૦૦૦ |
| ૨૯ ફીશી શીલ્પ સમાબાયા | ડી. એન. ચેટરજી એન્ડ કુાં. | ,, | ૧૦૦ |
| ૦ પીરીન કુાં. ( ઇન્ડીઆ ) | કલકત્તા | આગ ઓલવવાનાં સાધનો વેચવાનું | ૧૦૦ |
| ૧ ટીપેરા પોલ્ટ્રી એન્ડ ફીશરીઝ | ટીપેરા હીલ ડેવેલપમેન્ટ એજન્સી, ટીપેરા બંગાલ | સામાન્ય વેપારીઓ | ૨૫૦ |
| ૨ માધ્યાપરા લક્ષ્મીનારાયણ | ફ્રેન્ડ બ્રધર્સ એન્ડ કું. બંગાલ | કાતવા વણવા તથા રંગવાના કારખાનાં કાઢવાનું | ૧૦૦ |

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

| | | | |
|---|---|---|---|
| ૩૩ જેસોર સ્પીનીંગ એન્ડ વીવીંગ કું. | શીશીર કુમાર દે, જેસોર, બંગાળ | કાપડ બનાવવાનું | ૫૦ |
| ૩૪ યુગાંડા કોટન ટ્રેડીંગ કું. | અંબાલાલ સારાભાઇ, મુંબઇ | સુતર આયાત કરવાનું | ૧૦૦ |
| ૩૫ પીઅર્સન મેન્યુફેકચરીંગ કું. | પીઅર્સન એન્ડ કું. મુંબઇ | ડેરીને લગતું | ૧૦૦ |
| ૩૬ જોહન ટેલર એન્ડ સન્સ | જે. ટેલર, ફ્રેન્ચ સ્ટ્રીટ, મુંબઈ | સામન્ય વેપારીઓ | ૧૦૦૦ |
| ૩૭ ટેકીવાલ એન્ડ કું. | કાનપુર. સંયુકત પ્રાંત | „ | ૧૦૦૦ |
| ૩૮ ગણેશ એન્ડ કું. | લકનૌ „ | „ | ૨૦ |
| ૩૯ રતનલાલ રામદાસ એન્ડ કું. | ...... „ | „ | ૨૦ |
| ૪૦ ઇન્ડીઅન કોમર્શ્યલ એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ કોરપોરેશન | રાવળપીંડી, પંજાબ | દેશી માલ વેપાર | ૫૦૦ |
| ૪૧ નેશનલ ટ્રેડીંગ કું. | દીલ્હી | આયાત નિકાશનું | ૫૦ |
| ૪૨ આસામપ્રોડયુસ એન્ડ ટ્રેડીંગ કું. | જોરહટ ટાઉન આસામ | સામાન્ય વેપાર | ૨૦ |
| ૪૩ યુનાઇટેડ ટ્રેડીંગ કું. | કવીલોન, ત્રાવણકોર | હાથ વણાટનું | ૧૦૦ |
| | | કુલ ટ્રેડીંગ અને મેન્યુફેકચરીંગ | ૨૦૬૩૦ |

## (૪) મીલો અને પ્રેસો.

| | | | |
|---|---|---|---|
| ૪૪ કાન્તિમતી મીલ્સ | સરસ્વતી એન્ડ કું. મદ્રાસ | રૂની મીલ | ૨૭૦૦ |
| ૪૫ શ્રીરંગવિલાસ જીનીંગ, સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સ | કોઇમ્બટુર, મદ્રાસ | „ | ૯૦૦ |
| ૪૬ નોર્થ ચંપારણ ઇન્ડસ્ટ્રીઅલ કું. | ૧૨, ડલહાઉસી સ્કવેર કલકત્તા | ચોખા વિગેરેની મીલ | ૩૦૦ |
| | | કુલ મીલો અને પ્રેસો | ૩૯૦૦ |

## (૫) ચા અને વાવેતર કંપનીઓ.

| | | | |
|---|---|---|---|
| ૪૭ રેડબેન્ક ટી કું. | એન્ડ્રયુલ એન્ડ કું. કલકત્તા | ચાનું વાવેતર | ૭૫૦ |
| ૪૮ બી. સી. જી. એ (પંજાબ) | મુલતાન, પંજાબ | રૂ અને બીજા પાકનું વાવેતર | ૧૦૦૦ |
| | | કુલ ચા અને વાવેતર માટે | ૧૭૫૦ |

## (૬) ખાણ અને પત્થર માટે.

| | | | |
|---|---|---|---|
| ૪૯ મદનપુર ગીરીડીહ કોલી-અરીઝ | આરી એન્ડ કું. કલકત્તા | ખાણ ખોદવું | ૧૫૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૫૦ છી. ડબ્યુ શાઈલેન્ડઝ માયેર એન્ડ કું. | કલકત્તા | ,, | ૧૦૦૦ |
| ૫૧ ઇસ્ટર્ન મેટલ કંપની | વીલીઅમ રેજીનલ્ડ મો-ન્સી, મુંબઈ | ,, | ૩૦૦૦ |
| | | કુલ ખાણ તથા પત્થર માટે ... | ૫૫૦૦ |

(૭) જમીન તથા બાંધકામ માટે.

| | | | |
|---|---|---|---|
| ૫૨ કુન્ટોલા પ્રાવુરમ મંપવ સીન્ડીકેટ | બીરભુમ, બંગાલ | જમીન ખરીદવાનું અને ઘર બાંધવાનું વિગેરે | ૯૨ |

(૮) હોટેલો, થીએટરો વિગેરે માટે.

| | | | |
|---|---|---|---|
| ૫૩ સ્ટાર ફીલ્મ્સ | ચર્નીરોડ, મુંબઈ | સીનેમા | ૨૦૦ |
| ૫૪ એંગ્લો બર્મા ફીલ્મ કું. | રંગુન | સીનેમાને લગતું | ૧૦૦૦ |
| | | કુલ હોટેલો, થીએટરો વિગેરે ... | ૧૨૦૦ |

(૯) બીજીઓ

| | | | |
|---|---|---|---|
| ૫૫ અમરાજેન્દ્ર ટ્રેડીંગ એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ સીન્ડીકેટ | મુંબઈ | સ્ટોર્સ કાઢવાનું | ૧૦૦૦ |
| ૫૬ બર્મા ઇન્ડસ્ટ્રીઅલ્સ | રંગુન | કેટલાંક એગ્રીમેન્ટોનો અમલ કરવાનું | ૨૨૫૦ |
| | | કુલ બીજીઓ .... | ૩૨૫૦ |
| | | સરવાળો .... | ૩૮૦૪૬ |

૧૯૨૨ ના જાન્યુઆરી માસમાં નીચેની કંપનીઓ ફડચામાં ગએલ છે અથવા બંધ પડેલ છેઃ—

| નં. વર્ગ તથા નામ. | રજીસ્ટર થયાની તારીખ | ધાપણ સત્તાધારી. | ભરાએલી. | પગાર થએલી. | ફડચામા ગયાની અથવા બંધ પડયાની તારીખ. |
|---|---|---|---|---|---|
| [૧] એન્કીંગ, ધીરધાર તથા વીમા માટે. | | | | | |
| ૧ મદ્રાઠી મ્યુચ્યુઅલ બેનીફીટ નીધી, મદ્રાસ | ૩—૪-૧૯૧૯ | ૨૦૦૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૩—૧-૧૯૨૨ |
| ૨ શ્રીસલાઈ વિનયગર સ્વામીપ્રભ્ય સહાય-નિધિ મદ્રાસ | ૧૪—૫-૧૯૧૮ | ૨૦૦૦૦ | ૪૧૦ | ૪૧૦ | ૧૭—૧-૧૯૨૨ |

[૨] ટ્રાન્ઝીટ તથા ટ્રાન્સપોર્ટ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| . એન્ગ્લો ઇન્ડીઆ એન્ડ કોલોનીઅલ નેવીગેશન કું. મુંબઇ | ૧૨—૧-૧૯૨૦ | ૧૦૦૦૦૦૦૦ | ...... | ...... | ૨૫—૧-૧૯૨૨ |
| ; ઇસ્ટ ઇન્ડીઆ મોટર્સ, બંગાળ | ૨૧—૨-૧૯૨૦ | ૫૦૦૦૦૦ | ...... | ...... | ૯—૧-૧૯૨૨ |
| ૫ હિન્દુ મોટર બસ કું. મદ્રાસ | ૯—૧-૧૯૧૮ | ૨૦૦૦૦ | ૩૫૦૦ | ૭૦૦ | ૧—૧-૧૯૨૨ |

[૩] ટ્રેડીંગ અને મેન્યુફેક્ચરીંગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ કેરાલા ન્યુસ પેપર કું. મદ્રાસ | ૭-૧૦-૧૯૨૦ | ૨૦૦૦૦ | ...... | ...... | ૯—૧-૧૯૨૨ |
| ૭ ગઢગ શ્રીટોન્ટાડા સીધાલીંગ વીજય પ્રીન્ટીંગ પ્રેસ એન્ડ ટ્રેડીંગ કું. મુંબઈ | ૧૬—૮-૧૯૧૭ | ૨૦૦૦૦ | ૬૨૪૫ | ૬૨૪૫ | ૯—૧-૧૯૨૨ |
| ૮ ચાઇના ક્લેવર્ક્સ ઓફ ઇન્ડીઆ વડોદરા | ૧૩—૩-૧૯૨૦ | ૫૦૦૦૦૦ | ૫૦૦૦૦૦ | ૧૫૦૦૦૦ | ૯—૧-૧૯૨૨ |
| ૯ બનારસ ઇન્ડસ્ટ્રીઅલ એસોસીએશન, બનારસ | ૧૯—૧-૧૯૦૯ | ૧૦૦૦૦૦ | ૪૫૮૦૦ | ૪૫૭૪૫ | ૧૨—૧-૧૯૨૨ |
| ૧૦ નેશનલ ડેવેલપમેન્ટ કું. મદ્રાસ | ૨૩-૧૦-૧૯૧૯ | ૨૦૦૦૦ | ૧૩૭૭૫ | ૩૮૨૫ | ૩—૧-૧૯૨૨ |
| ૧૧ સામાર્સ, મદ્રાસ | ૫—૧-૧૯૦૮ | ૨૦૦૦૦ | ૨૫૭૫ | ૧૭૦૭ | ૧૭—૧-૧૯૨૨ |
| ૧૨ બોમ્બે કોલંબ ટાયર કું. મુંબઇ | ૨૬—૩-૧૯૧૪ | ૫૦૦૦૦ | ૫૦૦૦૦ | ૫૦૦૦૦ | ૯—૧-૧૯૨૨ |
| ૧૬ જગન્નાથ બીહારીલાલ મુંબઇ | ૨૨—૭-૧૯૧૪ | ૨૦૦૦૦ | ...... | ...... | ૯—૧-૧૯૨૨ |
| ૧૪ શ્રીરાજનગર સ્વદેશી સ્ટોર્સ, મુંબઇ | ૨૧—૮-૧૯૧૯ | ૫૦૦૦૦૦ | ...... | ...... | ૪—૧-૧૯૨૨ |
| ૧૫ બોમ્બે એક્સપોર્ટ ઇમ્પોર્ટ એન્ડ મેન્યુફેક્ચરીંગ કું. મુંબઇ | ૨૫-૧૧-૧૯૧૯ | ૫૦૦૦૦૦૦ | ૫૧૮૨૦૦ | ૧૬૨૭૬૦ | ૫—૧-૧૯૨૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ ગોરખપુર ટ્રેડીંગ કુંપની ગોરખપુર | ૧૭—૬-૧૯૦૪ | ૫૦૦૦૦ | ૩૨૦૦૦ | ૨૯૬૦૫ | ૧૬-૧-૧૯૨૨ |
| ૧૭ નેશનલ ઇન્વેસ્ટમેન્ટ કું. કાનપુર | ૨૫—૮-૧૯૧૪ | ૨૫૦૦૦૦ | ૫૦૧૨૫ | ૫૦૧૨૫ | ૧૩-૧-૧૯૨૨ |
| ૧૮ ઉદેસિંહ ઇન્ડસ્ટ્રીઅલ વર્કસ મુંબઇ | ૧૩—૮-૧૯૧૯ | ૮૦૦૦૦૦ | ...... | ...... | ૯—૧-૧૯૨૨ |

### [૪] મીલો તથા પ્રેસો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯ સીંધ યુનાઇટેડ મીલ્સ મુંબઇ | ૧૩-૧૨-૧૯૧૯ | ૮૦૦૦૦૦૦ | ...... | ...... | ૯—૧-૧૯૨૨ |
| ૨૦ ચાઇના મીલ્સ મુંબઇ | ૧૪-૧૨-૧૮૮૮ | ૧૦૦૦૦૦૦ | ૧૦૦૦૦૦ | ૧૦૦૦૦૦૦ | ૭—૧-૧૯૨૨ |
| ૨૧ બાબરેલા કોટન જીન એન્ડ પ્રેસ કું. ડેબાઇ | ૨૧-૫-૧૯૦૭ | ૧૦૦૦૦૦ | ૧૦૦૦૦૦ | ૧૦૦૦૦૦ | ૧૬-૧-૧૯૨૨ |
| ૨૨ રજપુતાના જીનીંગ એસોસીએશન અજમેર | ૧૯-૯-૧૯૦૫ | ૪૦૦૦૦ | ૨૫૦૦૦ | ૨૫૦૦૦ | ૨૭-૧-૧૯૨૨ |

### [૫] ખાણુ તથા પત્થર માટે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૩ રણછોડદાસ એન્ડ કું. મુંબઇ | ૧૯-૩-૧૯૧૬ | ૫૦૦૦૦ | ૫૦૦૦ | ૧૦૦૦૦ | ૯-૧-૧૯૨૨ |
| ૨૪ રજપુતાના કોમરશીલ સીન્ડીકેટ અજમેર | ૬—૫-૧૯૧૯ | ૧૦૦૦૦ | ...... | ...... | ૨-૧-૧૯૨૨ |

### [૬] બીજીઓ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૫ બોંબે પેપર પલ્પ સીન્ડીકેટ મુંબઇ | ૨૦-૨-૧૯૧૭ | ૧૫૦૦૦૦ | ૧૪૦૦૦૦ | ૨૮૦૦૦ | ૭-૧-૧૯૨૨ |
| કુલ ... | | ૨૭૩૫૦૦૦૦ | ૨૫૩૭૮૩૦ | ૧૬૬૪૩૨૨ | |
| ૧ કોઇમ્બતુર જીનીંગ એન્ડ ઓઇલ મેન્યુફેકચરીંગ મદ્રાસ | ૨૪-૩-૧૯૧૪ | ૧૦૦૦૦૦ | ૩૩૧૦૦ | ૩૩૧૦૦ | ૧-૧૦-૧૯૨૨ |

# વેપારી આંકડા.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | ડીસેમ્બર માસમાં ૧૯૨૧ હજાર યાર્ડ. | ડીસેમ્બર માસમાં ૧૯૨૦ હજાર યાર્ડ. | એપ્રીલથી ડીસેમ્બર સુધી ૧૯૨૧ હજાર યાર્ડ. | એપ્રીલથી ડીસેમ્બર સુધી ૧૯૨૦ હજાર યાર્ડ. |
|---|---|---|---|---|
| કોરા તથા ધોયેલાં કાપડની પેદાશ ... | ૧૦૫૩૨૨ | ૯૪૩૨૯ | ૯૫૪૦૦૮ | ૮૫૩૩૦૪ |
| ” ” આયાત... | ૮૮૪૬૪ | ૭૩૯૩૬ | ૭૨૦૬૫૫ | ૭૪૧૬૬૩ |
| રંગીન કાપડ પેદાશ... | ૩૭૯૬૫ | ૪૩૩૩૩ | ૩૫૦૫૯૧ | ૩૬૯૫૪૮ |
| ” ” આયાત... | ૧૨૨૨૫ | ૪૭૪૯૪ | ૧૦૦૮૨૧ | ૩૯૩૫૦૪ |

## કાપડની પેદાશ. ( ડીસેમ્બર માસમાં. )

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૦ | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૧ | લાખ રતલ. ૧૯૨૦ | લાખ રતલ. ૧૯૨૧. | લાખ વાર. ૧૯૨૦ | લાખ વાર. ૧૯૨૧ |
|---|---|---|---|---|---|---|
| મુંબઇ .... .... | ૪૬૭ | ૪૧૭ | ૨૫૯ | ૨૬૮ | ૧૧૩૩ | ૧૧૬૪ |
| મદ્રાસ .... ... | ૧૨ | ૨૦ | ૭ | ૧૨ | ૨૩ | ૩૭ |
| બંગાલ ... .... | ૯ | ૭ | ૫ | ૪ | ૨૩ | ૨૧ |
| સંયુક્ત પ્રાંતો ... | ૧૯ | ૧૮ | ૧૨ | ૧૩ | ૩૯ | ૪૫ |
| મધ્ય પ્રાંત .... | ૨૬ | ૨૩ | ૧૪ | ૧૫ | ૫૭ | ૫૫ |
| દેશી રાજ્યો ... | ૨૩ | ૨૪ | ૨૪ | ૨૭ | ૯૧ | ૯૯ |
| કુલ ... | ૫૬૨ | ૫૧૫ | ૩૨૫ | ૩૪૪ | ૧૩૭૬ | ૧૪૩૨ |

એપ્રીલથી ડીસેમ્બર માસ સુધી.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૦ | કીંમત લાખ રૂપીઆ. ૧૯૨૧ | લાખ રતલ. ૧૯૨૦ | લાખ રતલ. ૧૯૨૧ | લાખ વાર. ૧૯૨૦ | લાખ વાર. ૧૯૨૧ |
|---|---|---|---|---|---|---|
| મુંબાઇ ... .... | ૪૧૦૨ | ૩૮૭૮ | ૨૨૬૬ | ૨૪૮૨ | ૧૦૧૨૫ | ૧૧૦૦૧ |
| મદ્રાસ .... ... | ૧૭૦ | ૧૨૫ | ૧૦૦ | ૭૭ | ૩૦૭ | ૨૪૭ |
| બંગાલ ... .... | ૬૯ | ૫૩ | ૩૭ | ૩૪ | ૧૭૬ | ૧૬૪ |
| સંયુકત પ્રાંતો ... | ૧૨૯ | ૧૨૪ | ૭૮ | ૮૮ | ૨૬૩ | ૨૯૨ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૧૧ | ૧૯૧ | ૧૧૮ | ૧૨૬ | ૪૬૪ | ૪૭૨ |
| દેશી રાજ્યો ... | ૧૯૬ | ૧૮૯ | ૨૧૩ | ૨૧૮ | ૮૨૨ | ૭૮૮ |
| કુલ... .... | ૪૯૧૮ | ૪૫૯૭ | ૨૮૩૭ | ૩૦૫૧ | ૧૨૨૨૮ | ૧૩૦૪૫ |

## હિંદમાં સુતરની નંબરવાર પેદાશ, તથા આયાતની સરખામણી

હજાર રતલ.

| નંબર | ડીસેમ્બર માસમાં ૧૯૨૧ પેદાશ | ૧૯૨૧ આયાત | ૧૯૨૦ પેદાશ | ૧૯૨૦ આયાત | એપ્રીલથી ડીસેમ્બર સુધી ૧૯૨૧ પેદાશ | ૧૯૨૧ આયાત | ૧૯૨૦ પેદાશ | ૧૯૨૦ આયાત |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ થી ૨૫ | ૪૮૧૫૧ | ૧૪૭૪ | ૫૫૫૭૧ | ૨૯૮ | ૪૬૫૫૧૬ | ૪૫૯૭ | ૪૭૯૬૦૦ | ૬૩૮૭ |
| ૨૬ થી ૪૦ | ૫૬૩૪ | ૨૦૫૫ | ૫૭૮૯ | ૧૬૮૦ | ૫૨૦૫૪ | ૨૧૩૪૬ | ૫૦૩૩૩ | ૨૦૨૮૦ |
| અને ઉપરાંત | ૧૭૧ | ૭૪૮ | ૨૨૦ | ૩૩૪ | ૧૮૨૯ | ૬૬૦૬ | ૧૪૮૫ | ૩૯૬૩ |

## સુતરની પ્રાંતવાર પેદાશ ( લાખ રતલ. )

| | ડીસેમ્બર માસમાં | | એપ્રીલથી ડીસેમ્બર. | |
|---|---|---|---|---|
| પ્રાંત. | ૧૯૨૦ | ૧૯૨૧ | ૧૯૨૦ | ૧૯૨૧ |
| મુંબઈ .... ... | ૪૪૨ | ૪૫૪ | ૩૫૦૭ | ૩૭૧૩ |
| મદ્રાસ ... .... | ૩૩ | ૪૩ | ૩૦૫ | ૩૧૯ |
| બંગાલ ... ... | ૩૦ | ૨૯ | ૨૪૭ | ૨૫૨ |
| સંયુક્ત પ્રાંતો ... | ૩૮ | ૩૯ | ૨૭૨ | ૩૦૪ |
| અજમેર-મેવાડ ... | ૧ | ૨ | ૧૪ | ૧૯ |
| પંજાબ ... ... | ૨ | ૩ | ૨૦ | ૨૫ |
| દીલ્હી ... ... | ૩ | ૩ | ૨૮ | ૨૦ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૯ | ૨૭ | ૨૩૨ | ૨૪૬ |
| દેશી રાજ્યો ... | ૩૪ | ૩૬ | ૨૮૭ | ૨૯૫ |
| કુલ .... | ૬૧૬ | ૬૩૯ | ૪૯૧૭ | ૫૧૯૭ |

## પોર્ટ ટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબઈનાં પોર્ટ ટ્રસ્ટની વખારોમાં ગયા ડીસેમ્બર માસ દરમ્યાન પડેલા માલની વીગત ગઈ તા. ૩-૨-૨૨ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છેઃ—

| માલની જાત. | તા. ૧-૧૨-૨૧ ને દિને સ્ટોક. | ડીસેમ્બરમાં થયલી ડીલીવરી. | તા. ૧-૧-૨૨ ને દિને સ્ટોક | તા. ૧-૧-૨૧ ને દિને સ્ટોક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી ... | | | | |
| ,, ,, પેટી ... | | | | |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | | | | |
| ,, ,, પેટી .... | | | | |
| અવરાઉ ટવીસ્ટ તથા યાર્ન પેકેજીઝ | | | | |
| તથા ઉનના ,, ,, | | | | |
| ત્રાંબુ—ટન ... ... | | | | |
| પીતળ—ટન .... ... | | | | |

## હિંદુસ્તાનનો પરદેશ સાથનો વેપાર ( જાન્યુઆરી માસમાં )

| | ( લાખ રૂપીયા ) આયાત. | | ( લાખ રૂપીયા. ) નીકાશ | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૨૮૫ | ૬૮૨ | ૪૪૫ | ૪૨૦ |
| કાચો માલ ... ... | ૧૪૮ | ૨૩૦ | ૭૯૫ | ૧૨૨૬ |
| બનેલો માલ ... .... | ૨૬૨૦ | ૧૮૦૬ | ૪૮૫ | ૪૫૧ |
| પરચુરણ ... ... | ૭૦ | ૪૨ | ૨૯ | ૨૪ |
| કુલ ... ... | ૩૧૨૫ | ૨૭૬૨ | ૧૭૫૫ | ૨૧૬૩ |

## એપ્રીલથી જાન્યુઆરી સુધી.

| | ( લાખ રૂપીયા. ) આયાત. | | ( લાખ રૂપીયા. ) નાકાશ. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ |
| ખોરાક તંબાકુ વગેરે ... | ૩૧૫૩ | ૪૩૧૯ | ૩૪૧૪ | ૪૨૭૫ |
| કાચો માલ. ... .... | ૧૩૬૬ | ૧૮૫૭ | ૮૯૯૨ | ૮૩૭૮ |
| બનેલો માલ ... ... | ૨૩૪૨૯ | ૧૫૯૭૭ | ૭૬૬૮ | ૫૧૮૧ |
| પરચુરણ .... .... | ૬૪૦ | ૩૪૧ | ૩૬૫ | ૪૧૦ |
| કુલ ... ... | ૨૮૫૯૦ | ૨૨૪૯૬ | ૨૦૪૪૧ | ૧૮૨૪૫ |

... ૨૧ મેંડ સ્ટ્રીટ ફોર્ટ મુંબઈ.

*Registered No. B.810.*
THE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

પુસ્તક ૧૪ મું. VOL. IXV. MAY 1922. No 10 મે ૧૯૨૨ અંક ૧૧ મો

## અનુક્રમણિકા.

# હિન્દ માટે માલની ખરીદી.

આ દેશની ઔદ્યોગિક પ્રગતિ તેમજ તેના આર્થિક લાભ માટે આ દેશની વપરાશ સારૂ માલની ખરીદીનો સવાલ ઘણોજ મહત્વનો છે. વડી ધારાસભાની છેલ્લી બેઠક વેળાએ રેલ્વે બજેટ ઉપરની તકરાર દરમ્યાન હિન્દ માટે માલની ખરીદીના સવાલ ઉપર ઘણોજ ભાર મૂકવામાં આવ્યો હતો અને આ દેશ માટે ઇંગ્લંડમાં ઉભી કરવામાં આવતી લોન ઉપરની ચર્ચા દરમ્યાન આમની સભામાં પણ આ પ્રશ્ન ખુબ ચર્ચવામાં આવ્યો હતો. આ પ્રશ્ન એટલો અગત્યનો છે કે તેની ઉપર જેટલું વીવેચન કરવામાં આવે તેટલું ઓછું છે, કારણ કે તે સવાલ આ દેશનીજ નહિ પણ ઇંગ્લંડની આર્થિક અને ઔદ્યોગિક સ્થિતિ સાથે ઘણો ગાઢો સંબંધ ધરાવે છે. સ્વાભાવિક રીતે આપણી ધારાસભાએ બની શકે તેટલા માટે પ્રમાણમાં માલ આ દેશમાંજ ખરીદવાનો આગ્રહ કર્યો ત્યારે આમની સભાએ તેટલીજ સ્વાભાવિક રીતે અને પોતાનાજ દેશનો સ્વાર્થ ધ્યાનમાં રાખીને હિન્દના ઉપયોગ માટે બની શકે તેટલા પ્રમાણમાં માલ યુનાઇટેડ કીંગડમમાંજ ખરીદવાનો હિન્દી પ્રધાનને આગ્રહ કર્યો, જેથી કરીને હિન્દના આર્થિક લાભોને ભોગે બ્રીટીશ કારખાનાવાળાઓને લાભ થાય. આમની સભાના એક સભાસદે તો એટલે સુધી કહેવાની હિંમત કરી કે "બ્રિટિશ વેપાર અને બ્રિટિશ રોજીનો નાશ કરવા સારૂ ઇંગ્લંડના મુડીવાળાઓએ સામ્રાજ્યના બીજા ભાગને પૈસા ધીરવા જોઇએ એવું સ્વીકારવા જેટલી હદ સુધી હું અબાધિત વેપારનો હિમાયતી નથી." જો કે આમની સભાના બધા સભાસદો તેમજ સામટી રીતે બ્રીટીશ પ્રજાનો આ સામાન્ય મત નથી એમ અમે માનીએ છીએ છતાં આવા વિચારો ધરાવવા ગ્રહસ્થોને અમે પૂછીએ છીએ કે આ દેશને વ્યાજના બેહદ ઉંચા દરે નાણાં પૂરા પાડવામાં ઇંગ્લંડના મૂડીવાળાઓ આ દેશ ઉપર ઉપકાર કરે છે કે અને તેમાં તેઓ પોતાનો સ્વાર્થ જોતા નથી કે? આ ચર્ચાના સંબંધમાં હિન્દ ખાતેના અંડર-સેક્રેટરી ઓફ સ્ટેટે કબુલ કર્યું હતું કે યુનાઇટેડ કીંગડમમાં માલ ખરીદ કરવાનો સવાલ 'ઘણોજ મહત્વનો' છે. પણ માલની જાત વિગેરે ધ્યાનમાં લઇને સસ્તામાં સસ્તા બજારમાંથી માલની ખરીદી કરવા માટે હિન્દી ધારાસભાએ ઠરાવ પસાર કરેલ હોવાથી તેઓ તે સંબંધમાં કાંઇ પણ કબુલાત આપવાને અશક્ત હતા; છતાં પણ માલનો ઘણો મોટો જથ્થો યુનાઇટેડ કીંગડમમાં ખરીદવામાં નહિ આવે એવું માનવાનું કાંઈ પણ કારણ નથી એવી તેઓએ ખાત્રી આપી હતી! અન્ડર-સેક્રેટરીનો આ જવાબ એટલો ચોકખો છે કે તેની ઉપર કાંઇ પણ ચર્ચા કરવાનું અમને યોગ્ય લાગતું નથી.

## બ્રિટિશ પેઢીઓને આપવામાં આવતી અણઘટતી પસંદગી.

હવે હિન્દી ધારાસભાએ જે ઠરાવ પસાર કરેલ છે તે કાંઇ બ્રીટીશ માલ બનાવવાવાળાઓનો વિરોધ કરવા ખાતર નહિ પણ અત્યાર સુધી બ્રીટિશ પેઢીઓ તરફ પક્ષપાત બતાવી તેઓને જે અણઘટતી પસંદગી આપવામાં આવતી રહી છે અને પરીણામે આ દેશના આર્થિક લાભોને ભોગે તેઓનાં ખીસાં ભરવામાં આવે છે તે અટકાવવાના હેતુથીજ આ ઠરાવ પસાર કરવામાં આવેલ છે. થોડા વખત અગાઉ નીમવામાં આવેલી હિન્દી રેલ્વે કમીટી સમક્ષ પણ હિન્દી

સાક્ષીઓએ બ્રિટિશ પેઢીઓને આપવામાં આવતી પસંદગી સામે સખત વિરોધ દર્શાવ્યો હતો. કેમ કે તેમાં કરકસરનો મુદ્દો સમાએલો હતો એટલુંજ નહિ અને દેશની નાણાં સંબંધી ગંભીર સ્થીતિને લીધે કરકસરની ઘણીજ અગત્યતા છે. પણ તેમાં આ દેશના ઔદ્યોગિક વિકાસનો સવાલ પણ સમાએલ છે.

હિન્દી રેલ્વે કમીટી સમક્ષ આ દેશના હાઇ કમીશનર સર વીલીઅમ મેયરે જુબાની આપી ત્યાં સુધી બ્રિટિશ પેઢીઓના સ્વાર્થ માટે પરદેશી પેઢીઓને કેટલો અન્યાય થતો હતો તેમજ બ્રિટિશ કારખાનાવાળાઓના લાભ ખાતર આ દેશના આર્થિક લાભોને કેટલું નુકસાન કરવામાં આવ્યું હતું તે સંબંધી વીગતો બાબે હિન્દી પ્રજાનો મોટો ભાગ તદ્દન અંધારામાં હતો. પણ સર વીલીઅમ મેયરે તે વખતે સઘળો ભરમ ખુલ્લો કર્યો હતો અને ત્યારથી તે પ્રશ્નની ગંભીરતા તરફ હિન્દી પ્રજામત ઘણો જાગ્રત થએલ છે. સર વીલીઅમ મેયરે જુબાની દરમ્યાન જણાવ્યું હતું કે "એક તરફથી હિન્દી પ્રજામત પોતાના દ્રષ્ટિબિન્દુએ તદ્દન વ્યાજબી રીતે સસ્તામાં સસ્તા બજારમાંથી માલ ખરીદવાનો આગ્રહ કરે છે. બીજી બાજુ ઇંગ્લંડના જૂદા જૂદા પક્ષો તરફથી માત્ર બ્રીટીશ પેઢીઓ અને કંપનીઓ પાસેથીજ માલ ખરીદવા માટે મારી ઉપર દબાણ કરવામાં આવે છે. તેઓ એવી દલીલ કરે છે કે હુંડીઆમણનો દર અને બીજા એવા અસાધારણ સંજોગોને લીધે જર્મનીને જે લાભ મળેલ છે તેને પરીણામે બ્રિટિશ પેઢીઓને નુકશાન સહન કરવું પડે તે ગેરવ્યાજબી છે વળી તેઓએ ભુતકાળમાં હિન્દની સારી સેવા બજાવેલ છે અને જો તેઓને તેઓનાં કારખાનાં બંધ કરવાં પડશે તો ભવિષ્યમાં આપણને ગેરલાભ થશે, તે ઉપરાંત સર વીલીઅમ મેયરે એમ પણ જણાવ્યું હતું કે જો કોઇ પણ પ્રસંગે જર્મન પેઢીનું ટેન્ડર બ્રિટન પેઢીના ટેન્ડર કરતાં ઘણું નીચું હોય ત્યારે બ્રિટીશ પેઢીને જર્મન ટેન્ડરની શરતો ખાનગી રીતે જણાવવામાં આવતી અને કેટલીક વખત બ્રિટીશ કંપની પોતાનો દર એટલો ઘટાડતી કે જેથી તેને ઓર્ડર મળતો ! સર વીલીઅમ મેયરે કરેલ આ એકરાર દરેક વેપારી સ્વાભાવિક રીતે વખોડી કહાડશે, કારણ કે આવી રૂઢી વેપારના અને નિતિના સઘળા સિદ્ધાંતોની વીરૂદ્ધ છે. માલની ખરીદીના સંબંધમાં ઇંગ્લંડ ખાતે આટલી બધી ગેરવ્યવસ્થા અને અંધાધુંધી ચાલતી હોવાથી વડી ધારાસભાએ માલની ખરીદીને લગતા ધારા ધોરણ ફરીથી ઘડવા અને રેલ્વેને માટે જે રકમ આવતાં પાંચ વર્ષમાં ખર્ચવામાં આવનાર છે તે દેશમાં મોટામાં મોટા પ્રમાણમાં ખર્ચી શકાય તે સંબંધમાં ભલામણો કરવા માટે એક કમીટી નીમેલ છે અને કમીટીના રીપોર્ટ માટે આપણે ઇન્તેજારીથી રાહ જોઇશું.

## માલની ખરીદી અને નામદાર સરકાર.

વળી ના. સરકારે જે સ્ટોર્સ પરચેઝ કમીટી નીમી હતી તેના બહુમતીના રીપોર્ટ ઉપર અમલ કરવાને બદલે લઘુમતીના રીપોર્ટ ઉપર અમલ કરવાનું શરૂ કરેલ છે. અને તે પણ વડી ધારાસભાની સંમતી સિવાય–એટલે જાહેર પ્રજામાં ઘણો અસંતોષ ફેલાએલ છે. તેથી ગયા મહિનામાં ના. હિન્દી સરકારના વેપાર ખાતાના સભાસદ ઓન. મી. ઇનીસે આ ચેમ્બરની કમીટીની મુલાકાત લીધી હતી તે વેળા પણ આ પ્રશ્ન કમીટી તરફથી ઉપાડવામાં આવ્યો હતો. ઇંગ્લંડમાં હિન્દ માટે ૫ કરોડ પૌંડની જે લોન ઉભી કરવામાં આવનાર છે તેનો મોટો ભાગ યુનાઇટેડ કીંગડમમાં હિન્દને ખાતે માલ ખરીદી કરવામાં વાપરવામાં આવ-

નાર છે એમ આમની સભામાં હિન્દી પ્રધાને આપેલા જવાબ ઉપરથી સમજાય છે. ભૂતકાળના અનુભવ ઉપરથી આપણને સ્વાભાવિક રીતે દહેશત રહે કે આ લોનનો ઉપયોગ પણ સસ્તામાં સસ્તા બજારમાંથી માલ ખરીદ કરવાને બદલે ઇંગ્લંડના ઉદ્યોગોને ઉત્તેજન આપવામાં કરવામાં આવશે. એમ જણાય છે કે ના. હિન્દી સરકારે હાઇ કમીશનર ઉપર એક પત્ર લખી જણાવ્યું છે કે બ્રિટિશ માલ બનાવવાવાળાઓને પસંદગી આપવી નહિ તેમજ પરદેશી ટેન્ડરોની સરતો બ્રિટિશ કારખાનાવાળાઓને જણાવી દેવાની રૂઢી બંધ કરવી. ઑ૦ મી૦ ઇનીસ આ પત્રને વધારે પડતું વજન આપતા જણાય છે, કારણ કે ના. હિન્દી સરકાર ગમે તેટલી શુદ્ધ નિષ્ઠાથી ગમે તેવાં સારાં લખાણો વિલાયત ખાતે કરી મોકલે પણ તે લખાણોનો અમલ કરવામાં કેટલી મુશ્કેલીઓ નડે છે તેનો પણ વિચાર કરવાનો છે. સર વીલીઅમ મેયરે પોતેજ કબુલ કર્યું છે કે તેની ઉપર બ્રિટિશ કારખાનાવાળાઓ બહુ દબાણ કરે છે અને પરદેશી ટેન્ડર અને બ્રિટિશ ટેન્ડર વચ્ચે ૧૦–૧૫ ટકાનો ફેર હોય ત્યાં સુધી બ્રિટિશ વેપારીને પસંદગી આપવામાં આવે છે! આવા સંજોગોમાં ના. હિન્દી સરકારની સૂચનાઓનો અમલ સંતોષકારક રીતે થઇ શકે તે બાબે અમને શંકા છે. આ સઘળી મુશ્કેલીઓ દુર કરવાનો એકજ ઉપાય છે અને તે એ કે હાઇ કમીશનરે માત્ર લંડનમાં બધાં ટેન્ડરો એકઠાં કરી તે સઘળાં અહિં મોકલી આપવાં અને ટેન્ડરો સ્વીકારવાની સત્તા હાઇ કમીશનર પાસેથી લઇ લેવી; જેથી તેની ઉપર દબાણ ચાલવાથી બ્રિટિશ કારખાનાવાળાઓનું કાંઇપણ વળે નહિ. આ સૂચનાના જવાબમાં ઓન. મી. ઇનીસે જે જવાબ આપેલ છે તે બિલકુલ સંતોષકારક નથી. તેઓએ જણાવ્યું કે ઇંગ્લંડ ખાતે જેવો કુશળ સ્ટાફ છે તેવો હિન્દમાં નથી. અમે તેઓને પૂછીશું કે તેવો 'સ્ટાફ' હિન્દમાં મેળવવાનું શું તદન અશક્ય છે.! વળી વધુમાં ઓન. મી. ઇનીસે જણાવ્યું કે ના. સરકાર હિન્દ ખાતે પણ તેવો 'સ્ટાફ' રાખવા માગે છે પણ તેમ કરતાં વખત લાગશે. વળી ના. સરકારની નેમ માલની ખરીદીનું કેન્દ્રસ્થાન ઇંગ્લંડથી હિન્દ ખાતેજ લાવવાની છે. પણ તે ક્યારે? સરકારી અમલદારોની આવી દલીલોથી આપણે અજાણ્યા નથી. જે સુધારો યા ફેરફાર હિન્દી પ્રજા વ્યાજબી રીતે તાબડતોબ માગે છે તે સુધારો યા ફેરફાર ના. સરકાર તેનાથી બની શકે તેટલી ઢીલથી કરવા માગે છે. આ બાબત એટલી અગત્યનો છે કે તેમાં રફતે રફતે ફેરફાર કરવાનું બિલકુલ વ્યાજબી નથી અને જ્યાં સુધી માલની ખરીદી માત્ર હિન્દનાજ લાભ ધ્યાનમાં રાખીને કરવાનું ધોરણ દાખલ કરવામાં નહિ આવે ત્યાં સુધી હિન્દી પ્રજામત સંતોષ પામશે નહિ.




(૧) લેંકેશાયર અને કાપડ ઉપરની જગાત.

હેલ્લાં બજેટમાં સામાન્ય આયાત જગાતમાં ૪ ટકાનો વધારો કરવાની દરખાસ્ત કરવામાં આવી ત્યારથીજ પાછા લેંકેશાયરના મતલબી મીલવાળાઓએ તે વધારાની સામે જબરી ચુંએશ ઉઠાવેલ છે. જો કે હિન્દમાં બનતા કાપડ ઉપરના એક્સાઇઝ જગાતમાં પણ તેટલાજ

ટકાનો વધારો કરેલ હોવાથી હિન્દના કાપડ ઉદ્યોગને વધારે સખત ફટકો પડવાની કોશીશ કરવામાં આવી હતી. આ બન્ને વધારાઓ વડી ધારાસભાએ નામંજુર કરેલ હોવા છતાં લેંકેશાયરના મીલવાળાઓને સંતોષ થયો જણાતો નથી અને તેઓ આયાત જગાત અને એકસાઈઝ જગાતનો દર સરખો કરાવવા માટે વનતોડ મહેનત કરી રહ્યા છે. મી. મોન્ટેગુએ હવે હિન્દી પ્રધાનનો હોદ્દો છોડી દીધેલ હોવાથી આ દેશ તરફ ઇંગ્લંડની આર્થિક નિતિ સંબંધમાં ફેર પડશે એવી આશા લેન્કેશાયરવાળાઓ રાખતા જણાય છે. પણ અત્રેની મીલ માલેકોની મંડળીની થોડા વખત અગાઉ મળેલ વાર્ષિક સભામાં તેના પ્રમુખ મી. "કે" એ જણાવ્યું તેમ હિન્દનું બજાર માત્ર લેંકેશાયરનો માલ લાવવા માટેજ હસ્તી ધરાવે છે એવો ખ્યાલ હવે લેંકેશાયરે કાઢી નાખવો જોઇએ. તેઓએ સાચેસાચું કહી દીધુ છે કે ખરી રીતે ફરીઆદ તો આપણે કરવાની છે કારણ કે વર્ષો અગાઉ લેન્કેશાયરની ધમકીને પરીણામે લાદવામાં આવેલી એકસાઇઝ જગાતનો બોજો હજી આપણે ઉંચકીએ છીએ અને દુનિયામાં એવો એક પણ દેશ નથી કે જ્યાં માત્ર પરદેશના ઔદ્યોગીક હરીફોને સંતોષવા ખાતર સ્થાનિક ઉદ્યોગો ઉપર એકસાઇઝ જગાત લાદવામાં આવી હોય. પણ કમનસીબે લેંકેશાયરનાં જે ડેપ્યુટેશને અર્લ વીન્ટરટનની મુલાકાત લીધી હતી, તેને અર્લ વીન્ટરટને આપેલા નબળા અને બીકણ જવાબથી એવો ભય ઉત્પન્ન થયેલ છે કે હાલના હિન્દી પ્રધાનની નબળાઇને પરીણામે લેંકેશાયર કદાચ પોતાની નેમમાં ફાવી જશે, અને હિન્દને જે આર્થિક સ્વતંત્રતા આપ્યાનું કહેવામાં આવે છે તે પાછી ખુંચવી લેવામાં આવશે. વળી એવી પણ ખબર મળેલ છે કે હિન્દી જગાતે કમીશન પાસે લેંકેશાયરવાળાઓની જુબાની રજુ કરવા માટે તેઓને દરેક સગવડ આપવામાં આવશે એવી કબુલાત અર્લ વીન્ટરટને તેઓને આપેલ છે. અમે આ કબુલાતનો અર્થ સમજી શકતા નથી. અર્લ વીન્ટરટન એવો એક પણ દાખલો બતાવી આપશે કે જેમાં ઇંગ્લંડમા અથવા સંસ્થાનોમાં નીમવામા આવેલ કમીશનો સમક્ષ હિન્દને લાગતી વળગતી બાબતોનાં સંબંધમાં પણ આ દેશને જુબાની આપવા દેવામાં આવી હોય. આપણને કહેવામાં આવ્યું છે કે હાલમાં નીમવામાં આવેલું હિન્દી જગાત કમીશન હિન્દી દષ્ટિ બિન્દુથી હિન્દની જગાતનિતિ તપાસવા માટે નીમવામા આવેલ છે તો પછી લેંકેશાયરના પક્ષપાતી અને સ્વાર્થી માગણીઓ તેની પાસે રજુ કરવા દેવાનો હક આપવાનો અર્થ શું છે? અમે આશા રાખીએ છીએ કે હિન્દી પ્રજામતની વિરૂદ્ધ જઇ આ દેશના સત્તાવાળાઓ કાંઇ પણ ઉતાવળીઉં પગલું ભરશે નહિ.

---

## (૨) રેલ્વે કમીટીનો રીપોર્ટ અને ના. હીન્દી સરકારઃ—

આ દેશમાં જુદા જુદા સવાલો બાબે તપાસ કરવા માટે જે જે કમીટીઓ અથવા કમીશનો નીમવામા આવે છે તેની ભલામણો જો ના. સરકારના વિચારોથી વિરૂદ્ધ હોય તો તેનો અમલ કરવામાં અક્ષ્યઘટતી ઢીલ કરવામા આવે છે અથવા તો તેવી ભલામણોને તદન અભરાઇએ ચઢાવવામાં આવે છ એવો આપણો સામાન્ય અનુભવ છે અને તેથી જેજે પ્રશ્નોનું ના. સરકાર નિરાકરણ કરવા ખુશી ન હોય તે પ્રશ્નો તપાસવા માટે કમીશનો અને કમીટીઓ નીમે છે. છતા છેલ્લી રેલ્વે કમીટીનો રીપોર્ટ બહાર પડતાંજ આ દેશના ઘણા ખરા લોકો એમ માનવા હતા કે આ રીપોટ ઉપર તો ના. સરકાર તુરત અમલ કરશે કારણ કે રેલ્વે પ્રકરણ બાબે હિન્દી પ્રજાની ફરીઆદ ઘણીજ જુજ છે. પણ આ માન્યતા જૂઠી નીવડી છે કારણ કે

---

પા બોમ્બે ટાઇપ આર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

આખો રીપોર્ટ તો વડી ધારાસભા પાસે પણ રજુ કરવામાં આવ્યો નથી અને નાણાં ઉભાં કરવાને લગતી ભલામણ માત્ર પહેલી હાથ ધરેલ છે. વધારે દિલગીરી ભર્યું તો એ છે કે જે જે મુદ્દાઓ ઉપર આખી કમીટી એકમત હતી તે મુદ્દાઓ પણ હાલ તુરત તો બાજુએ રાખવામાં આવેલ છે. આ બાબત જ્યારે ઓન. મી. ઇનીસે હાલમાં આ ચેમ્બરની કમીટીની મુલાકાત લીધી હતી ત્યારે ચર્ચવામાં આવી હતી. તે વખતે શેઠ મનમોહનદાસ રામજીએ પોતે વડી ધારાસભાનાં પૂછેલા એક સવાલ તરફ ઓન. મી. ઇનીસનું ધ્યાન ખેંચ્યું હતું જેના જવાબમાં ના. સરકાર તરફથી જણાવવામાં આવ્યું હતું કે રેલ્વે કમીટીનો રીપોર્ટ ચર્ચવા માટે ધારાસભાને પૂરતી તક આપવામાં આવશે, અને આવી તક બિલકુલ આપવામાં આવી નથી તે માટે શેઠ મનમોહનદાસે દિલગીરી બતાવી હતી. પણ તે જવાબનો અર્થ ઓન. મી. ઇનીસે કેવો કર્યો? તેઓએ જણાવ્યું કે ધારાસભાના સભ્યોને કેટલાક મહિના પહેલાં રેલ્વે કમીટીનો રીપોર્ટ મળી ગએલ છે અને તેમાંની કોઇ પણ ભલામણ ઉપર કોઇ પણ ઠરાવ રજુ કરવાની ધારાસભાના સભાસદોને છુટ છે! સરકારી અમલદારોની કુશળતા આ જવાબ ઉપરથી જણાઇ આવશે એટલે હવે આ બાબત ઉપર વધારે વિવેચન કરવું ફોગટ છે.

## (૩) મુંબઇ ઇલાકાનાં જંગલ ખાતાંનો વાર્ષિક રીપોર્ટ.

મુંબઇ ઇલાકાનાં જંગલ ખાતાનાં સને ૧૯૨૦-૨૧ ની સાલના વાર્ષિક કારોબારી રીપોર્ટ ઉપરનો મુંબઇ સરકારનો ઠરાવ બહાર પાડવામાં આવ્યો છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે રીપોર્ટવાળું વરસ જંગલ ખાતાં માટે પ્રતીકુળ નીવડયું હતું. લાકડાંના ભાવો ઉતરી ગયા હતા, માલની લાવ લઇજા કરવાનાં સાધનોની તંગી, મજુરોની અછત, તેઓની રોજીના ઉંચા દરો અને રાજદ્વારી ચળવળ એ સઘળાં કારણોથી જંગલ ખાતાંનું કામકાજ મુશ્કેલ થઈ પડયું હતું. દક્ષીણ વીભાગ કે જ્યાં કંત્રાકટરો પોતાની ફરજો બજાવવામાં નીષ્ફળ ગયા હતા અને જ્યાં ગાડાંઓ મારફતે લાકડાં લાવ લઇજા કરવાની રૂઢી પેડી ભાંગી હતી, ત્યાં આ મુશ્કેલીઓ ખાસ કરીને વધુ તીવ્ર જણાઇ હતી. કુલે મેહેસુલમાં ઘટાડો થયો હતો અને વર્ષની આખરે રૂપીઆ પાંચ લાખ જેટલી રકમ વસુલ કરવાની બાકી રહી હતી.

ઉતર વીભાગમાં થાણાની ખીલવણી કરવામાં આવી છે અને હવે ત્યાં ખાતા મારફતે કામ કરવાની જરૂર નથી. તો પણ સરકાર તરફથી વેચવામાં આવેલાં ઉભાં ઝાડોના જથ્થાઓનો પુરો લાભ લેવા માટે કેટલાક રસ્તાઓ બાંધવાની જરૂર છે. આ ભાવમાં વધારાનું પ્રમાણ સૌથી મોટું છે.

પોંટ એક ઝાડો નહી કાપવામાં આવેલો મુલક છે. ત્યાં કીંમતી લ ક , છે અને જો રસ્તાઓ બાંધવામાં આવે તો ત્યાં ઝાડો કાપવાનું કામ ચલાવી શકાય તેમ છે. પોંટ અને થાણા એ બંને માટે રસ્તાઓ બાંધવાનો કાર્યક્રમ તૈયાર કરવામાં આવે છે અને પુરતાં ફંડોની સગવાઇ થવાં તે કામ હાથ ધરવામાં આવશે. જ્યાં ખાનગી સાહસ મારફતે કામ કરી શકાય તેમ હોય છે ત્યાં સરકારની નેમ કંટ્રાકટરોને ઉત્તેજન આપવાની છે. પોંટમાં અને ડેંગઝ તથા કાનડામાં તે હમેશ સંભવીત નથી અને પોંટમાં તે દીશામાં કરવામાં આવેલી કોશેશ તદ્દન ફતેહમંદ નહી નીવડેલી જણાવવામાં આવે છે. બનવા જોગ છે કે શરૂઆતમાં તે જંગલની ખીલવણીનું કામ ખાતા મારફતે હાથ ધરવાની જરૂર પડશે.

ડેંગઝના એક ભાગમાં પસંદ કરવામાં આવેલાં ઝાડોને કાપવાનું કામ કંત્રાકટરો તરફથી કરવામાં આવે છે. પણ અત્રે તેમજ કાનડાના ઉંચા જંગલોમાં મજુરો અને ગાડાંઓ મેળ-

જવાનું મુશ્કેલ થઇ પડે છે અને લાર લઇ જાવ માટેના સાધનોની જોગવાઇ કરવામાં આવશે નહી ત્યાં સુધી કોઇ કંત્રાકટરો પણ બહાર આવશે નહી. આ જંગલમાં થતાં લાકડાંનો ૫૦ ટકા જેટલો ભાગ સાગના લાકડાંનો છે અને પ્રતીકુળ મોસમમાં પણ તેની ફાજલ વેચાયા વગરની ભાગ્યેજ પડી રહેવા પામે છે. જો વાજબી રીતે મોટા પ્રમાણમાં કામકાજ કરવાનું હોય તો વહેવારનો એક મુખ્ય માર્ગ બાંધવો જોઇએ. આ સવાલ તથા બીજા સવાલો બાબે કન્સલટીંગ ફોરેસ્ટ એન્જીનીયર મી૦ માર્ટીન જેની સેવાઓ હીંદી સરકારે મુંબઇ સરકારને હસ્તક મેકી છે તેના રીપોર્ટની રાહ જોવામાં આવે છે. આ ટીકા સઉથી મોટાં જંગલોને દાખલા તરીકે દક્ષીણ વીભાગના કાનડાના વધુ પ્રમાણમાં લાગુ પડે છે. હાલીયાલ જેવા સાગનાં જંગલોવાળા વીસ્તારોમાં સાગનાં જંગલોને ઉભા વેચી નાખવામાં આવે છે પણ ઉંચા જંગલોમાં જુની રૂઢી તદન પડી ભાંગી છે. ત્યાં મજુરોની તંગી છે તેમજ ગાડાંઓ અને કોનટ્રેકટરોની પણ અછત છે; અને જે થોડાક કોનટ્રેકટરો છે તેઓને લાકડાનું બજાર બેસી જવાથી ઘણું નુકસાન થયું છે અને તેઓ મજુરોને અગાઉથી નાણાં ધીરવાનું સલામતી ભરેલું ગણતા નથી. સરકાર પાસે એક ઘણી કીંમતી મીલકત છે કે જેનું રક્ષણ અને ખીલવણી કરવી જોઇએ છે. એક ખરચાળ ખાતું છે અને જો વેપારનાં ધોરણ ઉપર મોટા પાયા ઉપર કામકાજ કરવામાં નહી આવે તો આપણા સઉથી મોટા જંગલવાળા વીસ્તારમા વધારે આવક થશે નહી. સરકાર તરફથી નેમવામાં આવેલી કમીટીએ થોડા વખત ઉપર કરેલી ભલામણો ઉપરથી જણાય છે કે જો આપણે આપણી ઇચ્છા પ્રમાણે કમાઇ કરવી હોય તો થાપણનો મોટો ખર્ચ કરવો જોઇશે. અને ગાડાઓ અને મજુરોની ઓછી સંખ્યાને ગુક્ત કરવા માટે યાંત્રીક બળથી ચાલતા ગાડાંઓ અને ઓજારોનો ઉપયોગ કરવો જોઇશે. જ્યારે આ પ્રમાણે થશે ત્યારે કન્ટ્રાકટરો જંગલો ખરીદવાને પાછા બહાર પડશે. આ ધોરણ ઉપર ખીલવણી કરવાની યોજના તૈયાર કરવામાં આવે છે અને આવતાં બજેટમાં તેને માટે જોગવાઇ કરવામા આવી છે. તો પણ એટલું તો ભાર મેલીને જણાવવું જોઇએ કે લાંબે વખતે ગમે તેટલી આવક આપનારી છેલ્લામાં છેલ્લી ઢબની રીતો દાખલ કરવા માટે થાપણની તેમજ વખતની જરૂર છે. શરૂઆતના થાપણ ખરચથી તુરતમાંજ આવક થવા માંડશે એવી વકી રાખી શકાય નહી.

ઉપર જણાવેલા કારણોને લીધે કુલે મહેસુલ જે આગલે વરસે રૂ ૭૧૦૬૦૦૦ જેટલી થઇ હતી ને રીપોર્ટવાળા વરસમાં ઘટીને રૂ ૩૩૩૭૦૦૦ જેટલી થઈ હતી.

તાપટી વેલી રેલ્વે ઉપર લાકડાં માટેનાં ગાડાંઓની અછતને લીધે ડાંગનાં જંગલોની ખીલવણીના કામમાં ગંભીર ખલલ પડવાની વકી છે. સને ૧૯૧૮માં વેચવામાં આવેલા લાકડાંનો કેટલોક ભાગ હજુ ફોર્ટ સોનગઢની ડીપો ખાતે ચઢેલો છે. ઉતર ડાંગનાં જંગલ ખાતેથી લાવવામાં આવેલો જથો રેલ્વેનાં ગાડાંઓની અછતને લીધે હજુ વેચાયા વગરનો પડી રહેલો છે. આ સવાલ ઉપર સરકાર વીચાર ચલાવે છે.

આગોનાં બાબમાં પણ રીપોર્ટવાળું વરસ ખરાબ નીવડયું હતું. કુલે ૭૨૩૪૮૫ એકર જેટલો જંગલનો વીસ્તાર આગથી નાશ પામ્યો હતો જ્યારે આગલે વરસે ૩૬૨૯૬૬૧ એકર જેટલો વીસ્તાર આગથી નાશ પામ્યો હતો. સરકારને દીલગીરી ઉપજે છે કે ઘણીક આગો જાણી જોઇને લગાડવામાં આવી હતી અને તે બુઝવવામાં સરકારને મદદ કરવામાં લોકો વીરૂદ્ધ લાગણી ધરાવતા હતા. સારા રક્ષણનાં કામ માટે ૫૨૭ ગામડાંઓને બદલો આપવામાં આવ્યો હતો જ્યારે ખરાબ કામ માટે ૩૦૭ ગામડાંઓને સજા કરવામાં આવી હતી.

કાનડાના લોકોની ફરીઆદોના સંબંધમાં સરકારે તા૦ ૨૧ મી સપટેમ્બર ૧૯૨૦ દીને એક છાપા ભેગી યાદી બહાર પાડી હતી. તે યાદી મારફતે સંગીન છુટછાટો આપવામ આવી છે.

જો કે રીપોર્ટવાળું વરસ ઘણું સંતોષકારક નીવડયું નથી, તો પણ ભવીષ્ય માટે નીરાશ થવાનું કંઇ કારણ નથી. એક પરદેશી બજાર ઉભું કરવાની કોશેશ કરવામાં આવે છે. જુદી જુદી દીશા ખાતેથી માગણી વધવાની વકી છે, અને વળી આ ખાતું ખીલવણી ખાતાંની તેમજ રેલ્વેની લાકડાની માંગણીને પુગી વળવાની આશા રાખે છે.

---

## ચેમ્બરના વિભાગ.

### (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૧ લી એપ્રીલ સને ૧૯૨૨ને રોજ બપોરે ૩ કલાકે (સ્ટા. ટા.) મળી હતી જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા:—

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ. | શેઠ વલ્લભદાસ ચત્રભુજ શીવજી. |
| ,, મનમોહનદાસ રામજી. | ,, મોરારજી મુળરાજ ખટાઉ. |
| ઑ. શેઠ લલ્લુભાઇ શામળદાસ. | ,, વાલચંદ હીરાચંદ. |
| શેઠ જહાંગીર બમનજી પીટીટ | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી. |
| ,, મોતીલાલ કાનજી. | ,, માવજી ગોવિંદજી. |
| ,, બી. એફ. માદન. | ,, જમનાદાસ દ્વારકાદાસ. |
| ,, એન. એમ. મઝુમદાર. | ,, એસ. આર. બમનજી. |
| ઑ. શેઠ પી. સી. સેઠના. | ,, મથુરાદાસ વસનજી ખીમજી. |

૧. તા. ૧૧ મી માર્ચ તથા તા. ૧૮ મી માર્ચ સને ૧૯૨૨ને રોજ મળેલી કમીટીની મીનીટો જે સભાસદોમાં ફેરવવામાં આવી હતી તે પસાર કરવામાં આવી હતી.

૨. જકાતના કમીશન આગળ ચેમ્બર તરફથી જે લેખી જુબાની મોકલી આપવામાં આવી હતી તેમાં એવું જણાવવામાં આવ્યું હતું કે ના. હીંદી સરકારની હાલ સુધીની જકાતને લગતી રાજનીતી બ્રીટીશ અમલને શોભા ભરેલી નથી. આ શબ્દો તરફ જકાતના કમીશનના પ્રમુખ તરફથી ચેમ્બરના પ્રતીનીધીઓની જે વેળા રૂબરૂમાં જુબાની લેવામાં આવી હતી તે વેળા કેટલીક ટીકા કરવામાં આવી હતી. આ સંબંધમાં શેઠ એન. એમ. મઝુમદાર તરફથી ચેમ્બરે વાપરેલા શબ્દો વ્યાજબીજ હતા તે મતલબનો એક ખરડો મે. પ્રમુખ ઉપર મોકલી આપેલો હતો જે ખરડો મે. પ્રમુખે કમીટી આગળ રજુ કર્યો હતો. ખરડા ઉપર વીચાર કરતાં તે કેટલાક સુધારા વધારા સાથે મંજુર કરવામાં આવ્યો હતો તથા તેની નકલ જકાતના કમીશન ઉપર; લેજીસ્લેટીવ એસેમ્બલી તથા કાઉન્સીલ ઑફ સ્ટેટના ચુંટાએલા સભાસદો ઉપર તથા બ્રીટીશ પાર્લામેન્ટના હાઉસ ઑફ કૉમન્સના સભાસદો ઉપર તેઓની માહીતી સારૂ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૩. ના. મુંબઇ સરકારના લીગલ ડીપાર્ટમેન્ટ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં મુંબાઇ ઇલાકાની દરેક કોન્સ્ટીટ્યુઅન્સીઝના ઇલેકશન પેપર્સની સંભાળ તપાસ વીગેરના સંબંધમાં જે નોટીફીકેશન બહાર પડેલું હતું તે ઉપર કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો. ના. મુંબાઇ સરકારની યોજનાના સંબંધમાં કમીટીને કાંઇ કહેવાનું નથી તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૪ શેઠ કાનજી દ્વારકાદાસ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં "લેબર"ના વીશયમાં ના. મુંબાઇ સરકારના કયા ખાતા ઉપર પત્ર લખવો તે હાલ નક્કી નથી તે બાબતમાં ના. મુંબાઇ સરકારનું ધ્યાન ખેંચવાની ભલામણ કરેલી હતી. પત્ર ઉપર વીચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૫. મેસર્સ ગોપાળજી ચાંપસી તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં એકસ્ચેંજ બેંક તરફથી બી. સી. અને એ. બી સી. રેટ્સ જે લેવામાં આવે છે તે ઉપર ટીકા કરેલી હતી અને તે સંબંધમાં મુંબાઇની હાઇકોર્ટમાં જે ચુકાદો આપવામાં આવ્યો હતો તે તરફ કમીટીનું લક્ષ ખેંચેલું હતું. પત્ર ઉપર વીચાર કરતાં તેની નકલ શેઠ મનમોહનદાસ રામજી તથા શેઠ એસ. એન. પોચખાનાવાલા ઉપર અભીપ્રાય સારૂ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

૬. હીંદુસ્તાનના વેપારીઓએ પરદેશ સાથેના પત્રવ્યવહારમાં "એસ્પેરેન્ટો" ભાષાનો ઉપયોગ કરવાની ભલામણ કરનારો એક પત્ર મી. એ. કે. હીવેકર તરફથી મળેલો હતો જેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૭. હેતરોજ જીનીંગ ફેકટરોને સાઇડીંગ મળવામાં રેલ્વે કંપની તરફથી જે ઢીલ થતી હતી તે સંબંધમાં કમીટી તરફથી ના. મુંબાઇ સરકારના ઉદ્યોગ ખાતાના ડીરેકટર ઉપર પત્ર લખવામાં આવ્યો હતો કે આ સંબંધમાં ખાતા તરફથી કાંઇ દાદ મળી શકશે કે નહીં. જવાબમાં પત્ર આવ્યો હતો કે કમીટીનો સઘળો પત્ર વ્યવહાર તેઓની સલાહકારક કમીટી આગળ રજુ થતાં તે સંબંધમાં કાંઇ પગલાં લઇ શકાય તેમ નથી એ મતલબનો ઠરાવ થયો હતો. પત્ર ઉપર વીચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૮. શેઠ ગોવીંદ વાસુદેવ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ટીમ્બરના વેપારમાં જે મુશ્કેલીઓ પડે છે તેનું વર્ણન કરેલું હતું અને કમીટીની દાદ માગેલી હતી. પત્ર ઉપર વીચાર કરતાં સેક્રેટરીએ વધુ વીગતો મેળવી તપાસ કરવાનો ઠરાવ થયો હતો.

૯. શેઠ કપીલરામ એચ. વકીલ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં ટેકનીકલ એજ્યુકેશન કમીટી કે જે કમીટી ઉપર તેઓ ચેમ્બરના પ્રતીનીધી છે તે કમીટીએ તૈયાર કરેલા રીપોર્ટના સબંધમાં કેટલીક માહીતી આપેલી હતી. વધારામાં જણાવ્યું હતું કે તે રીપોર્ટ દરેક સભાસદો તરફથી સર્વાનુમતે સહી થયેલો નથી પણ ઇંગ્રેજી સભાસદો એક પક્ષમાં છે, અને દેશી સભાસદો બીજા પક્ષમાં છે આ પત્રની આભાર સહીત નોંધ લેવાનો ઠરાવ થયો હતો. તથા શેઠ કપીલરામે તે કમીટી ઉપર ચેમ્બર તરફથી જે કામ કરેલું હતું તેનો આભાર માનનારો એક પત્ર તેમને લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૦. ના. હીંદી સરકારના વેપાર ખાતાના વડા ઓ. મી. ઇનીસ મુંબઇમાં તા. ૫ થી તા. ૧૦ એપ્રીલ સુધી રહેનાર છે અને તે દરમીયાન તેઓ કમીટીને મળવાને ખુશી છે એ મતલબનો પત્ર ખાતા તરફથી મળેલો હતો. જવાબમાં ઓ. મી. ઇનીસને તા. ૭ મી

એપ્રોલને રોજ મળવા કમીટી ઘણીજ ખુશી છે તે મતલબનો તારથી જવાબ આપવાનો ઠરાવ થયો હતો.

૧૧ ચેમ્બર તરફથી ના. હીંદી સરકારને પુછાવવામાં આવ્યું હતું કે સરકારી અમલદારોના પેસેજના હીસાબે પી. એન્ડ. ઓ કંપનીને લડાઇ પહેલાના પાંચ વર્ષમાં તથા ત્યાર પછી હાલ સુધી કેટલા પૈસા મળેલા છે, તેના જવાબમાં ના. હીંદી સરકારના લશ્કરીખાતા તરફથી પત્ર આવ્યો હતો કે આંકડા તૈયાર કરતાં ઘણોજ વખત તથા મહેનતનો ભોગ આપવો પડે તેમ હોવાથી ચેમ્બરની માગણી સ્વીકારી શકાય તેમ નથી. પત્ર ઉપર વીચાર કરતાં તેની નોંધ લેવાનો ઠરાવ થયો હતો.

૧૨. ના. હીંદી સરકારનાં નાણાં ખાતા તરફથી પત્ર આવ્યો હતો કે ઓ. સર હેન્રી મુંબઇ મુકામે તા. ૩ જી એપ્રોલને રોજ આવનાર છે અને તેઓ કમીટી અગર તો ચેમ્બરના કોઇ પ્રતીનીધી સાથે તેઓના ખાતાને લગતા વીષયો ઉપર ચર્ચા કરવાને ખુશી છે. જવાબમાં કમીટી તેઓને તા. ૫ મી એપ્રીલ સને ૧૯૨૨ ને રોજ બપોરના ૧૨ કલાકે મળવા ખુશી છે તે મતલબનો પત્ર લખી જણાવવાનો ઠરાવ થયો હતો.

૧૩. ઇન્ડીઆ ઓફીસ તરફથી ચેમ્બરનાં સેક્રેટરી પર પત્ર આવ્યો હતો કે તેમની જીનોવાની મુસાફરીના સંબંધમાં મારસેલ્સથી મુંબઇનો સ્ટીમરનો પેસેજનો ખર્ચ મંજુર થઇ શકે તેમ નથી. આ સબંધમા કાંઇ લખાણ કરવું હોય તો ના. હીંદી સરકાર તરફ કરવાની ભલામણ કરેલી હતી. પત્ર ઉપર વીચાર કરતાં તે સંબંધમાં ના. હીંદી સરકારના વેપાર ખાતા ઉપર પત્ર લખવાનો ઠરાવ થયો હતો.

૧૪. ના. હીંદી સરકારના વેપાર ખાતાના વડા તરીકે ઓ. મી. ઇનીસની કાયમની નીમણુકના સંબંધમાં વીચાર કરતાં તે સંબંધમાં ચેમ્બર તરફથી પ્રથમ જે તાર કરવામાં આવ્યા હતા તે તરફ ના. સરકારનું લક્ષ ખેંચી કોઇ દેશીની નીમણુંક કરવામાં નથી આવી તેથી કમીટી દીલગીર છે એ મતલબનો તાર ના. વાઇસરોયના પ્રાઇવેટ સેક્રેટરી પર મોકલવાનો ઠરાવ થયો હતો.

૧૫. રેલ્વે અને ઇરીગેશનને સારૂ પંચ કરોડ પાઉન્ડની લોનની જે મંજુરી સેક્રેટરી ઓફ સ્ટેટે હાઉસ ઑફ કોમન્સ પાસેથી મેળવી હતી તે સંબંધમાં વીચાર કરતાં ઠરાવ થયો હતો કે લોનના પૈસામાંથી માલની ખરીદી યુનાઇટેડ કીંગડમમાંજ ન થતાં પ્રથમ હીંદુસ્થાનમાં અને તે પછી જ્યાંથી સોંઘો માલ મળી શકે તેવા દેશોમાં થવી જોઇએ એ મતલબનો તાર ના. હીંદી સરકાર પર મોકલી આપવો.

૧૬. કમીટીની સભાનો મળવાનો હાલનો વખત ફકત માર્ચ મહીના સુધીનોજ નકકી કરવામાં આવેલો હોવાથી તે સંબંધમાં વીચાર કરતાં બદલાએલો વખત તથા દીવસ પ્રથમ રાખવાનો ઠરાવ થયો હતો.

૧૭. ધી કરાંચી ઇન્ડીઅન મર્ચન્ટસ એસેસીએશન તથા શેઠ ચંદુલાલ મણીલાલ તરફથી ચેમ્બરના સભાસદ તરીકે રાજીનામાં આવેલાં હતાં જે ઉપર વીચાર કરતાં કરાંચી એસોસીએશનને ફરીથી વીચાર કરી રાજીનામું પાછું ખેંચી લેવા વીનંતી કરવાનો તથા શેઠ ચંદુલાલનું રાજીનામું મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

૧૮. મુંબાઇના પોર્ટ ટ્રસ્ટ જનરલ તરફથી પત્ર આવ્યો હતો અને તેમાં કેટલાંક ચોકસ વજનવાળાં પારસલોની ખાતા તરફથી પરદેશો ખાતે હાવ લઇજા કરવાના સંબંધમાં જે

નીયમો તૈયાર કરવામાં આવ્યા હતા તે ઉપર કમીટીનો અભીપ્રાય મંગાવેલો હતો. પત્ર ઉપર વીચાર કરતાં સઘળી વીગતો ધ્યાનમાં લઇ એક ખરડો તૈયાર કરી સેક્રેટરીએ કમીટી આગળ રજુ કરવાનો ઠરાવ થયો હતો.

૧૯ ના. વાઇસરોયને ડેપ્યુટેશન પર જવાના સંબંધમાં કમીટી તરફથી જે લખાણ કરવામાં આવ્યું હતું તેના જવાબમાં ના. વાઇસરોયના પ્રાઇવેટ સેક્રેટરી તરફથી પત્ર આવ્યો હતો કે કમીટીના લખાણમાંની સઘળી વીગતો ઉપર પુરતો વીચાર કરવામાં આવ્યો છે. ડેપ્યુટેશનના સંબંધમાં જણાવવામાં આવ્યું હતું કે ના. વાઇસરોય લાચાર છે કે તેઓ રોકાયેલા હોવાથી ચેમ્બરની ડેપ્યુટેશનની માગણી સ્વીકારી શકે તેમ નથી.

૨૦ બીહાર અને ઓરીસાના ગવરનર તરીકે લોર્ડ સીંહાની જગાએ સર હેનરી વ્હીલરની નીમણુકના સંબંધમાં વીચાર કરતાં તે બાબતમાં કાંઇ પગલાં ન લેવાનો ઠરાવ થયો હતો.

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

ધી ઇન્ડીઅન મરચંન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા બુધવાર તા૦ ૫-૪-૨૨ ને રોજ બપોર ૧૨ (સ્ટા. ટા.) કલાકે ના. હિન્દી સરકારના નાણા ખાતાના સભાસદ ઓન. સર ડબ્લ્યુ. એમ. હેલીની મુલાકાત લેવા માટે ચેમ્બરની ઓફીસમાં મળી હતી જે વેલા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતાઃ—

| | |
|---|---|
| શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ) | શેઠ દેવીદાસ માધવજી (ઉપ-પ્રમુખ) |
| ,, મનમોહનદાસ રામજી | ઓન. શેઠ લલ્લુભાઈ સામલદાસ |
| ,, જહાંગીર બી પીટીટ | શેઠ ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા |
| ,, બી. એફ. માદન | ,, એન. એમ. મઝુમદાર |
| ઓન. શેઠ ફીરોઝ સી શેઠના | ,, જમનાદાસ વમનજી મનજી |
| શેઠ મોરારજી મૂળરાજ ખટાઉ | ,, ગીરજાશંકર બી. ત્રીવેદી |
| ,, વાલચંદ હીરાચંદ | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી |
| ,, માવજી ગોવિંદજી | |

ઓ. સર માલકમ હેલીની સાથે ઓન. મી૦ કુક, મી૦ મેક વોટર્સ, મી૦ એચ. ડેનીંગ તથા મી૦ પાર્સન્સ પણ હાજર હતા.

ચેમ્બરના પ્રમુખ મી૦ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે સર એમ૦ હેલીને આવકાર આપ્યો હતો અને જણાવ્યું હતું કે અમારી કમીટી હીન્દી સરકારના નાણાંને લગતી રાજનીતી ઉપર હમેશ ટીકા કરતી આવી છે અને મને ભય છે કે ચાલુ વરસમાં તેને સરકારની નાણાંને લગતી રાજનીતી ઉપર વધુ પ્રમાણમાં ટીકા કરવી પડશે. સરકાર તરફથી પોતાના કારોબારના ખરચમાં કાપકુપ કરવામાં આવશે નહી તો દેશ નાદારી તરફ ઘસડાતો જશે. કમીટીએ ગયાં વરસનાં બજેટ ઉપર સખત ટીકા કરી નહોતી કારણ કે નવી ધારાસભાઓને પહેલેથીજ મુશ્કેલ સ્થીતીમાં મેલવાને તે ઇચ્છતી નહોતી. પણ આ વર્ષે નવા બજેટ ઉપર મજબુતીથી ટીકા કરવાનું તેઓએ જરૂરી ધાર્યું હતું. તેઓ આશા રાખે છે કે સરકાર ખરચોમાં કાપકુપ કરવાને અને બંને પાસાંઓને સરખાં કરવાને કંઇ વહેવારૂ પગલું ભરશે.

પ્રમુખે તે બાદ સભાસદોને ચર્ચા ચલાવવાનું જણાવતાં મી૦ માદને ચલણી નોટો રદ કરવાની નીતી ગેરડહાપણ ભરેલી જણાવી હતી. દેશની હાલની નાણાને લગતી સ્થીતી જોતાં આ એક ગંભીર પગલું થઇ પડશે એમ તેમણે જણાવ્યું હતું. ..

મી૦ પીટીટે જાણવા માગ્યું હતું કે નવ કરોડની ઘટને શી રીતે પુગી વળવાની ધારણા રાખવામાં આવી છે? તેમ જે કાપડ ઉપરની આયાત જકાત ૧૧ ટકા ઉપરથી વધારીને ૧૫ ટકા જેટલી કરવા ધારી હતી તે શા માટે પડતી મેલવામાં આવી હતી? તેમણે ઈંગ્લંડમાં પાંચ કરોડ પાઉંડની લોન કહાડવા માટે હીંદી પ્રધાન તરફથી માંગવામાં આવેલી મંજુરીના સંબંધમાં પણ વીવેચન કર્યું હતું. મી૦ એન૦ એમ૦ મઝુમદાર તથા મી૦ વાલચંદે પણ ચર્ચામાં ભાગ લીધો હતો.

## સર માલકમ હેલીનો જવાબ.

ઓન૦ સર માલકમ હેલીએ ચર્ચાનો જવાબ વાળતાં જણાવ્યું હતું કે લશ્કરી અસબાબ માટેનો રેલ્વેના ચારજોના સંબંધમાં હું ધારૂં છું કે તે માટે સાધારણ દરના બે તૃતીયાંશ જેટલા દર લેવામાં આવે છે. આ બાબેની ચોકસ ખબર હું મંગાવીશ તથા ચેમ્બર ઉપર મોકલી આપીશ.

સને ૧૯૨૦ ના કોઈનેજ એકટને રદ કરવાના સંબંધમાં તેણે જણાવ્યું કે વધારે સરાસરી જેવો વખત આવે ત્યાં સુધી રાહ જોવાની હું સલાહ આપીશ. મારો અંગત મત એવો છે કે વધુ તપાશ ચલાવ્યા વગર કોઈ નવો ખરડો ઘડવામાં આવશે નહી. પાંચ કરોડ પાઉંડની લોન કહાડવા માટે હીંદી પ્રધાને આમની સભા પાસે માંગેલી મંજુરીના સંબંધમાં તેણે જણાવ્યું કે તેની નાણાં ઉછીતાં મેળવવાની શક્તિ લગભગ ખલાસ થઇ હતી તેથી તેને તેમ કરવું પડયું હતું.

મી૦ માહને અત્રે જાણવા માગ્યું કે બીજાં સંસ્થાનોને પણ શું આવી મંજુરી મેળવવી પડે છે કે?

સર માલકમ હેલીએ જણાવ્યું કે બીજા સંસ્થાનો પોતાના હાઇ કમીશનરો મારફતે પોતાની લોનની ગોઠવણ કરે છે. પણ હીંદના સંબંધમાં ૧૮૫૮ નો કાયદો પાર્લામેન્ટની મંજુરી મેળવ્યા વગર હીંદની મેહેસુલની જામીનગીરી આપતાં હીંદી પ્રધાનને અટકાવે છે.

ઓન. મી. શેઠનાએ જણાવ્યું કે એ કાયદાથી હીંદને મુખ્ય ગેરલાભ એ થાય છે કે તેને લીધે બ્રીટીશ પ્રજામાં એવી છાપ પડી છે કે હીંદી પ્રધાન બ્રીટીશ કારખાનાવાળાઓ જેઓ હીંદની જકાતને લગતા સવાલોમાં વચ્ચે પડે છે તેઓના હીતોનો વાલી છે.

ઓન. મી૦ હેલીએ જણાવ્યું કે આ લોનમાંથી યુનાઇટેડ કીંગડમમાંથી સ્ટોર્સની ખરીદી કરવા સંબંધમાં જાહેર કરવામાં આવશે એવી મેં વકી રાખી હતી નહીં. ઉલટું હીંદી સરકારની રાજનીતી સૌથી સસ્તાં બજારમાંથી સ્ટોર્સની ખરીદી કરવાની હતી અને હાઇ કમીશનરને તે બાબેની સુચના આપવામાં આવી હતી. ખરી રીતે હીંદી સરકાર સૌથી સસ્તાં બજારમાંથી ખરીદી કરવામાં એક વેપારી માણસની માફક કામ કરતી હતી.

મી માવજી ગોવીંદજીએ જાણવા માગ્યું કે હીંદી સરકારને જેમ સૌથી સસ્તાં બજારમાંથી માલ ખરીદવાનો હક છે તેમ તેને સહુથી સસ્તા બજારમાંથી નાણાં ઉછીતાં લેવાનો હક છે.

સર માલકમ હેલીએ જણાવ્યું કે તેને તેવી છુટ છે. ગવરમેંટ ઓફ ઈંડીયા એકટની રૂએ હીંદમાંથી નાણાં ઉછીતાં લેવા માટે હીંદી પ્રધાનની મંજુરી લેવા તે બંધાયલી નથી પણ કામ કરવાની એક રૂઢી તરીકે તેઓ તેમ કરે છે.

જકાતી છુટાપણાના સંબંધમાં તેણે ભાર મેલીને જણાવ્યું કે આમની સભામાં નાયબ હીંદી પ્રધાન લોર્ડ વીંટરટને એક સવાલનો જે જવાબ આપ્યો હતો તે કોઇબી રીતે યુનાઇટેડ

કીંગડમ અને હીંદ વચે કરવામાં આવેલી સમજુતીનો ભંગ કરનારો નથી. તેણે ભાર મેલીને જણાવ્યું કે એક સભાસદ ધારે છે તેમ જકાતી કમીશન કંઇ મશ્કરી કરવા માટે નેમવામાં આવ્યું નથી. મી૦ માદને સોનાનાં ચલણને લગતી અમાનતના વ્યાજનાં ઉપયોગ મહેસુલનાં કામ માટે અથવા તો ઉભી કરવામાં આવેલી જામીનગીરીઓ માટે તેમની જગાએ રાખવાની જામીનગીરીઓ ખરીદવા માટે, કરવાની કરેલી સુચનાના સંબંધમાં તેણે કેટલીક મુશ્કેલીઓ જણાવી હતી અને મી૦ માદનને તેમણે મોકલેલી યાદી માટે મુબારકબાદી આપી હતી.

મી૦ પીટીટે કાપડ ઉપરની વધારવા ધારેલી આયાત જકાતની દરખાસ્ત પડતી મેલવા બાબે તથા તેને લીધે પ્રજામાં પેદા થયલી શકની લાગણી બાબે પુછેલા સવાલનો જવાબ આપતાં હીંદી ખજાનચીએ જણાવ્યું હતું કે તે દરખાસ્ત એક પ્રજાકીય સભાસદ તરફથીજ કરવામાં આવી હતી અને બીજા ઘણાક પ્રજાકીય સભાસદો જેઓમાંના ઘણાઓ મુંબઇના વેપારી જીવન સાથે સંબંધ ધરાવે છે તેમણે તેને ટેકો આપ્યો હતો. તેણે જણાવ્યું કે કાપડ ઉપરની વધારવા ધારેલી જકાત પડતી મેલવા માટે સરકારી સભાસદો નહી પણ પ્રજાકીય સભાસદોજ જોખમદાર છે જો મી૦ પીટીટને કંઇ ખુલાસો જોઇતો હોય તો તેમણે આ પ્રજાકીય સભાસદો પાસેથી મેળવવો જોઇએ.

પ્રમુખે તે બાદ સર માલકમ હેલીનો આ મુલાકાત આપવા માટે કમીટી તરફથી આભાર માન્યા બાદ સભા વીસરજન થઇ હતી

---

ધી ઇન્ડીઅન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શુક્રવાર તા૦ ૭-૪-૧૯૨૨ને રોજ બપોરે ૧૨ (સ્ટા. ટા.) કલાકે ના. હિન્દી સરકારના વેપાર ખાતાના સભાસદ ઓન. મી. સી. એ. ઇનીસની મુલાકાત લેવા માટે ચેમ્બરની ઓફીસમાં મળી હતી જે વેળા નીચે જણાવેલા ગ્રહસ્થો હાજર હતાઃ—

શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ (પ્રમુખ)
,, મનમોહનદાસ રામજી
,, જહાંગીર બી. પીટીટ.
,, બી. એફ. માદન.
,, એન. એમ. મઝુમદાર
,, ગીરજાશંકર બી. ત્રીવેદી
,, મહમદભાઇ હાજીભાઇ લાલજી

શેઠ દેવીદાસ માધવજી (ઉપ-પ્રમુખ)
ઓન. શેઠ લલ્લુભાઇ સામળદાસ
શેઠ ફાઝલ ઇબ્રાહીમ રહીમતુલ્લા
,, ઇશ્વરદાસ લક્ષ્મીદાસ
ઓન. શેઠ ફીરોજ સી. શેઠના
શેઠ વાલચંદ હીરાચંદ

ચેમ્બરના પ્રમુખ મી. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે જણાવ્યું કે વેપાર ખાતાના સભાસદના હોદ્દાપર ઓન. મી. ઇનીસની નેમણુક થઇ તેના સંબંધમાં ચેમ્બરે જે તાર મોકલ્યો હતો તે હોદ્દાપર એક હીંદીનીજ નેમણુક થવી જોઇએ તે ફકત સીદ્ધાંતને વળગી રહેવા માટેજ હતો. મી. ઇનીસ સામે ચેમ્બરને અંગત કાંઇ પણ વાંધો નથી.

## હીંદ માટે લંડનમાં ખરીદાતો માલ.

બાદ મી. પુરૂષોત્તમદાસ ઠાકોરદાસે જણાવ્યું કે કમીટી આજે ખાસ કરીને (૧) હીંદ માટે લંડનમાં ખરીદાતો માલ અને (૨) રેલ્વે કમીટીના રીપોર્ટ વીશે ચર્ચા ચલાવવા ચાહે છે. હીંદ માટે જરૂરી માલની ખરીદીમાં ગયા વરસે વાપરવામાં આવતી કરકસર કરતાં વધારે સખત કરકસરથી કામ લેવાનો આગ્રહ કમીટી કરે છે. જરૂરી માલ માટે ટેન્ડરો

મંગાવીને તે હીંદમાંજ અપાય નહીં ત્યાં સુધી આ સવાલનો સંતોષકારક નીર્ણય થશે નહીં. અર્લ વીંટરટને કરેલી ટીકાપરથી કમીટીના કેટલાક સભાસદોના માનવા મુજબ, બરાબર કરકસર નહી થવાની ધાસ્તીને ટેકો મળે છે. હું હાલમાંજ તેમ માનતો નથી પણ એટલુંજ કહું છું કે હીંદી ધારાસભાએ અને ચેમ્બરે કરેલી જુદી જુદી ભલામણો તરતજ અમલમાં મુકવી જોઇએ. જો આ સુચનાઓ અને ભલામણો થોડા વધુ વખત સુધી કમીટીના તબક્કામાંજ રહેવા દેવામાં આવશે તો ઘોડો નાસી ગયા પછી તબેલો બંધ કરવા જેવુંજ થશે. હીંદના લાભ તરફ જેટલું લક્ષ આપવું જોઇએ તેટલું આપવામાં આવતું નથી એમ માનવામાં કમીટી કાંઇ ભુલ કરે છે કે કેમ તે અમો જાણવા માંગીએ છીએ.

## સરકાર તરફનો ખુલાસો.

ઓન૦ મી૦ ઇનીસે જવાબ આપતાં જણાવ્યું કે વડી ધારાસભામાં અને કાઉન્સીલ ઓફ સ્ટેટમાં રજુ થયલા ઠરાવોને અનુસરી સરકારે લંડનમાંના હાઇ કમીશનર સાથે પત્રવહેવાર ચલાવ્યો છે. મારે કબુલ કરવું જોઇએ કે કેટલાક વખત સુધી તેણે ચોકસ પ્રમાણમાં બ્રીટીશ કારખાનાવાળાઓના માલને વધુ પસંદગી આપી હતી પણ હવે તે બંધ કરવા તથા સઉથી ઓછા ભાવના સંતોષકારક ટેનડરોનોજ સ્વીકાર કરવા સરકારે તેને જણાવ્યું છે. વળી પરદેશના ટેનડરો બ્રીટીશ વેપારીઓને બતાવવાની રૂઢી બંધ કરવા પણ સરકારે જણાવ્યું છે. હાલ બ્રીટીશ કારખાનાવાળાઓના ભાવ જર્મની અને બેલજીઅમના ભાવો કરતાં ઓછા હોય છે. આના સંબંધમાં કેટલાક સભાસદોએ જણાવ્યું કે અમારો અનુભવ તેથી વીરૂધ છે.

## સંસ્થાનોની રૂઢી અહીં કાં નહી દાખલ કરતા?

પ્રમુખે સવાલ પુછયો કે જુદાં જુદાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનોમાં કરવામાં આવે છે તેમ લંડનમાંના વડા કમીશનરે ત્યાં ટેનડરો ભેગા કરીને અહીં મોકલવાનો રૂઢો હીંદ માટે શા માટે કરવામાં આવતી નથી?

## ધીમેથી આગળ વધવાની સલાહ.

ઓન૦ મી૦ ઇનીસે જણાવ્યું કે ટેનડરો પસંદ કરવા માટેના અનુભવીઓનો સ્ટાફ લન્ડનમાં છે અને હીંદમાં નથી. હીંદમાં પણ તેવા સ્ટાફની સરકાર ગોઠવણ કરવાની છે. પણ તેમ થતાં કેટલોક વખત લાગશે. અંતીમ હેતુ તો તેમ કરવાનો છે ખરો પણ આ દીશાએ બહુજ ધીમેથી આગળ વધવું જોઇએ. ઉતાવળ નહી કરવામાં દેશનો લાભ છે.

અત્રે મી૦ પીટીટે મજબુત વાંધો ઉઠાવ્યો કે આવી અગત્યની બાબતમાં હીંદે શા માટે ધીમેથી આગળ વધવું જોઇએ. પ્રમુખે પણ પુછયું કે જો આ પદ્ધતી સંસ્થાનોમાં બહુ સંતોષકારક નીવડી છે તો તે માટે સરકારને શા માટે આટલી ધાસ્તી અને શક રહે છે? મારી કમીટીની હવે પુરતી ખાત્રી થઇ છે કે સરકારના હેતુનો સચાઇ વીશે પ્રજાની ખાત્રી કરી આપવાનો તે એકજ માર્ગ છે. તેથી આ રૂઢો બનતી ઉતાવળે અને કાળજીથી દાખલ કરવી જોઇએ.

એક સવાલના જવાબમાં ઓન૦ મી૦ ઇનીસે જણાવ્યું કે સૌથી ઓછા ભાવના ટેનડર સીવાય બીજા ટેનડરો સ્વીકારવામાં આવે તેની બધી વીગતો દર છ માસે રજુ કરવા સરકારે વડા કમીશનરને જણાવ્યું છે. તે પરથી કેટલાક સભાસદોએ જણાવ્યું હતું કે તેમ કરવાથી માલની ખરીદી થયા પછી આશરે એક વરસ મોડેથી તે વીશેની ખબર હીંદી સરકારને કે ધારાસભાને મળવા પામશે.

## રેલ્વે કમીટીની ભલામણો.

પ્રમુખે દીલગીરી દેખાડી હતી કે રેલ્વે કમીટીની ભલામણોના સંબંધમાં જો કે નાણાં મેળવવા બાબેની ભલામણ સરકારે સ્વીકારી છે. તોપણ વડી તથા પ્રાંતીક સલાહકારક કમીટીઓ નેમવાની તથા બીજી ભલામણો વીશે સરકારે કાંઇપણ નીર્ણય કર્યો નથી. આ રીપોર્ટ વીશેનો નીર્ણય તરતજ બનતી ઝડપથી થવો જોઇતો હતો.

મી૦ ઇનીસે જણાવ્યું કે નાણાં મેળવવાનો પાંચ વરસનો પ્રોગ્રામ સરકારે જો દીલમાં નાખ્યો હોવ, તો સઉથી પેહલાં આ ચેમ્બરે તકરાર ઉઠાવી હોત. હવે સલાહકારક કમીટીઓની સ્થાપનાની બાબતને સરકાર ભારે અગત્ય આપે છે. રેલવેનો વહીવટ બનતાં સુધી જાહેર પ્રજામત સાથે સંબંધ રાખીનેજ ચલાવવાની સુચના તરફ સરકાર સહાનુભુતી ધરાવે છે. તેથી સ્થાનીક સલાહકારક કમીટીઓની સ્થાપના વીશે વડી સરકારે અત્યાર આગમચથીજ સ્થાનીક સરકારો અને રેલ્વેનો વહીવટ ચલાવનારાઓના અભીપ્રાય મંગાવ્યા છે. રેલ્વે કમીટીએ સુચવેલા ધોરણે નહી હોય તોપણ બીજા ધોરણસર સરકારે એક વડી સલાહકારક કમીટી નેમી છે. તેમાં દરેક પ્રાંતના તથા ઘણા વેપારી ચેમ્બરોના પણ પ્રતીનીધીઓ છે.

મી૦ મનમોહનદાસ રામજીએ જણાવ્યું હતું કે વડી ધારાસભામાં મેં પુછેલા સવાલના જવાબમાં જણાવવામાં આવ્યું હતું કે રેલ્વે કમીટીના રીપોર્ટ વીશે ચરચા ચલાવવા સભાસદોને પુરતી તક આપવામાં આવશે, પણ તેવી તક હજુ સુધી આપવામાં આવી નથી.

મી૦ ઇનીસે જણાવ્યું કે રેલ્વે કમીટીનો રીપોર્ટ સભાસદોને મળવાને આજે મહીનાઓ થયા છે. રેલ્વે બજેટ અને થાપણ ખાતેનો ખરચ જુદો પાડવાનો સવાલ સભા આગળ રજુ કરવામાં આવ્યો હતો અને કમીટીની કોઇપણ ભલામણ પરથી ઠરાવો રજુ કરવાની છુટ દરેક સભાસદ ધરાવે છે.

અત્રે ચર્ચા પુરી થતાં, ઓ૦ મી૦ ઇનીસનો આભાર માની સભા વીસરજન થઇ હતી.

---

## (૨) ચેમ્બરનો પત્રવ્યવહાર.

### રૂ ઉપર 'સેસ' નાખવાના સવાલ ઉપર ચેમ્બરની કમિટીનો અભિપ્રાયઃ—

મુંબઇ, તા૦ ૨૨-૩-૧૯૨૨.

ટી૦ ૨૦૯

ના૦ હિન્દી સરકારના રેવન્યુ ડીપાર્ટમેન્ટના સેક્રેટરી જોગ.

સાહેબ,

જત તમારા તા૦ ૧૨-૧-૨૨ ના પત્ર નં. ૩૯૭૧-એના સંબંધમાં તે કાગળ સાથે બીડેલ પત્ર ઉપર મારી કમીટીનો અભિપ્રાય જણાવવા રજા લઉં છું.

૨. જે પહેલા મુદ્દા ઉપર ના૦ સરકાર કમીટીનો અભિપ્રાય પુછાવે છે તે સંબંધમાં કહેવાનું કે જો સૂચવવામાં આવેલો 'સેસ' બધા રૂ ઉપર અથવા નિકાશ કરવામાં આવતા રૂ ઉપર મૂકવામાં આવશે તો રૂ ઉગાડનારને જે કિંમત મળી શકે તેમાંથી તે 'સેસ' બાદ જશે તેમાં મારી કમીટીને શંકા નથી. હિન્દુસ્તાન દુનિયામાં રૂ ઉગાડવામાં બીજી પદવી ભોગવે છે અને સરેરાશ ૫૫ થી ૬૦ લાખ ગાંસડી (૪૦૦ રતલની) ઉત્પન્ન કરે છે જ્યારે અમેરીકા ૧૨૦-૧૩૦ લાખ ગાંસડી (૪૮૦ રતલની) પેદા કરે છે. હિન્દુસ્તાનની ૫૫ લાખ ગાંસડીમાંથી સરેરાશ

૨૦-૨૫ લાખ ગાંસડી નિકાશ કરવામાં આવે છે અને ૨૦ લાખ ગાંસડી સ્થાનિક માલામાં વપરાય છે અને બાકીની બીજા પરચુરણ ઉપયોગમાં વપરાય છે. હિન્દના રૂના પાકના ભાવનો આધાર સામાન્ય રીતે નિકાશ માટે વધતા રૂના ભાવ ઉપર આધાર રાખે છે અને નીકાશ માટેના રૂના ભાવનો આધાર અમેરીકન બજાર ઉપર રહે છે. મીડલીંગ અમેરીકન, જાપાનમાં; યુનાઈટેડ કીંગડમમાં અથવા તો યુરોપમાં હિન્દી રૂની દરેક જાતના ભાવ વચ્ચે હંમેશાં વફાવત રહે છે અને તેથી રૂ ઉપર જે કાંઇ વધારે બોજો નાખવામાં આવે તો દેશાવરનો રૂ કાંતનાર જે ભાવે રૂ ખરીદે તેમાંથી બાદ જવો જોઇએ. રેલ્વેના નૂરમાં અથવા વહાણના નૂરમાં અથવા હુંડીઆમણમાં જે કાંઇ વધારો થાય તેની માઠી અસર હિન્દી રૂ ઉગાડનારને મળવા ભાવ ઉપર થાય છે. લડાઇ દરમ્યાન દરીઆઇ નૂરમાં મોટો વધારો થયો હતો; તેમજ લડાઇને લીધે વીમાના દરમાં પણ વધારો થયો હતો. વળી વધારાના જોખમને લીધે આડતીઆઓના કમીશનમાં પણ વધારો થયો હતો. પણ આ બધા સંજોગો હિન્દુસ્તાન તેમજ અમેરીકા બંનેને સામાન્ય હતા અને તેથી હિન્દી રૂ ઉગાડનારની આવક ઉપર ખાસ માઠી અસર થઇ નહોતી. પણ જો ના. હિન્દી સરકાર હિન્દી રૂના વેચાણ ઉપર કોઈપણ જાતની જકાત નાખશે તો હિન્દી રૂ ઉગાડનારની આવક ઉપર અસર થશે તે ચોક્કસ છે. આ બાબતનાં મુંબઇમાં આયાત થતા રૂ ઉપર ૧ રૂપિયાની જકાત લેવામાં આવે છે તે તરફ મારી કમીટી એક વ્યવહારૂ દાખલા તરીકે તમારૂં ધ્યાન ખેંચે છે.

૩. મારી કમીટીને ભય છે કે રૂના વેપાર સાથે ગાઢો સંબંધ નહિ ધરાવતા આસામીઓના વિચારો આ બાબતમાં આડે રસ્તે દોરવનારા છે. તે લોકો એવા ખ્યાલથી દોરવાઇ જાય છે કે રૂ જે ૧૫૦ થી ૨૫૦ રૂપિયે ગાંસડી વેચાય છે અને જેના ભાવ એકજ ઋતુમાં ૫૦ થી ૧૦૦ રૂપિયા સુધીમાં ઉંચા નીચા જાય છે તે દેખીતી રીતે ગાંસડી દીઠ થોડા આનાઓ અથવા રૂપિયાનો બોજો સહેલાઇથી ખમી શકે. મારી કમીટી માને છે કે આ દૃષ્ટિબિન્દુ સાચું નથી અને મારી કમીટીને વિશ્વાસ છે કે આવા ખોટા ખ્યાલથી ના. મુંબઇ સરકાર મુંબઇના આ સહુથી અગત્યના કાચા પદાર્થ ઉપર જકાત નાખવાનું માન્ય રાખશે નહિ.

૪. એમ જણાવવામાં આવે છે કે સેન્ટ્રલ કોટન કમીટીએ જે કર સૂચવેલ છે તેનો જૂદીજ દૃષ્ટિએ વિચાર કરવાનો છે કારણ કે તેની આવક રૂની ખેતીના સંબંધમાં શોધખોળ કરવા માટે વાપરવામાં આવનાર છે અને નહિ કે મુંબઇની ખીલવણી અથવા તેવાંજ કોઇ ભળતાં કામને માટે. પણ મારી કમીટીની જાણ મુજબ સેન્ટ્રલ કોટન કમીટીએ ચાલે રૂની ખેતી સુધારવા ઇંગ્લંડમાં આયાત થતા રૂ ઉપર કર નાખી પૈસા એકઠા કરવાનો એમ્પાયર કોટન ગ્રોઇંગ કોરપોરેશનના નિર્ણય પાછળનો સિદ્ધાંત સામાન્ય રીતે સ્વીકારેલ છે એટલે કે એક અમુક ઉદ્યોગના લાભ માટે ખાસ ખર્ચ કરવા માટેનાં નાણાં તેજ ઉદ્યોગ પાસેથી વસુલ કરવાં જોઇએ. આ સિદ્ધાંતની રૂએ રૂ ઉપરનો 'સેસ' હિન્દી મીલોમાં વપરાતા રૂ ઉપર નાખવો જોઇએ અને જો આ પ્રમાણે કરવામાં આવશે તો મારી કમીટી માને છે કે તે રૂ ઉગાડનારને માથે પડશે નહિ. મારી કમીટી હિન્દી ,મીલોનાં ન વપરાવાં રૂ ઉપર સેસ નાખવાની વિરૂદ્ધ છે. ઇન્ડીઅન કોટન કમીટીના રીપોર્ટના ૨૯ મા પ્રકરણમાં સેન્ટ્રલ કોટન કમીટીની સ્થાપના અને તેના કામકાજ માટે ભલામણ કરવામાં આવેલ છે તેના ૨૬૨ મા પારીગ્રાફમાં કમીટીના જૂદી જૂદી પ્રવૃત્તિઓ માટે ઓછામાં ઓછા રૂ ૨ લાખ જૂદા રાખવાની ભલામણ કરવામાં આવેલ છે.

૫. હાલની ચર્ચાનો વિષય સેન્ટ્રલ કોટન કમીટીની પ્રવૃત્તિઓનો માત્ર એક ભાગ છે. મારી કમીટી માને છે કે હિન્દી રૂને વેચવાની રીતમાં સુધારો કરવાનું કામ સેન્ટ્રલ કોટન કમીટીનું બીજું અગત્યનું કામ છે. મારી કમીટીને લાગે છે કે ટેકનીકલ બાજુ ઉપર જે ધોરણ ઉપર સેન્ટ્રલ કોટન કમીટી ખર્ચ કરવા માગે છે તે જરૂરી તેમજ ઇચ્છવા જોગ નથી. કમીટીની માન્યતા મુજબ શરૂઆતમાં રૂ ૨ થી ૨૫ લાખની રકમ કમીટીને માટે પૂરતી છે અને તે માટે હિન્દી મીલમાં વપરાતા રૂ ઉપર ગાંસડી દીઠ ૨ આનાનો 'સેસ' નાખવાથી આટલી રકમ ઉપજી શકશે.

૬ કમીટીના અભિપ્રાય માટે રજુ કરવામાં આવેલ બીજા સવાલનો જવાબ સહેલાઇથી આપી શકાય તેમ નથી. સેન્ટ્રલ કોટન કમીટીમાં રૂની ખેતી સાથે સંબંધ ધરાવનારા ખેતીવાડીના પ્રતિનિધિઓ તેમજ વેપારીઓ છે. જ્યારે અમુક ગ્રાન્ટ આપવામાં જૂદા જૂદા ઇલાકાઓને સંબંધ હોય ત્યારે પ્રાંતિક અંકુશ રાખવામાં મુશ્કેલીઓ નડે તે મારી કમીટી જોઇ શકે છે પણ મારી કમીટીને ચોક્કસ લાગે છે કે સૂચવવામાં આવેલી જગાતની રકમ દરેક ઇલાકાએ ભરેલ રકમના પ્રમાણમાં દરેક ઇલાકામાં રૂની ખાસ જાત ઉગાડવા પાછળ સેન્ટ્રલ કોટન કમીટીએ ખર્ચવી જોઇએ એવી આશા ના૦ મુંબઇ સરકાર વ્યાજબી રીતે રાખી શકે. કમીટીની માન્યતા મુજબ રૂ પેદા કરતા દરેક પ્રાંતને સુધારા માટે ખાસ યોજના હશે અને અમુક હદ સુધી એકી સાથે આ બધી યોજનાઓ તરફ યોગ્ય ધ્યાન આપવું જોઇએ.

૭ ખેતીવાડી ખાતાના ડીરેક્ટરો વચ્ચે મતભેદ પડે ત્યારે રૂના વેપાર સાથે સંબંધ ધરાવતી વેપારી કોમના જે પ્રતિનિધિઓ સેન્ટ્રલ કોટન કમીટી ઉપર છે તેઓ ને બાબતનો ફેંસલો સહુથી સારી રીતે કરી શકે. ઉપરના સામાન્ય વિચારો ધ્યાનમાં રાખી સેન્ટ્રલ કોટન કમીટીને 'સેસ'ની આવકનો વહીવટ સોંપવામાં મારી કમીટી સંમત છે.

૮ આ કરને લગતો હિસાબ ના૦ હિન્દી સરકારના બજેટ સામે ભેળવી દેવા સામે મારી કમીટીને સખત વાંધો છે કારણ કે મારી કમીટીને ભય છે કે આવી આવક ના૦ સરકાર ખેતીવાડીના એવા પ્રયોગો પાછળ ખર્ચે કે જે પ્રયોગો હાલના આધારે તેઓ સામાન્ય મહેસુલમાંથી ચલાવતી હોય અને પરીણામે આ કરનો પૂર્ણ લાભ રૂની ખેતીની સુધારણાને મળી શકે નહિ.

૯ વધારેમાં મારી કમીટી જણાવવાની રજા લે છે કે આ શોધખોળના કામ માટે બની શક્યા મુજબ ઓછામાં ઓછા વિદેશી અમલદારો રોકવા. જે વિદેશીને રોકવામાં આવે તે દરેકને રોકવા માટે પૂરાં કારણોની નોંધ રાખવી. વળી આવા વિદેશી અમલદારોને ત્રણ વર્ષ થી વધારે વખતના લખતથી રાખવા નહિ.

૧૦ છેવટે મારી કમીટી કહેવાને ઇચ્છે છે કે પ્રમાણિક રૂ ઉગાડનાર તેમજ આડતીઆને વધારે નફો મળે તે માટે રૂ વેચવાની રીતમાં ફેરફાર કરવાની યોગ્ય ગોઠવણ કર્યા સિવાય સેન્ટ્રલ કોટન કમીટી રૂના વેપાર ઉપર વધારાનો બોજો નાખવાનું સૂચવે છે. ના. હિન્દી સરકાર તેમજ ના. મુંબઇ સરકાર સેન્ટ્રલ કોટન કમીટીનું આ બાબત તરફ લક્ષ ખેંચશે એવી આશા રાખવામાં આવે છે.

લી. આજ્ઞાંકીત,

એસ. એમ. મજુમદાર.

એ. સેક્રેટરી.

---

ધી બોમ્બે ટાઇમ્સ માટે ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

મુંબઇ તા. ૩-૪-૧૯૨૨

ધી ઈન્ડીઅન ફીસ્કલ કમીશનના

સેક્રેટરી જોગ.

કેમ્પ.

સાહેબ,

જકાતને લગતી તપાસ ચલાવવાને નેમવામાં આવેલા કમીશનની મુંબઇની બેઠક વેળાએ અત્રેની હીંદી વેપારી ચેમ્બર તરફથી તેના પ્રમુખે જે જુબાની રજુ કીધી હતી તેમાં એવા વીચાર જણાવ્યા હતા કે હાલમાં જકાતનું ધોરણ આ દેશ સાથે વેપાર ચલાવતા ઇંગ્લાંડના વેપારીઓના લાભ માટે નકી કરવામાં આવ્યું છે તેથી અત્રેના બ્રીટીશ અમલને શોભા મળતી નથી.

ઉપલા વીચારોની ભાષા ઘણી સખત છે એવું કમીશનના પ્રમુખે જણાવ્યું હતું. જેના જવાબમાં અને સર મોનટેગ્યુ વેબને ખુલાસો કરતાં મો૦ મઝુમદાર અને મો૦ માદને જેટલી હદે ખુલાસો થઇ શકે એટલો ખુલાસાવાર જવાબ આપ્યો હતો. ચેમ્બરની કમીટીએ એ બાદ હાલમાં મજકુર કમીશનના સેક્રેટરી ઉપર એવું લખી જણાવ્યું છે કે ઉપલા સખત લાગતા વીચારના સંબંધમાં કમીટી વીચાર ચલાવી નીચે મુજબ વધુ વીગતથી એ બાબતમાં જુબાની રજુ કરે છે, કે જે કમીશન હજુર નોંધાવાથી તેની અગત્યતા પુરવાર થાય.

કમીશનના સભાસદો જાણતા હશે કે ૧૮૬૦ ના સાલમાં ૭॥ ટકા અને ૧૦ ટકાની સુતરાઉ કાપડ ઉપર જકાત નાખવામાં આવી હતી. બીજે વરસે હીંદી ખજાનચીએ એ જગાત ઓછી કરીને સુતર ઉપર ૫ ટકા કરી નાંખી કે તે ઇંગ્લંડના ફ્રી ટ્રેડના સ્વીકારેલા ધોરણને અનુસરતી હતી. વળી ખજાનચીએ જણાવી દીધું હતું કે મોટી જકાતના કારણે કેટલાકો મીલો ઉભી કરે છે અને સાંચાકામ મંગાવે છે, તેથી આ પગલું ભરવાની તાકીદ છે. ૧૮૬૨ માં કાપડ ઉપર ૫ ટકા અને સુતર ઉપર ૩॥ ટકા જકાત કરી નાખવામાં આવી. હીંદી સરકાર બ્રીટીશ કાપડના વેપારની કેવી કાળજી રાખે છે તે દેખાડવાના શરૂઆતનાં પગલાં જેવું આ હતું.

૧૮૭૪ માં મેનચેસ્ટરની ચેમ્બરે હીંદી પ્રધાનપર રૂ ઉપરની જકાત કાઢી નાખવાની એવું જણાવીને અરજ કીધી કે "એ જકાતથી રક્ષણ પાળવાથી હીંદમાં મોટી સંખ્યામાં મીલો ઉભી કરવામાં આવે છે. પરીણામમાં હીંદી સરકારે એ માટે તપાસ ચલાવવા એક કમીટી નેમી જેણે રીપોર્ટ કીધો કે હીંદ અને ઇંગ્લંડ વચ્ચે એ ઉદ્યોગ બાબત કંઇ ખરી હરીફાઇ થતી નથી. એટલું છતાંબી હીંદી પ્રધાને આ જકાત કાઢી નાંખવાની હઠ લીધી હતી, જો કે ઇંડીઆ કાઉન્સીલના ત્રણ સભાસદોએ આ સુચનાની વીરૂદ્ધ મત આપ્યા હતા. હીંદી પ્રધાને એ વખતે હીંદી સરકારની બજેટના આંકડા રજુ કરતી વખતે પેહલાં પોતાની બહાલી માંગવી એવો કાનુન ઘડવા માગ્યો.

આના પરીણામમાં ૧૮૭૭ માં હીંદી ખજાનચી કાપડની જકાત કાઢી નાખવા તૈયાર થયા અને તે સાથે બીજી પણ જકાત કાઢી નાખી અને એવું જણાવ્યું હતું કે પરદેશી માલ સર્વેથી વધુ ખપતો હોય તો તે સુતરાઉ કાપડ હતું ને મને મારા દેશ તરફ પણ ફરજ બજાવવાની છે, અને મારા દેશ બંધુઓ આ જગાત માટે જે ફરીઆદ કરે છે તે વદન વ્યાજબી છે. એ વેળાએ હીંદી સરકારની કાઉનસીલના અર્ધા સભાસદોએ આ જકાત કાઢી નાખવા સામે મત

આપ્યું હતું અને જણાવ્યું હતું કે રૂપણી જકાત કાઢી નાખવા કરતાં નીમક અને ખાંડની જકાતમાં ફેરફાર કરવાની વધુ અગત્ય હતી

આમની સભામા વારંવાર એવી તકરાર લાવવામાં આવી કે આવી જકાત ફીટ્રેડ નીયમની આડે આવે છે, અને તે બે વરસની મુદતમાં કાઢી નાખવામાં આવી હતી. અને તે ક્યારે કાઢી નાખવામાં આવી હીંદી બજેટમાં ઘટ જણાતી હુકાળનું ફંડ વધારવાની જરૂર હતી. મેહસુલમાં વધારો કરવાની ખરેખર જરૂર હતી તેમજ વળી હિન્દી સરકારની કાઉન્સીલના સભાસદો મોટે ભાગે તેની વીરૂદ્ધ હતા. હીંદી પ્રધાનની કાઉન્સીલ ખાતે તેની તરફેણ અને વીરૂદ્ધ એક સરખા મત પડવાથી હીંદી પ્રધાનના કાસ્ટીંગ વોટે આ જકાત કાઢી નાખવાનો ખરડો પસાર થયો હતો. એ વેળાએ મી૦ સ્ટોકસે જાહેર કીધેલા વીચારો વાંચવાની અમે કમીશનના સભાસદોને ફરમાસ કરીયે છીએ.

૧૮૯૪ના સાલમાં હુંડીઆમણની ખરાબ સ્થીતીના સબબે હીંદી સરકારને વધુ મહેસુલ ઉપજાવવાની જરૂર પડી ત્યારે જકાત નકકી કરતી વેળાએ હીંદી પ્રધાને કાપડ ઉપર જકાત નહી નાખવાની હઠ લીધી. મેનચેસ્ટરની તરફદારીના આ પગલાથી હીંદમાં મોટો ખળભળાટ થયો હતો. ખુદ હીંદી સરકાર તેની વીરૂદ્ધ થઇ હતી ને વેળાના ખજાનચીએ તો ઈંગ્લંડના લાગવગની દરકાર નહી કરતા બાપોકાર જાહેર કીધું હતું કે હીંદમાં જો કોઇ પણ ઉદ્યોગ રક્ષણ આપવાની જરૂર હોય તો તે કાપડનો ઉદ્યોગ હતો. હીંદી પ્રધાનની કાઉન્સીલમાં આ બાબત આવતા છ સભાસદોએ તેની વીરૂદ્ધ મીનીટ લખી હતી. શરૂઆતમાં જે. આરબથનોટે એ વેળાએ જે મીનીટ કીધી હતી તે વાંચવાને અમે આ કમીશનના સભાસદોને અરજ કરીયે છીએ.

હવે હીંદમાં કાપડ ઉપર એક્ષાઇસ જકાત લેવામાં આવે છે તેની તવારીખ જોતાં તે આ દેશના કારોબારનો સર્વથી કમનસીબ અને દલગીરી ભરેલો નમુનો પુરો પાડે છે. તેથી હિંદી મગજ ઉપર નઠારી છાપ પડી છે એમ આ કમીશનના સભાસદો જાણે છે. જો આ દેશને જકાત રાજનીતિ નકી કરવાનો હક હશે તો જકાતને લગતી તવારીખી જુદીજ રીતે લખાશે વારંવાર મેનચેસ્ટરની ચેમ્બરે અને તેના કહેવાથી હીંદી પ્રધાને આ દેશની જકાતની રાજનીતી નકી કીધી છે. હજુ પણ એવી રાજનીતી બંધ પડી નથી કારણ હાલ પણ આ એક્ષાઇસ જકાત ૧૦ ટકા જેટલી વધારવાને મેનચેસટરવાલા હબાણ ચલાવે છે. મેનચેસટરના આવા પગલાને આ દેશની પ્રજા પોતાના હુન્નર ઉદ્યોગની ખીલવણીની વચ્ચે આવતા જેવા ગણે છે.

છેવટે અમે જણાવ્યે છીએ કે કાપડની જકાતની તવારીખ અત્રે રજુ કરતાં અમે સરકારી રેકોર્ડ ઉપરથી દેખાડી આપ્યું છે કે આ બાબતમાં ઈંગ્લાંડની સરકારે જે પગલાં ભર્યા છે તે આ દેશના કારોબારને એબ આવે એવાં નથી અને તેથી અમારી પ્રથમ જુબાનીમાં જે વીચાર અમે જણાવ્યા હતા તે સખત ભાષામાં રચાયલા હતા એમ લેખાશે નહી.

લી. આજ્ઞાકીત,

પુરૂષોતમદાસ ઠાકોરદાસ 'પ્રમુખ'

એન. એમ. મજુમદાર,

બી. એફ. માદન,

## એક ગ્રહસ્થે ચેમ્બર તરફ નીચેનો પત્ર પ્રકટ કરવા માટે મોકલી આપેલ છે:—

મુંબઇ તેમજ કલકત્તાના કે મદ્રાસના હોલ સેલ વેપારીઓ યુરોપ સાથે જે વેપાર કરે છે તે કેવી રીતે? કંઇ સમજીને કે? યુરોપના વેપારીઓ આપણી સાથે કેમ વર્તે છે તે જુવો છો! તમારો અહિંનો કંઇપણ માલ (કાચો કે ખનીજ) હશે તેના દામ તમને અગાઉથી મલે છે? તમારો આડતીયો તમારા હિસાબે ને જોખમે એક જાતના ડીપો સીસ્ટમે તમારૂં કામ કરશે. તમને બેંકમાંથી એડવાન્સ મલે છે તે પણ તમારે જોખમેજ. જ્યારે તમો યુરોપમાંથી માલ લાવો છો તે પણ તમારા હિસાબેને જોખમે કંઇ ખોટું છે? અમને ત્રીસ દીવસનો ક્રેડીટ આપે છે તેમાં તો દેશી વેપારી કુલાઇ જાય છે શું તમારી આબરૂ? શું તમારા માન? જેનો તમે માલ લો છો તેનોજ માણસ (પ્રતિનિધિ) હાજર હોય છે તોપણ એક દિવસ તમને માલ ધીરતો નથી. ટેબલ પર પૈસા ને માલ કેટલી શરમની વાત?

બીજું હિન્દુસ્થાનના વેપારીઓને ઇંગ્લાંડ સીવાય બીજો દેશ મલતો નથી. વળી હુંડી-આમણ પોડમાં લો છો? કેટલો માર? શા માટે તમારા દેશના નાણાં બજાર પ્રમાણે કેમ કામ ન થાય અગર તો બીજા દેશના ચલણના ભાવ શા માટે નથી માગતા? કેટલોક માલ અમારી જાણ પ્રમાણે ઘણો મોંઘો પડે છે. ઇટાલીના ગંજીફાનો સોલ એજંટ લંડનમાં મોં માગ્યા દામ લે. જે ડઝનના ભાવ લગભગ કિંમત થાય તે મુંબઇના બજારમાં એક નંગની કિંમત પડે. લેટર કોપી બુક ડબલ તીબલ ભાવે મલે. પારો એઠના ત્રણ ગણા ભાવ. મજબુતને ટકાઉ બુટ સ્લીપર લંડન કરતાં ફ્રેંચના અર્ધી કિંમતે પડે. સ્પેનનું કેસર ડબલ દામે વેચાય. પેરીસના ઇમી-ટેશન ઇંગ્લંડથી હલકો માલ આવતાં ચાર ગણા ભાવ લેવાય. લોખંડ હાર્ડવેર જર્મન ઇંગ્લાંડ કરતાં ચોથા ભાગે આપે અને મજબુત માલ. મેચીસ બને સ્વીડન, ઓસ્ટ્રેલીયામાં અને આવે લંડનના એજંટ મારફત તેમાં કેટલો માર? ઓસ્ટ્રેલીયાનો ઝેકોસ્લોવાકીયાનો ઉંચો માલ ડીરેક્ટ મંગાવો તો તમને છુટ પણ દોઢીયે બાકસ પડે. હજુ તમને બીજું કહું કે લંડનથી ક્રીસ્ટીના બેંગલોર (ફેલ્ટ) ટોપીઓ રૂા. ૧૦–૧૫ની મલે તે ક્રીસ્ટી કરતાં ઘણુ ઉંચુ ફેલ્ટ તમને રૂા. ૪—૪ાા છુટક ભાવે પડે. આવા આવી ઘણી બાબતો છે. જેમાં હિંદ કેટલો માર ખાય છે ને આંખ બંધ કરીને ચાહીને કરી લંડનમાંથી ખરીદી કરનારને જરા પણ ભાન છે? તમે હાથે કરી તમારી આંટ ગુમાવી. બીજા દેશવાળા તમારી સાથે કબાલા કરી તમારાં ગળાં કાપે અને તમે હિંદનાં નિર્દોષનાં ગળાં કાપો! વિલાયતીનું અનુકરણ કરનાર જરા ચેતોને વિલાયતી માલ છોડો. તમને જરૂરનો માલ મંગાવો તો ડાયરેક્ટ મંગાવતા શીખો. નાણાંની જોગવાઇ રાખો પણ ડબલ તબલ દામ ન આપો. કેટલાક યુરોપના દેશમાં નાણાંની એટલી જરૂર છે કે તમને મફત જેમ માલ પડે છે તેનો વિચાર કરો. જર્મનનો માલ માર્કમાં માગો, પેરીસનો માલ ફ્રેંકમાં માગો દરેક દેશનો માલ તેના ચલણમાં માગો જુઓ કેટલો સસ્તો પડે છે. ઝવેરાતમાં સોનાનો માલ કેરેટમાં આવે છે તમને કેટલો મોંઘો પડે છે, અહિં તેવોજ માલ તમને પાણીને ભાવે મળી શકે તેવી સગવડો છે. મજુરી દશગણી ઓછી પડે. ઘડીયાળના છેડા દિવસમાં તયાર દસહજાર મલે ખર્ચ કંઇ નહિં. બુટ શું દિવસમાં મોચી એક જોડ કરે! તમને સો જોડ તૈયાર મલે. દેશીને હાથે સાહસ થાય છે? કદી થયું છે? એ તો વીલાયતમાંજ

દેશી ગળાં કપાવાનાંજ. કસાઇ ખાનેજ ઘેટાં કપાય. યુરોપના કોઇ વેપારમાં સલાહ જોઇતી હોય તો અમો ઘણી ઉત્તમ સલાહ આપીશું. આ માસીકમાં પુછવાથી અમને તમારૂં ઠેકાણું આપશો તો જાતે ઘેર બેઠાં સલાહ આપશું. માત્ર સાહસીકનેજ.

લી. સેવક

મંગલ.

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરોઃ

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જૂદો વિભાગ રાખવામા આવે છે જે ગ્રહસ્થોને પોતાની ઓફીસે, કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી તે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિ. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખત જાહેર ખબર આપવા માટે ફકત ૪ આના લેવામાં આવશે.

તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમા હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે.

જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાના નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

### જાહેર ખબર

ઝેકોસ્લોવેકીઆનો એક યુવક હીન્દુસ્તાનની એક મોટી આયાત નિકાશની પેઢીમાં નોકરી લેવા ખુશી છે. તેની ઉમર ૨૪ વર્ષની છે. તેણે જર્મન મીડલ સ્કુલમાં તેમજ જર્મન મર્કન્ટાઇલ સ્કુલમાં અભ્યાસ કરેલ છે અને ઓફીસના કામનો બહોળો અનુભવ ધરાવે છે. હાલમા તે ઇસ્ટ બોહીમોયન ઇલેકટ્રીસીટી વર્કસમાં વડા બુક કીપર અને કેશીયર તરીકે કામ કરે છે તેઓને બુકીપીંગ, ટાઇપરાઇટીંગ, જર્મન શોર્ટહેન્ડ, અને સામાન્ય ઓફીસ કામનું સંપૂર્ણ જ્ઞાન છે, ઝેકોસ્લોવેકીયા સાથે વેપારી સંબંધવાળી પેઢીઓને આ યુવક ઉપયોગી થઇ પડશે. પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો

Charles Wolfe Esq.
Prantenan Zecooslovakia.
Gebirgsstrasse 54.

---

# અન્ય ચેમ્બરો.

## રૂ ઉપર 'સેસ' નાખવાની ના. હિન્દી સરકારની દરખાસ્ત અને બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સ:—

રૂ ઉપર 'સેસ' નાખવાની ના. સરકારની દરખાસ્ત ઉપર અભિપ્રાય આપતાં બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સે જણાવ્યું છે કે કમીટીએ ના. હિન્દી સરકારના પત્ર ઉપર સંભાળ ભર્યો વિચાર કરેલ છે અને સેંટ્રલ કોટન કમીટીનું કામકાજ ચાલુ રાખવાના ખર્ચના નીભાવ માટે રૂ ઉપર 'સેસ' નાખવાનું ઇચ્છવા જોગ છે.

આવો 'સેસ' નિકાશ કરવામાં આવતા રૂ ઉપર નાખવો કે મીલમાં વપરાતા રૂ ના ઉપર નાખવો એ સવાલના જવાબમાં કમીટી જણાવે છે કે નિકાશ ઉપરના કર સાથે નિકાશ કરવાવાળાઓ તરફથી વિરોધ દર્શાવવામાં આવે અને સઘળા રૂ ઉપર 'સેસ' નાખવાના પગલાને, રૂ ના સઘળા વેપારીઓ તરફથી ટેકો મળે તે મુદ્દો બાજુએ રાખતાં પણ સેન્ટ્રલ કોટન કમીટીએ ભલામણ કર્યા મુજબનો કાર્યક્રમ ઉપાડી લેવા માટે દર વર્ષે રૂ. ૫ લાખ પૂરતા થઇ પડશે કે કેમ તે બાબે કમીટીને શંકા છે. કમીટીના મત મુજબ ટેકનોલોજીસ્ટ અને તેની લેબોરેટરી તથા સેન્ટ્રલ કોટન કમીટીના નિભાવ માટે રૂ. ૫ લાખ પહેલા વર્ષ માટે પૂરતા થશે પણ આખા હિન્દુસ્તાનમાં ઉપયોગી શોધ ખોળના કામ માટે તે રકમ પૂરતી થશે નહિ. તેથી તેઓનો એવો મજબુત અભિપ્રાય છે કે નિકાશ કરવામાં આવતા તેમજ મીલોમાં વપરાતા રૂ ઉપર 'સેસ' નાખવો જોઇએ.

આ 'સેસ' એકઠો કરવાની પદ્ધતિના સંબંધમાં કમીટીનો એવો અભિપ્રાય છે કે સહેલામાં સહેલી રીત હિન્દી મીલોમાં વપરાતા રૂ ઉપરનો 'સેસ' મીલોમાં એકઠો કરવાની અને નિકાશ કરવામાં આવતા રૂ ઉપરનો 'સેસ' બંદર ઉપર એકઠો કરવાની છે.

સૂચવવામાં આવેલા 'સેસથી' એકઠી કરવામાં આવેલ બધી રકમ અલાયદી રાખવા સંબંધમાં સેન્ટ્રલ કોટન કમીટીએ કરેલા ઠરાવને કમીટી સંપૂર્ણ ટેકો આપે છે અને વર્ષની આખેરે જે કાંઇ પણ બચત રકમ રહે તો તે સામાન્ય મહેસુલ ખાતે જમે થવી ન જોઇએ તે સાથે કમીટી સંમત થાય છે. તેઓની સમજ પ્રમાણે હિન્દી ધારાસભામાં રજુ કરવામાં આવનાર 'કોટન સેસબીલ' માં આ મુદ્દાનો સમાવેશ કરવામાં આવશે.

આગળ ચાલતાં કમીટી જણાવે છે કે આ 'સેસ'ની અસર રૂ ઉગાડનાર ઉપર કેવી થશે તે મુદ્દાનો કમીટીએ સંભાળપૂર્વક વિચાર કરેલ છે અને તેઓને લાગે છે કે આ 'સેસ' ની રકમ રૂ ઉગાડનાર અને વાપરનારની વચ્ચે સરખી વહેંચાઇ જશે અને દરેક દર રતલ દીઠ ૦૦૫ આનાનો 'સેસ' આવશે એમ કાલ્પનિક રીતે લાગે છે. પણ વ્યવહારૂ રીતે 'સેસ' નો બધો બોજો માત્ર રૂ વાપરનારા ઉપરજ પડશે અને તેથી તેની અસર રૂ ઉગાડનારાઓને નુકશાનકારક ભાગ્યેજ લેખી શકાય.

---

કમીટીની માન્યતા મુજબ 'સેસ' ના. હિંદી સરકાર તરફથી એકઠો કરવામાં આવશે. અને તેઓનો એવો અભિપ્રાય છે કે એકઠી કરવામાં આવેલ સઘળી રકમ સેન્ટ્રલ કોટન કમીટી માટે એલાયેદી રાખવી જોઇએ અને તેનો અંકુશ પણ તે કમીટી પર સેજ રહેવો જોઇએ.

ત્યાર બાદ કમીટીને સુચવવામાં આવેલ બીલનો ખરડો મળ્યો હતો અને તે ઉપર સંભાળ પૂર્વક વિચાર કરીને તેઓએ કાઉન્સીલ ઓફ સ્ટેટ ઉપરના પોતાના પ્રતિનિધિને જણાવ્યું કે તેઓ તે બીલ પસંદ કરે છે અને તે પસાર કરાવવા માટે પ્રતિનિધિએ યોગ્ય પગલાં લેવાં.

## ઑાન. સર હેલી અને બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સ:—

ના. હિન્દી સરકારના નાણાં ખાતાના સભાસદ ઓન. સર હેલીએ ૪-૪-૧૯૨૨ને રોજ અત્રેની બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સની કમીટીની મુલાકાત લીધી હતી. તે વખતે ચર્ચવામાં આવેલ સવાલોમા પહેલો સવાલ ઇન્ડીઅન પેપર કરન્સી એકટની ૧૯–બે કલમની રૂયે હુંડીઓ સામે ચલણી નોટો કાઢવા માટે ગવર્નર જનરલ ઇન કાઉન્સીલે નક્કી કરેલા ધારા ધારણને લગતો હતો; અને તે સંબંધમાં વ્યાજનો દર કોન્ટ્રોલર ઓફ કરન્સી તરફથી નક્કી કરવામાં આવશે તેમજ તે દર આઠ ટકાથી ઓછો હોવો ન જોઇએ તે નિર્ણય તરફ પ્રમુખે સર હેલીનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. પ્રમુખે જણાવ્યું કે આ વિષય ઉપર જ્યારે કમીટીનો પહેલાં અભિપ્રાય માગવામાં આવ્યો હતો ત્યારે ચેમ્બરે એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે ૮ ટકા વ્યાજનો દર ઘણો ભારે છે છતાં તે દરને આધારે આ યોજના ઘડવામાં આવી હતી. પ્રમુખે જણાવ્યું કે ટુંકામાં ચેમ્બર એવો મત ધરાવે છે કે આ યોજનાનો હેતુ નાણા ભીડને પુગી વળવા કરતાં નાણાં ભીડ આવતી અટકાવવાનો હોવો જોઇએ.

સર હેલીએ જણાવ્યું કે હાલની યોજના હજી માત્ર અખતરા માટે છે અને તેઓ પોતે તેના સંબંધમાં જે કાંઈ ટીકા કરવામાં આવે તે ઉપર વિચાર કરવા ખુશી છે. વળી જણાવ્યું કે ચેમ્બર ૮ ટકાનો દર વધારે પડતો ગણે છે એમ તેઓએ મત દર્શાવેલો હતો એ તેને ખબર નથી અને આ વર્ષ માટે જે ધારા ધોરણ નકી કર્યા હતા તે છેવટના નથી તે મુદ્દા ઉપર ખાસ ભાર મૂક્યો હતો અને ભવિષ્યમા તે ધારા ધોરણમાં સુધારા કરવા સારૂની સૂચનાઓ ઉપર ના. સરકાર વિચાર કરશે.

આ ચલણી નોટો કાઢવાનો હેતુ નાણા ભીડ અટકાવવાનો હોવો જોઇએ એવી ટીકાના જવાબમાં સર હેલીએ જણાવ્યું કે આવી ચલણી નોટો કાઢવાનો યોગ્ય વખત આવી પુગ્યો છે એનો નિર્ણય કરવાનું ના. સરકાર માટે ઘણું મુશ્કેલ છે; અને તેઓએ જણાવ્યુ કે આ યોજનાની વ્યવહારૂ વિગતોનો વિચાર કરવાનું ઇમ્પીરીઅલ બેન્ક ઓફ ઇન્ડીઆ ઉપર છોડવામાં આવેલ છે.

ત્યારબાદ પ્રમુખે ના. હિન્દી સરકારના ચાલુ વર્ષ માટે હિન્દમાં તેમજ ઇગ્લંડમાં પૈસા ઉછીના લેવાના પ્રોગ્રામ સંબંધમાં માહિતી પૂરી પાડવાની સર હેલીને વિનંતી કરી હતી. આ વિષયની ચર્ચા દરમ્યાન લંડનમાં ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વમાં જમે રકમ હિન્દી પ્રધાન ઉછીનાં નાણાં લેવાને બદલે અથવા તે ઉપરાંત વાપરી શકે કે કેમ તે સવાલ ઉપર મુખ્ય વિવેચન થયું હતું.

સર હેલીએ જણાવ્યું કે આ સંબંધમાં તેઓએ પોતાની બજેટ સ્પીચમાં કહ્યા ઉપરાંત કાંઇ પણ કહેવા માગતા નથી અને તેઓએ કબુલ કર્યું કે લંડનમાં હિન્દી પ્રધાનની લગભગ ૧૯૦ લાખ પૌંડની ખોટ પૂરી પાડવાના સંબંધમાં ના. હિન્દી સરકારની સમક્ષ ઘણી ગંભીર સ્થિતિ ઉપસ્થિત થએલ છે. લગભગ ૧૫૦ લાખ પૌંડની લોન લંડનના બજારમાં યોગ્ય વ્યાજના

દરથી ઉભી કરી શકાય એવી ગણત્રી કર્યા છતાં બીજા ૧૮૦ લાખ પાંડની રકમની જરૂર પડશે એમ માનવામાં આવે છે અને તે ખોટને પુગી વળવા માટે ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વમાંથી રકમ વાપરવાનું ઇચ્છવા જોગ છે કે કેમ તે બાબે ખાસ વિવેચન થયું હતું. આ સંબંધમાં નીચેના મુદ્દા ઉપર અભિપ્રાય મોકલી આપવા માટે સર હેલીએ ચેમ્બરને વિનંતી કરી હતીઃ—

(૧) હાલમાં બારીક પ્રસંગે ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વની રકમ વાપરવા બાબે તો સામાન્ય સવાલ અને ખાસ કરીને તેવી રીતે તે વાપરવાની રીત.

(૨) ગોલ્ડ સ્ટાન્ડર્ડ રીઝર્વની જામીનગીરીઓ ઉપરનું વ્યાજ મહેસુલ ખાતે જમે કરવાનું વ્યાજબી છે કે કેમ?

(૩) વડી ધારા સભાની છેલ્લી બેઠક વખતે ચાંદીની આયાત ઉપર જગાત નીમવા માટે સર મોન્ટેગ્યુએ કરેલ સુચના.

ત્યાર બાદ રેલ્વે ફીનેન્સ અને નવા આવક વેરા સુપર ટેક્સના સંબંધમાં સામાન્ય વિવેચન કર્યા બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## કાનપુરમાં ઔદ્યોગિક ઝગડાઓ પતાવવા માટે બોર્ડ સ્થાપવાની સૂચના અને અપર ઇન્ડીઆ ચેમ્બર ઓફ કોમર્સ:—

૧૯૨૧ ના ઓકટોબર માસમાં કાનપુરમાં મુખ્ય મૂડીવાળાઓની સહજ ઉપરથી અપર ઇન્ડીઆ ચેમ્બર ઓફ કોમર્સની કમીટીએ યુનાઇટે પ્રોવીન્સીઝની સરકારને ઔદ્યોગિક ઝગડાઓ પતાવવા માટે એક બોર્ડ સ્થાપવા માટે તાકીદે પગલાં લેવાની વિનંતી કરી હતી.

ના. સરકારે આ બાબત નવેમ્બર માસમાં બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રીઝના અભિપ્રાય સારૂ મોકલી આપી હતી. જેણે નીચેની ભલામણો કરનારો એક ઠરાવ પસાર કર્યો હતોઃ—

( ૧ ) ઔદ્યોગિક સંસ્થાઓ તરફથી તેઓની પોતાની જોઇન્ટ વર્કસ કમીટીની સ્થાપના.

( ૨ ) ગીચ ઔદ્યોગિક ભાગોમાં બોર્ડ ઓફ કન્સીલીએશનની સ્થાપના.

( ૩ ) ઔદ્યોગિક શાન્તિ જાળવવા માટે ફરજીઆત રીતિ અખત્યાર કરવી જોઇએ નહિ.

( ૪ ) ઔદ્યોગિક અશાંતિના સંબંધમાં બંગાલ ખાતે ૧૯૨૧ માં ના. બંગાલ સરકાર તરફથી નીમવામાં આવેલી કમીટીની ભલામણોના થોડા ફેરફારો સાથે અમલ.

૧૯૨૨ ના જાન્યુઆરી મહિનામાં યુનાઇટે પ્રોવીન્સીઝ સરકારે ઉપરનો ઠરાવ કમીટી ઉપર મોકલી આપ્યો અને જોઇન્ટ વર્કસ કમીટીઓની સ્થાપના સંબંધી સૂચનાને ટેકો આપ્યો અને શરૂઆત તરીકે કાનપુરમાં કન્સીલીએશન બોર્ડના બંધારણ બાબે કેટલીક સ્થાપનાઓ મોકલી આપી.

આ સુચનાઓ નીચે મુજબ હતીઃ—

( એ ) બોર્ડ ૨૦ સભાસદોની બનશે જેમાના ૫ મૂંડીવાળાઓના પ્રતિનિધિત્વવાળા દરેક વેપારી ચેમ્બર તરફથી ચુંટવામાં આવશે અને ૧૦ મજુરોના પ્રતિનિધિત્વવાળી કાનપુરની મઝદુર સભા તરફથી ચુંટવામાં આવશે.

(બી) ઉદ્યોગિક ઝગડા વખતે એક પક્ષની અરજી ઉપરથી બોર્ડનું કામ ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ તરફથી શરૂ કરવામાં આવશે.

---

(સી) ત્યાર બાદ ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ દરેક પક્ષને બોર્ડમાંથી એક સભાસદ ચુંટવાનું કહેશે. પ્રમુખ બન્ને પક્ષ નક્કી કરશે અથવા તેમ ન બની શકે તો તે ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ તરફથી નીમવામાં આવશે. પ્રમુખ બોર્ડનો સભાસદ ન હોય તો ચાલે.

(ડી) પબ્લીક યુટીલીટી સર્વીસના સંબંધમાં ડીરેકટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ પોતાની મેળે બોર્ડના સભાસદોમાંથી એક કોર્ટ બોલાવશે.

આર્બીટ્રેશન કોર્ટના સભાસદોને બેઠક માટે દૈનિક ફી આપવાની જરૂર છે કે કેમ તે પણ ના. સરકારે પૂછાવ્યું હતું.

આ ઉપર વિચાર કરતાં કમીટી આ ભલામણો માન્ય રાખી શકી નહિ પણ આ સૂચનાઓ ઉપર વધારે વિચાર કર્યા અગાઉ તેઓએ ના. સરકારને લખી જણાવ્યું છે કે બોર્ડ ઓફ આર્બીટ્રેશનના સંબંધમાં મજકુર સભાના કાર્યવાહકો ઉપયોગી થઇ પડશે કે કેમ તે બાબે તેઓને શક છે. તેઓએ જણાવ્યું છે કે તે સભા મજુરોની ખરેખરી પ્રતિનિધિ રૂપ છે એમ કાનપુરના મૂડીવાળાઓ માન્ય રાખી શકતા નથી અને ભૂતકાળમાં તે સભાના કાર્યવાહકો હડતાળ અટકાવવા અથવા તે મજુરોમાં શાન્તિ જાળવવા અશક્ત નીવડેલ છે તે બાબત ઉપર ખાસ ભાર મૂકયો છે.

તે સભાના સંબંધમાં કમીટીએ પૂછાવ્યું છે કે તે સભાના ચાલુ સભાસદોની સંખ્યા, તેનું બંધારણ અને નાણાં સંબંધી સ્થીતિને લગતી બધી માહિતી પૂરી પાડી શકે તેવી સ્થિતિમાં ના. સરકાર છે કે કેમ કમીટીના મત મુજબ તે સભા મજુર વર્ગના એક નાના ભાગને માન્ય છે.

વળી સુચવવામાં આવેલા કન્સીલીએશન બોર્ડ ઉપર સભાસદો ચુંટવાના સંબંધમાં યુનાઇટેડ પ્રોવીન્સીઝ ચેમ્બર ઓફ કોમર્સને અપર ઇન્ડીઆ ચેમ્બર ઓફ કોમર્સના પાયરી ઉપર મુકવામાં આવેલી છે તે માટે કમીટી આશ્ચર્ય દર્શાવે છે. તેઓ જણાવે છે કે અપર ઇન્ડીઆ ચેમ્બર ઓફ કોમર્સના સભાસદોમાં કાનપુરના લગભગ દરેક ઉપયોગી ઉદ્યોગના પ્રતિનિધિઓનો સમાવેશ થાય છે જ્યારે યુનાઇટેડ પ્રોવીન્સીઝ ચેમ્બરના સભાસદો માત્ર થોડાજ ઉદ્યોગોના પ્રતિનિધિઓ છે.

---

## યુનાઇટેડ પ્રોવીન્સીઝમાં ઔદ્યોગિક બેન્કની સ્થાપનાનો સવાલ અને અપર ઇન્ડીઆ ચેમ્બર ઓફ કોમર્સ.

યુનાઇટેડ પ્રોવીન્સીઝમાં એક ઔદ્યોગિક બેન્ક સ્થાપવાનો સવાલ તપાસવા માટે ના. સરકાર તરફથી નીમવામાં આવેલી ખાસ કમીટીએ કરેલી ભલામણો ઉપર અપર ઇન્ડીઆ ચેમ્બર ઓફ કોમર્સની કમીટીનો અભિપ્રાય માગવામાં આવ્યો હતો.

આ ખાસ કમીટીએ એવી ભલામણ કરી હતી કે ઔદ્યોગિક બેન્ક સ્થાપવાની જરૂર નથી અને નાના ઉદ્યોગોની જરૂરીઆતો માટે નાણાં શરૂઆતની સ્થિતિમાં બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રીઅલ લોન કમીશનરોની સલાહ લઇને ના. સરકારે પૂરાં પાડવાં.

વળી તેઓની બહુમતીએ એવી ભલામણ કરી હતી કે લોન કમીશનરો તરફથી જેટલી રકમની સગવડ કરી આપવામાં આવે તે રકમ બીન ઔદ્યોગિક હેતુઓ સારૂ કોઓપરેટીવ બેન્કોના લાભ માટે વાપરવી જોઇએ નહિ.

---

ઈકબાલની કમીટીએ ના. સરકારને જવાબ આપતાં ઔદ્યોગિક બેન્કની સ્થાપના સામે સખત વિરોધ દર્શાવ્યો હતો અને ઉદ્યોગ માટે લોન આપવાની સૂચનાને વખોડી કહાડી હતી. ખાસ કમીટીએ ભલામણ કર્યા મુજબના લોન કમીશનર્સ જેવી એક સંસ્થાએ તપાસ કર્યા બાદ ના. સરકારે ઉદ્યોગોને ગ્રાન્ટ આપવી એવી સૂચના કમીટીએ કરી હતી અને તેવી ગ્રાન્ટોનો અમલ અરજદારના પોતાના પ્રયાસ મુજબ કરવો. પણ જો લોન આપવામાં આવે તો ખાસ કમીટીએ ભલામણ કર્યા મુજબના બંધારણવાળો બોર્ડ ઓફ લોન કમીશનર્સનો તે ઉપર અંકુશ હોવો જોઈએ. પણ આ બંધારણમાં જે ઘણું વધારાના સભાસદો સૂચવવામાં આવેલ છે તે હોવા જોઈએ નહિ

---

## વેપારી ખબરો તથા પાક સમાચાર.

અત્રેના પોર્ટ ટ્રસ્ટ તરફથી હવેથી કાપડ, સુતર, ત્રાંબુ વિગેરેના જથ્થા, આવક, ડીલીવરી વિગેરેને લગતા આગલા મહિનના આંકડા દર માસની તા. ૧૦ સુધીમાં પુરા પાડવામાં આવનાર છે તેઓએ ચેરમેનને લખી જણાવવું જેથી તેઓને નકલ પૂરી પાડવાની ગોઠવણ કરવામાં આવશે.

---

અત્રેના નોર્વે માટેના કોન્સલ તરફથી અમને નોર્વેના વેપાર સંબંધી નીચેની વીગત પૂરી પાડવામાં આવેલ છે:—

ફેબ્રુઆરીને આખરે 'નોર્વેજીઅન બેન્કસના' બેલેન્સ શીટ ઉપરથી જણાય છે કે છેલ્લા મહિના દરમ્યાન ચલણી નોટોનું ચલણ ૩૭૮૦ લાખ ક્રોનરથી ઘટીને ૩૭૬૦ લાખ ક્રોનરનું થએલ છે જ્યારે સોનાના જથ્થામાં કોઈપણ ફેરફાર થએલ નથી. તે જથ્થો ૧૪૭૩૦ લાખ ક્રોનરનો છે.

માલના ભાવમાં ૭ પોઈન્ટનો ઘટાડો થએલ છે જે ૨૬૮ થી ૨૫૩ થએલ છે. પેટ્રોલીઅમ, એન્ઝાઈન, અને ધાતુઓના ભાવમાં આ વખતે મોટામાં મોટો ઘટાડો થએલ છે

મોટી બેન્કોના વાર્ષિક હિસાબ ઉપર વિચાર કરવામાં આવે છે અને તેઓનો નફો સારો છે. પ્રાંતીક અને મોટી બેન્કોની જોડણી ચાલુ છે અને આ સૂચવે છે કે દેશના બેન્કીંગની સ્થિતી મજબુત છે.

સ્ટોકનું બજાર ઘણું તેજ અને મજબુત છે.

શેર બજારમાં ઔદ્યોગિક ખાતાંઓના શેરમાં મંદી છે, બેંકના શેરો મજબુત છે અને વહાણના શેરોનો કોઈ ભાવ પૂછતું નથી.

ઘણા ઉદ્યોગો સ્થિર સ્થિતિમાં છે.

લાકડાનું બજાર સુધારો બતાવતું હતું પણ ભાવ નરમ રહેલ છે અને વેચાણ ઓછાં છે.
કપાસનું બજાર તદ્દન મંદ છે છતાં કોઈ કોઈ જાત માટે પૂછપરછ કરવામાં આવે છે.
તુરતું બજાર સ્થિર અને સ્પેનિક બજાર તરફ મંદ છે. સાઉથ અમેરીકા માટે કોઈક બજાર તેજ છે.

ફેબ્રુઆરી માસમાં હેરીંગ માછલીઓ પકડવાનું કામ સંતોષકારક હતું અને વેચાણ તરત થઈ ગયું હતું. 'કોડ' માછલીઓ પણ સારા પ્રમાણમાં પકડવામાં આવતી હતી.

---

'હિરીંગ' માછલીઓ મોટા પાયા ઉપર પકડવાનું હવે પુરૂ થએલ છે અને આ મોસમમાં લગભગ ૩,૫૦૦,૦૦૦ ક્રોનરની કીંમતની ૩૫૦,૦૦૦ માલ માછલીઓ પકડવામાં આવી હતી અને આ દિશામાં ગયા વર્ષે કરેલાં પરીણામ ઘણું સંતોષકારક છે.

## ૧૯૨૧-૨૨ ની સાલના ઘઉંના પાક માટે વધારાનો વર્તારો

(તા. ૩૧-૩-૧૯૨૨ સુધીનો)

ઘઉંના પાક માટેનો બીજો વર્તારો બહાર પાડ્યા બાદ સંયુક્ત પ્રાંતો, મધ્યપ્રાંત અને બીહાર, નોર્થવેસ્ટ ફ્રન્ટીઅર પ્રોવીન્સ અને રજપુતાનાના ટોંક રાજ્ય તરફથી જમીનના વિસ્તારને લગતા સુધારેલા આંકડા મળેલા છે. આખા હિન્દુસ્તાન માટે સુધારેલા આંકડો ૨,૮૨,૧૪,૦૦૦ ૦૦૦ એકર છે જયારે બીજા વર્તારા પ્રમાણે તે આંકડો ૨,૮૪,૦૩,૦૦૦ એકર હતો એટલે કે હાલનો આંકડો ૧૮૯૦૦૦ એકરનો અથવા ૧ ટકાનો ઘટાડો બતાવે છે.

સામટી રીતે લેતાં પાકની સામાન્ય સ્થિતિ સારી જણાવવામાં આવે છે.

### પ્રાંતો અને દેશી રાજ્યો માટે વીગતવાર આંકડા નીચે પ્રમાણે છે:—

| પ્રાંતો અને દેશી રાજ્યો | ૩૧-૩-૧૯૨૨ રોજનો અડસટો એકર | બીજા વર્તારા મુજબનો અડસટો એકર | વધારો અથવા ઘટાડો |
|---|---|---|---|
| પંજાબ (દેશી રાજ્યો સહિત) | ૧૦,૫૪૬,૦૦૦ | ૧૦,૫૪૬,૦૦૦ | ...... |
| સંયુક્ત પ્રાંત ( ,, ) | ૬,૯૭૧,૦૦૦ | ૭,૦૯૧,૮૦૦ | ૧૨૦,૦૦૦ |
| મધ્ય પ્રાંત અને બીરાર (,,) | ૨,૫૦૭,૦૦૦ | ૨,૫૫૧,૦૦૦ | ૪૬૦૦૦ |
| મુંબઈ અને સીંધ ( ,, ) | ૨,૧૦૬,૦૦૦ | ૨,૧૦૬,૦૦૦ | ........ |
| બીહાર ઓરીસા | ૧,૧૩૪,૦૦૦ | ૧,૧૩૪,૦૦૦ | ........ |
| નોર્થ વેસ્ટ ફ્રન્ટીઅર પ્રોવીન્સ | ૯૫૭,૦૦૦ | ૯૮૫,૦૦૦ | ૨૮૦૦૦ |
| બંગાળ | ૧૨૪,૦૦૦ | ૧૨૪,૦૦૦ | ........ |
| દીલ્હી | ૩૦૦૦૦ | ૩૦૦૦૦ | ........ |
| અજમેર મેરવાડ | ૧૬૦૦૦ | ૧૬૦૦૦ | ........ |
| મધ્ય હિન્દુસ્તાન | ૨,૩૦૪,૦૦૦ | ૨,૩૦૪,૦૦૦ | ........ |
| હૈદ્રાબાદ | ૬૫૯,૦૦૦ | ૬૫૯,૦૦૦ | ........ |
| રજપુતાના | ૭૮૮,૦૦૦ | ૭૮૫,૦૦૦ | ૩૦૦૦ |
| વડોદરા | ૬૮૦૦૦ | ૬૮૦૦૦ | ........ |
| માઇસોર | ૪૦૦૦ | ૪૦૦૦ | ........ |
| કુલ | ૨૮,૨૧૪,૦૦૦ | ૨૮,૪૦૩,૦૦૦ | ૧૮૫,૦૦૦ |

### મુંબઇ ઇલાકાનો ઘઉંનો પાક.

મુંબઇ ઇલાકાના સને ૧૯૨૧-૨૨ ની સાલના ઘઉંના પાકને લગતી ખાસ સુધારેલી યાદી ખેતીવાડી ખાતાના વડા ડા૦ હેરોલડ એચ૦ મેન તરફથી બહાર પાડવામાં આવી છે જેમાં જણાવવામાં આવ્યું છે કે ગઇ તા૦ ૧ લી એપ્રીલ સુધીમાં આ પાક હેઠળનો વીસ્તાર નીચે મુજબ

| | બ્રીટીશ જીલ્લાઓ. એકર. | દેશી રાજ્યો. એકર. |
|---|---|---|
| ઇલાકો ... ... .. ... | ૧૨૨૦૧૦૦ | ૪૫૮૩૦૦ |
| સીંધ ... ... ... ... | ૪૨૮૪૦૦ | ૨૭૯૦૦ |
| કુલે ... .... | ૧૬૪૮૫૦૦ | ૪૮૬૨૦૦ |

ઉપર પ્રમાણે આ પાક હેઠળનો કુલે વીસ્તાર ૨૧૩૪૭૦૦ એકર જેટલો હતો જે આગલા વરસ કરતાં ૪૦)૭ ટકા જેટલો વધુ છે,

ઇલાકામાં ગયા માસની યાદીમાં જણાવેલા અડસટા કરતાં ૫૦૦૦૦ એકરનો વધારો થયો છે જે કર્ણાટકના ત્રણ જીલ્લાઓ અને નાશક ખાતેથી મળેલી વધારે વીગતોને આભારી છે. બીજા હાથ ઉપર પશ્ચીમ ખાનદેશમાં વીસ્તારમાં ૨૮૦૦૦ એકરનો ઘટાડો થયો છે. સીંધમાં સક્કર, ખેરપુર અને કરાંચી ખાતે ૧૬૦૦૦ એકરનો વધારો થયો છે જ્યારે બીજા જીલ્લાઓમાં ૧૧૮૦૦ એકરનો ઘટાડો થયો છે.

એકંદરે ગુજરાતમાં પાક ઠીક ઉગ્યો છે. ખાનદેશ અને કરણાટકમાં સુકો તેમજ નેહેરના પાણીવાળો પાક તથા સતારા અને સોલાપુરમાં ભીનો પાક આગલી યાદીમાં જણાવેલા અનુસાર દાયક સંજોગોને લીધે આબાદ થયો છે. દખણમાં બીજે ઠેકાણે પાકને જ્યાં જ્યાં નેહેરનાં પાણીથી મદદ કરવામાં આવી હતી. ત્યાં ત્યાં તે સાધારણ સારો થયો હતો, જ્યારે ખાસ કરીને અહમદનગર, પુના અને સોલાપુરના કેટલાક ભાગો ખાતેના સુકા પાકને પાણીની ટીપણીને લીધે ખમવું પડયું હતું અને ત્યાં પાક નબળો ઉતર્યો હતો. સુકા અને વહેલા વાવવામાં આવેલા નેહેરનાં પાણીવાળા પાકની કાપણી દરેક ઠેકાણે પુરી થઇ ગઇ છે જ્યારે મોડેથી વાવવામાં આવેલા નેહેરનાં પાણીવાળા પાકની કાપણી હમણાંજ શરૂ થઇ છે. સીંધમાં એકંદરે મોસમ આવકારદાયક નીવડી છે પણ જામરાએ શીકરોવાળા પ્રદેશોમાં નેહેરના ઓછાં પાણીને લીધે પાકની ઉતર બરાબરીના બે તરૂત્યાંસ જેટલી થઇ છે. અત્રે કાપણી ઘણી ખરી જગાએ હમણાંજ શરૂ થઇ છે.

પાકની ઉતરનું ટકા પ્રમાણે જે આગલી યાદીમાં જણાવવામાં આવ્યું હતું તેમાં કંઇ વહેવારૂ રીતે ફેરફાર થયો નથી પાકની ઉતરનો અડસટો નીચે મુજબ છેઃ—

| | બ્રીટીશ જીલ્લાઓ | દેશી રાજ્યો. |
|---|---|---|
| | ટન. | ટન. |
| ઇલાકો .... ... | ૨૯૫·૦૦ | ૧૩૦૦૦૦ |
| સીંધ ... ... | ૧૫૪૨૦૦ | ૮૦૦૦ |
| કુલે ટન ... | ૪૨૯૨૦૦ | ૧૩૮૦૦૦ |

ઉપર જણાવ્યા મુજબ પાકની કુલે ઉતર ૫૬૭૨૦૦ ટન જેટલી અડસટવામાં આવે છે જે ગયાં વરસના કરતાં ૮૩)૮ ટકા જેટલી વધુ છે.

## હીંદીની અફીણની ખેતી

ઇનડીયા ઓફીસ તરફથી "હીંદમાં નીપજતાં અફીણને લગતી ખરી હકીકત" નામનું ચોપાનીયું પ્રગટ કરવામાં આવ્યું છે જેમાં હીંદમાં અફીણની નીપજ અને ખપત તથા પરદેશ થતો નીકાશ ઉપર અંકુશ રાખવા માટે હીંદી સરકાર તરફથી કેવા ઉપાયો લેવામાં આવ્યા છે તેનું ધ્યાન કરવામાં આવ્યું છે. આ ચોપાનીયામાં ભારપુર્વક જણાવવામાં આવ્યું છે કે હીંદી હેગના વખતમાં કરવામાં આવેલી માગણી કરતાં પણ આગળ વધ્યું છે.

આ ચોપાનીઆમાં ધ્યાન ખેંચવામાં આવ્યું છે કે ચીન હીંદી કરતાં સાતગણું વધારે અફીણ પકવે છે. ઇરાન જે હેગના લખતમાંની અગત્યની સરતોની હદની બહાર અને તરકી જેણે આ લખત ઉપર સહી કરી નથી તે હીંદ જેટલા અફીણની નીકાસ કરે છે. જ્યાં સુધી હીંદને ખાત્રી ના થાય કે લખતની સરતોમાં સખતાઇ વધારવાને કરવામાં આવનાર ફેરફારથી લાભકારક પરીણામ આવશે, ત્યાં સુધી તે ફેરફાર સ્વીકારવાની હીંદ ના પાડે તો વ્યાજબી થઇ પડશે

હીંદ એકલોજ અફીણની ખેતી કરનારો દેશ છે કે જે અફીણનો ઉપયોગ ફકત તબીબી અને વઇજ્ઞાનીક કામો માટેજ હદમાં રાખવાની ભલામણને અમલમાં મુકી શકે પણ તેમ કરવાથી ઇરાન, ચીન અને તરકીમાં અફીણની પેદાસ વધારી દેવામાં આવશે અને દુનીયાના સઘળા ભાગોમાં તેની છુટથી નીકાસ કરવામાં આવશે. હીંદ, બીજા દેશો આ લખતની શરતો અમલમાં મુકે તે જોવા માગે છે અને બીજા દેશો લાભ ખાટી જાય તથા પોતાને હોળીનું નાળીયેર બનાવવામાં આવે તેવી રીતે હીંદમાં થતી અફીણની ખેતી દાબી દેવાની ભલામણ સ્વીકારવાને તે સાફ ના પાડશે.

ના. હિન્દી સરકાર તરફથી તા. ૧-૪-૨૧ ને રોજ નીચેની યાદી બહાર પાડવામાં આવેલ છે.

૧૯૭૮ ના સી કસ્ટમ્સ એક્ટની ૧૯ મી કલમ હેઠલ મળેલી સત્તાની રૂએ ગવર્નર-જનરલ-ઇન-કાઉન્સીલ નીચે પરિશિષ્ટ અ માં જણાવવામ આવેલ ચીજો પરિશિષ્ટ બ. માં જણાવવામાં આવેલ જગ્યાએ સિવાય દરીઆને માર્ગે બ્રિટિશ હિન્દ બહાર લઇ જવાની મના કરે છે અને પરિશિષ્ટ અ. માં જણાવેલો માલ પરિશિષ્ટ બ મા જણાવેલી જગ્યાએ લઇ જવા માટે તે માલ લઇ જવાની કલેકટર ઓફ કસ્ટમ્સ પાસેથી પરમીટ મેળવ્યા સિવાય ચઢાવવાની મના કરે છે.

આ જાહેરાત શહેનશાહ તરફથી લઇ જવામાં આવતા માલને અથવા તો મુસાફરી દરમ્યાન વપરાશ માટે લઇ જવામાં આવતા માલને લાગુ પડશે નહિ સિવાય કે કોઇ પણ ચોકકસ દાખલામા ગવર્નર-જનરલ-ઇન કાઉન્સીલ ખાસ હુકમ કાઢે.

## પરિશિષ્ટ અ

બાજરી, જવ, ચણા જુવાર, મસુરની દાળ, મકાઇ, દાળ, ઘઉં અને આ ચીજોમાંથી બનાવવામાં આવેલ આટો.

## પરિશિષ્ટ બ

પર્શન ગલ્ફનાં બંદરો, સીલોન, જેકાહ, મોરીશીઅસ, મેક્રાનકોસ્ટ, ઇસ્ટ આફ્રીકા, ગીફ્રીલીસ, પોર્ટુગીઝ ઇન્ડીઆ, એડન, શહેર, અને મોમ્પલા, સ્ટ્રેઇટસ સેટલમેન્ટસ અને લેબોન, સીઆમ, પેરીસ, હોંગકોંગ, સાઉથ આફ્રીકા, ઓસ્ટ્રેલીઆ, ન્યુઝીલેન્ડ, ફીજી આઇલેન્ડઝ, બ્રીટીશ વેસ્ટ ઇન્ડીઝ, બ્રીટીશ ગીઆના.

---

ગવર્નર જનરલ ઇન કાઉન્સીલે બ્રિટિશ હિન્દુસ્તાનમાંથી દરીઆઇ માર્ગે કોલસો બહાર લઇ જવાની મના કરેલ છે સિવાય કે શહેનશાહ તરફથી અથવા સ્ટીમરોની વપરાશ માટે કલેકટર ઓફ કસ્ટમ્સની રજાથી તે લઇ જવામાં આવે.

## હિન્દમાં રબરનો ઉદયોગ,

હિન્દુસ્તાનમાં રબર ઉગાડવા માટે રોકવામાં આવેલી જમીનમાં ખાસ વધારો થયો નથી છતાં જેમ જેમ જમીન કેળવાતી જાય છે તેમ તેમ નિકાશમાં ધીમે ધીમે વધારો થતો જાય છે.

ના. હિન્દી સરકારના ડીરેકટર સ્ટેટીસ્ટીક્સે તૈયાર કરેલ એક રીપોર્ટ મુજબ રબરના પાક નીચે, ૧૯૭,૯૭૭ એકર જમીન ઉપરથી વધીને ૧૯૨૦ માં જમીન ૨૦૪,૯૬૩ એકરની થઇ હતી. જો કે રબરના પાક નીચે નવી જમીન લગભગ ૩૦૦૦ એકર જેટલી રોકવામાં આવી હતી. પણ જૂની જમીનમાંથી તે આંકડાથી અર્ધા કરતાં વધારે જમીન છોડી દેવામાં આવી હતી. કુલ જમીનના ૪૫ ટકા બર્મામાં, ૩૧ ટકા ત્રાવણકોરમાં, ૧૧ ટકા મદ્રાસમાં અને ૭ ટકા કોચીનમાં છે.

---

ધી ઓમ્મે ટાઇમ્સ માટે ૨૧, બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

૧૯૨૦ માં કાચા રબરની કુલ પેદાશ લગભગ ૧૩, ૭૮૯,૦૦૦ રતલ હતી જ્યારે આગલે વર્ષે તે ૧૩,૬૧૫,૦૦૦ રતલ હતી. એકર દીઠ પેદાશ બર્મામાં ૨૪૩ રતલ, કોચીનમાં ૨૨૨ રતલ ત્રાવણકોરમાં ૧૯૯ રતલ અને મદ્રાસમાં ૩૪૨ રતલ હતી. રબરના વાવેતરમાં લગભગ ૫૩૦૦૦ માણસો રોકવામાં આવે છે.

૧૯૨૦ ની આખરે સૂકા રબરનો જથ્થો લગભગ ૫,૦૦૦,૦૦૦ રતલથી થોડો હતો.

છેલ્લાં થોડાં વર્ષથી રબરનો નિકાશ વેપાર ઝડપથી આગળ વધે છે. ૧૯૧૬-૧૭ માં ૭,૫૦૦,૦૦૦ રતલ કાચું રબર નિકાશ કરવામાં આવ્યું હતું જ્યારે ૧૯૨૦ માં તે આંકડો ૧૪,૦૦૦,૦૦૦ રતલ સુધી પહોંચ્યો હતો. લડાઇને લીધે જે માગ ઉત્પન્ન થઇ હતી તે નરમ પડી ગઇ હતી છતાં ૧૯૨૦ નો આંકડો ૧૯૧૯ ના આંકડા કરતાં ૧૧ ટકા વધારે હતો. રબરની કિંમત બજારમાં મંદીને લીધે ૯ ટકા ઘટીને રૂ. ૧૫૫ ની થઇ ગઇ હતી. નિકાશના ૭૬ ટકા યુનાઇટેડ કીંગડમ ખાતે, ૧૨ ટકા સીલોન ખાતે અને ૧૦ ટકા યુનાઇટેડ સ્ટેટ્સ ખાતે ગયા હતા.

નવેમ્બરના આંકડા ઉપરથી જણાય છે કે સામાન્ય વેપારી મંદીની અસર આ ઉદ્યોગ ઉપર પણ થયેલ છે ૧૯૨૧ ના એપ્રીલથી નવેમ્બર સુધીના આ મહિના દરમ્યાન આ દેશમાંથી રબરની નીકાશ ૫,૬૨૪,૦૦૦ રતલ થઇ હતી જ્યારે ૧૯૨૦ ના તેજ અરસામાં નિકાશનો આંકડો ૮ ૫૫૬,૦૦૦ રતલનો હતો.

કાચા રબરના હિન્દુસ્તાનમાં થતી આયાત નજીવી છે અને મુખ્યત્વે કરીને તે જાપાનમાંથી આવે છે પણ મોટરના ટાયરો ઘણા મોટા જથામાં આયાત કરવામાં આવે છે. ૧૯૧૯-૨૦ માં આયાત કરવામાં આવેલા ટાયરની સંખ્યા ૧૨૭,૦૦૦ હતી જ્યારે ૧૯૧૦ માં તે સંખ્યા ૨૦૪,૦૦૦ ની હતી અને તેમાં યુનાઇટેડ કીંગડમનો હીસ્સો સહુથી મોટો હતો (૬૮૦૦૦).

## ૧૯૨૧ ની સાલમાં જાપાનનો દરીઆઇ વેપાર:—

૧૯૨૧ ની સાલમાં જાપાનના પરદેશ સાથના વેપારના આંકડા નીચે મુજબ હતા.

| | ૧૯૨૧<br>યેન | ૧૯૨૦<br>યેન |
|---|---|---|
| નિકાશ | ૧,૨૫૨,૨૪૧,૦૦૦ | ૧,૯૪૮,૨૪૭,૦૦૦ |
| આયાત | ૧,૬૧૧,૮૭૦,૦૦૦ | ૨,૩૩૫,૫૪૧,૦૦૦ |
| | ૨,૮૬૪,૧૧૧૦૦૦ | ૪,૨૮૩,૭૮૮,૦૦૦ |

૧૯૨૧ ના વર્ષની નિકાશમાં દારૂ, સાબુ અને કાચા રેશમની નિકાશ સીવાય બીજી બધી મુખ્ય ચીજોની નિકાશની કિંમતમાં ઘટાડો થયો હતો. દારૂની નિકાશમાં ૧,૨૧૧,૦૦૦ યેન, ત્રાંબામાં ૧,૩૨૮,૦૦૦ યેન અને કાચા રેશમની નિકાશમાં ૩૪,૪૮૦,૦૦૦ યેનનો વધારો થયો હતો. બીજી સઘળી અગત્યની ચીજોની નિકાશની કિંમતમાં ઘટાડો થયો હતો અને મોટામાં મોટો ઘટાડો સુતરાઉ કાપડ, સુતર અને રેશમી કાપડમાં થયો હતો.

આયાત બાજુમાં આઠ મુખ્ય ચીજો—ચોખા, ખાંડ, રબર, ટોપરૂં, સીસું, વણેલું, ઉન, સાંચાકામની આયાતની કીંમતમાં વધારો થયો હતો. જેની આયાતની કીંમત વર્ષ દરમ્યાન ૨૮૩,૨૧૦,૦૦૦૦ યેન ઘટી ગઇ હતી. બીજો મોટો ઘટાડો કાચા ઉનની આયાતમાં થયો હતો. સામાન્ય ઔદ્યોગિક મંદી અને ખાધા ખોરાકીના ઉંચા ભાવને લીધે આયાત વેપારમાં મોટો ઘટાડો થયો હતો.

---

૧ ટેક્સ્ટાઈલ મીલોને એક અમુલ્ય લાભ:-મેશર્સ ટાટા એન્જીનીઅરીંગ કંપની લીમીટેડને તેમને માત્રા તરફથી આગ્રહ હોવાથી પોતાની કેમીકલ લેબોરેટરીનો લાભ મીલોને આપવાનું નક્કી કર્યું છે અને તે સંબંધીમાં માહીતી આપનારો એક સરક્યુલર પત્ર દરેક મીલો પર મોકલી આપ્યો છે જે પત્રની એક નકલ ચેમ્બર ઉપર મોકલી આપવામાં આવી છે થોડા વખત પહેલાં તેઓએ ચેમ્બરના સલાહકાર રસાયણીઓ તરીકે પોતાની સેવા ચેમ્બરને સ્વાધીન કરી હતી જેનો ચેમ્બર તરફથી આભાર સહીત સત્કાર કરવામાં આવ્યો હતો તેઓ આરબ્રીટ્રેશનનું કામ હાથપર લેવા ખુશી છે અને મીલને લગતી ઘણી તકરારની બાબતો જેવી કે ૩, સુતર અથવા કાપડમાં ભેજનું કેટલું પ્રમાણ છે; સુતર અથવા કાપડની કેટલી મજબુતી છે; અથવા કાપડની સફાઈ તથા વજન કેટલાં છે એવી સઘળી બાબતો ઉપર પોતાનો નીશપક્ષપાત અભીપ્રાય આપવાને ખુશી છે. જેકામ કર્યાં બદલ ફીના ચાર્જ રાખવામા આવ્યા છે તે પણ ઘણાજ કીફાયત છે. અમે આશા રાખીએ છીએ કે આ યોજનાનો મીલવાળા પુરતો લાભ લે તો ધંધાને ઘણોજ અગત્યનો લાભ થવા સંભવ છે.

૨ દેશી માલ નીકાસ કરનારાઓની ડાયરેક્ટરી:-મુંબાઈ ખાતેના ડાયરેક્ટર ઓફ કોમર્શીઅલ ઇન્ટેલીજન્સ તરફથી અમને એમ જણાવવામાં આવ્યું છે કે ના. હીંદી સરકારના વેપારી ખબરના ખાતા તરફથી દેશી ચીજો નીકાસ કરનારાઓની એક ડાયરેક્ટરી તૈયાર કરવાનું કામ હાલ પર લેવામાં આવ્યું છે. આ ડાયરેક્ટરીમા જે વેપારીઓને પોતાનું નામ નોંધાવવાની ઇચ્છા હોય તેમણે ચેમ્બરના સેક્રેટરી ઉપર અથવા તો ડાયરેક્ટર ઓફ કોમર્શીઅલ ઇન્ટેલીજન્સ મુંબાઈ નવું કસ્ટમસ હાઉસ, એ શરનામે પત્ર લખી જણાવવુ અને તે સાથે નીચેની વીગતો પુરી પાડવી. નામ નોંધાવવાની ફી લેવામાં આવશે નહી.

૧ પેઢીનું નામ.
૨ શરનામું.
૩ કઇ ચીજોની નીકાસમાં તે વેપાર કરે છે.
૪ બેંક રેફરન્સ (આ હકીકત ગુપ્ત રાખવામા આવશે.)

(૩) બોરીબંદર ગુડસ ડેપો ઉપર માલ ચઢાવવાની મનાઈ-જી આઈ. પી. રેલ્વે કંપનીના જનરલ ટ્રાફીક મેનેજર તરફથી એક સરક્યુલર દ્વારા એમ જણાવવામાં આવે છે કે તા. પહેલી જુન સને ૧૯૨૨થી બોરીબંદરના ગુડઝ ડેપો પરથી જે માલ ચઢતો તથા ઉતરતો તે માલની ચઢઉતર તે સ્થળે ન થતાં વાડીબંદર ઉપર કરવામાં આવશે.

૪. ચેમ્બરના પ્રતીનીધીઓએ જકાતને લગતા કમીશન આગળ આપેલી જુબાની:—જુબાનીની એક નકલ ચેમ્બરની ઓફીસમાં રાખવામાં આવી છે જે સભાસદને વાંચવાની ઇચ્છા હોય તેમણે ચેમ્બરની ઓફીસમાં ૧૦-૩૦ થી ૫-૩૦ (સ્ટા. ટા.) સુધીમા આવવું જે વેળા જુબાનીની નકલ રજુ કરવામા આવશે.

---



---

ધી બોમ્બે ટાઇમ્સ આર્ટ એંડ આર્ટ પ્રેસ મુંબઇ.

૧૯૨૦ માં કાચા રબરની કુલ પેદાશ લગભગ ૧૩, ૭૯૯,૦૦૦ રતલ હતી જ્યારે આગલે વર્ષે તે ૧૩,૬૧૫,૦૦૦ રતલ હતી. એકર દીઠ પેદાશ બર્મામાં ૨૪૩ રતલ, કોચીનમાં ૨૨૨ રતલ ત્રાવણકોરમાં ૧૯૯ રતલ અને મદ્રાસમાં ૧૪૨ રતલ હતી. રબરના વાવેતરમાં લગભગ ૫૩૦૦૦ માણસો રોકવામાં આવે છે.

૧૯૨૦ ની આખરે સૂકા રબરનો જથ્થો લગભગ ૫,૦૦૦,૦૦૦ રતલથી થોડો હતો.

છેલ્લાં થોડાં વર્ષથી રબરનો નિકાશ વેપાર ઝડપથી આગળ વધે છે. ૧૯૧૬-૧૭ માં ૭,૫૦૦,૦૦૦ રતલ કાચું રબર નિકાશ કરવામાં આવ્યું હતું જ્યારે ૧૯૨૦ માં તે આંકડો ૧૪,૦૦૦,૦૦૦ રતલ સુધી પહોંચ્યો હતો. લડાઈને લીધે જે માગ ઉત્પન્ન થઇ હતી તે નરમ પડી ગઇ હતી છતાં ૧૯૨૦ નો આંકડો ૧૯૧૯ ના આંકડા કરતાં ૧૧ ટકા વધારે હતો. રબરની કિંમત બન્દરમાં મંદીને લીધે ૯ ટકા ઘટીને રૂ. ૮૫૫ ની થઇ ગઇ હતી નિકાશના ૭૬ ટકા યુનાઇટેડ કીંગડમ ખાતે, ૧૨ ટકા સીલોન ખાતે અને ૧૦ ટકા યુનાઇટેડ સ્ટેટ્સ ખાતે ગયા હતા.

નવેમ્બરના આંકડા ઉપરથી જણાય છે કે સામાન્ય વેપારી મંદીની અસર આ ઉદ્યોગ ઉપર પણ થયેલ છે ૧૯૨૧ ના એપ્રીલથી નવેમ્બર સુધીના આ મહિના દરમ્યાન આ દેશમાંથી રબરની નીકાશ ૫,૬૨૪,૦૦૦ રતલ થઇ હતી જ્યારે ૧૯૨૦ ના તેજ અરસામાં નિકાશનો આંકડો ૮ ૫૫૬,૦૦૦ રતલનો હતો.

કાચા રબરના હિન્દુસ્તાનમાં થતી આયાત નજીવી છે અને મુખ્યત્વે કરીને તે જાપાનમાંથી આવે છે પણ મોટરના ટાયરો ઘણા મોટા જથ્થામાં આયાત કરવામાં આવે છે. ૧૯૧૯-૨૦ માં આયાત કરવામાં આવેલા ટાયરની સંખ્યા ૧૨૭,૦૦૦ હતી જ્યારે ૧૯૧૦ માં તે સંખ્યા ૨૦૪,૦૦૦ ની હતી અને તેમાં યુનાઇટેડ કીંગડમનો હીસ્સો સહુથી મોટો હતો (૯૮૦૦૦).

## ૧૯૨૧ ની સાલમાં જાપાનનો દરીઆઇ વેપાર:—

૧૯૨૧ ની સાલમાં જાપાનના પરદેશ સાથના વેપારના આંકડા નીચે મુજબ હતા.

| | ૧૯૨૧<br>યેન | ૧૯૨૦<br>યેન |
|---|---|---|
| નિકાશ | ૧,૨૫૨,૨૪૧,૦૦૦ | ૧,૯૪૮,૨૪૭,૦૦૦ |
| આયાત | ૧,૬૧૧,૮૭૦,૦૦૦ | ૨,૩૩૫,૫૪૧,૦૦૦ |
| | ૨,૮૬૪,૧૧૧૦૦૦ | ૪,૨૮૩,૭૮૮,૦૦૦ |

૧૯૨૧ ના વર્ષની નિકાશમાં દારૂ, સાબુ અને કાચા રેશમની નિકાશ સીવાય બીજી બધી મુખ્ય ચીજોની નિકાશની કિંમતમાં ઘટાડો થયો હતો. દારૂની નિકાશમાં ૧,૨૧૧,૦૦૦ યેન, ત્રાંબામાં ૧,૩૨૮,૦૦૦ યેન અને કાચા રેશમની નિકાશમાં ૩૪,૪૮૦,૦૦૦ યેનનો વધારો થયો હતો. બીજી સઘળી અગત્યની ચીજોની નિકાશની કિંમતમાં ઘટાડો થયો હતો અને મોટામાં મોટો ઘટાડો સુતરાઉ કાપડ, સુતર અને રેશમી કાપડમાં થયો હતો.

આયાત બાજુમાં સાત મુખ્ય ચીજો—ચોખા, ખાંડ, રબર, ટોપરૂં, સીસું, વણેલું ઉન, સાંચાકામની આયાતની કીંમતમાં વધારો થયો હતો. જેની આયાતની કીંમત વર્ષ દરમ્યાન ૨૮૩,૨૧૦,૦૦૦૦ યેન ઘટી ગઇ હતી. બીજો મોટો ઘટાડો કાચા ઉનની આયાતમાં થયો હતો. સામાન્ય ઔદ્યોગિક મંદી અને ખાધા ખોરાકીના ઉંચા ભાવને લીધે આયાત વેપારમાં મોટો ઘટાડો થયો હતો.

---

**૧ ટેક્સ્ટાઈલ મીલોને એક અમુલ્ય લાભ:**—મેસર્સ ટાટા એન્જીનીઅરીંગ કંપની લીમીટેડને તેમને મીત્રો તરફથી આગ્રહ હોવાથી પોતાની કેમીકલ લેબોરેટરીનો લાભ મીલોને આપવાનું નક્કી કર્યું છે અને તે સંબંધીમાં માહીતી આપનારો એક સરક્યુલર પત્ર દરેક મીલો પર મોકલી આપ્યો છે જે પત્રની એક નકલ ચેમ્બર ઉપર મોકલી આપવામાં આવી છે થોડા વખત પહેલાં તેઓએ ચેમ્બરના સલાહકાર રસાયણીઓ તરીકે પોતાની સેવા ચેમ્બરને સ્વાધીન કરી હતી જેનો ચેમ્બર તરફથી આભાર સહીત સત્કાર કરવામાં આવ્યો હતો તેઓ આરબ્રીશનનું કામ હાથપર લેવા ખુશી છે અને મીલને લગતી ઘણી તકરારની બાબતો જેવી કે રૂ, સુતર અથવા કાપડમાં ભેજનું કેટલું પ્રમાણ છે; સુતર અથવા કાપડની કેટલી મજબુતી છે; અથવા કાપડની સફાઈ તથા વજન કેટલાં છે એવી સઘળી બાબતો ઉપર પોતાનો નીશપક્ષપાત અભીપ્રાય આપવાને ખુશી છે. જેકામ કર્યા બદલ ફીના ચાર્જ રાખવામાં આવ્યા છે તે પણ ઘણાજ કીફાયત છે. અમે આશા રાખીએ છીએ કે આ યોજનાનો મીલવાળા પુરતો લાભ લે તો ધંધાને ઘણોજ અગત્યનો લાભ થવા સંભવ છે.

**૨ દેશી માલ નીકાસ કરનારાઓની ડાયરેકટરી:**—મુંબાઈ ખાતેના ડાયરેકટર ઓફ કોમર્શીઅલ ઈન્ટેલીજન્સ તરફથી અમને એમ જણાવવામાં આવ્યું છે કે નામ. હીંદી સરકારના વેપારી ખબરના ખાતા તરફથી દેશી ચીજો નીકાસ કરનારાઓની એક ડાયરેકટરી તૈયાર કરવાનું કામ હાલ પર લેવામાં આવ્યું છે. આ ડાયરેકટરીમાં જે વેપારીઓને પોતાનું નામ નોંધાવવાની ઈચ્છા હોય તેમણે ચેમ્બરના સેક્રેટરી ઉપર અથવા તો ડાયરેકટર ઓફ કોમર્શીઅલ ઈન્ટેલીજન્સ મુંબાઈ નવું કસ્ટમસ હાઉસ, એ શરનામે પત્ર લખીને જણાવવું અને તે સાથે નીચેની વીગતો પુરી પાડવી. નામ નોંધાવવાની ફી લેવામાં આવશે નહીં.

૧ પેઢીનું નામ.
૨ શરનામું.
૩ કઈ ચીજોની નીકાસમાં તે વેપાર કરે છે.
૪ બેંક રેફરન્સ ( આ હકીકત ગુપ્ત રાખવામાં આવશે. )

**(૩) બોરીબંદર ગુડસ ડેપો ઉપર માલ ચઢાવવાની મનાઈ:**—જી. આઈ. પી. રેલ્વે કંપનીના જનરલ ટ્રાફીક મેનેજર તરફથી એક સરક્યુલર દ્વારા એમ જણાવવામાં આવે છે કે તા. પહેલી જુન સને ૧૯૨૨થી બોરીબંદરના ગુડઝ ડેપો પરથી જે માલ ચઢતો તથા ઉતરતો તે માલની ચઢઉતર તે સ્થળે ન થતાં વાડીબંદર ઉપર કરવામાં આવશે.

**૪. ચેમ્બરના પ્રતીનીધીઓએ જકાતને લગતા કમીશન આગળ આપેલી જુબાની:**—જુબાનીની એક નકલ ચેમ્બરની ઓફીસમાં રાખવામાં આવી છે જે સભાસદને વાંચવાની ઈચ્છા હોય તેમણે ચેમ્બરની ઓફીસમાં ૧૦-૩૦ થી ૫-૩૦ (સ્ટા. ટા.) સુધીમાં આવવું જે વેળા જુબાનીની નકલ રજુ કરવામાં આવશે.

---



---

જર્મનીની એક પેઢી જેઓ ઓટોમોબાઇલ્સ, બ્રસ, કેમીકલ્સ, રંગો, સ્ટેશનરી, વિજળીનો સામાન, ફોટોગ્રાફનો સામાન, કાચનો સામાન, ફર્નીચર, દવા, ઘડીઆળ, રમકડા, વિગેરે ઘણી ચીજોનો વેપાર કરે છે તેઓ આ દેશની મોટી આયાત પેઢીઓ સાથે કામ કરવા ખુશી છે. તેઓ ગમે તે ચીજ યોગ્ય ભાવે આપી શકશે, તેઓના ડીરેકટરો જર્મીન વેપાર ઉદ્યોગમાં ઘણા આગળ પડતાં છે. તેઓની નાણાં સબંધી સ્થિતી વિષે મહીતી Dentesche Bank, Berlin W. 8, Manerstrasse 43 પાસેથી મળી શકશે, તેઓ જે ચીજોનો વેપાર કરે છે તેઓનું વિગતવાર લીસ્ટ ચેમ્બર તરફ મોકલેલ છે જે ઓફીસમાં જોઇ શકાશે. આ બાબતનો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવોઃ-

Expert Gesllsebaft far dentsche
Iabukate. Berlin W. 50.

## એજન્સી જોઇએ છે.

તમામ જાતના રંગ રોગાન, હાર્ડ વેર, કટલરી અને બીજા કોઇ માલની અહિં ખાતે પગાર અગર કમીશનથી એજન્સી આપવા ખુશી હોય તેવી પેઢી અને કારખાનાવાળાઓએ વેળાસર પૂછાવવું:—એન. હરિશંકર ઉપાધ્યાય જામનગર.

મુંબાઇના એક વેપારી (એજન્ટ) નીચે જણાવેલા બીઝનેસમાં પત્ર વ્યવહાર ચાહે છેઃ-

સ્પેનથી કેસર મંગાવનાર અગર જથામાં કામ કરનાર મુંબઇના વેપારી સાથે પત્ર વ્યવહારની જરૂર છે.

યુરોપના હોઝીયરી, મોજાં, ગંજીફ્રાકનું ડાયરેકટ કામ કરનાર વેપારી સાથે સંબંધની જરૂર છે. બેંગલોર હંગેરીઅન ટરકીશ (ફેલ્ટ) ટોપીનું કામ કરનાર સાથે સંબંધની જરૂર છે.

દેશી સીનેમા ફીલ્મો યુરોપમાં ચાલુ કરાવવા ઇચ્છા હોય તો તે સંબંધની જરૂર છે.

લખો, "D" ને આ ઓફીસને સરનામે.

---

# નવાં પેટંટો.

કલકત્તાની પેટંટ ઓફીસમા નવી શોધો માટે નીચે મુજબ વધુ અરજીઓ કરવામા આવી હતી. આ બાબતનો સઘળો પત્ર વ્યવહાર કોન્ટ્રોલર ઓફ પટન્ટસ એન્ડ ડીઝાઇન્સ ૧ કાઉન્સીલ હાઉસ સ્ટ્રીટ, કલકત્તા એ સરનામે કરવો.

નં. અરજદાર. શોધની વીગત.

૭૯૬૪ એચ. ઇ. ગ્રેશામ એન્ડ જી. કીરનેન—વેકયુમ બ્રેક સીલીન્ડરમાં સુધારા.
૭૯૭૪ એચ. ઈ. વોટસન એન્ડ જે. જે સુદબરો—મીઠું સાફ કરવાની રીતમા સુધારા.
૭૯૭૫ જી. એ. ટોસી—રીઇનફોર્સ્ડ કોન્ક્રીટમા સુધારા.
૭૯૭૮ વીકર્સ લીમીટેડ એન્ડ સી. એલ. સમ્પટર—ટ્રામ્વે અને રેલ્વેના પૈડાના પાટામા સુધારા.
૭૯૮૦ એફ. દીનશા—એરોપ્લેન માટે પેટ્રોલની પોતાની મેળે શીલ થઇ જાય તેવી ટાંકી.
૭૯૮૫ આર. સી. શોરી એન્ડ જે. આર. જેટ્ટી—રેશી કાંતવાના સંચો.
૭૯૮૭ એચ. આર. ડબ્લ્યુ વુડ—મેટરી લેમ્પમાં સુધારા.
૭૯૮૮ જે. ડકવર્થ અને બીજાઓ—વણવાની લુમમા સુધારા.
૭૯૯૧ જનરલ ઇલેકટ્રીક કંપની લીમીટેડ—વિજળીની બતીમાં સુધારા.
૭૯૯૨ એ. ટી. મીરઝા—સાબુ વિગેરે બનાવવાના સાધાનમાં સુધારા.
૭૯૯૩ એફ. લોબનીટઝ—ખોદવા માટેના સંચામાં સુધારા.
૭૯૯૪ એન. કેરૂથર્સ—કાંતવા માટેની સ્પીન્ડલોમાં સુધારા.
૭૯૯૫ એમ. કે. મીઆ—હાથની લુમમાં સુધારા.
૮૦૦૧ ટી. ડબ્લ્યુ. જોશી—'નેપ્ચુન' નામનું આગ ઓલવવાનું સાધન.
૮૦૦૨ જે. એમ. સરકાર—ચામડા, હાડકાં, વિગેરેમાથી સરેસ વિગેરે બનાવવા માટે.
૮૦૦૬ આર. સી. ખન્ના—ચરખામાં સુધારા.
૮૦૨૩ મારકોનીઝ વાયરલેસ ટેલીગ્રાફ કું. લીમીટેડ—વાયરલેસ સીગ્નલીંગ સીસ્ટમમાં સુધારા.
૮૦૨૪ એ. સ્નબી એન્ડ સાઇ—જાહેર ખબરવાળું ઘડીઆળ.
૮૦૨૮ ડીકટેટર ફાઉન્ટન પેન કું.—પેન્સીલમાં સુધારા.
૮૦૩૩ એમ. એન. ઇમાન—નેશનલ સ્પીનીંગ મશીન.
૮૦૩૬ એફ. જે. ડી. સરમ, ઇ. સી. ઇલીઆ એન્ડ. આર. એફ. મેગીન્સન—ગાળીચા બનાવવાની રીતમા સુધારા.
૮૦૩૯ રેલ્વે સપ્લાઇઝ કું. લી. શેરવુડ લીનલી લી. એન્ડ. આર. વેઇક—રેલ્વેના સીગ્નલ તથા બીજા તેલના દીવામા સુધારા.
૮૦૪૮ ડી. કે. બોઝ—રીઇનફોર્સ્ડ કોનક્રોટમા સુધારા
૮૦૫૪ મીશ્ર એન્ડ. એમ એચ. ખાન—હાથે કાંતવાના સંચામાં સુધારા.
૮૦૫૮ એચ. સી. એલ. બેમ્બર—લેમ્પના ગોળામાં સુધારા.

# જોઈંટ સ્ટોક કંપનીઓ.

ગયા ફેબ્રુઆરી માસમાં સ્થપાએલી જોઇન્ટ સ્ટોક કંપનીઓની વીગત નીચે પ્રમાણે છેઃ—

| નં. | નામ. | અગ્રેસરો તથા ઠેકાણું. | કામકાજ. | થાપણ રૂ. ૧૦૦૦ |
|---|---|---|---|---|
| | (૧). બેન્કીંગ, ધીરધાર તથા વીમા માટે. | | | |
| ૧ | ઇન્ડસ્ટ્રીઅલ ફીનેન્સ | આર. ડી તાતા. નવસારી બીલ્ડીંગ, મુંબઇ. | બેન્કીંગ. | ૨,૦૦,૦૦ |
| ૨ | અમૃતસર નેશનલ બેન્ક. | લાહોર, પંજાબ | ,, | ૫૦૦ |
| ૩ | એગ્રી એન્ડ પીસી કલ્ચરલ કું. | અશુતોશ બેનરજી દીનાજપુર, બંગાળ. | ધીરધાર | ૧૦૦ |
| ૪ | આહીસ બેન્કીંગ એન્ડ ટ્રેડીંગ કું. | દરભંગા, બીહાર ઓરીસા | ,, | ૫૦ |
| ૫ | કોઇમ્બટુર સુબ્રામનીઆ નિધિ. | કોઇમ્બટુર, મદ્રાસ. | બેન્કીંગ અને પરચુરણ વેપાર | ૧૦૦ |
| ૬ | ગોલ્ડન બેનીફીટ સોસાયટી | કોટીગામ એન્ડ કું. મદ્રાસ | ,, | ૧૦ |
| ૭ | કારીચીપાલાયમ રામાનુજ વિલાસ નિધિ | કોઇમ્બટુર, મદ્રાસ | ,, | ૧૦૦ |
| ૮ | ચાન્ડી પુડુર વીયાય ગણપતી બેન્ક | ,, ,, | ,, | ૧૦૦ |
| ૯ | સીરા નૈકન પલાયમ માધા લક્ષ્મી વિલાસ જનોપોકાર નિધિ | ,, ,, | બેન્કીંગ અને ધીરધાર | ૫૦ |
| ૧૦ | ઉપીલી પલીયમ વિના લાઇકલ બેન્ક | ,, ,, | ,, | ૧૦૦ |
| ૧૦ | વદુગપલાયમ શ્રી અચુથા વિલાસ નિધિ. | ,, ,, | ,, | ૧૦૦ |
| | | | કુલ બેન્કીંગ, ધીરધાર તથા વીમા માટે | ૨૧૨૧૦ |
| | (૨) ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ | | | |
| ૧૨ | સુઝ લાઇન | ૮ કલાઇવ રોડ કલકત્તા | નેવીગેશન | ૧૫૦૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૩ | હિન્દ મોટર સર્વીસ કુાં. | જકલ એન્ડ કુાં. સોલાપુર મુંબઈ | મોટરમાં ઉતારૂઓને લઈ જવાનું | ૫૦૦ |
| | | | કુલ ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ | ૨૦૦૦ |

(૩) ટ્રેડીંગ અને મેન્યુફેકચરીંગ. થાપણ રૂ. ૧૦૦૦

| | | | | |
|---|---|---|---|---|
| ૧૪ | મથુ ભુમિ પ્રીન્ટીંગ એન્ડ પબ્લીશીંગ કુાં. | કે. માધવન નેર, કાલીકટ મદ્રાસ | છાપવાનું | ૧૦૦ |
| ૧૫ | સાહિત્ય પ્રકાશક કુાં. | ગુલાબચંદ દેવચંદ ઝવેરી મુંબઈ | ,, | ૨૫ |
| ૧૬ | નેશનલ પ્રીન્ટીંગ એન્ડ પબ્લીશીંગ | સંયુક્ત પ્રાંત | ,, | ૫૦ |
| ૧૭ | રાજશાહી મેડીકો કલીનીકલહોલ | રાજશાહી, બંગાળ | દવાઓ બનાવવાનું | ૧૦ |
| ૧૮ | પેટરસન એન્જીનીઅરીંગ કુાં. | ટેમ્પલ ચેમ્બર્સ, કલકત | ગળવાના સંચા બનાવવાનું | ૫૦૦ |
| ૧૯ | યુનાઈટેડ એન્જીનીઅરીંગ એન્ડ બીલ્ડીંગ | મૂળરાજ ખટાઉ મુંબઇ | ઇજનેરો અને કોન્ટ્રેકટરો | ૧૫૦૦ |
| ૨૦ | માઉસેલ એન્ડ કુાં. | લાલબજાર, કલકતા | ચામડાને લગતું. | ૧૦૦૦ |
| ૨૧ | મુલતાન ઇલેકટ્રીક સપ્લાઇ કુાં. | મુલતાન, પંજાબ | વિજળી પૂરી પાડવાનું | ૧૦૦૦ |
| ૨૨ | પંજાબ હાઇડ્રો ઇલેકટ્રીક પાવર સપ્લાઈ કુાં. | દીલ્હી | વિજળી ઉત્પન્ન કરવાનું | ૬૦૦૦ |
| ૨૩ | આસામ પ્રોડકટસ એન્ડ લાઇન | ચાંદપુર, ટીપેરા, બંગાળ | ચુનાનો વેપાર | ૫૦ |
| ૨૪ | કાનપુર એરેટીંગ ગેસ કુાં. | કાનપુર | ગેસ બનાવવાનું | ૫૦૦૦ |
| ૨૫ | ઓરમી રોડઝ | નોરમન મેકલાઉન્ડ સેલકર્ક, મુંબઇ | એજન્ટો અને સામાન્ય વેપારીઓ | ૧૫૦ |
| ૨૬ | અમૃતલાલ દામોદરદાસ એલીસબ્રીજ, અમદાવાદ | | એજન્સીનું | ૧૫૦૦ |
| ૨૭ | મીમન મીંગ ફીશરી, એગ્રીકલ્ચર એન્ડ ટ્રેડીંગ કુાં | મીમનસીંગ બંગલા | પીસીકલ્ચર | ૭૫ |
| ૨૮ | જે. સી. પાલ એન્ડ કુાં નારાયણ ગંજ | | સામાન્ય વેપારીઓ | ૨૦ |
| ૨૯ | બંગાલ હોઝીઅરી મેન્યુફેકચરીંગ કુાં. | બંગાળ | હોઝીઅરીનો વેપારી | ૩૦ |
| ૩૦ | નોથ બેંગાલ ફાર્મર્સ સ્ટોર | દીનાજપુર, બંગાળ | ખેતીને લગતું | ૧૦૦ |
| ૩૧ | જે. ગોસોક એન્ડ કુાં. | ૭, વેલેસ્લી પ્લેસ, કલકત્તા | ઝવેરાતનો વેપાર | ૪૫૦ |

| | | | |
|---|---|---|---|
| બટર ફેકટરી એન્ડ યુરોપીઅન ડેરી ફામ | દત્તલેન, કલકત્તા | ડેરીનું કામકાજ | ૫૦ |
| ૩૩ ભારત ઇન્ડસ્ટ્રીઅલ્સ, એન્ડ ટ્રેડીંગ કું. | દત્તાનેર, મદ્રાસ | કાપડનો વેપાર | ૫૦ |
| ૩૪ ઇટાલીન્ડીઆ કોટન કું. | મુંબઇ | સામાન્ય વેપાર | ૫૦ |
| ૩૫ ફ્રુટ મેન્યુ ફેકચરીંગ કોરપોરેશન | લકનૌ સંયુકત પ્રાંત | ફ્રુટનો વેપાર | ૧૦૦૦ |
| ૩૬ ગાજીઆ બ્રધર્સ કું. | લ્યાલપુર પંજાબ | સામાન્ય વેપાર | ૧૦૦ |
| ૩૭ પંજાબ નેશનલ ટ્રેડીંગ કું. | મુલતાન, પંજાબ | દાણા, તેલ, સોનું, રૂપું, વિગેરે વેચવાનું | ૧૨૦ |
| ૩૮ ઇન્ટર નેશનલ કોરપોરેશન ઓફ કોમર્સ | દીલ્હી | આયાત નીકાશના એજન્ટો | ૫૦૦ |
| ૩૯ હમીદ એન્ડ કું. | રંગુન | સામાન્ય વેપારી | ૫૦૦ |
| ૪૦ પાટણ હેન્ડલુમ વીવીંગ કું. | ત્રીભોવનદાસ દશરથલાલ એન્ડ કું. પાટણ વડોદરા | હાથ વણાટનું | ૧૦૦ |
| ૪૧ સેન્ટ્રલ ત્રાવણકોર પ્રુઅર એન્ડ ઓર્ગેનેજ ઇન્ડસ્ટ્રીઅલ્સ | ત્રાવણકોર | તેલ, માછલી, લાકડું વિગેરેનો વેપાર | ૧૦ |
| | | કુલ ટ્રેડીંગ એન્ડ મેન્યુફેકચરીંગ | ૧૬૮૯૦ |

(૩) મીલો તથા પ્રેસો

| | | | |
|---|---|---|---|
| ૪૨ ભારતી કોટન મીલ્સ | જે. સી. પોલ એન્ડ કું. નારાયણ ગંજ, બંગાળ | ગુંથેલો સામાન બનાવવાનું | ૫૦૦ |
| ૪૩ મકકા સાઇસ મીલ ટ્રેડીંગ કું. | રંગુન | ચોખાની મીલ | ૧૦૫ |
| ૪૪ લોરાપા સો મીલ કું. | પેગુ બર્મા | લાકડાનું કારખાનું | ૧૫૦ |
| ૪૫ ભોળા ઓઇલ મીલ્સ એન્ડ જનરલ ટ્રેડીંગ કું. | ભોળા બાકરગંજ બંગાળ | તેલ બનાવનાર | ૧૦૦ |
| | | કુલ મીલો અને પ્રેસો | ૮૫૫ |

ઉંચી પોલીસ ઠરેલા ટેબલટોપ ખરીદ કરવા કયાં જશો?

(૫) ચા અને બીજી વાવતર કંપનાઓ

૪૬ મોંગ ઓંગ મ્યાલ
બ્રધસ કુાં. ... શ્વેગીન, બર્મા ... રબર ઉગાડવાનુ ... ૧૦૦

(૬) ખાણ તથા પત્થર માટે

૪૭ બેંગાલ માઇન્સ એન્ડ
ઇન્ડસ્ત્રીઝ ... કલકત્તા ... કોલસાની ખાણોને લગતું ... ૫૦૦

૪૮ બેરીંઝ કુમાર દીલ્હી ... કલકત્તા ... " ... ૫૦૦
કોલીઅરી.

કુલ ખાણ તથા પત્થર માટે ... ૧૦૦૦

(૭) જમીન અને બાંધકામ માટે.

૪૯ કોમર્શલ પ્રોપર્ટી કુાં. મુંબઇ ... જમીન ખરીદવાનું અને મકાન બાંધવાનું ... ૧૨૦૦

(૮) ખાંડ બનાવવાનું

૫૦ ટીનેવેલી શ્યુગર વર્કસ કલકત્તા ... ખાંડ બનાવવાનું ... ૨૫૦૦

સરવાળો ... ૪૫૭૫૫

ગયા ફેબ્રુઆરી માસમાં નીચેની કંપનીઓ ફડચામાં ગએલ છે અથવા બંધ પડેલ છે:—

| વગ તથા નામ | રજીસ્ટર થયાની તારીખ | સતાધારી | થાપણ ભરાએલી | પગાર થએલી | બધ પડયાની તારીખ |
|---|---|---|---|---|---|
| (૧) બેન્કીંગ ધીરધાર તથા વીમા માટે. | | | | | |
| ૧ ફ્રીનીક્ષ ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટ, બર્મા | ૮-૫-૧૯૨૦ | ૧૦૬૫૦૦૦૦ | —— | —— | ૯-૨-૧૯૨૨ |
| ૨ મીલાપોર પરમેનન્ટ બેનીફીટફંડ મદ્રાસ | ૧૯-૧-૧૮૮૬ | ૧૯૯૯૩૨ | ૩૪૩૫૨ | ૨૯૯૭૫ | ૭-૨-૧૯૨૨ |
| ૩ ઢાકા લાઇફ ઇન્સ્યોરન્સ કુાં. બંગાળ | ૮-૧૦ ૧૯૧૨ | ૨૦૦૦૦ | ૧૦૪૨ | ૧૦૫૨ | ૯-૨-૧૯૨૨ |
| ૪ રોયલ ઇન્ડીઅન પ્રોવીડન્ટ ઇન્સ્યુરન્સ કુાં. બંગાળ | ૮-૮-૧૯૧૨ | ૨૦૦૦૦ | ૨૮૮૦ | ૭૬૮ | ૯-૨-૧૯૨૨ |
| ૫ મીનર્વા એસ્યોરન્સ કુાં. બંગાળ | ૧૪-૧૨-૧૯૧૨ | ૨૦૦૦૦ | ૧૨૦ | ૧૨૦ | ૯-૨-૧૯૨૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૬ રીઅલ ઇન્સ્યુરન્સ કું. બંગાળ | ૧-૮-૧૯૧૩ | ૨૮૦૦૦ | ૧૭૪ | ૧૭૪ | ૯-૨-૧૯૨૨ |
| કુલ બેન્કીંગ ધીરધાર તથા વીમા માટે | | ૧૦૯૨૯૯૩૨ | ૩૮૫૬૮ | ૩૨૦૭૬ | |

(૨) ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭ ઓલ ઇન્ડીઆ સ્ટીમ શીપ કું મુંબઇ | ૪-૬-૧૯૨૦ | ૫૦,૦૦૦,૦૦ | —— | —— | ૨૩-૨-૧૯૨૨ |
| ૮ પવાયન સ્ટીમ ટ્રામવે કું. બરેલી | ૨૨-૪-૧૮૮૭ | ૪,૦૦,૦૦૦ | ૨૯૪૫૦૦ | ૨૯૪૫૦૦ | ૨૦-૨-૧૯૨૨ |
| ૯ યુનાઇટેડ મોટર્સ મદ્રાસ | ૨૫-૧૦-૧૯૨૦ | ૩૦૦૦૦૦ | —— | —— | ૧૫-૨-૧૯૨૨ |
| ૧૦ બ્લેક એન્ડ વ્હાઇટ ટેકસીઝ મુંબઇ | ૧-૪-૧૯૨૦ | ૧૦૦૦૦૦ | —— | —— | ૧૦-૨-૧૯૨૨ |
| ૧૧ રેપીડ મોટર સર્વીસ મુંબઇ | ૨-૬-૧૯૨૦ | ૫૦,૦૦,૦૦૦ | —— | —— | ૨૩-૨-૧૯૨૨ |
| ૧૨ કોન્કન મોટર ટ્રાન્સપોર્ટ એન્ડ ટ્રેડીંગ કું. મુંબઇ | ૧૫-૧-૧૯૧૮ | ૨૦૦૦૦૦ | —— | —— | ૧-૨-૧૯૨૨ |
| ૧૩ અમેરીકન મોટર ટ્રાન્સપોર્ટ કું. મુંબઇ | ૨૧-૧૨-૧૯૧૬ | ૧૫૦૦૦૦ | ૧૫૦૦૦૦ | ૧૪૬૯૭૦ | ૧૦-૨-૧૯૨૨ |
| કુલ ટ્રાન્ઝીટ અને ટ્રાન્સપોર્ટ | | ૧,૧૧,૫૦,૦૦૦ | ૪,૪૪,૫૦૦ | ૪,૪૧,૪૭૦ | |

(૩) ટ્રેડીંગ અને મેન્યુફેક્ચરીંગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૪ મહામંડળ શાસ્ત્ર પ્રકાશક સમિતિ સંયુક્તપ્રાંત | —— | —— ૨,૫૦,૦૦૦ | ૨૭૬૧૦ | ૨૬૯૭૦ | ૨૫-૨-૧૯૨૨ |
| ૧૫ નોર્થન ઇન્ડીઆ પોર્ટલેન્ડ સીમેન્ટ કું. મુંબઇ | ૭ ૫ ૧૯૨૦ | ૨૦,૦૦,૦૦૦ | —— | —— | ૧૪-૨-૧૯૨૨ |
| ૧૬ વી. આયંગર એન્ડ કું. મદ્રાસ | ૫-૫-૧૯૨૦ | ૧૦૦૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૨૮-૨-૧૯૨૨ |
| ૧૭ ચેટલ હોલ્ટ એન્ડ કું. મદ્રાસ | ૧-૭-૧૯૧૫ | ૫૦૦૦૦૦ | ૫૦૧૦૦ | ૫૦૧૦૦ | ૧૮-૨-૧૯૨૨ |
| ૧૮ બ્રીટીશ ડાઇ એન્ડ કેમીકલ કું. મુંબઇ | ૧-૫-૧૯૧૭ | ૧૫૦૦૦૦ | ૩૦૦૦૦ | ૩૦૦૦૦ | ૧૦-૨-૧૯૨૨ |
| ૧૯ કેનેરા ટાઇલ વર્કસ, મુંબઇ, પંજાબ | ૧૩-૩-૧૯૧૮ | ૬૦૦૦૦૦ | ...... | ...... | ૨૩-૨-૧૯૨૨ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૦ કલાર્ક ગંજ બીલ્ડીંગ કું. પંજાબ | ૧૩-૧૧-૧૯૧૪ | ૫૦૦૦૦ | ૨૧૨૫૦ | ૨૧૨૫૦ | ૧૦-૨-૧૯૨૨ |
| ૨૧ બર્મા હાર્ડવેર સ્ટોર્સ બર્મા | ૩-૧૧-૧૯૨૧ | ૧૫૦૦૦૦૦ | ...... | ...... | ૨૦-૨-૧૯૨૨ |
| ૨૨ નોર્થ ઇન્ડીઅન સોલ્ટ ટ્રેડીંગ કું. અજમેર મેરવાડા | ૮-૧-૧૯૨૦ | ૫૦,૦૦,૦૦૦ | ...... | ...... | ૮-૨ ૧૯૨૨ |
| કુલ ટ્રેડીંગ એન્ડ મેન્યુફેકચરીંગ | | ૧૦૦,૬૦ ૦૦૦ | ૧૨૬૧૬૦ | ૧૨૮૫૨૦ | |
| (૩) મીલો અને પ્રેસો | | | | | |
| ૨૩ હુબલી મીલ્સ મુંબઇ | ૨૮-૬-૧૯૧૫ | ૧૫૦૦,૦૦૦ | ૧૦૭૫,૦૦૦ | ૧૦,૭૫,૦૦૦ | ૧૪-૨-૨૨ |
| ૨૪ નાગર કોટન પ્રેસ કું. અજમેર-મેરવાડા | ૨૫-૬-૧૮૯૭ | ૬૪૦૦૦ | ૬૪૦૦૦ | ...... | ૬-૨-૧૯૨૨ |
| ૨૫ મેટ્રોપોલીટન ફ્લોર મીલ્સ, બંગાળ | ૧૦-૯-૧૯૧૯ | ૨૦૦૦૦૦ | ...... | ...... | ૯-૨-૧૯૨૨ |
| કુલ મીલો તથા પ્રેસો | | ૧૭૬૪ ૦૦ | ૧૧૩૦૦૦૦ | ૧૦૭૫૦૦૦ | |
| (૫) ખાણ તથા પત્થર માટે | | | | | |
| ૨૬ રંગુન વોલ્ફ્રામ કું. બર્મા | ૧૧-૧૦-૧૯૧૭ | ૧૦,૦૦,૦૦૦ | ૨૦૪૮૦૦ | ૨૦૪૮૦૦ | ૨૪-૨-૧૯ ૨ |
| (૬) ખાંડ બનાવવા માટે. | | | | | |
| ૨૭ કેસર ઇન્ડીઅન શ્યુગર મેન્યુફેકચરીંગ કું. મુંબઇ | ૮-૭-૧૯૦૫ | ૭૫૦૦૦૦ | ૨૭૫૫૦૦ | ૨૫૫૬૪૮ | ૩-૨-૧૯૨૨ |
| ૨૮ મગધ સ્યુગર મેન્યુફેકચરીંગ કું. બીહાર ઓરીસા | ૧૧-૮-૧૯૨૦ | ૧૦૦૦૦૦૦ | — | — | ૨૮-૨-૧૯૨૨ |
| કુલ ખાંડ બનાવવા માટે | | ૧૭૫૦૦૦૦ | ૨૭૫૫૦૦ | ૨૫૫૬૪૮ | |
| સરવાળો | | ૩૬૬૫૯૩૨ | ૨૨૩૧૫૨૮ | ૨૧૩૭૫૧૭ | |
| ૨૯ મ્યુચ્યલ બેન્કીંગ એન્ડ ઇન્સ્યુરન્સ કું. પંજાબ | ૮-૭-૧૯૧૧ | ૨૫૦૦૦૦ | ૧૨૧૫૦ | ૯૯૩ | ૧૫-૨-૧૯૨૨ |

ધી ઓરએ ટાઇપ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

# વેપારી આંકડા.

## કાપડની પેદાશ તથા આયાતની સરખામણી.

| જાત | | જાન્યુઆરી માસમાં | | એપ્રોલથી જાન્યુઆરી સુધી | |
|---|---|---|---|---|---|
| | | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ |
| | | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. | હજાર યાર્ડ. |
| ઢોર. તથા ધોયેલાં કાપડની | પેદાશ ... | ૧૧૩૭૩૨ | ૮૨૩૨૩ | ૧૦૬૭૭૩૯ | ૯૩૫૬૨૭ |
| " " | આયાત... | ૯૭૮૩૫ | ૮૦૧૦૫ | ૮૧૮૫૯૦ | ૮૫૧૭૬૭ |
| રંગીન કાપડ | પેદાશ... | ૩૧૯૩૦ | ૨૬૩૫૧ | ૩૮૨૫૨૧ | ૩૬૫૯૦૦ |
| " " | આયાત... | ૧૪૨૩૫ | ૩૯૮૪૬ | ૧૧૫૦૫૬ | ૪૩૩૩૪૯ |

## કાપડની પેદાશ. (જાન્યુઆરી માસમાં.)

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ. | | લાખ વાર. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૧ | ૧૯૨૨ |
| મુંબઇ .... .... | ૩૫૩ | ૪૧૩ | ૧૯૫ | ૨૬૮ | ૮૬૧ | ૧૧૯૪ |
| મદ્રાસ .... ... | ૧૦ | ૧૯ | ૬ | ૧૨ | ૧૯ | ૩૬ |
| બંગાલ ... .... | ૯ | ૭ | ૫ | ૪ | ૨૩ | ૨૩ |
| સંયુક્ત પ્રાંતો ... | ૨૦ | ૧૮ | ૧૧ | ૧૩ | ૩૯ | ૪૬ |
| મધ્ય પ્રાંત .... | ૨૧ | ૧૯ | ૧૨ | ૧૨ | ૪૮ | ૪૮ |
| દેશી રાજ્યો ... | ૧૯ | ૨૬ | ૨૩ | ૨૭ | ૮૭ | ૯૭ |
| કુલ ... | ૪૩૯ | ૫૧૦ | ૨૫૬ | ૩૪૧ | ૧૦૮૬ | ૧૪૫૬ |

એપ્રોલથી જાન્યુઆરી માસ સુધી.

| પ્રાંત. | કીંમત લાખ રૂપીઆ. | | લાખ રતલ. | | લાખ વાર. | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ |
| મુંબાઇ ... .... | ૪૪૫૬ | ૪૨૯૨ | ૨૪૬૧ | ૨૭૫૦ | ૧૦૯૮૬ | ૧૨૧૯૫ |
| મદ્રાસ .... ... | ૧૮૧ | ૧૪૫ | ૧૦૬ | ૯૦ | ૩૨૭ | ૨૮૪ |
| બંગાલ ... .... | ૭૯ | ૬૧ | ૪૨ | ૩૯ | ૨૦૦ | ૧૮૭ |
| સંયુકત પ્રાંતો ... | ૧૪૯ | ૧૪૨ | ૯૦ | ૧૦૧ | ૩૦૩ | ૩૩૮ |
| મધ્ય પ્રાંતો તથા બીરાર. | ૨૩૩ | ૨૧૦ | ૧૩૦ | ૧૩૮ | ૫૧૨ | ૫૨૦ |
| દેશી રાજ્યો ... | ૨૧૫ | ૨૧૬ | ૨૩૭ | ૨૪૬ | ૯૦૯ | ૮૮૬ |
| કુલ... .... | ૫૩૫૭ | ૫૧૦૭ | ૩૦૯૩ | ૩૩૯૨ | ૧૩૩૧૫ | ૧૪૫૦૨ |

## હિંદમાં સુતરની નંબરવાર પેદાશ, તથા આયાતની સરખામણી

હજાર રતલ. જાન્યુઆરી માસમાં એપ્રીલથી જાન્યુઆરી સુધી.

| નંબર | ૧૯૨૨ | | ૧૯૨૧ | | ૧૯૨૨ | | ૧૯૨૧ | |
|---|---|---|---|---|---|---|---|---|
| | પેદાશ | આયાત | પેદાશ | આયાત | પેદાશ | આયાત | પેદાશ | આયાત |
| ૧ થી ૨૫ | ૫૫૩૩૧ | ૯૫૨ | ૫૨૦૫૧ | ૨૭૧ | ૫૨૦૮૪૬ | ૫૫૪૯ | ૪૯૧૬૨૦ | ૬૬૬૨ |
| ૨૬ થી ૪૦ | ૬૦૫૩ | ૩૧૦૭ | ૫૧૩૯ | ૨૧૨૨ | ૫૮૧૦૬ | ૨૪૪૫૩ | ૫૫૪૭૨ | ૨૨૪૦૩ |
| અને ઉપરાંત | ૨૦૭ | ૧૦૩૮ | ૧૬૯ | ૩૪૮ | ૨૦૩૬ | ૭૬૪૪ | ૧૬૫૪ | ૪૩૧૧ |

મેટેલીક શીલીંગથી બીલ્ડીંગનો ઘંભારડો શોભે છે.

## સુતરની પ્રાંતવાર પેદાશ ( લાખ રતલ. )

| પ્રાંત. | જાન્યુઆરી માસમાં ૧૯૨૧ | જાન્યુઆરી માસમાં ૧૯૨૨ | એપ્રીલથી જાન્યુઆરી ૧૯૨૦-૨૧ | એપ્રીલથી જાન્યુઆરી ૧૯૨૧-૨૨ |
|---|---|---|---|---|
| મુંબઇ .... ... | ૪૧૦ | ૪૩૬ | ૩૯૧૮ | ૪૧૫૦ |
| મદ્રાસ ... .... | ૩૧ | ૩૯ | ૩૩૬ | ૩૫૯ |
| બંગાલ ... ... | ૨૬ | ૩૦ | ૨૭૪ | ૨૮૨ |
| સંયુક્ત પ્રાંતો ... | ૩૭ | ૩૯ | ૩૦ - | ૩૪૩ |
| અજમેર-મેવાડ ... | ૧ | ૧ | ૧૬ | ૨૧ |
| પંજાબ ... ... | ૨ | ૩ | ૨૨ | ૨૯ |
| દીલ્હી ... ... | ૩ | ૨ | ૩૨ | ૨૩ |
| મધ્ય પ્રાંતો વધા બીરાર. | ૨૮ | ૨૭ | ૨૬૦ | ૨૭૪ |
| દેશી રાજ્યો ... | ૩૧ | ૩૪ | ૩૧૯ | ૩૩૦ |
| કુલ .... | ૫૭૩ | ૬૧૭ | ૫૪૯૦ | ૫૬૧૪ |

## પોર્ટ ટ્રસ્ટની વખારોમાં પડેલો માલ.

મુંબાઈનાં પોર્ટ ટ્રસ્ટની વખારોમાં ગયા ફેબ્રુઆરી માસ દરમ્યાન પડેલા માલની વીગત ગઈ તા. ૧-૪-૨૨ ને દીને બહાર પાડવામાં આવી છે તે નીચે પ્રમાણે છે:—

| માલની જાત. | તા. ૧-૧-૨૨ ને દિને સ્ટોક. | જાન્યુઆરીમાં થયલી ડીલીવરી. | તા. ૧-૨-૨૨ ને દિને સ્ટોક | તા ૧-૨-૨૧ ને દિને સ્ટોક |
|---|---|---|---|---|
| રૂના કાપડની ગાંસડી ... | ૨૦૦૯૬ | ૨૩૫૦ | ૧૯૫૩૩ | ૩૫૧૯૫ |
| ,, ,, પેટી ... | ૩૧૨૩૦ | ૨૦૦૬ | ૩૯૯૮૫ | ૪૧૫૩૪ |
| રેશમ તથા ઉનની પીસગુડઝ ગાંસડી | ૧૨૪૮ | ૫૩ | ૧૨૦૮ | ૧૪૪૨ |
| ,, ,, પેટી .... | ૩૪૧૫ | ૫૯ | ૩૩૮૨ | ૩૪૧૦ |
| સુતરાઉ ટવીસ્ટ તથા યાર્ન પેકેજીઝ | ૧૦૯૬૩ | ૨૧૬૩ | ૧૦૨૧૭ | ૯૫૮૪ |
| રેશમ તથા ઉનના ,, ,, | ૧૬૬૯ | ૩૯૬ | ૧૪૩૪ | ૨૯૧૭ |
| ત્રાંબુ—ટન ... ... | ૧૨૩૨ | ૩૩૧ | ૧૫૪૧ | ૧૯૬૭ |
| પીતળ—ટન .... ... | ૧૫૬૮ | ૩૮૫ | ૧૭૫૦ | ૨૧૬૫ |

## હિંદુસ્તાનનો પરદેશ સાથેનો વેપાર ( ફેબ્રુઆરી માસમાં )

| | ( લાખ રૂપીયા ) આયાત. ૧૯૨૧ | ( લાખ રૂપીયા ) આયાત. ૧૯૨૨ | ( લાખ રૂપીયા. ) નીકાશ ૧૯૨૧ | ( લાખ રૂપીયા. ) નીકાશ ૧૯૨૨ |
|---|---|---|---|---|
| ખોરાક તંબાકુ વગેરે ... | ૨૫૦ | ૪૨૨ | ૪૩૫ | ૪૬૭ |
| કાચો માલ ... ... | ૧૬૯ | ૧૫૫ | ૭૧૭ | ૧૨૩૨ |
| બનેલો માલ ... .... | ૨૦૭૫ | ૧૩૭૫ | ૪૬૪ | ૪૧૮ |
| પરચુટણ ... ... | ૪૮ | ૩૯ | ૨૭ | ૨૪ |
| કુલ ... ... | ૨૫૪૩ | ૧૯૯૨ | ૧૬૭૬ | ૨૧૧૨ |

## એપ્રીલથી ફેબ્રુઆરી સુધી.

| | ( લાખ રૂપીયા. ) આયાત. ૧૯૨૦-૨૧ | ( લાખ રૂપીયા. ) આયાત. ૧૯૨૧-૨૨ | ( લાખ રૂપીયા.) નીકાશ. ૧૯૨૦-૨૧ | ( લાખ રૂપીયા.) નીકાશ. ૧૯૨૧-૨૨ |
|---|---|---|---|---|
| ખોરાક તંબાકુ વગેરે ... | ૩૪૦૪ | ૪૭૪૨ | ૩૮૪૯ | ૪૭૧૨ |
| કાચો માલ ... .... | ૧૫૩૬ | ૨૦૧૨ | ૯૭૦૯ | ૯૬૧૦ |
| બનેલો માલ ... ... | ૨૫૫૦૪ | ૧૭૩૫૩ | ૮૧૬૩ | ૫૫૬૯ |
| પરચુટણ .... .... | ૬૮૮ | ૩૮૦ | ૩૬૩ | ૪૩૪ |
| કુલ ... ... | ૩૧૧૩૩ | ૨૪૪૮૯ | ૨૨૧૧૫ | ૨૦૩૫૬ |

[illegible] ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઈ.

# સેવીંગ બેંકોમાં વ્યાજ કેમ ગણાય છે?

મુંબઈની જાણીતી બેંકોમાં તેમજ પોસ્ટ ઓફીસમાં તમારા સેવીંગ બેંક ખાતામાં ૪ કે ૪॥ ટકાનું વ્યાજ આપવામાં આવે છે, તે તો તમે જાણો છો, પણ આ વ્યાજ તમારી બાકી રકમ પર કેમ ગણવામાં આવે છે?

દરેક સેવીંગ બેંક એકાઉન્ટોમાં રોજની બાકી પર નહિ પણ આખા મહિનામાં જે ઓછામાં ઓછી બાકાંસ રહેલી હોય તેપર આખા મહીનાનું વ્યાજ ગણાય છે.




ધી સેંન્ટ્રલ બેંક ઓફ ઈન્ડીયા સેવીંગ બેંક ખાતાંઓમાં ૪ ટકાનું વ્યાજ રોજની બાકી પર ગણવામાં આવે છે

# આ બે રીતો વચ્ચેનો ફેરફ જાણવા જોગ છે.

ધારો કે તારીખ ૧ લી માર્ચે તમારા સેવીંગ બેંક ખાતામાં રૂપ્યા ૨૦૦૦) જમે છે. તારીખ ૧૦ મીએ તમો બીજા ૨૦૦૦) જમે કરાવ્યા એટલે બેલંસ રૂપ્યા ૪૦૦૦ થયા તારીખ ૨૫ મીએ તમોએ રૂ. ૩૦૦૦) પાછા ખેંચ્યા ને બાકી રૂપ્યા ૧૦૦૦) રહ્યા.

બીજી બેંકોના સેવીંગ બેંકોના ખાતામાં આખા મહિનાનું વ્યાજ રૂપ્યા ૧૦૦૦) પેર ગણાશે એટલે ૪ ટકા લેખે તે રૂા. ૩-૫-૪ અને ૪॥ ટકા લેખે રૂા. ૩-૧૨-૧ થશે.

હમારી સ્કીમના સેવીંગ બેંક ખાતાંમાં રોજની બાકી ઉપર વ્યાજ ગણતાં ૪) ટકા લેખે તમારા મહિનાનાં વ્યાજના રૂપ્યા ૯-૩-૩ ગણાશે.

હમારી હોમ સેવીંગ બેંકની વ્યાજના નવા સેવીંગ બેંકનાં ખાતાંઓ કેટલા ફાયદાકારક ધોરણપર રચવામાં આવ્યા છે, તે ઉપલા દાખલાપરથી માલમ પડશે, વધુ માટે બેંકમાં મળો.

**સો. ન. પોંચખાનાવાલા.**
મેનેજીંગ ડીરેક્ટર.

## ખાંડની આયાત.

બ્રિટીશ હિંદુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં જાન્યુઆરી મહિનામાં શેરડીની ખાંડની નીચે પ્રમાણે આયાત થઇ હતીઃ—

| | ડીસેમ્બર માસમાં ૧૯૨૧ | ડીસેમ્બર માસમાં ૧૯૨૨ |
|---|---|---|
| | હજાર ટન. | |
| બંગાળ | ૯ | ૫૭ |
| મુંબઇ | ૫ | ૧૪ |
| સિંધ | ૫ | ૩૪ |
| મદ્રાસ | .... | ... |
| બર્મા | ૧ | ૪ |
| કુલ | ૨૨ | ૧૦૯ |

| | એપ્રીલથી ડીસેમ્બર ૧૯૨૧ | એપ્રીલથી ડીસેમ્બર ૧૯૨૨ |
|---|---|---|
| | ટન. | |
| યુનાઇટેડ કીંગડમ | ૧૬ | ૧૨૨ |
| સ્ટેટ સંસ્થાનો | ૭૭૨૧ | ૫૦૨૮ |
| જાવા | ૧૭૩૫૬૮ | ૫૮૫૫૧૧ |
| ચીન | ૫૧૧૬ | ૩૫૫૧ |
| જાપાન | ૧૦૦ | ૬૫૧ |
| ઇજીપ્ત | ૪૧૮૮ | ૬૦ |
| મોરીશસ | ૧૧૨૫૭ | ૨૯૩૯૦ |
| યુનાઇટેડ સ્ટેટસ | ૧૪૦ | ૯૯૭ |
| બીજા દેશો | ૩ | ૧૭૯૪ |
| કુલ | ૨૦૩૭૧૩ | ૬૩૮૫૧૬ |

## સુતરની આયાત.

ઇ. સ. ૧૯૨૨ ના જાન્યુઆરી મહિનામાં બ્રિટીશ હિંદુસ્તાનમાં પરદેશથી નંબર ૩૧ તથા ઉંચા નંબરનું સુતર નીચે પ્રમાણે આયાત થયું હતું:—

| જાત નંબર. | બંગાળ. | મુંબઇ | સિંધ. | મદ્રાસ. | બર્મા. | કુલ. |
|---|---|---|---|---|---|---|
| | રતલ. | રતલ. | રતલ. | રતલ. | રતલ. | રતલ. |
| ગ્રે ૩૧ થી ૪૦ | ૭૬૩૪૪૩ | ૮૮૫૩૯૦ | ૧૧૫૦૦ | ૧૮૨૨૦૦ | ૧૦૦૦૦ | ૧૮૫૨૧ |
| ,, ૪૧ થી ૫૦ | ૪૦૮૯૨ | ૧૦૦૮૫૮ | ............ | ૩૭૦૦૦ | ૧૨૦૦ | ૧૭૬૬ |
| ,, ૫૦ થી ઉપર | ૧૭૨૨૮૮ | ૧૬૮૬૦૯ | ............ | ૪૦૮૬૯૦ | ............ | ૭૪૯૧ |
| રંગીન ૩૧ થી ૪૦ | ૨૭૧૮૦૬ | ૨૨૦૫૬૯ | ૩૯૭૪૯ | ૩૮૬૩૧૦ | ............ | ૯૧૮૪ |
| ,, ૪૧ થી ૫૦ | ............ | ૨૧૨૦૦ | ............ | ............ | ............ | ૨૧૨ |
| ,, ૫૦ થી ઉપર | ૧૩૭૬૫ | ૪૦૦૦ | ......... | ૬૯૪૦૦ | ............ | ૮૭૧ |
| ટોટલ. | ૧૨૬૨૧૯૪ | ૧૪૦૦૬૨૬ | ૫૧૨૪૯ | ૧૦૮૩૬૦૦ | ૧૧૨૦૦ | ૩૮૦૮૮ |

# હિંદુસ્તાનનો દરિયાઈ વેપાર.

ઈ. સ. ૧૯૨૨ ના ફેબ્રુઆરી માસમાં થયેલી આયાત અને નિકાશ નીચે પ્રમાણે હતી:—

| આયાત. | ફેબ્રુઆરી. | | એપ્રીલથી ફેબ્રુઆરી સુધી. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ |
| | રૂ. ૧૦૦૦ | | રૂ. ૧૦૦૦ | |
| જીવતાં જનાવરો ... ... | ૧૨ | ૩૪૬ | ૩૬૩૭ | ૧૭૫૯ |
| દારૂગોળો હથીયાર વિગેરે .... | ૫૫૮ | ૪૧૬ | ૫૬૫૨ | ૬૨૫૪ |
| બૉબીન ... ... ... | ૭૬૬ | ૫૪૬ | ૫૨૫૦ | ૧૧૧૨૩ |
| છાપેલી ચોપડી, નકશા વિગેરે .... | ૪૨૭ | ૩૬૨ | ૬૦૪૬ | ૫૧૩૨ |
| બુટસ અને શુઝ ... ... | ૪૪૪ | ૯૧ | ૮૯૨૭ | ૧૧૭૬ |
| ઘર બાંધવાનો સામાન ... ... | ૧૧૯૩ | ૧૫૪૧ | ૨૦૯૨૯ | ૧૮૩૦૮ |
| મીણબત્તી .... ... .. | ૩ | ૯ | ૭૨૭ | ૧૨૧ |
| રેલ્વે ગાડાં સિવાયની ગાડીઓ ... | ૮૭૦ | ૨૫૦ | ૭૦૪૪ | ૫૮૮૦ |
| રસાયણિક પદાર્થો ... ... | ૨૩૦૫ | ૧૪૧૨ | ૨૪૨૨૯ | ૧૭૩૪૭ |
| ઘડીયાળો ... ... .... | ૨૮૬ | ૪૦૧ | ૪૪૫૩ | ૨૩૯૩ |
| કોલસા ... ... ... .... | ૩૫૮ | ૫૫૬૬ | ૧૪૬૯ | ૫૦૮૪૯ |
| કૉફી ... ... ... ... | ૮ | ૭૫ | ૧૪૩૨ | ૯૯૬ |
| કાથો (સીંદરી) ... .... .... | ... | ...... | ૧૮ | ૧૮ |
| દોરડાં .... ... ... .... | ૩૩૮ | ૬૪ | ૧૪૯૧ | ૯૪૭ |
| કટલરી (કાપકુપ કરવાનાં હથીયાર)... | ૪૩૪ | ૧૪૪ | ૫૨૯૧ | ૧૪૯૧ |
| સાઇકલો ... ... ... | ૨૮૦ | ૧૯૩ | ૮૯૧૪ | ૧૪૬૩ |
| કપુર ... .... ... ... | ૧૪૬ | ૪૭ | ૨૫૬૧ | ૨૦૪૫ |
| બીજી જાતનો મળી કુલ દવા ... | ૧૧૬૨ | ૧૩૬૧ | ૨૦૧૩૧ | ૧૪૬૩૫ |
| લુગડાં વગેરે રંગવાની ચીજો .... | ૨૫૬૧ | ૨૧૬૪ | ૨૮૦૫૬ | ૨૪૮૫૬ |
| માટીની ચીજો તથા ચીની કામ .... | ૬૪૭ | ૬૭૯ | ૮૨૦૧ | ૬૮૭૨ |
| ફટાકડા .... ... .... | ૬૮ | ૨૭ | ૧૩૪૯ | ૧૨૨૮ |
| ફરનીચર ... ... .... | ૪૯૯ | ૧૫૦ | ૫૦૧૩ | ૨૩૭૩ |
| કાચનો સામાન.... .... .... | ૨૧૫૦ | ૧૬૮૬ | ૩૧૨૬૧ | ૨૦૨૬૦ |
| ચોખા ... ... ... | ૪ | .... | ૨૦ | ૭૭ |
| ઘઉં .... .... ... ... | ... | ૧૭૧૧૬ | ૧ | ૮૪૦૨૮ |
| ઘઉંનો લોટ ... .... .... | ૨ | ૮ | ૨૩ | ૩૭૫ |
| ધુપ .... ... .... .... | ૧૧ | ૧૧ | ૧૧૯ | ૨૫૩ |
| હાર્ડવેર ... .... .... | ૮૯૮૯ | ૪૧૮૦ | ૮૩૫૧૧ | ૫૪૩૬૯ |
| ચામડાં બિન કેળવાયલાં ... .... | ૩૨ | ૪૭ | ૯૮૨ | ૬૦૪ |
| ઇલેક્ટ્રીસીટીને લગતા હથીઆરો .... | ૫૬૨૪ | ૨૧૫૫ | ૭૭૩૯૭ | ૩૮૦૫૯ |
| સંગીતનાં વિગેરેને મળી કુલ હથીઆરો. | ૭૨૩૪ | ૨૮૫૮ | ૫૧૯૨૧ | ૪૮૧૧૫ |
| હાથીદાંત .... ... ... | ૧૮૮ | ૧૨૧ | ૨૦૫૨ | ૩૮૪૨ |
| ઝવેરાત .... .... .... | ૯૦ | ૩૧૩ | ૨૫૭૯ | ૧૨૩૪ |

| ચીજનું નામ, | ફેબ્રુઆરી માસમાં ૧૯૨૧ રૂા. ૧૦૦૦ | ફેબ્રુઆરી માસમાં ૧૯૨૨ | એપ્રીલથી ફેબ્રુઆરી સુધી ૧૯૨૦-૨૧ રૂા. (૧૦૦૦) | એપ્રીલથી ફેબ્રુઆરી સુધી ૧૯૨૧-૨૨ |
|---|---|---|---|---|
| કેળવાએલાં ચામડાં ... ... | ૮૧૨ | ૪૬૦ | ૧૨૧૩૬ | ૫૯૭૯ |
| દારૂ ... ... ... | ૩૮૧૫ | ૩૧૮૦ | ૪૪૪૯૮ | ૩૪૪૧૧ |
| મશીનરી અને મીલ સ્ટોર્સ ... | ૨૭૨૬૦ | ૨૪૦૧૯ | ૧૯૫૮૨૬ | ૩૧૦૭૮૩ |
| દીવાસળી ... ... ... | ૬૪૨ | ૧૧૮૪ | ૧૧૫૬૦ | ૧૮૩૭૯ |
| પીત્તળ કાંસુ વગેરે ... ... | ૧૮૧૪ | ૨૮૬૮ | ૪૨૬૬૯ | ૧૫૨૨૫ |
| ત્રાંબુ ... ... ... | ૮૮૫ | ૧૫૮૦ | ૨૫૭૫૬ | ૧૦૭૧૩ |
| લોઢું ... .... ... | ૬૧૧ | ૬૧૦ | ૮૭૫૨ | ૬૮૯૫ |
| લોઢું અથવા સ્ટીલ... ... | ૨૫૦૩૪ | ૧૪૨૬૬ | ૨૨૧૫૨૩ | ૧૫૧૫૭૩ |
| સ્ટીલ ... ... ... | ૪૪૬૫ | ૩૧૬૨ | ૫૭૧૦૬ | ૩૩૪૫૩ |
| સીસું ... ... ... | ૧૬૪ | ૧૯૬ | ૨૪૭૪ | ૧૪૪૫ |
| મોટર ગાડીઓ અને સાઈકલો | ૯૭૧૮ | ૧૮૭૬ | ૧૧૬૯૬૬ | ૨૪૬૩૭ |
| કેરોસીન તેલ ... ... | ૫૩૪૦ | ૨૩૫૫ | ૪૧૯૨૪ | ૩૧૧૮૦ |
| અળસીનું તેલ ... ... | ૬૧૦ | ૧૩૧ | ૧૪૮૨ | ૯૭૨ |
| સર્વ જાતનાં તેલો મળી કુલ... | ૮૯૪૫ | ૫૦૩૮ | ૮૦૮૫૭ | ૬૮૨૬૯ |
| રંગ રોગાન વિગેરે ... ... | ૧૭૫૮ | ૧૨૦૫ | ૧૯૫૪૪ | ૧૧૨૨૪ |
| કાગળો ... .... ... | ૪૪૮૦ | ૧૮૦૪ | ૬૯૮૧૬ | ૨૧૬૮૪ |
| રેલ્વે ગાડાંઓ તથા બીજો સામાન | ૧૪૬૭૫ | ૧૨૮૬૬ | ૧૧૮૮૪૬ | ૧૭૫૮૯૪ |
| રબર ... .... ... | ૧૬૧૨ | ૧૬૬૬ | ૨૩૬૯૮ | ૧૩૮૬૦ |
| મીઠું ... ... ... | ૧૧૭૨ | ૯૩૬ | ૨૨૧૮૧ | ૧૪૩૬૦ |
| સાબુ ... ... ... | ૨૪૧ | ૭૫૫ | ૧૩૬૫૨ | ૭૯૫૩ |
| સોપારી ... ... ... | ૭૭૮ | ૬૮૯૯ | ૧૩૯૬૪ | ૧૨૭૧૮ |
| તેજાનો કુલ ... ... | ૭૭૭૨ | ૯૭૦ | ૧૯૮૬૭ | ૧૦૯૫૭ |
| સ્ટેશનરી ... ... .... | ૧૩૭૦ | ૬૬૦ | ૧૭૧૬૪ | ૮૪૧૮ |
| ખાંડ ... ... ... | ૧૨૪૪૫ | ૧૨૩૬૪ | ૧૬૧૧૩૫ | ૨૫૫૧૨૯ |
| રૂ ... ... ... | ૨૪૮૪ | ૨૮૫૭ | ૧૧૭૮૦ | ૩૩૨૭૩ |
| ટવીસ્ટ અને યાર્ન ... ... | ૮૩૩૨ | ૮૫૨૦ | ૧૨૭૧૮૮ | ૧૦૨૨૬૩ |
| સુતરાઉ હોઝીયરી ... ... | ૬૫૧ | ૩૬૧ | ૧૮૪૫૪ | ૫૮૨૪ |
| વગર ધોએલાં પીસ ગુડઝ ... | ૨૦૨૨૧ | ૧૧૮૯૦ | ૨૪૩૯૯૩ | ૨૧૫૨૦૫ |
| ધોયલાં પીસ ગુડઝ ... ... | ૧૦૨૫૮ | ૧૦૯૩૮ | ૨૧૦૦૫૮ | ૧૧૬૫૩૧ |
| રંગીન અને છાપેલાં પીસ ગુડઝ | ૧૯૬૭૭ | ૬૫૭૦ | ૩૩૦૭૨૯ | ૭૦૩૩૪ |
| શીવવાના દોરા ... ... | ૩૮૧ | ૭૫૬ | ૮૪૬૧ | ૧૭૦૮૪ |
| સુતરાઉ માલ એકંદર ... | ૬૩૦૧૨ | ૪૧૬૦૧ | ૯૭૭૫૩૬ | ૫૬૧૧૫૦ |
| રેશમ કાચું ... ... | ૧૫૫૦ | ૪૦૨ | ૧૫૬૧૯ | ૧૨૫૬૨ |
| રેશમના પીસ ગુડઝ ... | ૨૨૮૫ | ૮૦૫ | ૩૭૧૬૩ | ૨૧૭૧૯ |
| કાચું ઉન.... .... ... | ૮ | ૫૨ | ૫૮૭ | ૮૬૭ |
| ઉનની હોઝીઅરી .... .... | ૨૧૫ | ૩૨ | ૩૦૮૬ | ૫૦૪ |
| ઉનના પીસ ગુડઝ ... ... | ૧૮૮૯ | ૩૪૫ | ૪૪૮૪૫ | ૭૩૩૮ |

| ચીજનું નામ. | ફેબ્રુઆરી માસમાં | | એપ્રીલથી ફેબ્રુઆરી સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૧-૨૨ |
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| તંબાકુ ... ... ... ... | ૧૪૮૪ | ૨૨૪૦ | ૨૮૭૦૧ | ૧૪૮૪૧ |
| રમકડાં .... ... ... ... | ૨૬૯ | ૨૫૮ | ૫૬૯૯ | ૩૧૬૫ |
| છત્રીઓ ... ... ... | ૧૫૮ | ૧૬ | ૧૭૨૩ | ૧૧૯૩ |
| છત્રીઓનો સામાન ... .... | ૧૦૭ | ૧૯૯ | ૧૮૬૪ | ૧૬૭૫ |
| લાકડાં .... ... ... ... | .... | ૩૨ | ૪૩૩ | ૨૨૦ |
| કુલ આયાત | ૨૫૪૩૬૦ | ૧૯૯૨૬૪ | ૩૧૧૩૩૯૭ | ૨૨૪૮૯૭૪ |
| ચીજનું નામ, | નીકાશ. | | | |
| જીવતાં જાનવરો ... ... ... | ૨૨૭ | ૨૬૫ | ૩૧૩૨ | ૨૯૪૬ |
| મીણબત્તી .... ... ... | ૨૨ | ૧૭૧ | ૧૬૫૦ | ૧૬૨૪ |
| સૉલ્ટ પીટર ... ... ... | ૨૭૦ | ૨૩૯ | ૬૨૭૩ | ૩૮૯૩ |
| કોલસા... ... .... ... | ૯૮૮ | ૧૪૩ | ૧૪૩૨૪ | ૧૬૦૨ |
| કોફી ... ... ... ... | ૨૧૯૪ | ૧૫૨૦ | ૧૧૨૯૦ | ૧૧૩૬૮ |
| કાથો, (સીંદરી) ... ... | ૪૩૩ | ૬૦૫ | ૯૫૫૭ | ૮૪૩૦ |
| દોરડાં ... ... .... ... | ૭૩ | ૧૩૩ | ૧૨૧૧ | ૧૧૮૪ |
| દવાઓ ... ... ... ... | ૪૧૪ | ૩૦૬ | ૪૪૪૮ | ૩૨૪૩ |
| ગળી ... ... ... ... | ૫૬૮ | ૫૧૫ | ૩૮૮૨ | ૪૬૧૪ |
| હરડાં બેડાં ... ... ... | ૩૨૫ | ૬૬૩ | ૩૭૬૪ | ૫૦૯૫ |
| લુગડાં, ચામડાં વિગેરે રંગવાની ચીજ કુલ | ૧૦૫૪ | ૧૩૭૪ | ૯૭૨૮ | ૧૧૭૨૭ |
| બ્રસ કરવા માટે રેસા .... ... | ૪૬ | ૭૪ | ૬૦૫૪ | ૧૦૯૦ |
| ફળ ને શાક ... .... ... | ૫૮૮ | ૭૬૩ | ૫૨૮૮ | ૫૬૮૨ |
| ડાંગર ... ... ... ... | ૩૬૬ | ૨૬૨ | ૧૫૫૫ | ૨૨૩૧ |
| ચોખા ... .... ... ... | ૧૧૫૪૭ | ૨૧૧૬૫ | ૧૫૭૬૨૪ | ૧૯૮૪૦૩ |
| ઘઉં ... ... ... .... | ૯૩૩૧ | ૨૫ | ૩૧૩૩૨ | ૧૪૫૯૩ |
| ઘઉંનો લોટ ... .... ... | ૧૦૫૬૧ | ૫૮૬ | ૪૬૮૯૭ | ૩૧૬૭૬ |
| ચોખા ઘઉં અને બીજી જાતનો દાણો કુલ | ૨૩૧૧૮ | ૨૨૮૪૮ | ૨૨૦૯૮૦ | ૨૪૮૬૬૮ |
| વગર કેળવાયલાં ચામડાં ... ... | ૧૬૬૮ | ૬૬૪૭ | ૪૬૧૪૮ | ૫૪૩૩૦ |
| લાખ ... ... ... .... | ૪૫૯૫ | ૭૧૫૭ | ૭૩૧૮૪ | ૭૦૦૯૭ |
| કેળવાયલાં ચામડાં ... ... | ૧૪૫૩ | ૨૯૨૮ | ૩૧૬૪૧ | ૩૬૧૨૪ |
| ખાતર ... ... ... ... | ૬૦૨ | ૧૩૫૦ | ૧૧૯૦૦ | ૧૦૪૨૯ |
| મેંગેનીઝ ઓર ... ... ... | ૧૬૬૫ | ૧૧૯૨ | ૧૬૫૨૧ | ૧૦૯૩૩ |
| ધાતુ કુલ ... ... ... | ૩૭૮૯ | ૨૮૪૬ | ૩૮૯૦૭ | ૩૦૮૬૯ |
| અબરખ ... ... ... | ૫૧૩ | ૫૫૦ | ૯૮૫૨ | ૬૧૩૩ |
| દીવેલ તેલ .... ... ... | ૧૩ | ૨૩ | ૭૩૩ | ૩૫૨ |
| કોપરેલ તેલ ... ... .... | ૧૩૧૬ | ૨૪ | ૫૬૬૭ | ૨૦૧૬ |

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧, બેંક આર્ટ, ફોર્ટ મુંબઇ.

| | ફેબ્રુઆરી માસમાં | | એપ્રીલથી ફેબ્રુઆરી સુધી | |
|---|---|---|---|---|
| | ૧૯૨૧ | ૧૯૨૨ | ૧૯૨૦-૨૧ | ૧૯૨૦-૨૨ |
| | (રૂા. ૧૦૦૦) | | (રૂા. ૧૦૦૦) | |
| અળસીનું તેલ ... ... | ૧૦ | ૦ | ૧૩૧૧ | ૧૬૧ |
| બીજી જાતનાં તેલો મળી કુલ... | ૧૧૬૬ | ૮૪૪ | ૧૬૫૮૭ | ૮૭૦૧ |
| ખોળ ... ... ... | ૮૦૦ | ૧૨૬૬ | ૧૧૦૩૨ | ૧૧૭૩૪ |
| અફીણ ... ... ... | ૨૩૧૬ | ૧૧૯૦ | ૨૨૫૯૧ | ૧૭૬૨૩ |
| રબર ... ... ... | ૧૩૬૩ | ૬૧૪ | ૧૪૦૭૬ | ૭૩૨૫ |
| દીવેલી ... ... ... | ૧૧૮ | ૧૦૧૩ | ૩૩૬૭ | ૮૪૮૯ |
| ટોપરાં ... ... ... | ૧૬૦ | ૪૭ | ૧૨૩૮ | ૮૬૯ |
| કપાસીયા ... ... ... | ૯ | ૧૨૬૪ | ૯૯૫૧ | ૮૬૭૦ |
| ભોંયસીંગ ... ... ... | ૨૦૮૦ | ૮૩૨૮ | ૨૪૯૫૩ | ૫૩૯૨૬ |
| અળસી ... ... ... | ૫૫૫ | ૮૨૫૦ | ૬૦૪૧૧ | ૩૪૯૭૦ |
| સરસવ ... ... ... | ૬૫૭ | ૫૩૮૧ | ૫૧૪૩૩ | ૨૦૩૪૮ |
| તલ ... ... ... | ૨૩૪ | ૧૫૦૧ | ૪૪૭૪ | ૮૦૨૫ |
| તેજાનો ... ... ... | ૬૫૪ | ૧૩૯૫ | ૭૫૦૮ | ૮૫૩૮ |
| ખાંડ ... ... ... | ૨૦૭ | ૮૨ | ૯૨૨૪ | ૨૩૭૫ |
| ચા... ... ... ... | ૧૫૫૨૮ | ૧૫૯૬૨ | ૧૧૧૫૩૪ | ૧૭૫૫૩૯ |
| કાચું રૂ ... ... ... | ૪૨૮૯૮ | ૫૯૪૧૦ | ૩૮૨૨૮૧ | ૪૭૮૨૨૯ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... | ૬૦૦૮ | ૩૨૯૬ | ૯૭૮૨૭ | ૭૦૩૨૩ |
| રૂમાલ અને શાલો ... ... | ૩૬ | ૩૦ | ૩૨૩૨ | ૬૫૮ |
| પીસ ગુડ્ઝ ... ... ... | ૩૮૭૧ | ૩૫૭૪ | ૬૯૪૯૬ | ૬૯૫૯૬ |
| શણ ... ... ... | ૪૫૭ | ૩૨૩ | ૮૨૦૭ | ૩૩૫૬ |
| જ્યુટ કાચું ... ... ... | ૮૩૯૧ | ૧૫૮૧૩ | ૧૧૬૭૧૧ | ૧૨૭૭૨૪ |
| ટ્વીસ્ટ અને યાર્ન ... ... | ૩૦૦ | ૩૦ | ૩૪૩૦ | ૩૭૬ |
| જ્યુટની બનાવટ ... ... | ૩૭૦૬૩ | ૩૮૭૬૮ | ૬૫૭૯૪૩ | ૪૦૧૪૧૩ |
| રેશમ (કાચું) ... ... | ૩૫૩ | ૩૮૧ | ૩૨૨૬ | ૨૪૦૬ |
| રેશમ કુલ ... ... ... | ૩૫૫ | ૪૦૦ | ૩૭૨૮ | ૨૬૫૫ |
| ઉન કાચું ... ... ... | ૫૦૬ | ૧૪૪૫ | ૨૧૭૩૮ | ૨૦૧૪૦ |
| ઉનની ધાબળીઓ ને ગાલીચા વગેરે | ૪૩૧ | ૮૩૭ | ૭૮૨૯ | ૬૧૪૯ |
| તંબાકુ બીડી વીગેરે ... ... | ૩૫૭ | ૩૨૯ | ૭૧૧૩ | ૬૮૩૭ |
| લાકડાં પાટીયાં વીગેરે... ... | ૫૧૪ | ૩૨૩ | ૧૨૧૦૪ | ૫૭૨૪ |
| હિંદુસ્તાનમાંથી થયેલી કુલ નીકાસ | ૧૬૭૪૪૦ | ૨૧૧૨૬૪ | ૨૨૧૧૫૬૬ | ૨૦૩૫૬૧૭ |
| હિંદુસ્તાનમાંથી થયેલી સરકારી માલની નિકાસ. | ૨૦૫૨ | ૯૧૭ | ૪૯૧૫૨ | ૨૧૧૧૩ |

મેટેલીક શીટીંગથી બીલ્ડીંગનો ઓરડો શેકે છે.

*Registered No. B.S10.*

'HE JOURNAL OF THE INDIAN MERCHANTS' CHAMBER.

# દેશી વેપારી ચેમ્બરનું માસિક.

અધિપતી—જયસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

પુસ્તક ૧૪ મું. VOL. XIV. JUNE 1922. No. 12 જુન ૧૯૨૨ અંક ૧૨ મો

## અનુક્રમણિકા.

# વેપારીઓનું કર્તવ્ય.

આપણા ઉદ્યોગો તથા વેપારને ખીલવવા માટે પ્રજામાં કેળવણીનો ફેલાવો વીશેષ કરવાની જરૂર હવે પ્રજા સમજી ગઇ છે અને સીધા પ્રજાકીય વહીવટ નીચે તેને માટે કાર્ય આરંભાયું છે એ ખુશી થવા જોગ છે, પણ હજી વ્યાપાર તથા ઉદ્યોગને લગતી કેળવણી દરેક સ્થળે દેશી ભાષાદ્વારા આપવાનો યોગ્ય પ્રબંધ થયો નથી ત્યાં સુધી એ કાર્ય અપુર્ણજ લેખાશે. સરકારના હાથમાંથી કેળવણીનું કાર્ય પોતાના હાથમાં લેવાની પ્રજાએ બતાવેલી ઉત્કંઠા ધન્યવાદને પાત્ર છે પણ એટલેથી નહીં અટકતા વીશેષ ફરજ ઉપાડી લેવાની પણ જરૂર છે. સુખશાંતીને લગતી વ્યવસ્થા ઉપર મોટા શહેરોમાં અને તેમાં પણ યુરોપીયનો વાપરતા હોય એવા લતાઓમાં જેટલું ધ્યાન અપાય છે તેટલું અન્ય સ્થળે નથી અપાતું એ સ્થીતી વેપાર તથા ઉદ્યોગો માટે ઘણો ભય ઉપજાનારી છે. મુદ્દાનો સવાલ એ છે કે આપણો વેપારી વર્ગ મ્યુનીસીપાલીટીઓમાં સભાસદ થવા માટે ચુંટાવાની મહેનત લેશે કે એથી દુર રહેશે ? જો એઓ મ્યુનીસીપાલીટીથી દુર રહે તો સુખશાંતીને લગતી વ્યવસ્થા સુધરવાને બદલે બગડવાનો ભય રહે છે અને તે છતાં એ મ્યુનીસીપાલીટીને કર આપવાની ફરજમાંથી પ્રજાને મુકતી મળતી નથી; તો પછી એ મુકતી મેળવવા કાજે પ્રજાએ મ્યુનીસીપાલીટીનાં સર્વ કાર્યો પોતે હાથ ધરવાં કે કેમ એ સવાલ થઇ પડે છે. જો અસ્પર્શ્ય ગણાતા વર્ગોની સ્થીતી સુધારવા માટે યોગ્ય પ્રયત્નો થાય અને પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે સંપ હોય તો સુખશાંતીની સંભાળ પણ પ્રજા પોતે લઇ શકે એમાં બહુ મુશ્કેલી લાગતી નથી પણ મહાત્મા ગાંધીજીના અતી આગ્રહ છતાં હજી આપણા અત્યંજો તથા મજુર વર્ગોની સ્થીતી સુધારવા પ્રત્યે પુરતું ધ્યાન અપાતું હોય એમ દેખાતું નથી. એનું પરીણામ એ છે કે પ્રજા તરફના પુરતા ટેકાની ગેરહાજરીમાં સુખશાંતી જાળવવાનું કાર્ય કરવાને માટે મ્યુનીસીપાલીટીઓ અશકત નીવડતાં પ્રજામાં રોગો ફેલાવાનો અને તેને લીધે આખા દેશની પ્રજાને હેરાન થવાનો ભય રહેશે. રોગોના કારણોની બાબદમાં કોઇપણ ચોકસ અભિપ્રાય બાંધવાનું સાધારણ શહેરી માટે મુશ્કેલ છે તે છતાં એટલું તો સ્વીકારવામાં આવે છે કે મુંબઇ શહેરમાં અમુક લતાઓમાં અતી ગીચ વસતી હતી તેથી તથા ઉંદરોનો ઉપદ્રવ વધતાં અટકાવવા માટે યોગ્ય સંભાળ ન લેવાઇ તેથી મરકીના રોગનો ફેલાવો અટકાવવામાં મુશ્કેલી પડી હતી અને પરીણામે એ રોગ આખા હીંદમાં ફેલાઇ ગયો હતો. મુંબઇ જેવા આગેવાન શહેરની મ્યુનીસીપાલીટીની આટલી અશકતીનું આવું ગંભીર પરીણામ આખા દેશને ભોગવવું પડે તો પછી નાના શહેરો કે ગામડાંઓની મ્યુનીસીપાલીટીઓ પોતાના કાર્ય માટે અશકત થઇ પડે તો તેનું પરીણામ કેટલું ગંભીર આવે એ સવાલ ઉપર વેપાર ઉદ્યોગમાં જેમનું ખાસ હીત રહેલું છે એવા વર્ગોએ વીચાર કરવાની જરૂર છે. આટલા વીવેચનથી સમજાશે કે રાજકીય પ્રવૃત્તીઓમાં દુર રહીનેજ મદદ આપવામાં અથવા તો તેવી પ્રવૃત્તી પ્રત્યે બેદરકાર રહેવામાં વેપારી વર્ગ પોતાને નુકશાનજ કરે છે. એક તાજો બનાવ આ બાબતમાં દ્રષ્ટાંત પુરું પાડે છે. થોડા દીવસ ઉપર મુંબાઇમાં મળેલાં પ્રાંતીક લીબરલ કોન્ફરન્સમાં ચાલેલી ચર્ચા પ્રત્યે જેમણે ધ્યાન આપ્યું હશે તેમણે વેપાર તથા ઉદ્યોગો સંબંધી

ચર્ચાને શું સ્થાન મળ્યું હતું તે જોયું હશે. ડીવેલપમેંટ ડીપાર્ટમેંટના સંબંધમાં જાહેર સભા ટાઉન હોલમાં મળી ઠરાવો કરવાની અગત્ય ગણી, રેલ્વેના કારભાર સબંધી પ્રજાની ફરીયાદો વ્યક્ત કરવાને જાહેર સભાઓ ભરાય; પણ એ બે બાબતો વીશે લીબરલ કોન્ફરન્સની ચર્ચામાં મુદલ સ્થાન નહીં અને આર્થીક સહકારની પ્રવૃતી વંશેની ચર્ચા એવા છેવટના સમયે થઇ કે કોન્ફરન્સમાં એને સ્થાન મળ્યું એની પણ કેટલાકને ખબર પડી નહીં હોય. સરકારનું ઉદ્યોગખાતું તથા વેપારી બાતમીખાતું શું કાર્ય બજાવે છે અને તેમાં પ્રજાની ફરીયાદો શી છે તથા શા સુધારા પ્રજા માગે છે તે સવાલની પણ એજ દશા. ક્યા સમજુ વેપારીને આથી શોક નહીં થાય? વેપારી વર્ગે તો આગળ વધીને પોતાનો લાગવગ કેવો મોટો છે તે સઉ કોઇ જોઇ શકે એવી રીતે સરકારનાં સર્વે કાર્યો ઉપર દેખરેખ રાખવી જોઇએ કેમકે સરકારી કારભાર જેમ ખોડવાળો હોય તેમ ખર્ચ વધવાથી અથવા યોગ્ય કાર્યમાં ખર્ચ ન થવાથી ખમવું પડતું નુકશાન મોટે ભાગે વેપારી વર્ગનેજ સોસવું પડે છે. આટલા માટેજ ઇંગ્લંડ વગેરે દેશોમાં વેપારી મંડળો રાજકીય ચર્ચામાં ભાગ લે છે. ઔદ્યોગીક કેળવણીનો વીષય જાણે પોતાના કર્તવ્ય ક્ષેત્રની બહારહોય એમ વેપારી વર્ગ એ બાબતમાં પોતાનું કર્તવ્ય બજાવતા અટકે તો પરીણામે નુકશાન તો ઉદ્યોગો તથા વેપારમાં પરેલા વર્ગોનેજ ભોગવવું પડે, માટે એવા સર્વ પ્રશ્નોના અભ્યાસમાં રસ લઇને અને રાજકીય પક્ષોની સંકુચીત દૃષ્ટી છોડીને પ્રજાના લાભની દૃષ્ટીએ કર્તવ્ય કરવાને વેપારી વર્ગે હવે તૈયાર થવાની ઘણી ટાકીદે જરૂર છે.

---

## ઉદ્યોગો તથા વેપારમાં આવેલી સુસ્તીનાં કારણો.

અત્યારે આપણા સર્વે ઉદ્યોગો તથા વેપારમાં જબરી સુસ્તી આવવાની સામાન્ય ફરીયાદ સંભળાય છે અને તે ખરી છે એમ સર્વ કોઇ કબુલ કરે એટલી હકીકત મોજુદ છે. એનાં કારણો વિષે માત્ર અનુમાન કરી શકાય. હોબસન નામના એક લેખકે એવી સુસ્તાઇનાં જે કારણો જણાવ્યાં છે તે વીચારવા જેવાં છે. એ એમ જણાવે છે કે જુદા જુદા પ્રકારનો માલ બનાવવા માટે જુદી જુદી જાતના સંચા કામની જરૂર પડે છે અને એકવાર તે સંચાકામ ચાલુ થયા પછી માત્ર તે વાપરનારાઓની હાજત પુરતોજ માલ બનાવીને અટકવાની સંભાળ લેવામાં આવતી નથી. દૃષ્ટાંત તરીકે કાપડની મીલોના ઉદ્યોગની સ્થીતી વીચારો. સારો વરસાદ પડે તો કાપડનો ઉઠાવ વધારે જાગે; અને જો દુકાળ પડે તો કાપડનો ઉઠાવ ઓછો થાય. આટલી વાત જાણીતી હોવા છતાં સઘળા દેશોમાં એક સાથે દુકાળ નહીં પડે એમ માનીને બધા દેશોમાં કાપડની પેદાશ કરવાનું ચાલુ રહે તો છેવટે કાપડના ભાવ ઘટાડવાનો સમય આવે અને તે વેળા એની મીલોનો ઉદ્યોગ મંદ પડી જાય એ સમજી શકાય તેવી વાત છે. હોબસન જણાવે છે કે મશીનરી બનાવનારાઓ એવી વેળા બીજા કોઇ ધંધા માટે મશીનરી પેદા કરે છે અને જ્યાં સુધી એ ઉદ્યોગમાં પણ સુસ્તી ન આવે ત્યાં સુધી એ પેદાશ ચાલુ રહે છે. એમ એક પછી એક સર્વ ઉદ્યોગો માટે બને છે અને છેવટે એવો સમય આવે છે કે દુકાળ જેવું કોઇ નીમીત્ત મળતાં બધાજ ઉદ્યોગોમાં તથા બધી ચીજોના વેપારમાં સુસ્તી આવે છે. દુનીયામાં આ પ્રમાણે થાય ત્યારે તેના છાંટા દરેક દેશને ઉડે છે. છેલી મહાન લડાઇ દરમ્યાન યુરોપના બધા દેશોમાં દરેક પ્રકારના

---

માલની પેદાશ માટેનાં સાધનો વધ્યાં હતાં પણ લડાઇ પુરી થઇ તે સમયે સર્વેને એમ લાગ્યું હતું કે માલની અછત થશે. આથી દરેક પ્રકારના માલની પેદાશ બની તેટલી વધારવામાં આવી અને જ્યારે લડાઇને લીધે નીર્ધન બની ગયેલી પ્રજાએ માલનો ઉપાડ કરી ન શકી ત્યારથી વેપારની સુસ્તી શરૂ થઇ છે. જે દેશમાં માલની સ્થાનિક પેદાશ અને વપરાશ હોય તેને પરદેશો સાથેનો વેપાર ઓછો હોવાથી આવી સુસ્તીના છાંટા ઓછા લાગે. હીંદ એ રીતે યુરોપના વાતાવરણથી મુક્ત રહી શકે એમ હતું પણ લડાઇનાં વરસો દરમ્યાન ૧૪૫૦ લાખ પાંઉંડની રકમ એના ખર્ચ પેટે ભેટ તરીકે હીંદી સરકારે ઇંગ્લંડને આપી તેથી અને રીવર્સ કાઉન્સીલને નામે ઇંગ્લંડ ઉપરની હુંડીઓ અયોગ્ય ભાવે વેચી હીંદને કરોડો રૂપીયાની ખોટમાં ઉતારવામાં આવ્યું તેને લીધે તથા હીંદી સરકારના ખર્ચના અસહ્ય બોજાને લીધે અત્યારે હીંદની પ્રજા નીર્ધન બની ગઇ છે અને અત્યારે હીંદમાં વ્યાપારની જે મંદી ચાલી રહી છે તેનું કારણ એજ છે. જો આવે સમયે યુરોપના દેશો ધનવાન હોઇ આપણો માલ ખરીદવાને શક્તીવાન હોત તો પણ આ સ્થીતી ન આવત. પણ અત્યારે તો આપણે ત્યાં તથા એ દેશોમાં એક સાથે વેપાર તથા ઉદ્યોગો મંદીમાં પડ્યા છે એટલે જેમ જેમ એ માલના ભાવ ઘટીને એના ઉઠાવને ઉત્તેજન આપશે તેમ તેમ બજારમાં માલની છત ઘટીને મામલો સુધરવાની આશા રહેશે. આવો સુધારો હંમેશાં બહુ ધીમો હોય છે એટલે હીંદમાંથી પણ વેપાર ધંધાની મંદી દુર થતાં વાર લાગશે એમ વકી રાખવામાં આવે છે.

---

## નોંધ.

**ઉદ્યોગોને ખીલવવામાં સરકારી મદદ**—પાયોનીયર પત્રને મદ્રાસથી એવી ખબર મળી છે કે જે ઉદ્યોગોમાં પડવા માટે લોકો તૈયાર ન હોય તેને માટે જરૂર હોય તો સરકાર મદદ કરી શકે એવી સત્તા સરકારને આપવા માટેના કાયદાનો ખરડો તૈયાર કરવામાં મદ્રાસના ડીવેલપમેંટ ખાતાંનો મીનીસ્ટર રોકાયો છે. એમ જણાવવામાં આવે છે કે કાગળ, દીવાસળી, તેલ, નીમક, જુદી જુદી જાતના એસીડ, ચામડાં કેળવવા માટે જોઇતી ચીજો વગેરે બનાવવા માટેના ઉદ્યોગો કાજે એ ઇલાકામાં ઘણો અવકાશ છે. કેમકે કાચા પદાર્થો ત્યાં પુષ્કળ થાય છે. કોપરેલ તથા ભોયસીંગનું તેલ મોટા પ્રમાણમાં નીકાશ કરવામાં આવે છે તેને ઉપયોગમાં લેવાય એવા ઉદ્યોગો ખીલવવા તરફ ધ્યાન આપવાની જરૂર છે. વળી ચામડા કેળવવાના ઉદ્યોગ માટે પણ પુષ્કળ અવકાશ છે.

---

**રેડ ઓક્સાઇડ પેન્ટ અને રેડ ઓક્સાઇડ પાઉડરની** પેદાશ મધ્ય પ્રાંતના વરધા ખાતે મેસર્સ રાનાડે એંડ કું. તરફથી કરવામાં આવે છે. તેઓ પોતે એ માલ બનાવે છે અને એ વિષેની માહીતી અત્રેના વેપારી વર્ગને પહોંચાડવાની વીનંતી કરતો પત્ર આ ચેમ્બરને અત્રેના ડેપ્યુટી ડીરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ તરફથી મળ્યો છે.

---

**સ્ટીમરવાળાઓને બદલો**—લડાઇ દરમ્યાન જે સ્ટીમરોનો નાશ ટોરપીડોથી કરવામાં આવેલો હોય તેના માલીકોને બદલો આપવાને લગતા નીયમોમાં ડેન્માર્કની સરકારે એવો નીયમ રાખ્યો હતો કે નાશ પામેલી સ્ટીમરને બદલે જો એટલા ટનની બીજી કોઇ સ્ટીમર એના માલીક તરફથી બનાવી અથવા ખરીદી લેવામાં આવે નહીં તો તેને એ બદલો આપવો નહીં. હવે સ્ટીમરોની છત ઘણી થઇ છે તેથી એ નીયમ રદ કરવામાં આવશે એવી આશા છે. એમ થાય અને એ બદલાને લોભે નવી સ્ટીમરો બાંધવાનું થતું હતું તે અટકે તો સારૂં.

---

**ખાલી પડેલી જમીનને ઉપયોગમાં લેવાની યોજના**—હીંદમાં ઘણી જમીન એવી છે કે જેને હજીસુધી ખેતીના કામમાં લેવામાં આવી નથી. એમાંથી ઘણી ખેતીના લાયક છે એમ દર્શાવનારા આંકડા દરેક જીલ્લા માટે નામદાર સરકારે પ્રગટ કર્યા છે. હવે ઇંગ્લંડમાં વસ્તી વધારે અને કમાઇનાં સાધન થોડા તથા અઘરાં હોવાથી તે વસ્તીમાંથી કેટલોક ભાગ જો બ્રીટીશ સામ્રાજ્યનાં સંસ્થાનોમાં જઇ વસે તો તેમને ઉત્તેજન આપવા માટેની હીલચાલ ઇંગ્લંડમાં ચાલી રહી છે. હીંદમા નેહેરોની પાસેનો ભાગ એમને કેટલો અનુકુળ પડે છે તે જોવાનું છે પણ આવી જાતની સ્થિતિ તો ત્યારેજ આવી શકે છે જ્યારે હિંદવાસીઓને સંસ્થાનોમાં જવાની અને વસવાની પૂર્ણ છુટ મળે.

---

**સરકારી ખર્ચમાં તથા આવક વેરામાં ઘટાડો** કરાવવા માટે લંડન ચેમ્બર ઓફ કોમર્સની એક કમીટી નીમાઇ છે તે ઇંગ્લંડની સરકારના ખજાનચીની મુલાકાત લેશે. વેપારી કંપનીઓ પોતાના હીસાબ જ્યારે જ્યારે બંધ કરે ત્યારે કેવી રીતે માલની કીંમત આંકવી તે સંબંધમાં એક સરખું ધોરણ રાખવાથી વેપાર તથા ઉદ્યોગો ઉપર થયેલી અસર વીશે એ મુલાકાત દરમ્યાન વીચાર ચલાવવામાં આવનાર છે. એ સંબંધી કેવા વીચાર લંડન ચેમ્બર તરફથી રજુ કરવા તે વીશે એ ચેમ્બરની કમીટી વિચાર ચલાવતી હતી એમ એ ચેમ્બરના ખોરાકીની ચીજોના વેપારને લગતી કમીટીમાં ગઇ તા. ૨૩ મી માર્ચે જાહેર કરવામાં આવ્યું હતું. હીંદમા પણ માલની કીંમત આંકવાનું ધોરણ બધી કંપનીઓ એક સરખું રાખે એમ થવાની ઘણી જરૂર છે અને તે થાય તો તેની શી અસર સરકારની આવક ઉપર થાય તે વીશે નાણાં શાસ્ત્રીઓએ ચર્ચા ચલાવવી ઘટે છે.

---

**રેલ્વેના દરના સંબંધમાં ટ્રીબ્યુનલ**—જ્યારે જ્યારે રેલ્વેના સત્તાવાળાઓ તથા વેપારીઓ વચ્ચે વાંધો પડે ત્યારે તેનો નીવેડો લાવવા માટે રેલ્વે રેટસ ટ્રીબ્યુનલ નામની કમીટી ઇંગ્લંડમાં માલની લાવ લઇજાને લગતાં સરકારી ખાતાંના પ્રધાને નીમી છે. લંડનની ચેમ્બર ઓફ કોમર્સ એ બાબદમાં બે માગણી આગ્રહથી રજુ કરે છે:-(૧) રેલ્વેના દરમાં સામન્ય ઘટાડો કરવો જોઇએ; (૨) પાર્લામેંટ પાસે જે વધારે સત્તા રેલ્વેવાળાઓ માગે છે તેને લીધે માલની લાવ લઇજાના કામનો ઇજારો તેમને મળવા જેવું ન થવું જોઇએ. આપણા વેપારી વર્ગના જે પ્રતિનિધિઓ ધારાસભાઓમાં બીરાજતા હોય તેમનું આ વીશે ધ્યાન ખેંચવાની જરૂર લાગે છે કેમકે હીંદમાં પણ આવી માગણી કરવાની ઘણી અગત્ય છે અને તે સંભાળીને નીકાલ કરવા માટે કોઇપણ કમીટી સ્થાપવામાં આવેલી હોય એમ જાણવામાં નથી.

---

રેલ્વેના દર ઘટાડવાની જરૂર વીષે વીવેચન કરતાં ગ્લાસગોની ચેમ્બર ઓફ કોમર્સની સંમુખ મી. જ્યોર્જ એ મીચલે જણાવ્યું કે રેલ્વે કંપનીઓની ગમે તેટલી મુશ્કેલી હોય તો પણ તેના દર ઘટાડવાનું સુચવ્યા વગર ચેમ્બરનો છુટકો નથી, કેમકે એવા ઘટાડા વગર વેપાર વધી શકે નહીં અને લોકોમાં જે બેરોજગારી વધી પડી છે તે ઘટાડી શકાય નહીં. મી. જેમ્સ મોર્ટને જણાવ્યું કે રેલ્વે મારફતે માલની લાવલઈજા કરવાનો ખર્ચ વધી જવાને લીધેજ લોકોમાં નોકરી ધંધા વગરનાનું પ્રમાણ વધી ગયું છે. હીંદમાં કેટલા ઉદ્યોગો રેલ્વેના અનુકુળ દરની પુરતી સગવડને અભાવે ખીલતા અટકયા છે તેનો જો હીસાબ લેવાય તો અહીં પણ મી. મીચલની તથા મી. મોર્ટનની જેવી ટીકા કર્યા વગર રહી શકાય નહીં.

---

રેલ્વેથી થતા ગેરલાભ વીશેની ચર્ચા વારંવાર સંભળાતી નથી પણ હમણાં ઓરીસાથી થતી ચોખાની નીકાશના સંબંધમાં મળેલી વીગત ખરી હોય તો તે વીશે હીંદની પ્રજા બેદરકાર રહી ન શકે. એ તો જાણીતી વાત છે કે માલની નીકાશ માટે જે તરફ સગવડ હોય તે બાજુએ નીકાશ થાય. હીંદના જુદા જુદા ભાગમાં હીંદનો માલ પુગાડવા માટે રેલ્વેનાં ગાડાંની તંગી નડે પણ એ માલ બંદર સુધી પહોંચાડવા માટે એ ગાડાંની તંગી ન નડે. એવી સ્થીતીમાં હીંદનો પાક હીંદની પ્રજાને મળે તે અગાઉ તેનો મોટો ભાગ પરદેશ ઘસડાઇ જાય તેમાં નવાઇ નથી. રેલ્વેનાં ગાડાં હીંદમાંજ બનાવીને તેની સંખ્યા જરૂર જેટલી વધારવા માટે આ ચેમ્બર તથા અન્ય વેપારી મંડળો ઘણા સમયથી આગ્રહ કરે છે પણ તેનું કાંઇ સંતોષપરીણામ આવેલું દેખાતું નથી. આ પ્રશ્ન હવે ધારાસભાઓએ તાકીદે ઉપાડી લેવાની ઘણી જરૂર છે.

---

**ધંધાની કેળવણી**—આપણા ઉદ્યોગોમાં જુદી જુદી ક્રીયાઓ કરનારા મજુરો તથા તેમના ઉપરીઓને માટે કેળવણીની ગોઠવણ કેવી હોવી જોઇએ તે વીશે નામદાર સરકારને સલાહ આપવા માટે નીમાયેલી કમીટીએ પોતાનો રીપોર્ટ સરકાર પાસે રજુ કર્યો છે એના સંબંધમાં આ ચેમ્બરને મળેલી બાતમી દલગીરી ઉપજાવનારી છે. એવું જણાવવામાં આવે છે કે કમીટીની ભલામણો સર્વાનુમતે નથી થઇ એટલુંજ નહીં પણ મતભેદ એવા પ્રકારનો છે કે એ કમીટીના અંગ્રેજ સભાસદોએ એક પ્રકારની ભલામણ કરી છે ત્યારે તેજ કમીટીના સઘળા દેશી સભાસદોએ એથી છુટા પડી જુદોજ રીપોર્ટ રજુ કરવાની પોતાની ફરજ ગણી છે. એ બે વચે મતભેદની બાબદોમાં મુખ્ય નીચે જણાવેલી છેઃ—

(૧) આ કેળવણી માટે શાળા કે સંસ્થા કેવી હોવી જોઇએ ?

(૨) કેટલા વીદ્યાર્થીઓને તાલીમ આપવી અને તે માટેનો ખર્ચ કેટલો ગણવો ?

(૩) એ કેળવણી માટે દેખરેખ શીક્ષકો વગેરેની વ્યવસ્થા કેવી રાખવી ?

આ દરેક મુદ્દાના સંબંધમાં વીગતવાર ચર્ચા કરી સરકારને યોગ્ય સલાહ આપવાની ફરજ આપણા જે દેશબંધુઓ ઉદ્યોગો તથા વેપારમાં પડેલા છે તેમના ઉપર મોટે ભાગે રહેલી છે. એ કમીટીમાં દેશી સભાસદોને સ્થાન આપવામાં સરકારે યોગ્યજ કર્યું છે. જુદા જુદા ઉદ્યોગોમાં પડેલા જુદા જુદા વર્ગોનાં છુટાં છુટાં મંડળો આપણી વચે નથી એટલે એ વર્ગોના પ્રતિનીધીઓની જે સંખ્યા આ ચેમ્બરમાં છે તેમાં વધારો કરવાની જરૂર ઉપર આપણા વેપારી વર્ગોએ તાકીદે ધ્યાન આપવું ઘટે છે. પ્રેસીડન્સી ટ્રેડ એસોસીએશન એક બહુજ

નાનું અને યુરોપીયન પેઢીઓનુંજ બનેલું મંડળ છે તો પણ તે દાવો કરે છે કે નીચે જણાવેલા ધંધાના સંબંધમાં બહોળો જાતી અનુભવ ધરાવનારા ગૃહસ્થો એના સભાસદ છેઃ—નાનાં તેમજ મોટાં ઘડીયાળ બનાવવાં, ઝવેરાત, નેતરકામ, સુતારકામ, શીવણકામ, જોડા તથા ચામડાંની બીજી ચીજો બનાવવી, દરીયામાં સ્ટીમરોને કામ પડે એવાં યંત્રો બનાવવાનુ, તરેહવાર કપડાં બનાવવાં, મીઠાઈ બનાવવી, ચોપડીયો બાંધવી, છબીયો મઢવી તથા છાપવાનું. એજ પ્રમાણે વીવીધ પ્રકારના અનુભવવાળા સદગૃહસ્થોની સલાહનો લાભ આ ચેમ્બરને જેમ વધારે મળે તેમ આવા અગત્યના સવાલ વીશે અભિપ્રાય આપવાનું આ ચેમ્બરથી વધારે સારી રીતે બની શકે માટે સર્વે વેપારીઓને આથી વીનંતી કરવામા આવે છે કે જુદા જુદા ધંધાદારીઓને પણ આ ચેમ્બરના સભાસદ બનાવવા માટે બનતો પ્રયત્ન કરવો. ઉદ્યોગોમાં પડેલા મજુરો કે તેમને થાપણ પુરી પાડનારા શેઠીઆઓનું જેમા હીત હોય તેમાં પોતાનું પણ હીત છે એમ ગણી એ વર્ગમાથી પણ અગ્રેસરોને જો આ ચેમ્બરમાં ભેળવવાનો પ્રયત્ન કરવામાં આવશે તો તેને પરિણામે ચેમ્બરની સ્થીતી વધારે મજબુતજ થશે.

---

**ખબરપત્રીઓ**—રોયલ બેંક ઓફ કેનેડા અને બેંક ઓફ બ્રીટીશ વેસ્ટ આફ્રીકા લીમીટેડ વચ્ચે એવી ગોઠવણ થઇ છે કે બેઉએ પોત પોતાના દેશમાં એક બીજાની તરફથી ખબરપત્રી તરીકે કામ કરવું આવી ગોઠવણ જુદા જુદા દેશોની ચેમ્બર ઓફ "કોમર્સ" વચ્ચે થાય તો વેપારને ઘણી ઉપયોગી થઇ પડે એમાં શંકા નથી.

---

**આયર્લંડ સાથેનો વેપાર**—આ સંબંધી આંકડા ઇંગ્લંડ સાથેના વેપારથી છુટા પાડીને આપવાનો ઠરાવ કેનેડાની સરકારે કર્યો છે અને ગઇ તા. ૧ લી એપ્રીલથી તે અમલમાં આવનાર હતો. હીંદી સરકારે એ સંબધી કાંઇ ઠરાવ કર્યો છે કે કેમ તે જાણવામાં નથી. આયર્લેંડને બ્રીટીશ સામ્રાજ્યની અંદર પણ કેનેડાના જેવોજ સંસ્થાનીક સ્વતંત્રતા ધરાવનારો દેશ ગણવાનુ ઇંગ્લંડની સરકારે કબુલ કર્યાને પરીણામે આવા ફેરફારની જરૂર છેજ.

---

**આપણું હુંડીનું બજાર.** છેલ્લા કેટલાક માસથી ૧૫ અને ૧૬ પેન્સની વચે રમ્યા કરે છે તેમાં હવે લગભગ બાર માસ જેટલો વખત ગયા પછી નવી ઉથલ પાથલ થવાનો ભય છે કારણ કે હીંદના ચલણમાથી સોનાના સીકાનું પ્રમાણ ઘટીને નજીવું થયું છે અને દેશપરદેશની હુંડીને માટે રૂપીયાનો ભાવ જે બે હદની વચે રહે છે તેમાંથી એક હદ ચાંદીના ભાવે રૂપીયાની જે કીંમત થાય તેથી અંકાય છે. એ ચાંદીનો ભાવ અત્યારે અમેરીકાનાં યુનાઇટેડ સ્ટેટસની સરકાર તરફથી થતી ખરીદીને લીધે ટકી રહેલો છે પણ એ ખરીદી હંમેશ ચાલુ રહેનાર નથી. છેલી મહાન લડાઇ દરમ્યાન જે વેળા હીંદમાં ચલણી રૂપીયાની રકમ હદ કરતાં પણ ઓછી થઇ ગઇ હતી અને નવા સીકા પાડવા માટે ચાંદી મેળવવાની મુશ્કેલી હતી તે વેળા યુનાઇટેડ સ્ટેટસની સરકારે પોતાના ડોલરના સીકા ગાળીને ચાંદી હીંદી સરકારને વેચી હતી. હવે ચાંદીનો તેટલો જથો ખરીદવાની ફરજ એ સરકારે બજાવવાની છે અને તે થોડે થોડે ભાગે ખરીદાય છે. પીટમેન એકટની રૂયે એ ડાલર ઉપાડેલા તેને બદલે આપેલાં સરટીફીકેટની રકમ તા. ૧૪–૧–૨૧ ને દીને ૨૫૯૩ લાખ ડોલરની હતી તે ગઇ તા૦ ૫ મી એપ્રીલ ૧૯૨૨ સુધીમાં ઘટીને

૮૭૫ લાખ ડોલર જેટલી થઇ છે અને એજ પ્રમાણે ઘટાડો થવાનો ચાલુ રહે તો બાકીની રકમ પુરી થવામાં કદાચ બાર માસ કરતાં પણ ઓછો વખત લાગે એવો સંભવ છે. તેમ થયા પછી યુનાઇટેડ સ્ટેટસની સરકાર ચાંદી ખરીદતી અટકી જાય તે વખતે એના શા ભાવ રહે અને આપણા રૂપીયાની કેટલી કીંમત પરદેશોમાં રહે તે વીચારવા જેવો સવાલ છે અને એમ લાગે છે કે તે વેળા હુંડીનો ભાવ ઘણો ઘટી જાય તો નવાઇ નથી કેમકે ચાંદીનો ભાવ ઉંચો ટકાવી રાખવા જેટલી ખરીદી હીંદી સરકાર તરફથી તથા દુનીયાનાઃ બીજા દેશોની સરકારો તરફથી જાગવાં કદાચ વધારે વાર લાગશે અને જો ચીનની સરકાર પણ સોનાનું ધોરણ અખત્યાર કરે તો ચાંદીની સ્થીતી માત્ર તાંબાં પીતળ કરતાં ચડતી રહે. અત્યારે આપણી વેપાર બાકી સુધરતી જાય છે. સોના રૂપાંની આયાત તથા નીકાશ અને સરકારી નોટો ઇંગ્લંડથી મંગાવાય અથવા મોકલાય તેના આંકડા ધ્યાનમાં લીધા પછી પણ તા૦ ૩૧-૩-૨૨ ને દીને પુરા થયેલા બાર માસના વેપાર પેટે હીંદે પરદેશોને લગભગ તેત્રીસ કરોડ રૂપિયા આપવાના થયા હતા. એ બાર માસમાં બાર કરોડ રૂપીયાની ચાંદીની આયાત થઇ હતી એવી આયાત ન થાય અને હીંદનો માલ પરદેશોમાં અગાઉ કરતાં જરા વધારે ખપવા લાગે તો વેપાર બાકી સમતોલ થાય અને હુંડીનો ભાવ સોળ પેન્સની આસપાસ સ્થીર થાય. ચલણમાંથી નોટોની રકમ ઘટાડવાનો વીચાર સરકારે રાખ્યો હતો પણ તે મુજબનું કાંઇ પગલું ભરવામાં આવ્યું હોય એમ હજી સુધી જણાતું નથી અને હવે પછી પણ એવું કાંઇ પગલું ભરાય એવો સંભવ લાગતો નથી કેમકે મોટી રકમની સરકારી લોન બે ત્રણ મ્હીનામાં નીકળવાની હોવાથી નાણાંની છુટ ચાલુ રહે તેમાંજ સરકારને લાભ છે.

---

**લાકડાની ચીજો** બનાવવા માટે અત્યારે વપરાતી મુખ્ય જાત ઓક, મેહોગની અને વોલનટ છે પણ તે ઉપરાંત ઘણી સારી જાતનું લાકડું હીંદનાં જંગલોમાંથી મળી શકે છે એમ વેપારી વર્ગનું ધ્યાન ખેંચતાં મી. એલેકઝાંડર હાવર્ડ જણાવે છે કે હીંદમાં જંગલોનો વીસ્વાર ૨૫૨૦૦૦ ચોરસ માઇલ છે તેમાંથી કેટલીક ઉત્તમ જાતના લાકડાં મળી શકે છે. એનો વપરાસ વધે એવા ઉપાયો લેવડાવવા માટે સરકારે ખાસ પ્રયત્ન કરવા પડે છે. અત્યાર સુધીનો અનુભવ કેટલીકવાર એવો નીવડયો છે કે જે માલ ઉપયોગી ગણીને પરદેશ મોકલ્યો હોય તે ત્યાં નપાસ પડે અને જે માલ નકામા જેવો ગણીને પરદેશ મોકલ્યો હોય તે ત્યાં ઘણી અગત્યનો થઇ પડે. આ સંજોગોમાં લાકડાંની જુદી જુદી જાતના ગુણદોષ વધારે સારી રીતે જાણીને કામ લેનારને માટે નફાનું ક્ષેત્ર વીશાળ છે.

---

**જાપાનમાં કાપડ સુતરનો** ઉદ્યોગ ઘણો વધ્યો છે તોપણ તેને હઠાવવાને ચીન સમર્થ છે એમ લાગે છે. અગાઉ ટુવાલ ગંજીફરાક વગેરે માલ જાપાનથી ચીન જતો હતો તેને બદલે હવે ચીનમાં એવો માલ બનીને જાપાન જાય છે. ચીનના દક્ષીણ ભાગમાં રૂનો પાક વધતો જાય એટલો જાપાનીઓએ તેનો લાભ લેવા માટે શેંગહાઇ, હાંકાંગ વગેરે ઠેકાણે મીલો ઉભી કરવા માંડી છે.

---

**મોટરો મારફતે વેપારની ખીલવણી** કરવાની સુચના વીશે વીવેચન કરતાં કલકત્તાની ટ્રેડ એસોસીએશનના પ્રમુખ મી. પેજ વાજબી રીતે જણાવે છે કે દેશમાં જ્યાં જ્યાં જરૂર જેવું લાગે ત્યાં રેલ્વે બાંધીને પુરતી ટ્રેનો દોડાવવા માટે હીંદી સરકાર પુરતાં નાણાં ફાજલ પાડી

---

શકે એમ અત્યારે નથી તો પછી માત્ર સારા રસ્તાઓ બાંધવા અને તે ઉપરથી માલ અથવા ઉતારૂઓ ભરેલી મોટરો વેપાર ખીલવે એવી સગવડ કરી આપવાનું સરકારે મન ઉપર લેવું જોઇએ. જો રેલ્વે બંધાય તો તેના ઉપરથી ચલાવી જવા માટે ખાનગી પેઢી પોતાનાં ગાડાં પુરાં પાડે એ સંભવીત નથી પણ જો સારી સડકો હોય તો તે ઉપર પોતાની મોટરો ફરતી રાખવાની ગોઠવણ કોઇપણ કંપની માથે લઇ શકે.

---

**ચામડાં કેળવવવાનો** ઉદ્યોગ ચીનમાં ખીલે એવા ચીન્હો જણાય છે. હમણાં તો ત્યાં કાલ્ગન ખાતે જે કારખાનામાં ચામડાં કેળવાય છે ત્યાં કામ કરવાની રૂઢી જુના વખતથી ચાલી આવેલી છે તેજ છે. પ્રથમ ચુનાના પાણીમાં ચામડાં ભીંજવી રાખવામાં આવે છે. દરેક વિભાગમા ચાળીશ કે પચાસ ચામડાં ભીંજવવાનું એકી વેળા બની શકે છે. એ રીતે દસ દીવસ રાખ્યા પછી તેના ઉપર બીજી ક્રીયાઓ થાય છે. પેકીનમાં યુનીવર્સીટી સ્થપાયાથી શાસ્ત્રીય શોધખોળને પરીણામે એ ઉદ્યોગ માટે અનુકુળ જણાયલી ક્રીયાઓથી કામ લેવામાં આવશે એટલે એ માલ સસ્તો અને સારો બનશે એવી વકી છે.

---

**બ્લીચીંગ પાઉડર** માટેની માગણી ચીનમા ઘણી છે એમ જણાવવામાં આવે છે. ત્યાં દરવરસે એંશી લાખથી એક કરોડ રતલ જેટલો બ્લીચીંગ પાઉડર કાપડ તથા સુતરના ઉદ્યોગો માટે જોઇએ છે અને હવે ત્યાં કાપડ સુતરની મીલો જેમ વધતી જાય છે તેમ બ્લીચીંગ પાઉડર માટેની માગણી પણ વધતી જવાની વકી છે. હાલમાં તો ચીનને જોઇતો બ્લીચીંગ પાઉડર કેટલેક અંશે જાપાન પુરો પાડે છે એટલે એવી વકી રાખવામાં આવે છે કે ચીનમાં મીલોનો ઉદ્યોગ વધવાને પરિણામે જાપાનમાં બ્લીચીંગ પાઉડર બનાવવાનો ઉદ્યોગ વધારે ખીલવા પામશે.

---

**ઘઉંનો વેપાર**-કેનેડામાં, યુનાઇટેડ સ્ટેટસમા તથા આસ્ટ્રેલીયામાં ઘઉંનો પાક ઘણો થાય છે પણ તે બધાનો વેપાર કાબુમાં રાખવા માટેની એક સીન્ડીકેટ ઉભી થઈ છે જેના પ્રમુખ મી૦ ટ્રેથોવન છે. રશીયામાં પણ ઘઉંનો પાક સાધારણ રીતે મોટો હોય છે પણ હાલ ત્યાંના અસ્થીર મામલાને લીધે એના સંબંધમાં કાંઇ કહી શકાતું નથી.

---

**ખાંડની પેદાસ** દુનીયામાં કેટલી થાય છે તે વિશેના ૧૯૨૧-૨૨ના વરસ માટેના આંકડા મેશર્સ વીલેટ એંડ ગ્રે તરફથી બહાર પાડવામાં આવ્યા છે તે ઉપરથી જણાય છે કે કુલ પેદાશ ૧૬૫ લાખ ટન જેટલી ધારવામાં આવે છે જ્યારે આગલે વરસે પણ લગભગ એટલીજ હતી. શેરડીની ખાંડની પેદાશ ૩ લાખ ટન જેટલી ઘટી હતી જ્યારે બીટની ખાંડની પેદાશમાં લગભગ એટલોજ વધારો થયો હતો.

---

**હીંદમાં કાપડ તથા સુતરની પેદાસ** વધતી જાય છે. હીંદી મીલોમાં બનેલાં કાપડ સુતરને લગતા આંકડા ફેબ્રુઆરી માસ માટેનાં હમણાં બહાર પાડવામાં આવ્યા છે તે ઉપરથી જણાય છે કે મીલના સુતરની પેદાશમાં વધારો આગલા વરસના એ મહીના સાથે સરખાવતાં એક ટકા જેટલો હતો ત્યારે મીલોમાં કાપડની પેદાશ ૧૯૨૧ના ફેબ્રુઆરી કરતાં વીસ ટકા જેટલી વધી હતી.

---

ધી બોમ્બે ટાઇલ માર્ટ ૨૧ બેંક સ્ટ્રીટ ફોર્ટ મુંબઇ.

**સડકો** ઉપરથી રેલ્વે કંપનીઓ માલની લાવ લઈજા કરે તે માટે પાર્લામેંટની પાસેથી ખાસ કાયદા મારફતે પરવાનગી મેળવવાની જરૂર લાગવાથી ઇંગ્લંડની પાર્લામેન્ટ સન્મુખ એક ખરડો લાવવામાં આવ્યો છે જેની નેમ એલ. એમ. એન. ડબલ્યુ. રેલ્વેને સડકો ઉપરથી માલની લાવલઈજા કરવાની પરવાનગી આપવાની છે. કોન્વેન્ટ્રી ખાતેની ચેમ્બરની રેલ્વે એંડ ટ્રાફીક કમીટીએ એ ખરડાને ટેકો આપવા ઠરાવ્યું છે. હીંદમાં જો રેલ્વે કંપનીઓ એવી રીતે સડકો ઉપરથી માલની લાવલઈજા કરવાનું કામ પણ કરવા લાગે તો સડકોની સ્થીતી સુધારવાના કામ ઉપર સરકાર તથા મ્યુનીસીપલટીઓ અને જીલ્લા બોર્ડો વધારે ધ્યાન આપવા લાગે એટલુંજ નહીં પણ અત્યારે એવી સડકોને સારી હાલતમાં રાખવા માટે જે ખરચ કરવામાં આવે છે તેમાં કરકસર કેવી રીતે કરવી તે સુચવનાર પણ હાલનાં કરતાં વધારે નીકળે.

---

**હરીફાઇ**—ઇંગ્લંડમાં કોઓપરેટીવ હોલસેલ સોસાયટી લીમીટેડને ત્યાંની સરકારનાં પોસ્ટખાતાંના વડાએ શેફીલ્ડમાં નવું ટેલીફોન એક્સચેંજ બાંધવાનું કંટ્રાકટ આપ્યું તેના સંબંધમાં ત્યાંની એસોસીએશન ઓફ બ્રીટીશ ચેમ્બર્સ ઓફ કોમર્સ તરફથી એમ વાંધો લેવામાં આવ્યો છે કે એ કોઓપરેટીવ સોસાયટી કાંઇપણ આવકવેરો ભરતી ન હોવાથી આવા કંટ્રાકટ લેવામાં બીજાની સાથે એને હરીફાઇ કરવા દેવી ઘટતી નથી. હીંદમાં પણ આ સવાલ વહેલે કે મોડે નીકળશે તે સંબંધમાં ઔદ્યોગીક સહકારની સંસ્થાઓના અગ્રેસરોએ વેપારી મંડળોની સાથે વીચાર ચલાવી દેશને લાભકારક થઇ પડે એવી રાજનીતી અગાઉથી નક્કી કરી રાખવી જરૂરની છે.

---

**ચુંટણી વેળા વેપારી સવાલોની ચર્ચા**—ઇંગ્લંડમાં એસોસીએશન ઓફ બ્રીટીશ ચેમ્બર્સ ઓફ કોમર્સ તરફથી એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે પાર્લામેંટના સભાસદોની જે ચુંટણી હવે પછી થાય તેમાં ઉમેદવારો તરીકે બહાર પડનારાઓને વીનંતી કરવી કે વેપારી સવાલો ઉપર સહુથી વીશેશ ધ્યાન આપવું અતી જરૂરનું છે કેમકે માલ બનાવીને પરદેશ મોકલનાર દેશ તરીકે ઇંગ્લંડ ચાલુ રહેશે કે કેમ તેનો આધાર એ ઉપર છે. હીંદમાં પણ ચુંટણીનો વખત હવે ઘણો દુર નથી પણ હાલના રાજકીય વાતાવરણમાં વેપારી સવાલોની ચર્ચા દબાઇ જાય એ ઘણું સંભવીત છે. તેમ છતાં એટલી વાત તો સર્વ કોઇ કબુલ કરશે કે આપણા ઉદ્યોગ ધંધાના સંબંધમાં છેલી લડાઇ દરમ્યાન તથા તે પછીના સમયમાં જે મહત્વના સવાલો ઉપસ્થીત થયા છે તેનો સંતોષકારક નીવેડો હજી આવેલો નથી અને તે લાવવા ઉપર દેશની ઉન્નતીનો ઘણો આધાર છે. પરદેશમાંથી સરકારે કયો માલ ખરીદવો અને તે કેવી રીતે ખરીદવો, પરદેશમાંથી સરકારે નાણાં કેટલાં અને કેવી રીતે ઉછીનાં લેવાં, હીંદી સરકારની નોકરીમાં પરદેશીઓનું પ્રમાણ કેટલું રાખવું, હીંદને આર્થીક સ્વતંત્રતા કેટલી હોવી જોઇએ, રીવર્સ કાઉન્સીલ બીલો કયારે અને શા ભાવે વેચવાં, હીંદની જકાત પદ્ધતી કેવી રાખવી, વગેરે સવાલો આર્થીક દ્રષ્ટીએ એટલે કે વેપારી વર્ગની દ્રષ્ટીએ ઘણા અગત્યના છે અને એના સંબંધમાં દેશી વેપારી વર્ગની દ્રષ્ટીએ તપાસ લઇને જે જે સુચનાઓ ઇંડીયન મર્ચન્ટસ ચેમ્બર જેવી સંસ્થાઓએ કરી હોય તેને કેટલે સુધી ટેકો આપવાની પોતાની ફરજ દરેક ઉમેદવાર ગણે છે તે જોવાની જરૂર ધારાસભાની આવતી ચુંટણી વેળા ઘણી રહેશે. ઇંગ્લંડની વેપારી સંસ્થાઓનું કાર્ય આ બાબતમાં આપણે માટે અનુકરણીય દાખલો પુરો પાડે છે.

---

મેટલીક શીટીંગની સારી ડીઝાઇન ગમશે કે?

**વોશીંગ્ટન કોન્ફરન્સના ઠરાવો** વીરૂદ્ધની ટીકા આપણે જવલ્લેજ સાંભળીયે છીએ. હીંદના પ્રતીનીધી તરીકે રાઇટ ઓનરેબલ શ્રીનીવાસ શાસ્ત્રીએ એમાં લીધેલા ભાગ માટે મગરૂરી લેનારે ઘણા હીંદીઓ પણ તૈયાર થઇ ગયા છે પણ એ ઠરાવોની શી અસર હીંદ ઉપર થશે એ સમજવું વધારે જરૂરનું છે. "એમ્પાયર રીવ્યુ" ના એપ્રીલના અંકમાં એ વીશે આવેલી ટીકા ઉપરથી સમજી શકાય કે નૌકાબળ ઓછું રાખવાની ઇંગ્લંડે આપેલી કબુલાત એના લાભની નથી; પણ અત્યારે ઇંગ્લંડ ન છુટકે નૌકાબળ ઓછું રાખવા કબુલ થયું છે. હવે અમેરીકા પણ ઇંગ્લંડના જેટલો નૌકાનો કાફલો રાખશે એટલે દુનિયામાં નૌકાબળ માટે ઇંગ્લંડની પ્રતિષ્ઠા હતી તે જતી રહેશે. વળી જાપાનને નવા મુલકો જોઇએ છે અને તે માટે આસ્ટ્રેલીયા ઉપર એની નજર છે પણ એ સંસ્થાનના બચાવ માટે નૌકા બળની મદદ હવે ઇંગ્લંડ આપી શકશે નહીં. હીંદને માટે પણ નૌકાબળની જે જરૂર રહેશે તેનો વીચાર હીંદે કરવો પડશે અને અગાઉ કરતાં વધારે ખર્ચનો બોજો નૌકાબળને માટે હીંદે ઉપાડવો પડશે. નૌકાબળ ઓછું રાખવાની કબુલાતનાં લખતમાં હીંદ તરફથી શી કબુલાતો અપાઇ છે તેની વીગત તો હજી જાણવાની બાકી છે પણ તે જાણ્યા વગર પણ જો હીંદી સરકારે કેટલો વધારે ખર્ચ નૌકા માટે ભોગવવો પડશે તે જાણવામાં આવે તો વેપારી આલમ કાંઇક છુટકારાનો દમ લઇ શકે.

---

**ઔદ્યોગીક સહકારની** સંસ્થાને સરકાર તરફથી કેટલું ઉત્તેજન મળવું જોઇએ તે દેખાડનારો દાખલો કેનેડા પુરો પાડે છે. ત્યાં એવી ગોઠવણ થઇ છે કે જો ફળ ઉગાડનારા દસ જણ મળીને સહકારી સંસ્થા સ્થાપે અને તેમની બધાની જમીન મળીને કુલ વીસ્તાર એકસો એકર હોય તો એ ફળ નીકાશ કરવા અગાઉ તેમાંથી એક સરખાં હોય તેમને એકઠા બાંધવાનું કામ એક સરકારી અમલદારની દેખરેખ નીચે થાય અને તે માટે સંચાનો ખર્ચ થાય તેમાં પા ભાગ સરકાર આપે આવી ગોઠવણને પરીણામે ફળની નીકાશ વધે તો મહેનતનો બદલો વળી જતાં વાર લાગે નહીં.

---

**"હેલીયમ"** ગ્યાસ હીંદમાં કોઇ સ્થળે સ્વાભાવીક સ્થીતીમાં મળે એમ હોય તો તે વીશેની માહીતી કીમતી થઇ પડે કેમકે એ ગેસ સળગી ઉઠે એવી નથી એટલે બલુનો વગેરે માટે બીજી જાતની ગેસ ને બદલે એનો ઉપયોગ કરાય તો ઓછો જોખમ રહે. આ કારણસર એ ગેસ માટે બજારમાં કીંમત મળે તેમ છે.

---

**ઓન્ટેરીઓમાં રેલ્વે**–તેમીસ્કામીંગ રેલ્વેને કોચરેનથી ટીનકાન પોર્ટ જ સુધી ૭૦ માઇલ લંબાવવાનાં કંત્રાકટ ત્યાંની સરકારે આપ્યાં છે. એની આસપાસ બે કરોડ એકર જમીન ખેતીને માટે ઉત્તમ પ્રકારની છે પણ ત્યાંની વસ્તી થોડી છે. ત્યાં વીજળીક બળ મેળવાય એવા ધોધ પણ છે. ત્યાં વસ્તી થાય એવાં પગલાં ભરવામાં આવે છે અને તેની અસર આ વરસમાં જણાશે.

---

**ઘઉંના ભાવમાં** ગયા ડીસેંબર માસ પછી દર બુશલે દીઠ ૩૫ સેંટ જેટલો વધારો કેનેડામાં થયો હતો. ત્યાં હજી સાત કરોડ બુશલ જેટલા ઘઉં ખેડુતો પાસે વેંચવાના પડયા છે. હાલના ભાવ જો ટકી રહ્યા તો તેથી તેમને બે કરોડ ડોલર જેટલો વીશેશ લાભ થશે.

---

**ખેતી જમીન ખરીદવા માટેની લોન** તરીકે આઠ કરોડ ડોલર જેટલી રકમ કેનેડાની સરકારે લડાઇમાંથી પાછા ફરેલા ૧૯૭૭૧ સીપાહોને આપી છે.

---

**હીંદનો કોલસાનો વેપાર** ખીલતો જાય છે એમ સામાન્ય રીતે માનવામાં આવે પણ ૧૯૧૯ માં હીંદમાં કોલસાની પેદાશ ૨૨૧ લાખ ટન જેટલી હતી તે ૧૯૨૦ માં ઘટીને ૧૯૭ લાખ ટન જેટલી થઈ તે દર્શાવે છે કે રેલ્વેનાં ગાડાં ન મળવાનું પરીણામ એ ઉદ્યોગને જબરો ધક્કો લગાડનારૂં નીવડયું છે. કોલસાની ખાણો ચલાવવાનું કામ કરવા માટે ૧૯૨૦ માં નવી ૨૦ કંપનીઓ નીકળી હતી. અગાઉ સ્થપાયલી એવી કંપનીઓ સાથે લેતાં તેમની કુલ સંખ્યા ૨૫૬ની થાય છે. એમની કુલ થાપણ ૯૩૭ લાખ રૂપયા જેટલી થાય છે. ખાનગી વેપારીઓ તથા સીન્ડીકેટોએ એમાં રોકેલી થાપણ જુદી. વળી હીંદમાં મજુરો કામમાં જોઇએ એવા કુશળ ન હોવાથી તેમજ મશીનરીનો પુરતો લાભ લેવાતો ન હોવાથી દર મજુર દીઠ ઉત્તર બહુ ઓછી થાય છે. યુનાઇટેડ સ્ટેટસમાં દર મજુર દીઠ સરેરાશ ઉતર ૮૦૩ ટનની, ઇંગ્લંડમાં ૧૮૪ ટન જેટલી અને જાપાનમાં ૧૨૨ ટન જેટલી છે ત્યારે હીંદમાં દરેક મજુર માત્ર ૯૪ ટન કોલસો કહાડે છે. જો રેલ્વેના સત્તાવાળાઓ પુરતાં ગાડાં આપે તો હીંદમાં વધારે કોલસો ખપે અને તેથી પણ એ ઉદ્યોગને ઉત્તેજન મળે. આથી એ બાબદ વીચાર કરવા કાજે એક કોનફરન્સ ખાણવાળાઓ તથા રેલ્વેવાળાઓ વચ્ચે થઇ હતી એમ કલકત્તા ખાતે પ્રગટ થતું "કોમર્શીયલ ઇંડીયા" પત્ર જણાવે છે. એમ આશા રાખવામાં આવે છે કે એ કોનફરન્સને પરીણામે કોલસાની લાવ લઇજા માટેના રેલ્વેના નુરમાં ૨૫ ટકા જેટલો ઘટાડો થશે. લડાઇ દરમ્યાન એ નુરમાં થયેલો વધારો ન ગણકારીયે તો પણ ૧૯૨૦માં રેલ્વે કંપનીઓએ કોલસા માટેના નુરમાં સો ટકા જેટલો વધારો કર્યો હતો અને તે ઉપરાંત દર ટન દીઠ છ આના લેવાનું ઠરાવ્યું હતું એ છઆના લેવાનું પણ બંધ પડશે એમ જણાવવામાં આવે છે. એ બધું થયા પછી પણ નુરના દર આજથી અઢી વરસ અગાઉ હતા તેની સરખામણીમાં તો ઘણા વધારેજ રહેશે.

---

**નદીઓનો માર્ગ સ્થીર કરવાની જરૂર**—જે નદીને કીનારે અમદાવાદ શહેર આવેલું છે તેનું નામ સાબરમતી કહેવાય છે પણ એ શબ્દનું મુળ સંસ્કૃતમાં સાભ્રમતી છે અને તેનો અર્થ ભમતી છે એમ જણાવવામાં આવે છે. એ અર્થ ખરો હોવા માટે અમને શક છે કેમકે હુગલી નદીનો માર્ગ વારંવાર બદલાઇ જવાની ફરીયાદ જેટલી સાંભળીએ છીયે તેટલી ફરીયાદ સાબરમતી માટે સાંભળતા નથી. એટલું છતાં સામાન્ય રીતે એમ કહી શકાય કે હીંદની બધી નદીઓ કોઇ કોઇવાર પોતાનો માર્ગ થોડો ઘણો બદલે છે અને કેટલીક વાર ઉંડી હોય છે તે મટીને પહોળી થાય છે. જેથી મોટાં વહાણોની આવજા મુશ્કેલ થઇ પડે છે. ગંગા નદીમાં કાશી અને અલ્હાબાદ સુધી વહાણો આવી શકતાં એમ કહેવાય છે પણ એ ભાગમાં નદી હવે અગાઉ જેટલી ઉંડી નથી. બંગાળની સરકારનો એન્જીનીઅર અને શીપ સર્વેયર લેફટેનંટ કમાન્ડર વીલયમ્સ જણાવે છે કે જ્યાં જ્યાં નદી પોતાનો માર્ગ બદલે એવો સંભવ હોય ત્યાં કીનારો ઉંચી હદ સુધી ચણી લેવો અને જ્યાં નદી પથરાઇ ગઇ હોય ત્યાં તેને ઉંડી કરી આસપાસનો ભાગ પુરી દઇને ઉંચી સપાટીની બનાવી લેવી જેથી તે ફરીથી પથરાઇ જાય નહીં. ઇન્લેંડ વોટર્સ એંડ ધેર સી એપ્રોચીઝ Inland Waters

and their sea Approaches નામના એમના પુસ્તકમાં આ વીશે વીશેશ ચર્ચા કરવામા આવેલી છે. જેમની જમીન નદીઓની પાસે હોય તેમને આ પુસ્તક વાંચવાથી કાંઇક ઉપયોગી જ્ઞાન મળવાનો સંભવ માની શકાય.

---

**ખેતીવાડી ખાતાના પ્રાંતીક વડાને સલાહ** આપનારી કમીટી બંગાલમાં નીમાઇ તેમાં નવા બીન સરકારી સભાસદો ગઇ તા. ૧૨ મી એપ્રીલ ૧૯૨૨ ને દીને નીમાયા હતા પણ અહીંના ઉદ્યોગી ખાતાંના વડાને સલાહ આપવા માટે નીમાયલી કમીટીની માફક બંગાલમાં નીમાયલી એ કમીટીની સત્તા કાંઇજ નથી. સરકાર અથવા પ્રમુખ જે બાબદ સભાસદોનો અભિપ્રાય માગે અથવા જે બાબદ વીશે ચર્ચા ચલાવવા દે તે વીશેજ સલાહ આપવાની સત્તા સભાસદોને રહેશે. એનો અર્થ એવો લાગે છે કે સભાસદો પોતાની તરફથી યોગ્ય લાગે તેવા સવાલો કમીટી સન્મુખ ચર્ચા માટે પ્રમુખની રજા શીવાય રજુ કરી શકશે નહીં અને એ કમીટીનો પ્રમુખ તો બંગાલનાં ખેતીવાડી ખાતાનો વડો રહેશે.

---

## પાકને લગતી ખબરો.

૧૯૨૧-૨૨ ના વરસમાં હીંદમાં થયેલા જુદા જુદા પાકને લગતી હકીકત નીચે પ્રમાણે હતીઃ—

| પાક | વીસ્તાર હજાર એકર | ઉતર |
|---|---|---|
| જુટ | ૧૫૧૩ | ૪૦૫૩૦૦૦ ગાંસડી |
| શેરડી | ૨૩૮૧ | ૨૫૯૨૩૦૦૦ ટન |
| રૂ | ૧૮૪૩૬ | ૪૪૬૩૦૦૦ ગાંસડી |
| તલ | ૪૬૪૧ | ૫૧૫૦૦૦ ટન |
| ગળી | ૩૧૬ | ૩૦૪૫ ટન |
| ભોંયસીંગ | ૧૯૪૬ | ૯૨૦૦૦૦ ટન |
| ચોખા | ૮૧૨૩૪ | ૩૨૯૯૪૦૦૦ ટન |
| અળસી | ૨૦૫૯ | માહીત નથી. |
| સરસી તથા રાઇ | ૩૫૧૧ | ,, ,, |
| ઘઉં | ૨૮૬૩૫ | ૯૫૧૫૦૦ ટન |

---

**ચોખાના પાકના સંબંધમાં** ઓરીસા પ્રાંતમાંથી એમ જણાવવામાં આવે છે કે ત્યાં છેલા સાત માસથી વરસાદ પડેલો ન હોવાથી નવા પાક માટે વાવણી પણ કરવામાં આવી નથી. તેમ છતાં ઓરીસામાંથી અને મુખ્યત્વે પુરીથી ચોખાની નીકાશ તો છુટથી થાય છે. જમીન માર્ગે દુર સુધી ચોખાની નીકાશ થતી નથી કેમકે રેલ્વે ગાડાંની તંગી નડે છે. તેને પરીણામે ચોખા પુરી ખાતે મોકલી ત્યાંથી દરીયા માર્ગે મોકલવામાં આવે છે.

### ઘઉં.

મુંબઇ ઇલાકામાં ઘઉંના પાકની સ્થીતી દર્શાવનારી છેલી યાદી ગઇ તા. ૧૫-૫-૨૨ ને દીને મુંબઇ સરકારનાં ખેતીવાડી ખાતાએ બહાર પાડેલી ઇંડીયન મર્ચંટસ ચેમ્બરને વા.

૨૭-૫-૨૨ ને દીને મળી હતી તે ઉપરથી જણાય છે કે ઘઉંના પાકનો વીસ્તાર નીચે પ્રમાણે છે:-

| | બ્રીટીશ મુલક | દેશી રાજ્યો |
|---|---|---|
| | એકર | એકર |
| સીંધ | ૧૨૪૧૯૦૦ | ૪૫૮૩૦૦ |
| ઇલાકાના બીજા ભાગો | ૪૨૭૫૦૦ | ૩૧૯૦૦ |

કુલ વીસ્તાર એ રીતે ૨૧૫૯૬૦૦ એકર જેટલો છે. ગયા વરસ કરતાં એ ૨૦ ટકા જેટલો વધારે છે પણ છેલાં પાંચ વરસની સરેરાશ કરતાં ૯ ટકા ઓછો છે. વધારો કર્ણાટકમાં સોલાપુરમાં અને ખેરપુરમાં છે. ૧૯૧૭-૧૮માં કુલ વીસ્તાર ૨૭૭૧ એકર જેટલો બ્રીટીશ મુલકમાં હતો.

નેહેરોના પાણીનો લાભ લે એવો વીસ્તાર સીંધની બહાર ૧૯૭૬૦૦ એકર બ્રીટીશ મુલકમાં અને ૨૫૭૦૦ એકર દેશી રાજ્યોમાં હતો.

ઘઉંના પાકના વીસ્તારમાં થતી વધઘટનો આધાર કેટલેક અંશે વરસાદ વહેલો યા મોડો પડવા ઉપર રહે છે. આ વરસે કર્ણાટકમાં વરસાદ મોડો થયો અને ગુજરાતમાં અતીશય થયો તેથી રૂના પાક માટે ઓછી જમીન ઉપયોગમાં લેવાઇ અને બાકી રહેલી જમીનમાં ઘઉંનો પાક કરવામાં આવ્યો છે.

ગુજરાતમાં પાછળથી વરસાદ જોઇએ તેવો ન પડવાથી પાણીની તંગીને લીધે ઘઉંના પાકની સ્થીતી બગડી છે પણ નેહેરોની સગવડવાળા ભાગમાં સ્થીતી સારી છે. ઉતર નીચે પ્રમાણે થવાનો અડસટો છે:—

| | બ્રીટીશ મુલકમાં | દેશી રાજ્યોમાં |
|---|---|---|
| | ટન | ટન |
| સીંધમાં | ૨૩૬૨૦૦ | ૧૨૨૯૦૦ |
| બાકીના પ્રાંતમાં | ૧૨૬૫૦૦ | ૮૬૦૦ |
| | ૩૬૨૭૦૦ | ૧૩૧૫૦૦ |

આ રીતે કુલ ઉતર ૪૯૪૨૦૦ ટન જેટલી થવાની વકી છે. દર વરસની સરેરાશ કરતાં ૨૫ ટકા જેટલી ઓછી છે.

આગલા વરસના પાકમાંથી રહેલો જથો કોઇપણ ઠેકાણે ઘણો નથી.

ભાવ ગયા વરસ કરતાં ઓછા છે પણ લડાઇ અગાઉ હતા તે કરતાં ઘણા વધારે છે. પાક ગુજરાતમાં સુરત તથા અમદાવાદ જીલ્લામાં હંમેશ કરતાં ઓછો છે. ભરૂચ, પંચમહાલ અને ખેડા જીલ્લામાં ઘઉંનો પાક હંમેશ કરતાં વધારે છે.

---

# વેપારને માટે ઉપયોગી ખબરો.

**પરદેશી બજારો**—કેનેડાનો ટ્રેડ કમીશનર મી. એચ. એ. ચીશોમ અગાઉ કયુબા ખાતે કામ કરતો હતો. અને તે પછી તેને કલકત્તા ખાતેના કેનેડીયન ટ્રેડ કમીશનર તરીકે નીમવામાં આવ્યો હતો તેણે જેમેકા, કોલંબીયા, વેનીઝુએલા તથા પનામામાંનાં બજારો વીશે એકઠી કરેલી બાતમી નાના પુસ્તક રૂપે છપાવી કેનેડામાં પ્રગટ કરી છે. તે ઉપરથી માલમ પડે છે કે બીર, ગાડુ, બશ, માખણ, પનીર સીમેંટ, માછલી, પગરખાં, ઘઉં તથા લોટ, ઓજારો મશીનરી તથા કાગળ એટલી ચીજો જેમેકા ખાતે વીશેશ પ્રમાણમાં કેનેડાથી જશે. કોલંબીયામાં ખેતીનાં ખનીજ પદાર્થોનાં તથા પેટ્રોલીયમનાં સાધનો સારાં છે અને ત્યાં પરદેશી થાપણ આવતી રહે છે. કેનેડાથી ત્યાં ઘઉં લોટ, બટાટા, બીર, મશીનરી તથા કાગળ મોકલી શકાશે.

---

**પ્રદર્શન.** " ગાઇડ ડી લા ઇન્ડસ્ટ્રી ઝેચોસ્લોવાક " નામનું નાનું ચોપાન્યું આ ચેમ્બરને મોકલી આપતાં ઝેચોસ્લોવાક રાજ્ય તરફથી અત્રે કામ કરતા કોન્સલે એવી ઇચ્છા દર્શાવી છે કે બ્રાટીસ્લાવા ખાતે બીજું ઓરીયેંટ પ્રદર્શન ૧૯૨૨ માં જુલાઇ ૯ થી ૧૬ સુધી ભરવામાં આવનાર છે તે પ્રત્યે અત્રેના વેપારી વર્ગનું ધ્યાન ખેંચવું. એ પ્રદર્શનને લગતી કેટલીક વીગત એ ચોપાન્યમાં આપી છે અને જે કાંઇ માહીતીની વેપારીને જરૂર હશે તે એ કોન્સલ પાસેથી મળશે.

---

**સલ્ફ્યુરીક એસીડ.** "આયર્ન પાઇરાઇટીસ" નામનો જે પદાર્થ ખાણમાંથી મળે છે તેની નીકાશ ઉપર કર નાંખવાનું સ્પેનની સરકારે ઠરાવ્યું છે. એ કર મીટ્રીક ટન ઉપર લેવામાં આવશે અને એમાં તાંબું કેટલા ટકા છે તેના પ્રમાણમાં વધારે કે ઓછો રહેશે. એવી ધાસ્તી રાખવામાં આવે છે કે તે કરને લીધે સ્પેનમાં એની પેદાશ કરવાનું ખાણવાળાઓને પરવડશે નહીં તેથી પેદાશ ઘટશે અને કદાચ તદન બંધ પડશે. એમાં ગંધક જે તત્વ રહે છે તેનો ઉપયોગ સલ્ફ્યુરીક એસીડ બનાવવા માટે થતો હતો. એ કામ માટે એ માલનો જથ્થો મોટે ભાગે ઇંગ્લંડ મોકલવામાં આવતો હતો પણ હવે તે બંધ પડશે તો તેથી ઇંગ્લંડના ઉદ્યોગને ઘણો ધકો લાગશે કેમ કે અત્યારે પણ સલ્ફ્યુરીક એસીડ બનાવવાનો ખર્ચ બીજા દેશો કરતાં ઇંગ્લંડમાં વધારે હોય છે એટલે હવે જો એ વધે તો એ ઉદ્યોગ ચલાવવો મુશ્કેલ પડે. હીંદમાં સલ્ફ્યુરીક એસીડની આયાત મોટે ભાગે ઇંગ્લંડથી થાય છે. ૧૯૨૧-૨૨ માં તથા અગાઉનાં વરસોમાં એ આયાત નીચે પ્રમાણે હતી:—

| | કીંમત પ.ઉંડ |
|---|---|
| ૧૯૧૦-૧૧ | ૪૯૨૮૮ |
| ૧૯૧૧-૧૨ | ૩૩૧૦૯ |
| ૧૯૧૨-૧૩ | ૨૪૭૩૨ |
| ૧૯૧૩-૧૪ | ૩૬૬૬૪ |

| | પાઉંડ |
|---|---|
| ૧૯૧૪-૧૫ | ૨૧૯૬૧ |
| ૧૯૧૬-૧૭ | ૨૮૬૧ |
| ૧૯૧૭-૧૮ | ૯૭૮ |
| ૧૯૧૮-૧૯ | ૧૯૮ |
| ૧૯૧૯-૨૦ | ૧૦૬૬૭ |
| ૧૯૨૦-૨૧ | ૨૭૯૫૬ |
| ૧૯૨૧-૨૨ | ૬૫૪૬૪ |

---

**સીયામમાં શેરડીમાંથી** ખાંડ બનાવવાનો ઉદ્યોગ જમાવવા માટે પ્રયત્નો ચાલી રહ્યા છે. ત્યાંના નાકોનં પેટોમ નામના જીલ્લામાં ૧૨૦૦ એકર જમીન શેરડી ઉગાડવાના હેતુથી મેળવવામાં આવી છે અને તેમાંથી ૨૫૦ એકરમાં હાલ શેરડી રોપવામાં આવી છે. તેમાંથી એકર દીઠ લગભગ ત્રીસ ટન જેટલી શેરડી મળશે એવી આશા રાખવામાં આવે છે. એમાંથી ખાંડ બનાવવા માટે કારખાનું બાંધવાનો વીચાર ચાલે છે. સીયામમાં શેરડીના પાકનો વીસ્તાર ૨૨૫૦૦ એકર જેટલો ૧૯૨૦ માં હતો. તેમાંથી દર વરસે ત્રીસ હજાર ટન જેટલી ખાંડ મળવાની વકી હતી. એ ઉપરાંત ૧૯૨૦ માં નાળીયેરીમાંથી ૬૭૮૯૦ પીકલ જેટલી ખાંડ મેળવવામાં આવી હતી. ૧૯૦૭ માં એ જથ્થો એથી અર્ધો હતો. એનો ઉપયોગ મીઠાઈ બનાવવામાંજ થાય છે. તાડમાંથી બનાવાતી ખાંડ ૧૯૨૦ માં ૨૧૩૬૫૦ પીકલ જેટલી હતી. એ આંકડો છેલ્લાં ૧૪ વરસ દરમ્યાન એક સરખો રહ્યો છે.

---

**રંગની બનાવટના** સંબંધમાં એક અનુભવી જણાવે છે કે લોખંડ કે સ્ટીલના ઉપર એવો રંગ વાપરવો કે જેથી એ લોખંડ અગર સ્ટીલની ઉપર હવાની અસર થતી અટકે એટલુંજ નહીં પણ જે રંગ સુકાયા પછી તેના પોપડા બાઝીને ખરી ન જાય. અત્યાર સુધી એ માટે અળસીનું તેલ રંગવાળું કરીને વપરાય છે પણ તેની ઉપર હવાની અસર થાય છે તેથી તેનું વજન પાછળથી ઘણું વધે છે. જે ત્રણ પદાર્થો રંગ તરીકે એમાં વપરાય છે તે રેડ ઓકસાઇડ ઓફ્ લેડ, રેડલેડ અને વહાઈટ લેડ છે પણ રેડલેડમાં બીજા નુકશાનકારક તત્વો રહેતાં હોવાથી કાટ ચડે છે અને એ રંગ ચડાવ્યા પછી તેના પોપડા બાઝીને સુકાઈને ખરી પડે છે. એમાં તેલની મેળવણી જોઇએ તેવી ઝટ થતી નથી. રેડ આયર્ન ઓકસાઇડ વાપરવાથી કાટ ચડે છે, આટલા માટે એ અનુભવી જણાય છે કે, ઓરેંજ લેડનો ઉપયોગ કરવો સારો છે. એ લેડ ક્રોમેટનો એક પ્રકાર છે. એ હલકો છે એમાંથી હવા જતી નથી અને એ રંગ ઘણા વખત સુધી ટકે છે. મીકેશીયસ આયર્ન ઓર નામથી ઓળખાતો પદાર્થ પણ સ્ટીલની ચીજો ઉપર રંગ ચઢાવવામાં વપરાય છે અને તે સહેલાઇથી ઉખડી જતો નથી.

---

ઘઉંનો ભાવ પંજાબમાં લાયલપુર ખાતે થોડા માસ અગાઉ મણના દસ રૂપિયાનો હતો તે ઘટીને હવે રૂ. ૬)= નો થયેલો જણાવવામાં આવે છે. પંજાબમાં ઘઉંનો પાક હમણાં સારો થયો છે. તેથીજ આ રીતે ભાવમાં ઘટાડો થયો છે. હવે એની અસર આસપાસના પ્રાંતોમાં થવા લાગશે એટલે થોડા વખતમાં હીંદમાં બધે ઘઉંના ભાવ સસ્તા થશે એમ આશા રાખી શકાય.

---

મારસેલ્સની રંગીન લાદીઓ સફાઈદાર અને મજબુત.

આસ્ટ્રેલીયાના ઘઉંના વેપાર સંબંધમાં સરકારે એક બોર્ડની નીમણુક કેટલાક વરસ ઉપર કરી હતી તેણે છેલ્લાં છ વરસ દરમ્યાન કરેલાં કામકાજનો રીપોર્ટ હમણાં બહાર પાડયો છે તે ઉપરથી જણાય છે કે ઘઉંની કીંમત તરીકે ખેડુતોને આપવામાં આવેલી રકમ નીચે દર્શાવ્યા પ્રમાણે હતીઃ—

| | લાખ પાઉંડ |
|---|---|
| ૧૯૧૬ | ૨૯૦ |
| ૧૯૧૭ | ૨૩૩ |
| ૧૯૧૮ | ૨૦૨ |
| ૧૯૧૯ | ૧૭૦ |
| ૧૯૨૦ | ૧૯૫ |
| ૧૯૨૧ | ૪૯૭ |

એ છ વરસોમાં કેટલો ઘઉં એ બોર્ડે વેચ્યો તે નીચે દર્શાવ્યો છેઃ —

| | લાખ ટન |
|---|---|
| ૧૯૧૬ | ૧૩ |
| ૧૯૧૭ | ૧૫ |
| ૧૯૧૮ | ૯ |
| ૧૯૧૯ | ૨૫ |
| ૧૯૨૦ | ૧૩ |
| ૧૯૨૧ | ૨૮ |

પહેલા એટલે કે ૧૯૧૬ ના વરસમાં ખરીદેલા ઘઉં બધા વેચાયા છે. તે પછીનાં વરસોમાં ખરીદાયેલ ઘઉંમાંથી થોડો થોડો ભાગ બાકી છે. હવે એ બોર્ડનો હીસાબ બંધ કરવાનો સરકારે ઠરાવ કર્યો છે.

*જકાત*—ઈકવેડરની સરકારે એમ ઠરાવ્યું છે કે દેશપરદેશ વચેની હુંડીના ભાવમાં વધઘટ થતી હોવાથી પરદેશ મોકલવાના ઉપરની જકાત સોનાના નાણામાં અથવા પરદેશોમાં ચાલતાં નાણાંમાં તે દેશની બેંકો ઉપર લખાવેલા ચેકથી આપવી પડશે.

---

ચીલીની સરકારે આયાત અગર નીકાશ થતા સઘળા સોડીલોઆમ દીઠ દશ સેન્ટાવોસ જેટલી સરટેક્સ રૂપે નાખી છે.

ઝેકોસ્લોવાકયાની સરકારે કોલસાની નીકાશ ઉપરની જકાત કાઢી નાંખી છે.

ઝેકોસ્લોવાકના રાજ્યમાં ખાંડનો ભાવ અત્યાર સુધી ત્યાંના વેપારીઓની બનેલી સીન્ડીકેટ નકી કરતી તેને બદલે હવેથી વેપારીઓ એક બીજા સાથે છુટથી હરીફાઈ કરી પોતપોતાને પરવડતે ભાવે સોદા કરી શકશે.

---

કાગળનો ઉદ્યોગ દક્ષીણ અમેરીકામાં ઘણો વધતો જાય છે. લડાઇ અગાઉ તે દેશો કાગળ આયાત કરતા હતા અને તેમાં મોટો ભાગ જરમનીથી જતો હતો. ત્યાં માત્ર ચીલી દેશમાં કાગળ બનાવવાની મીલો હતી. હવે બ્રાઝીલમાં તથા આરજેન્ટીના રીપબ્લીકમાં પણ કાગળની મીલો સ્થપાઇ છે અને તેમાં ઘણો માલ બને છે.

---

ધી બોમ્બે ટાઇમ્સ પ્રેસ, ૨૧ બેંક સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ.

**પારસલ પોસ્ટ**—કેનેડા તથા ઇટલી વચ્ચે પારસલ પોસ્ટની સીધી ગોઠવણ પણ ગયા ફેબ્રુઆરીની નવમી તારીખથી થઇ છે. ઇટલીથી એવાં પારસલ ઇંગ્લંડ કે ફ્રાન્સને માર્ગે મોકલવાની ગોઠવણ અગાઉ હતી તે માટેના જે નીયમો હતા તેવાજ નીયમો સીધા વેપાર માટે પણ ઘટવામાં આવ્યા છે.

**કોપરાનો વેપાર**—કોપરાંનો મોટો જથ્થો સાઉથ સી આઇલંડમાં પાકે છે અને તેનો ઉઠાવ સેનફ્રાન્સીસકો ખાતે ઘણો છે. એમાંથી કોપરેલ, ખોળ જાનવરો માટેનો ખોરાક તથા ખાતર બનાવી શકાય છે. એ ચીજો યુનાઇટેડ સ્ટેટસ તથા કેનેડાને સેનફ્રાન્સીસ્કોથી કેટલાક અંશે પુરી પાડવામાં આવે છે. હવે હાલ બીચાથી નાળીયેર મંગાવીને તેમાંથી ખોળખાતર વગેરે કેનેડામાં ઉદ્યોગ શરૂ કરવામાં આવ્યો છે. આસ્ટ્રેલીયામાં જે નાળીયેર થાય છે તેને સીડની ખાતે મોકલવામાં આવે છે પણ ત્યાં હવે બીજા દેશોથી કોપરાંનો મોટો જથ્થો આવવા લાગ્યો છે જેથી સીડનીમાં કોપરાંના ભાવ ઘટવા લાગ્યા છે. સીડનીમાં હવે કોપરેલ બનાવી નીકાશ કરવામાં આવે છે અને સાબુ પણ બનવાય છે.

**ઇંગ્લંડમાં કાગળના ઉદ્યોગની માઠી હાલત**—કાગળ બનાવવા માટેના માલાની કીંમત ૧૯૧૪ માં ટન દીઠ આઠ પાઉંડની લગભગ હતી તે વધીને ૧૯૨૧ માં ટન દીઠ સાઠ પાઉંડ થઇ હતી. બ્લીચીંગ પાઉડર ૧૯૧૪ માં ૫ પૌંડ ૧ શીલીંગ ૧૧ પેન્સ હતો તે ૧૯૨૧ માં ૧૫ પાઉંડ ૩ શીલીંગ હતો. ફટકડીનો ભાવ ૧૯૧૪માં ૪ પાઉંડ અને ૧૯૨૧ માં ૧૩ પાઉંડ હતો. ચીની માટી ૧૯૧૪ માં પાઉંડ ૧—૧૩—૫ હતી તે ૧૯૨૧ માં પાઉંડ ૪૬ હતી. કોલસાનો ભાવ ૧૯૧૪ માં ટન દીઠ ૧૩ શી. ૪ પેન્સ હતો તે વધીને ૧૯૨૧ માં ૩૭ શી. ૪ પેન્સ રહ્યો હતો. લંડન સુધી માલ મોકલવા માટેનો રેલ્વેનો ચાર્જ ૧૯૧૪ માં ૨૩. હતો જ્યારે ૧૯૨૧ માં ૫૦ શી. ૧૦ પેન્સ હતો. મજુરોનો મજુરીનો આંકડો તો ઓછા કલાક કામ કરવા છતાં ૪૨૨૦૬ પાઉંડ જેટલો વધ્યો હતો. મેસર્સ એ. એમ પીબલ્સ એંડ સન કંપનીના પ્રમુખે રજુ કરેલા આ આંકડા દર્શાવે છે કે ઇંગ્લંડમાં કાગળ બનાવવાનો ઉદ્યોગ આટલો વધારે ખર્ચ ઉપાડી ન શકે. પણ તે છતાં ઇંગ્લંડના ખરીદનારાઓ જર્મનીનો વધારે સસ્તો માલ લે છે. કેટલાક તો પોતાના ઓર્ડર બેલજ્યમ કે હોલેંડને આપતા હશે પણ એ દેશોમાંથી આવતો માલ પણ જર્મનીમાં બનેલો હોય છે. જર્મનીમાં લોકો ઓછા લવાજમે વધારે કલાક કામ કરે છે. તેથી તેઓ ઇંગ્લંડના કાગળ બનાવનારાઓ કરતાં ઓછે ભાવે પોતાનો માલ વેચી શકે છે.

---

**કોલસાની નીકાશને મદદ**—સ્પેનમાંથી દેસ્તા ઉપરના વેપાર માટે નીકાસ થતા કોલસા ઉપર દર ટન દીઠ પાંચ પેસેટા જેટલી રકમ મદદ તરીકે ત્યાંની સરકારે આપવાની ગોઠવણ ત્રણ માસ વધારે ચાલુ રહેશે એમ રૂટર તરફથી જણાવવામાં આવ્યું છે.

---

**ઓસ્ટ્રેલીયામાં ખાંડની પેદાશ માટે** સારી આશા રાખવામાં આવે છે. એ દેશમાં દર વરસે લગભગ ૨૮૦ હજાર ટન ખાંડ વપરાય છે. ગયે વરસે પાકની પેદાશ ૨૯૦ હજાર ટન હતી અને આ વરસે ૩ લાખ ટન જેટલી થવાની આશા છે. એ પાક કરવા માટે ગોરાઓને મજુર તરીકે રોકવામાં આવે છે અને તેથી માલ બનાવનારાઓને તથા વાપરનારાઓને ફાયદો થાય છે એમ જણાવવામાં આવે છે. હાલ એ ઉદ્યોગમાં ત્રીસથી ચાળીસ હજાર જણને રોજી મળે છે.

---

**રેડીયમની પેદાશ પોતાના દેશમાં જેટલી** થાય ને બધી ઉપર સરકારને કાબુ રહે એવી મતલબને કાયદાને ખરડો ઝેકોસ્લોવાકીયાની ગજસભામાં લાવવામાં આવનાર છે. અત્યાર સુધીમાં છ ગ્રામ જેટલા રેડીયમની પેદાશ એ દેશમાં થઇ છે.

---

**ઔદ્યોગીક શોધખોળ**–લખનૌ ખાતે ગઇ તા. ૨૭ મી માર્ચે મળેલી બોર્ડ ઓફ ઇન્ડસ્ટ્રીઝની સભામાં એવો ઠરાવ થયો હતો કે વનસ્પતીમાંથી તેલ બનાવવાના ઉદ્યોગને ખીલવવાને કાજે શું કરવું તે વીશે વીચાર ચલાવવા માટે એક કમીટી નીમવી. એવીજ બીજી કમીટી કાચના ઉદ્યોગ માટે અને ત્રીજી કમીટી અત્તરોના ઉદ્યોગ માટે પણ નીમવામા આવી હતી. સુતાર તથા દરજીના ધંધાને લગતું શીક્ષણ આપવા માટેની શાળામાં સંચા કામ વધારવા માટે વેશ્ય ઓરફનેજને સાતસો રૂપયાની મદદ આપવા ઠરાવ થયો છે. વળી એમ પણ ઠરવવામાં આવ્યુ હતું કે એ બોર્ડની પાસે સરટીફીકેટ માટે કોઇ માલ મોકલવામાં આવે તો તેની બરોબર તપાસ લઇને સરટીફીકેટ આપવાનું એ ખાતાંના વડાની મુનસફી ઉપર રહેશે. કોઇપણ ઉદ્યોગ સંબંધી તપાસ માટે અખતરા કરવામાં ઘણો ખચ થતો નહીં હોય તો તે સંબંધી સલાહ આપવા માટે કાંઇ લવાજમ લેવો નહી એમ પણ ઠરાવવામાં આવ્યું હતું. કોરીની ખીણમાં હાઇડ્રો ઇલેકટ્રીક સંચાકામ ગોઠવવાની યોજના માટે મદદ કરવાની એક અરજી મળી હતી જેને ડીવેલપમેંટ બોર્ડ ઉપર અનુકુળ ભલામણ સાથે મોકલવાનો ઠરાવ થયો હતો.

---

## નોરવે બેંકે બહાર પાડેલો માસીક ટ્રેડ રીપોર્ટ.

ગયા માર્ચ માસની તા. ૩૧ મી એ બહાર પડેલા બેંકના સરવૈયા ઉપરથી માલમ પડે છે કે બેંકની ચલણમાં ફરતી નોટોની રકમ ૩૭૧૦ લાખ ક્રોનર જેટલી હતી. આવો લડાઇ અગાઉ હતાં તે કરતાં ૨૫૩ ટકા જેટલા વધારે એ માસની શરૂઆતમાં હવા જ્યારે આખરે તે વધારો ૨૪૦ ટકા જેટલો રહ્યો હતો.

હુંડીનું બજાર ઉઘડતાં ચુપ હતું પણ બંધ થતી વેળા મજબુત હતું.

શેરોનું બજાર ચુપ પણ નરમ છે.

લંબર બજારમાં લેવાળી સારી પણ કામકાજ બહુ અનીયમીત છે.

કાગળના બજારમાં લેવાળી સારી આવવાથી ભાવ વધ્યા છે પણ હજી એટલા નીચા છે કે માલ બનાવનારાઓને તે પરવડે એમ નથી. કાગળ બનાવવા માટેના લાકડાના માવાના બજારમાં પણ લેવાળી છે.

લોબ્ટ પીટરની નીકાશ સારી છે. પપરાની નીકાશ ઘટી ગઇ છે.

---

# વેપારી મુકદમામાં અપાયેલા ચુકાદા.

### કંત્રાકટ તોડવાનાં કારણો.

માલ ખરીદનાર કંટ્રાકટ તુટેલું જાહેર કરતી વેળા જે કારણું દર્શાવે તે શીવાય બીજું કાંઇ કારણ પાછળથી કોર્ટમાં રજુ કરી શકાય એમ ટેલર વીરૂદ્ધ ઓકસ રોન્ફ્રોબોની

---

ધી બોમ્બે ટાઇમ્સ ઓફ ઇંડીઆ ૨૧ મેંક આટ, ફ્રેટ ગુજ ૪.

એંડ કું. વાળા કેસનો તા. ૨૭-૧-૨૨ ને દીને ચુકાદો આપતાં હાઇકોર્ટે ઠરાવ્યું હતું. બાબત એમ હતી કે પ્રતીવાદીએ વાદી પાસેથી ખરીદેલો માલ થોડે થોડે "ડીલીવરી" આપવાનો હતો. પહેલો હપતો મળ્યો તે ખરીદનારે પોતાની પાસેથી ખરીદનાર ઉપર મોકલી આપતાં તેણે રાખ્યો નહીં. મુળ ખરીદનારે તેનાં નાણાં આપ્યાં હતાં તેથી માત્ર બાકીનું કંટ્રાકટ તેણે રદ થયેલું જાહેર કર્યું. કોર્ટે ચુકાદો આપતાં ઠરાવ્યું કે કબાલો જે માલ માટે હતો તે કરતાં સ્હેજ હલકો માલ અપાયો હતો; પણ તેનાં નાણાં અપાયાં હતાં એટલે તે પાછો આપી શકાય નહીં પણ માત્ર માલ હલકો હોવાને લીધે થયેલું નુકશાન માંગી શકાય. બાકીના માલ માટે કબાલો રદ કરવાને બદલે ચાલુ રાખ્યો હોત તો વધારે સારો માલ આપવામાં આવત નહીં એમ કહેવાને કારણ નથી. એ કંટ્રાકટ ચાલુ રાખીને બીજા હપતામાં જે માલ મળે તે હલકો લાગવાથી કંત્રાકટ તુટેલો ઠરાવ્યો હોત તો યોગ્ય થાત પણ તેમ ઠરેલું ન હોવાથી વાદીનો દાવો બહાલ રાખવામાં આવે છે. પ્રતીવાદીએ કંત્રાકટ તુટેલું જાહેર કરતી વેળા રજુ કરેલી દલીલને બદલે બીજી દલીલ પાછળથી રજુ કરવાનો હક હતો એમ તકરાર દરમ્યાન કોર્ટે સ્વીકાર્યું હતું.

---

## માલ રવાના થાય તે અગાઉ ઇન્ડેંટ રદ કરી શકાય કે ?

કબાલો રદ કરવાના સંબંધમાં એક કેસમાં અપાયલા ચુકાદા પ્રત્યે "કોમર્સ એંડ ઇન્ડસ્ટ્રીઝ" નામનું મદ્રાસ ખાતે પ્રગટ થતું પત્ર ધ્યાન ખેંચે છે. એ કેસમાં હકીકત એવી છે કે એક પેઢીએ ઇંગ્લંડમાં માલ બનાવનારાઓ ઉપર ઓરડર મોકલ્યો પણ તે પછી થોડા વખતમાં વેપારનો મામલો બદલાયાથી ઓરડર રદ કર્યો. માલ બનાવનારે એ ખરીદનારને હીસાબે લીલાંઉથી એ માલ જેમ બને તેમ ઉંચે ભાવે વેચ્યો અને તેમાં મુળ કબાલાની સરખામણીમાં જેટલી ઓછી રકમ મળી તેટલી ખોટ માટે મુળ ઓરડર આપનારના ઉપર ફરીયાદી માંડી. કોર્ટે એ રકમ માટે હુકમનામું કરી આપ્યું. એકવાર માલ આરડર કર્યો તે રવાના થવા અગાઉ પણ જો તે રદ કરીયે તો આરડર લેનારને તેથી જે ખોટ જાય તે ભરી આપવી પડે.

---

## બેંકનો લેટર ઓફ ક્રેડીટ પાછો ખેંચાય કે ?

ઇસ્ટર્ન બેંક સામે ઇંગ્લંડની યુકહાર્ટ લીડસે એંડ કું. એ દાવો માંડયો હતો જેમાં હકીકત એવી હતી કે વાદીએ કલકતાની એક પેઢીને માલ વેચ્યો હતો, જેમાં અમુક ભાવ ઠરાવેલો હતો પણ મજુરીના દર કે કાચી ચીજોના ભાવ વધે તો તેના પ્રમાણમાં એ માલની કીમત પણ વધારે આપવાનું ખરીદનારે કબુલ્યું હતું, અને ઇસ્ટર્ન બેંકનો પાછો ન ખેંચાય એવો લેટર ઓફ ક્રેડીટ અમુક રકમ સુધીનો ખરીદનારે વાદીને આપ્યો હતો. તે પછી વાદીએ માલ મોકલ્યો જેમાં ઠરાવેલી કીંમત ઉપરાંત મજુરીના વધારાને લીધે કાંઇક રકમ ચડેલી હતી. એ પ્રમાણે હોવાથી બે વાર માલનો હપતો લીધા પછી ખરીદનારે વાંધો લીધો જેથી પ્રતીવાદી બેંકે ખરીદનારની આજ્ઞા અનુસાર નાણાં ભરવાની ના પાડી; પણ

---

તેમને લેટર એફ્-ક્રેડીટ પાછો ખેંચાય એવો ન હોવાથી બેંકે પોતાનો કરાર તોડયો એમ કહેવી વાદીએ કંત્રાકટ રદ કર્યો અને નુકશાની માટે દાવો માંડયો. કોર્ટે વાદીના લાભમાં હુકમ નામું કરી આપ્યું.

---

## સ્ટીમરની હડતાળનો જોખમ કોને માથે?

કાકાનાં ચામડાં વેનીસના વેપારી મી. રીટીને વેચવાનો કબાલો મી. એન્રીકો સ્ટીને કર્યો હતો. કબાલામાં એવી શરત હતી કે વીનીઝયા કંપનીની સ્ટીમરમાં જાનેવારી આખર અગાઉ માલ મોકલવો. વાદીએ કે બોટો સ્ટીમરમાં તા. ૨૪-૧-૨૧ ને દીને માલ ચઢાવ્યો પણ હડતાળને લીધે સ્ટીમર છેક તા. ૧૯-૨-૨૧ સુધી ઉપડી નહીં. માલ મોડો મળવાનું બહાનું કહાડી પ્રતિવાદની બેંકે હુંડી કબુલ રાખવાની ના પાડી જો કે તે માટે પાછો ના ખેંચાય એવો લેટર ઓફ ક્રેડીટ તેણે આપેલો હતો. કોર્ટે ઠરાવ્યું કે એકવાર લેટર ઓફ ક્રેડીટ આપ્યા પછી તેમ જણાવેલી શરતો પાળવાને બેંક બંધાયલી છે. "જાનેવારીની અધવચમાં ઉપડનારી સ્ટીમર કેબોટો" મારફતે મોકલેલા માલની હુંડી કબુલવાની શરત હતી અને એ સ્તીમર તા. ૧૫-૧-૨૧ને દીને ઉપડવાની જાહેર થઇ હતી તો પછી એ સ્ટીમરમાં જાનેવારી માસમા માલ ભર્યા પછી તેની સામે હુંડી લખેલી હતી તે સ્વીકારવાની બેંકની ફરજ હતી. કોર્ટે વાદી સ્ટીનના લાભમાં હુકમનામું કરી આપ્યું.

---

## ભુલથી સરકારે આપેલાં નાણાં.

ઈ સ. ૧૯૧૭ મા મી. એમ. એસ. ટેલર બ્રીટીશ સરકારના હવાઇ ખાતામાં નોકરી હતો અને તેણે અમલદાર તરીકે લેટર ઓફ્ એલોટમેંટ એવી મતલબનો કહાડયો હતો કે દર મહીને છેલ્લી તારીખે વીસ પાઉંડ નેશનલ પ્રોવીન્શીયલ એંડ યુનીયન બેંક ઓફ ઈંગ્લંડને આપવા આ રકમ એના પગારમાંથી પાછળથી કાપી લેવામા આવતી. તા. ૩૧-૩-૧૮ ને દીને એની બદલી થઇ અને તા ૭-૬-૧૮ ને દીને એ મરણ પામ્યો તોપણ તા. ૩૧-૧-૨૦ સુધી દર મહીને છેલ્લી તારીખે સરકારી નાણાંમાથી વીસ પાઉંડ એના ખાતામા જમે થવા ચાલુ રહ્યા. પાછળથી ભુલ પકડાતાં ૪૪૦ પાઉંડની એ રકમ પાછી મેળવવા કાજે સરકારે બેંક સામે દાવો માંડયો ત્યારે બેંકનો બચાવ એવો હતો કે જેના ખાતામાં એ રકમ જમે થઇ તેની તરફથી એકઝીક્યુટર પોતે અથવા ધારાના હીમાયતી મારફતે હાજર નહોય ત્યાં સુધી એ ખાતામા જમે થયલી રકમમાથી ઉપાડ કરવાનું ફરમાવી શકાય નહીં. એ ખાતામા રહેલી રકમ ૪૧૭ પૌં. ૧૦ શી. ૩ પે. હતી, તેમાથી બેંકને આ મુકદમા માટે થયેલો ખર્ચ બાદ કરતાં બાકી રહે તેટલી રકમ એ બેંકે સરકારને આપી દેવી એવો કોર્ટે હુકમ ફરમાવ્યો હતો.

---

ધી બોમ્બે ટાઇપ માર્ટ ૨૧ બેંક આટ, કોટ મુંબઇ.




## (૧) કમીટીની સભાઓ.

ધી ઇન્ડીયન મર્ચન્ટસ ચેમ્બર એન્ડ બ્યુરોની કમીટીની એક સભા શનીવાર તા. ૮ મી એપ્રીલ સને ૧૯૨૨ ને રોજ બપોરે ૩ કલાકે (સ્ટા ટા.) મળી હતી. જે વેળા નીચે જણાવેલા ગૃહસ્થો હાજર હતા.

| | |
|---|---|
| શેઠ પુરૂષોતમદાસ ઠાકોરદાસ. | શેઠ વલ્લભદાસ ચતુર્ભુજ શીવજી. |
| ,, મનમોહનદાસ રામજી. | ,, મોરારજી મુળરાજ ખટાઉ |
| ઑ. શેઠ લલ્લુભાઇ શામળદાસ. | ,, વાલચંદ હીરાચંદ |
| શેઠ જહાંગીર બમનજી પીટીટ. | ,, મહમદભાઇ હાજીભાઇ લાલજી |
| ,, મોતીલાલ કાનજી. | ,, માવજી ગોવીંદજી. |
| ,, બી. એફ. માદન. | ,, જમનાદાસ દ્વારકાદાસ. |
| ,, એન. એમ. મઝુમદાર | ,, એસ. આર. બમનજી. |
| ઑ. શેઠ. શીરાજ સી. શેઠના. | ,, મથુરાદાસ વસનજી ખીમજી. |

૧ એકસાઇઝ કમીટી તરફથી પુછવામાં આવેલા સવાલના સંબંધમાં ચેમ્બરની કમીટી તરફથી જે ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો તે પર વીચાર કરતાં તે ખરડો ફરીથી તૈયાર કરવાનું કામ મે. પ્રમુખ તથા શેઠ માવજી ગોવીંદજી ને સોંપવાનો ઠરાવ થયો હતો.

૨ ડેક પેસેંજર કમીટીના રીપોર્ટ ઉપર ચેમ્બરનો અભીપ્રાય મંગાવેલો હોવાને ઘણો વખત થવાથી તે સંબંધમાં વધુ વીચાર કરવાને નીચે જણાવેલા ગૃહસ્થોની સબ કમીટી નીમવાનો ઠરાવ થયો હતો.

| | |
|---|---|
| મે૦ પ્રમુખ. | શેઠ એમ. એ. માસ્તર |
| મે૦ ઉપ-પ્રમુખ. | ,, માવજી ગોવીંદજી. |
| શેઠ વાલચંદ હીરાચંદ | |

૩ ના. હીંદી સરકારના નાણાં ખાતા તરફથી ચેમ્બરના બજેટના લખાણના જવાબમાં જે પત્ર મળેલો હતો તેના જવાબમાં શેઠ બી. એફ. માદન તરફથી એક ખરડો કમીટી આગળ રજુ કરવામાં આવ્યો હતો. ખરડા ઉપર વીચાર કરતાં તેની નકલ નીચે જણાવેલા ગૃહસ્થો ઉપર અભીપ્રાય સારૂ મોકલી આપવાનો ઠરાવ થયો હતો.

ઑ. શેઠ લલ્લુભાઇ શામળદાસ, સર વીઠલદાસ ડી. ઠાકરશીતથા શેઠ મનમોહનદાસ રામજી

બાદ સભા બરખાસ્ત થઇ હતી.

---

## ( ૨ ) ચેમ્બરની સામાન્ય સભા.

મુંબઇની દેશી વેપારી ચેમ્બરની ત્રિમાસીક સાધારણ સભા ગયા શનીવારે સાંજના ૭ કલાકે ચેમ્બરના મકાનમાં તેના પ્રમુખ મી. પરશોત્તમદાસ ઠાકોરદાસના પ્રમુખપણા હેઠળ મળી હતી જે વેળાએ નીચે પ્રમાણે કામકાજ બજાવવામાં આવ્યું હતું:—

### ચેમ્બરનું ત્રીમાસીક કામકાજ.

શરૂઆતમાં ચેમ્બરની કમીટીએ ગઇ તારીખ ૧-૧-૨૨ થી ગઇ તા. ૩૧ મી માર્ચ સુધીમાં કરેલા કામકાજનો અહેવાલ બહાર રાખવાની દરખાસ્ત મેલવામા આવી હતી જે બહાલ રહી હતો.

### પ્રમુખનુંવિવેચન.

સભાના પ્રમુખ મી. પરશોત્તમદાસે તે પછી વીવેચન કરતાં જણાવ્યું કે ચેમ્બરની ગઇ વાર્ષિક સામાન્ય સભામાં મી. હાલાઇએ જુદા જુદા વિષય પરની ૨૪ દરખાસ્તો રજુ કરી હતી. તે પર વિચાર ચલાવી રીપોર્ટ કરવા ચેમ્બરે પોતાની એક કમીટી નેમી હતી. તે કમીટીમાં હું પણ સામેલ હતો. એ કમીટી તરફથી મજકુર ૨૪ ઠરાવોના સંબંધમાં રીપોર્ટ કરવામાં આવ્યો જેનો સાર તમારી આગળ કરવામાં આવ્યો છે. મી. હાલાઇની વળી એક એવી દરખાસ્ત છે કે એ ૨૪ ઠરાવોના સંબંધમા સરકાર સાથેનો પત્ર વ્યવહાર મળ્યા છવાં તેમને તેની નકલો અત્યાર સુધી મળી નથી જે માટે આ સભા દીલગીર છે. મારે એ સંબંધમા જણાવવાનું કે સરકાર તરફનો પત્રવ્યવહાર ઘણો મોટો છે. અને મી. હાલાઇ ચેમ્બરની કમીટીના સભ્ય હોવાથી તેમણે એ પત્રવ્યવહાર ચેમ્બરની ઓફીસમાં આવીને જોઇ જવો એવો જવાબ મી. હાલાઇને વાળવામાં આવ્યો હતો.

### કમીટીનો રીપોર્ટ બહાલ રાખવાની દરખાસ્ત.

મી. હાતીમ ઇ. અત્તારીએ આ પછી દરખાસ્ત મેલી હતી. કે મી. હાલાઇએ રજુ કરેલી ૨૪ દરખાસ્તોના સંબંધમાં સબ કમીટીએ રજુ કરેલો રીપોર્ટ સભા બહાલ રાખે છે.

મી. મનુ સુબેદારે ઠરાવને ટેકો આપ્યો હતો

### મી૦ હાલાઇનો સુધારો.

મી૦ હાલાઇએ ઉપલી દરખાસ્ત ઉપર નીચલો સુધારો મેલ્યો હતોઃ

કમીટી તરફથી આવેલા રીપોર્ટની નોંધ લેવી અને મી૦ હાલાઇની જે ૨૪ દરખાસ્તો જનરલ સભા સમક્ષ રજુ કરવા માટે મોકલી હતી તે સંબંધમા વીચાર ચલાવવા કમીટીની એક સભા એક પખવાડીઆં પછી બોલાવવી.

પોતાના સુધારાના ટેકામાં બોલતાં મી૦ હાલાઇએ જણાવ્યું કે ચેમ્બરે ચલાવેલો જે પત્રવ્યવહાર જાહેરમાં પ્રગટ થયો ન હોય તે મારા પર મોકલી આપવા મેં લખ્યું હતું. પ્રમુખ જણાવે છે કે તે પત્રવ્યવહાર ઘણો લાંબો છે અને તે મારે ચેમ્બરની ઓફીસમાં આવી જોઇ જવો. પણ અત્રે આવતાં મને ફકત બેજ પત્રો બતાવવામાં આવ્યા હતા. તથા જણાવવામાં આવ્યું હતું કે બીજો કોઇ પત્રવ્યવહાર ચાલ્યો નથી. મને બતાવવામા આવેલા મજકુર બે પત્રમાના એક નામદાર વાઇસરોયના ખાનગી સેક્રેટરી તરફનો આવેલો પત્ર હતો. તે પત્ર મેં ઉતારી લેવા માગ્યો, પણ મને તેમ કરવા દેવામા આવ્યું નહીં અને તેથી તેની નકલ મને મોકલી આપવા મને જણાવ્યું જે મને આજે મળી છે.

મેં મોકલેલી ૨૪ દરખાસ્તોમાંની કેટલીક વેપારીઓના સામાન્ય હીત આગળ વધાર માટે જ્યારે બાકીની કેટલીક વધારવા ઉપયોગી છે. બીજી કેટલીક ચેમ્બરના બંધારણમાં સુધા કરવા માટેની હતી. સબ-કમીટીની કેટલી સભાઓ મળી, તેણે શું વીચાર ચલાવ્યો વગેરે મજકુર રીપોર્ટમાં કશીએ બાતમી અપાઈ નથી.

પ્રમુખ—આ ફકત એક સબ-કમીટીનો રીપોર્ટ છે.

મી૦ હાલાઇ-પણ કમીટીના સભાસદોની પણ તે પર સહી નથી.

પ્રમુખ-તમોને સબ કમીટીના સભાસદોના નામ જોઈતાં હોય તો આપું.

મી૦ હાલાઇ-હું તો રીપોર્ટ જેમ રજુ થયો છે તે પર ધ્યાન ખેંચું છું.

મી૦ હાલાઇએ તે પછી એક વાર સમક્ષ રજુ થતી દરખાસ્તો અનુક્રમે મુકવા દેવા નથી આવતી તથા ૨૪ કલાક અગાઉ જે દરખાસ્તો લાવવામાં ન આવે તે પર કમીટીએ વીચાર ન ચલાવવો એ સંબંધમાં કમીટીએ પોતાના રીપોર્ટમાં જે એવું જણાવ્યું હતું તેવો સુધારો સ્વીકારવામાં આવતાં ચેમ્બરનું કામકાજ સરળતાથી નહીં ચાલે તે સામે વાંધો લીધો હતો અને રીપોર્ટનો તે ભાગ સ્વીકારવો તેને ગેરવ્યાજબી જણાવ્યું હતું.

## મી૦ ત્રીકમદાસ ચકુભાઈ.

મી૦ ત્રીકમદાસ ચકુભાઇએ સુધારાને ટેકો આપ્યો હતો અને જણાવ્યું હતું કે મજકુર દરખાસ્તો પર વીચાર થવો ઘટે છે. તે એકદમ ફેંકી દેવાવી જોઈતી નથી.

મી૦ ગીરજાશંકર ત્રીવેદીએ જણાવ્યું કે રીપોર્ટની નોંધ લેવી એ શબ્દો વધારે પડતા હોવાથી સુધારામાંથી કાઢી નાંખવા ઠીક થઇ પડશે.

મી૦ હાલાઇએ તે સુચના બહાલ રાખી હતી.

મી૦ મનમોહનદાસ રામજીએ જણાવ્યું કે દરખાસ્ત અને સુધારો સભાની સત્તા છે અને તેમાં ફેરફાર સભાજ કરી શકે.

મી૦ મનુ સુબેદારે કહ્યું કે પ્રમુખને તે સુધરાવવા કે નહી તે ઠરાવવાની સત્તા છે. આ બાબતમાં પ્રમુખનું રૂલીંગ છેવટનું લેખાવું જોઇએ.

મી૦ એડનવાળાએ જણાવ્યું કે રીપોર્ટ બહાલ શા માટે ન રાખવો તેનું કાંઈ કારણ દર્શાવાયું નથી અને તેથી સુધારો બહાલ રાખવો એ દુરંદેશી ભરેલું લેખાશે નહી. તેમ કરવું તે વખત બરબાદ કરવા સરખું છે.

મી૦ નોબલે જણાવ્યું કે આ કાંઇ રાજદ્વારી મંડળ નથી. આ વેપારી મંડળ છે. આથી રીપોર્ટ બહાલ રાખવો વાજબી થઇ પડશે.

મી૦ દેવચંદ ભગવાનજી—સબ-કમીટીમાં કોણ સભાસદો હતા?

પ્રમુખ—મી૦ વાલચંદ હીરાચંદ, મી૦ મથુરાદાસ વસનજી મનજી, મી૦ મોતીલાલ વલ્લભજી અને હું.

મી૦ દેવચંદ ભગવાનજીએ તે પછી પુછેલા એક વધુ ખુલાસાના જવાબમાં પ્રમુખ મી૦ પરશોત્તમદાસ ઠાકોરદાસે જણાવ્યું કે આ બાબત કમીટી આગળ ત્રણ માસ સુધી હતી અને તે મુદત દરમ્યાન ૨૪ દરખાસ્તો પર સંપુર્ણપણે વીચાર ચલાવવામાં આવ્યો હતો. કમીટીનો રીપોર્ટ જાહેર કરવાથી ખાસ લાભ નથી. પણ સભા જો ઉચીત ગણતી હોય તો તે સંપુર્ણપણે રજુ કરવામાં મને વાંધો નથી.

અત્રે ક્લોઝરનો કાનુન લાગુ પાડવામાં આવ્યો હતો.

---

સુધારા ઉપર તે પછી મત લેવામાં આવતાં તે વધુ મતે રદ થયો હતો અને અસલ દરખાસ્ત પસાર થઇ હતી.

## મુંબઈ મ્યુનીસીપલ હદમાં ગોવધ અટકાવવા વીષે.

શેઠ હરજીવન વાલજીએ નીચેની દરખાસ્ત રજુ કરી હતી.

આપણી મ્યુનીસીપલ હદની અંદર કસાઇખાનાઓમાં જે ગઉહત્યા થાય છે તે બાબત આ ચેમ્બર પોતાનો સખત પ્રોટેસ્ટ ઉઠાવે છે. અને મુંબઈ મ્યુનીસીપાલ કોરપોરેશનમાં તે વધ અટકાવવા માટે રા૦ રા૦ વસનજી ઠાકરશી હાલાઇ તરફથી જે દરખાસ્ત રજુ કરવામાં આવી છે તેને આ સભા અંતઃકરણપુર્વક ટેકો આપે છે અને કોરપોરેશનના સર્વે સભાસદોને તે ઠરાવ સર્વાનુમતે પસાર કરવા ભલામણ કરે છે.

પોતાની દરખાસ્તના ટેકામાં બોલતાં મીં૦ હરજીવન વાલજીએ જણાવ્યું કે અત્યારે દેશમાં કરોડો માણસો ભુખમરો વેઠે છે. દેશમાં મોંઘવારી સખત વધતી જાય છે. જે દેશ ખેતીના સંબંધમાં એક વેળાએ ઘણો આબાદ હતો તે અત્યારે ભુખે મરતો થયા છે. આ સ્થીતીનું કારણ આ દેશમાં ખેતી લાયકના અને દુધાળાં ઢોરોની ભયંકર પ્રમાણમાં કતલ થતી રહી છે તે છે. તે કતલથી દેશ પાયમાલ થઇ રહ્યો છે ખેતીની પેદાશની મોંઘવારીથી ગરીબોને ઘણું ખમવું પડયું છે. દુધ, ઘી, અનાજ વગેરે મોંઘા થવાથી દુઃખ દરદો વધી પડયા છે અને ગરીબો તેના ભોગ થઇ પડયા છે. દુઃખ દરદો વધવાનું પરીણામ પણ લોકોને પેટ પુરતું નથી મળતું તે છે. હીંદુઓ ગોવધને ધર્મ વીરૂધનું ગણે છે અને તે અટકે તો તેઓ ઘણા ખુશી થશે. મુસલમાનભાઈઓ પણ હાલ હીંદુભાઇઓની લાગણીને માન આપવા ખુશી છે. પારસીભાઇઓ પણ ગોવધ પોતાના ધર્મ વીરૂધનું લેખે છે.

### મુંબઈમાં ભયંકર કતલ.

મુંબઇ શહેરની હદમાં થતી કતલનો તમને હું હવે ખ્યાલ આપીશ. મ્યુનીસીપાલની સત્તા હેઠલના કસાઈખાનામાં છેલ્લા થોડા વર્ષ દરમ્યાન ૧૦ લાખ 'જેટલી ગાયો ભેંસોનો વધ થયો છે. કલકત્તા કોરપોરેશન હસ્તકના કસાઇખાનામાં દર વરસે ૧,૨૦,૦૦૦ ગાયો ભેંસો કપાતી રહી હતી. પણ કલકત્તાએ ગાયોનો વધ બંધ કરવા ઠરાવ્યું છે તો પછી મુંબઇની મ્યુનીસીપાલીટીએ તે બંધ કરવાનો ઠરાવ કરવો ઘટે છે.

અત્રેના કસાઈખાનામાં રોજ ૩૭ ભેંસો, ૧૩૮ ગાયો અને ૨૦૦૦ ઘેટાં બકરાંની કતલ થાય છે. લોહીના માંગવામાં આવેલાં ટેન્ડરો પરથી દર મહીને ૯ થી ૧૦૦૦૦ રતલ લોહીનાં વેચાણ માટે ટેંડર મંગાય છે. આ ખરી સ્થીતી મોંઘવારીનું મુખ્ય કારણ છે અને તે ફેરવાવી જોઇએ. અત્રે અડધા ડઝન જેટલા કોરપોરેટરો છે અને તેમણે મી૦ હાલાઇની કોરપોરેશન મધેની આ માટેની દરખાસ્તને મજબુત ટેકો આપવો ઘટે છે.

મી૦ જમનાદાસ હરખજી સંઘવીએ ઉપલા ઠરાવને ટેકો આપ્યો હતો.

મી૦ એડનવાળાએ એવી સુચના કરી હતી કે આ ઠરાવને ગાયો ભેંસો જેટલોજ સંકુચીત રાખવો.

મી૦ હાલાઇએ તે સુધારો બહાલ રાખ્યો હતો.

### કેદમાં સબડતા દેશી ભાઇઓ.

મી૦ વસનજી ઠાકરસી હાલાઇએ નીચેની દરખાસ્ત રજુ કરી હતીઃ—

આ ચેમ્બર એક રાજદ્વારી સંસ્થા નહી હોવા છતાં તેની કમીટીએ મી૦ મોંટેગ્યુના રાજીનામા સંબંધમાં જે તાર આ ચેમ્બરને નામે મોકલ્યો તથા મ૦ ગાંધીજી સંબંધમાં જે પત્ર

જે ભાષામાં મુંબઇ સરકાર પર લખ્યો તેને માટે આ સભા પોતાની ખાસ દીલગીરી એટલા માટે જણાવે છે કે તેવા તાર પત્રો મોકલતી વખતે આ દેશની વેપારી કોમના લગભગ વીશ હજાર ઉપર જે શખસો મી૦ મોન્ટેગ્યુના અને મ૦ ગાંધીજીના જેવા ગુનાહો માટે એક પશુ જેવી હાલતે સડયા કરે છે તે છતાં તેઓને માટે એક શબ્દ પણ બોલવા કે લખવાની આ ચેમ્બરની કમીટીને ફુરસદ મળી નથી.

પોતાની દરખાસ્તના ટેકામાં મી. હાલાઇએ જણાવ્યું કે મી. મોન્ટેગ્યુને રાજીનામું આપવાનું કારણ મુખ્યત્વે ખીલાફતનો સવાલ છે અને તે રાજદ્વારી સવાલ છતાં ચેમ્બરને નામે તાર કરવામાં આવ્યો છે. મા. ગાંધીજીના સંબંધમાં પણ ચેમ્બરે તેજ રીતે કામ લીધું છે છતાં પણ કેદમાં રખડતા આપણા ૪૦૦૦૦ ભાઇઓ કે જેઓમાંથી ૨૦૦૦૦ આશરે વેપારી ભાઇઓ છે તેઓ પ્રત્યે દીલસોજી ધરાવવાની પણ આ ચેમ્બરે જરૂર જોઇ નથી અને તેવો સવાલ આવતાં તે રાજદ્વારી બાબતથી પોતાને અલગ હોવાનો દાવો કરી શકે તેમ નથી.

## મી. ગોવિંદજી વસનજી.

હું અત્રે આપણી ચેમ્બરનાજ સભાસદ ભાઇ ગોવિંદજી વસનજીનોજ દાખલો આપીશ. ૧૯૨૨ ની ફેબરૂઆરી સુધી તેમણે ચેમ્બરની ફી ભરી છે મારી ૨૪ દરખાસ્તોમાંની એક તેમના સંબંધમાં હતી પણ તેમ છતાં કમીટીએ પોતાના રીપોર્ટમાં તે બાબત જેમ ઉડાડી મેલી છે તેમ ચેમ્બરે પણ કશું કર્યું નથી. તેમના જેવાજ ગુન્હા માટે હાલ આશરે ૨૦૦૦૦ જેટલા આપણા ભાઇઓ કેદમાં સબડે છે. જે સઘળું સરકારી દમનનીતીનું પરિણામ છે.

પ્રમુખ તમે તમારી દરખાસ્તને વળગી રહીને બોલો. દમનનીતિ વિષે તમને હું કાંઇ બોલવા દઇશ નહિં. પણ જો તે બાબતપર વધુ વીવેચન કરશો તો તમને હું કાનુન બહાર ઠરાવીશ.

મી. હાલાઇ–તો હું "દમનનીતી" બોલ નહીં વાપરૂં.

મી. હાલાની દરખાસ્તને કોઇ ટેકો આપે છે તે વિષે તે પછી પુછવામાં આવતાં તેમ કોઇએ નહીં કર્યાથી તે દરખાસ્ત ઉડી ગઇ હતી.

## ખેંચી લેવાયેલી દરખાસ્ત.

મી. હાલાઇએ પોતાની નીચલી દરખાસ્ત ખેંચી લીધી હતી:—

પોતે મોકલાવેલી દરખાસ્તોની સાથે સંબંધ ધરાવતો સરકાર સાથેનો પત્રવ્યવહાર માંગ્યા છતાં આ ચેમ્બરના સભાસદ ભાઇ વસનજી ઠાકરસી હાલાઇને આજ સુધીમાં નકલો પુરી પાડવામાં નથી આવી તે માટે આ સભા દીલગીર છે.

## લેન્ડ એકવીઝીશન એકટનો થતો દુરૂપયોગ.

મી૦ વસનજી ઠાકરસી હાલાઇએ ત્રીજી દરખાસ્ત રજુ કરી હતી કે મુંબઇ સરકાર તરફથી લેન્ડ એકવીઝીશન એક્ટનો, ડેવેલપમેન્ટ તથા પાવર કંપનીઓ ઉભી કરવાના ઓઠા નીચે જે દુરૂપયોગ થાય છે તેના સંબંધમાં આ સભા પોતાનો મજબુત વાંધો દર્શાવે છે અને ઠરાવ કરે છે કે એવા દુરૂપયોગ સામે પ્રોટેસ્ટ કરી તે નામદાર વાઇસરોય તથા હીંદી પ્રધાનપર મોકલી આપવો.

પોતાની ત્રીજી દરખાસ્ત પર બોલતાં મી૦ હાલાઇએ જણાવ્યું કે અત્રે જેવો લેન્ડ એકવીઝીશન એક્ટનો કાયદો છે તેવોજ ઇંગ્લંડમાં પણ છે. પણ બંનેના અમલમાં ફેર છે. અત્રે ડેવેલપમેન્ટના ઓઠાં નીચે માઇલોના માઇલોની જમીન લઇ લેવામાં આવે છે. ગરીબોની

વરસોના વરસો સુધી ભોગવટા હેઠળ રહેલી જમીન પુરતા બદલાથી અને નહી કે ફરજ્યાતપણે લઇ લેવામાં આવે છે. ચેમ્બરની કમીટીએ તે કાયદાનો દુરૂપયોગ થાય છે એવો મત જાહેર કર્યો છે અને તેવુંજ પોતાનાં મનમાં સરકારી અમલદારો સમજે છે. આટલા માટે મજકુર કાયદાનો જે ગેરઉપયોગ થાય છે તે થતો અટકાવવો જોઇએ.

મી૦ દાસે દરખાસ્તને ટેકો આપ્યો હતો.

મી૦ મજુમદાર—મી૦ હાલાઇની દરખાસ્તમાં બે બાબતો આવી રહે છે. એક ડેવેલપમેન્ટ ખાતાંને લગતી અને બીજી પાવર કંપની સંબંધી એ બાબત છુટી કરવાની મારી સુચના છે.

મી૦ હાલાઇ-તે વીષે સુધારો મુકો.

મી૦ મજુમદાર—તે માટે હું દબાણ કરવા ચાહતો નથી.

## ગોરક્ષક મંડળીની ખુંચવી લેવાયલી જમીન.

પ્રમુખે તે દરખાસ્ત સંબંધી ખુલાસો કરતાં જણાવ્યું કે આ કાયદાનો જેમ દુરૂપયોગ થાય છે તેમ નથી પણ થનોઃ મુબઇની ગોરક્ષક મંડળીની આકુરલા ખાતેની જમીન તે કાયદા હેઠળ ખુંચવી લેવાઇ છે તે તે કાયદાનો દુરૂપયોગ કરવા બરોબર છે. પણ તેવોજ એક સવાલ મુળશી પેઠાની લેવાતી જમીન સંબંધી છે. તે બાબતના સંબધમા લોકોને આડે રસ્તે દોરવવામાં આવે છે તે બીના ખેદભરી છે. માવલાઓને અગાઉ આપવા ધારેલા બદલા કરતાં મોટો બદલો આપવા ઠરાવ્યુ છે. આ બાબતનાં સંબધમા "ક્રોનીકલે" પડદા પાછળની વીગતો જે રીતે ઉઘાડી પાડી છે તે ખરા ભરમને ખોલી નાખે છે. તેના તે મત સાથે હું મળતો થાઉં છું.

મી૦ હાલાઇ—એક પત્ર અમુક મત દર્શાવે તે સાથે આપણને શું લાગે વળગે છે?

મી૦ પરષોત્તમદાસ—મુલશી પેઠાની જમીનના સંબંધમા તેનાં લખાણો પછી તેનો તે ખુલાસો અગત્યનો લખાવો જોઇએ

આગળ ચાલતાં મી૦ પરષોતમદાસે જણાવ્યું કે મુલશી પેઠાની યોજના લોકોના ભલાં માટે છે. તાતા કંપનીએ મને કહેવાની સત્તા આપી છે કે કંપની લોકોને તેમનો જમીન માટે અસલ રૂ. ૩૦ લાખ આપવા માગતી હતી તેને બદલે હવે તે રૂ. ૫૦ લાખ બદલા તરીકે આપશે.

મી૦ મટાણી—કંપનીના માણસો સત્યાગ્રહીઓને લાકડીનો માર મારે છે કે?

પ્રમુખ—કેટલીક બાબતો સહરાગત ભરેલી છે.

મી૦ કાનજી દ્વારકાદાસ—પોલીસના માણુસો તાતા કંપનીની જગામાં મફત રહે છે તે વાત ખરી છે કે?

પ્રમુખ—આ ઠરાવ સાથે તેને કશો સંબંધ નથી.

મી૦ મટાણી—તમે સભાને આડે રસ્તો દોરવો છો. મી૦ હાલાઇની દરખાસ્તમાં કોઇ કંપનીનું નામ નથી તો તમારે તાતા કંપનીનું નામ લાવવું જોઇએ નહી.

આગળ ચાલતાં પ્રમુખે જણાવ્યું કે જમીન મેળવવાને લગતા કાયદામાં ફેરફાર કરવાને સરકાર તૈયાર છે કે નહીં તે આપણી કમીટી સરકાર સાથે તમે ઠરાવ કરો કે નહીં પણ તે સંદેશા ચલાવશે.

મી૦ હાલાઇએ વળતા જવાબમાં જણાવ્યું કે મેં મારા ઠરાવમાં કોઇ કંપની વીષે જણાવ્યું જ નથી, આકુરલાની ગોરક્ષક મંડળીની જમીન લઇ લેવાનું સરકારનું પગલું ખરાબ હોય

અને મુલશી પેઠાની યોજના સારી હોય તો વાઇસરોય અને હીંદી પ્રધાન ઉપર વાંધો મોકલનારી કમીટીને જ્યાં તે ગેરઇન્સાફ થયેલો જણાય ત્યાં તે યોગ્ય કરશે. તે યોગ્ય કરશે. તે ફરજ કમીટીની છે. છાપાના મત ઉપર ઝાઝો ભાર દેવાનો નથી. હું કોઇને માટે ધ્રીફ લઇ ઉભો નથી.

મી૦-મજુમદાર-પણ તમે ઠરાવમાં "પાવર" શબ્દ વાપર્યો છે.

મી૦ હાલાઇ-અલબત.

બાદ મત લેવાતાં મી૦ હાલાઇનો ઠરાવ ૧૩ વીરૂદ્ધ ૧૮ મતે રદ ગયો હતો.

પોલ માગવામાં આવતાં ૧૪ વીરૂદ્ધ ૨૬ મતે ઠરાવ ઉડી ગયો હતો.

બાદ સભા વીસરજન થઇ હતી.

---

## (૩) ચેમ્બરનો એમ્પ્લોયમેન્ટ બ્યુરો.

આ ચેમ્બર તરફથી એક એમ્પ્લોયમેન્ટ બ્યુરો શરૂ કરવામાં આવેલ છે અને તે માટે દર મહીને આ માસિકમાં જુદો વિભાગ આપવામાં આવે છે જે ગ્રહસ્થોને પોતાની ઓફીસે, કારખાનાં અથવા પેઢીઓ માટે નોકરોની જરૂર હોય તેઓએ પોતાની જરૂરીઆતો વિગતવાર આ ચેમ્બરને લખી જણાવવી જેથી તે આ વિભાગમાં જાહેરખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. આવી જાહેર ખબરો માટે આ ચેમ્બરના સભાસદો પાસેથી ફી લેવામાં આવશે નહિ. અન્ય વેપારી ભાઇઓ પાસેથી દરેક વખતે જાહેર ખબર આપવા માટે ફકત ૪ આના લેવામાં આવશે.

તેજ મુજબ જે ભાઇઓ નોકરીની તજવીજમાં હોય તેઓએ પોતાની લાયકાત વિગેરે જણાવી વિગતવાર અરજીઓ આ ચેમ્બરને મોકલી આપવી જે આ વિભાગમાં જાહેર ખબરના રૂપમાં દાખલ કરવામાં આવશે. દરેક વખતે જાહેર આપવા માટે ફકત ૪ આનાની નજીવી ફી લેવામાં આવશે.

જે જે વેપારી ભાઇઓ તેમજ અરજદારોને પોતાનાં નામ જાહેર કરવાની ઇચ્છા ન હોય તેઓએ તે પ્રમાણે જણાવવા તસ્દી લેવી.

# અન્ય ચેમ્બરો.

**પી. એ. કંપની**–સાથે ટપાલની લાવ લઇજા માટે ફરીથી કંટ્રાકટ કરવાની બાબતમાં માઈસોરના ચેમ્બર ઓફ કોમર્સે નામદાર સરકારને એવી ભલામણ કરી છે કે એ કામ માથે લઇ શકે એવી જાણીતી કંપનીઓ પાસેથી ટેન્ડરો માગવા અને જેના ટેન્ડરો આવે તેમાંથી યોગ્ય પસંદગી કરવી.

---

**તેલનાં બીયાં, ખોળ હાડકાં અને ખાતરની નીકાશ ઉપર જકાત** નાંખવા વીશે બોર્ડ ઓફ એગ્રીકલચર (ખેતીવાડી ખાતાની બોર્ડ) માં ગયા ફેબ્રુઆરી માસમાં વીચાર ચલાવવામાં આવ્યો હતો તે વેળા ચાલેલાં કામકાજની નકલ વેપારી બાતમી ખાતાના વડાએ કરાંચી ચેમ્બર ઓફ કોમર્સને પુરી પાડી હતી. એ ચેમ્બરે તેની નોંધ લીધી હતી.

---

**હાઇકોર્ટો તથા ચીફ કોર્ટોમાં હીંદી ન્યાયાધીશોનું પ્રમાણ**–ગઇ તા. ૨૨મી ફેબ્રુઆરી ૧૯૨૨ને દીને મી. પી. ફીરોઝ શેઠનાએ કાઉન્સીલ ઓફ સ્ટેટમાં એવી દરખાસ્ત મુકી હતી કે હાઇકોર્ટોમાં વધારાના ન્યાયાધીશોની તથા જ્યુડીશીયલ કમીશનરની જગાઓ હીંદીઓથી એવી રીતે પુરવાનાં પગલાં લેવા કે જેથી એ અરધો ભાગ હીંદીઓનો થાય. આ દરખાસ્ત વીશે પ્રાંતીક સરકારોનો અભિપ્રાય માગવાની કબુલાત સરકારે આપવાથી તે પાછી ખેંચી લેવામાં આવી હતી. એક બીજી એવી દરખાસ્ત માટે પણ નોટીસ આપવામાં આવેલી હતી કે વધારાના ન્યાયાધીશોને નહીં ગણતાં હાઇકોર્ટોના તથા ચીફ કોર્ટોના હંમેશના ન્યાયાધીશોમાંથી પોણો ભાગ બેરીસ્ટરો, એડવોકેટો તથા વકીલોમાંથી નીમાયલો હોવો જોઇએ; આ દરખાસ્ત જો પસાર થાય તો એવા ન્યાયાધીશોમાં સીવીલ સર્વીસમાં પાસ થયેલાઓનું પ્રમાણ ૩૩ ટકાનું છે તે ઘટીને ૨૫ ટકા જેટલુંજ રાખવું પડે. હીંદી સરકારે બંગાલ પ્રાંતની સરકારનો અને તેણે બંગાલ ચેમ્બરનો આ બેઉ વીશે અભિપ્રાય માગ્યો છે.

---

**દારૂનીષેધ અને બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સ**–દારૂનીષેધનો સવાલ તપાસવા માટે નામદાર સરકારે નીમેલી એકસાઇઝ કમીટી સન્મુખ પોતાના વીચાર દર્શાવવાનું આમંત્રણ બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સને આપવામાં આવ્યું હતું પણ તેણે જવાબ વાળ્યો કે એ વીશે અમારે કંઇપણ અભિપ્રાય આપવાનો નથી.

---

**ઇંગ્લંડ અને હીંદુસ્તાન વચ્ચે ટપાલ મારફતે પારસલોની લાવ લઇજા** કરવા માટેની હદ વધારીને ૨૦ રતલ જેટલી કરવા અને પચાસ રતલનાં મોટાં પારસલો માટે હાલ જે જુદી ગોઠવણ છે તે રદ કરવા બાબદ સરકારે વેપારી મંડળોનો અભિપ્રાય માંગ્યો હતો તે ઉપરથી માઇસોર ચેમ્બર ઓફ કોમર્સે એ ગોઠવણ પ્રત્યે અનુમતી દર્શાવી હતી જ્યારે બોમ્બે ચેમ્બર ઓફ કોમર્સે એવો જવાબ વાળ્યો હતો કે આ બાબદમાં ઇંગ્લંડના વેપારખાતાંએ તથા ત્યાંના ટપાલખાતાંએ મળીને કરેલી સુચનામાં ૨૮ રતલની હદ સુચવી

છે તેને બદલે વીસ રતલ રાખવાનો તથા પચાસ રતલના પારસલની હાલની ગોઠવણ બંધ પાડવાનો જે વીચાર હીંદી સરકારે સુચવ્યો છે તે માટેનાં કારણો જાણવાની ચેમ્બરની ઇચ્છા છે.

---

**મશીનરી ઉપરની આયાત જકાતમાં વધારો**—પંજાબ ચેમ્બર ઓફ કોમર્સે હીંદી સરકારનાં બજેટ બાબે એક પત્ર લખી હીંદી સરકારને જણાવ્યું હતું કે આ વરસે નાંખવામાં આવેલા કરમાં ઘણી બાબદો વાંધા ભરેલી છે પણ સરકારના બજેટમાં જે ખોટ આવવાનો સંભવ છે તે ધ્યાનમાં લઇને ચેમ્બર બીજી બાબદો વીશેનો વાંધો રજુ કરતી નથી પણ ઉદ્યોગો ખીલવવા માટે જરૂરની મશીનરીની આયાત ઉપર કર નાંખવાની સુચના સામે મજબુત વાંધો લે છે.

---

**જમીનનાં ફરજીયાત વેચાણને લગતા કાયદામાં સુધારો** કરવા માટેનો ખરડો મી. જે રામય્યા પંતલુ ગારૂએ ઇંડીયન લેજીસ્લેટીવ એસેમ્બ્લીમાં ગઇ તા. ૩૧–૧–૨૨ને રોજ રજુ કરેલો હતો તેની ઉપર એસેમ્બ્લીમાં ચર્ચા થતાં એવો ઠરાવ થયો કે એ વીશે સ્થાનીક સરકારોના અભિપ્રાય માગવા બંગાલની સરકારનો મત હીંદી સરકારે માગવાથી તેણે બંગાલ ચેમ્બર ઓફ કોમર્સનો અભિપ્રાય માગ્યો હતો. ખરડામાં એવું જણાવવામાં આવ્યું છે કે જમીન વેચવાની ફરજ પાડનારા એ કાયદાની રૂએ જે જમીન લેવાય તેના સંબંધમાં કાયદાથી ઉલટી રીતે અથવા કોઇને નાહક તકલીફ અપાય એવી રીતે પણ કામ લેવાય તે સામે કાંઇપણ બચાવની ગોઠવણ એ કાયદામાં નથી અને તેથી ખરડામાં એવું ઠરાવવામાં આવ્યું છે કે એ કાયદાના અમલ માટે જમીન પસંદ કરનાર અમલદાર અથવા એના સંબંધી એ કાયદાની ચોથી કલમ પ્રમાણે શરૂઆતની તપાસ કરનાર અમલદારને કલેકટર તરીકે નીમાય નહિ અને કોઇ પણ કલેકટર પોતે કહાડેલા હુકમો પોતે અમલમાં લાવી શકે નહીં.

---

**કેલ્શ્યમ ફોસ્ફાઇડ.** અત્યારે કેલ્શ્યમ કારબાઇડને પેટ્રોલીયમ એકટને લગતો કાયદો લાગુ પાડવામાં આવ્યો છે તો પછી એ કરતાં વધારે ભયંકર ચીજ કેલ્શ્યમ ફોસ્ફાઇડ હોવાથી તેને પણ એ કાયદો લાગુ પાડવો એવી સુચના વીશે બંગાલની સરકારે બંગાલ ચેમ્બર ઓફ કોમર્સનો અભિપ્રાય માગ્યો હતો. એ ચેમ્બરની કમીટીએ એ સુચના બાબે કાંઇ વાંધો લીધો ન હતો.

---

## ચર્ચાપત્ર.

### દેશી રાજ્યની, અને સ્વતંત્ર માલીકી ભોગવતી શાળાઓમાં, વાણિજ્ય વિષયક જ્ઞાન આપવાની જરૂર.

લેખક:—

ગુલાબચંદ મૂળચંદ બાવિશી, હેડ માસ્તર. એચ. એચ,
આગાખાન મીડલ સ્કુલ, મુ. દારેસલામ. આફ્રિકા.

મેટ્રીક કે બી. એ. થયેલાઓના હાથમાં વાણિજ્ય સંબંધીનો ચોપડો આપવામાં આવે છે ત્યારે, તેને પકડવો કેમ તથા તેમાં જમે ઉધાર કેમ કરવું તથા તેમાં લીટી કેમ દોરવી, તે પણ આવડતું હોતું નથી. એટલે આંગ્લ ભાષાનું શિક્ષણ સંપાદન કર્યું એટલે પાશ્ચિમાત્ય

---

